# કવિતા

## સાંવરિયા □ વેણીભાઈ પુરોહિત

સાંવરિયા, કાહે હોત નઠોર ?
ઠાકુર, મૈં તુમરી હું તેરી
કજરી હું ચિતચોર...
સાંવરિયા, કાહે હોત નઠોર ?
સાવન કી બેચૈન બદરિયા
બરસન ભોલીભાલી :
ગોકુલ કી મૈં ગોરી ગ્વાલિન
ભીતર આંખ ભિગા લી :
કરજવા મોર : કરજવા તોર —
સાંવરિયા, કાહે હોત નઠોર ?
નંદકુંવર, મૈં જમુના ભયી ના
ભયી ના મધુરી બંસી :
દહી–મક્ખન કી મિકાસ લે કર
કહૉ છિપે યદુવંશી ?
ઈત-ઉત ઢૂંઢત નૈન–ચકોર :
સાંવરિયા, કાહે હોત નઠોર ?
આપ હી દાવ લગા કર બૈઠી,
નિયચ ભયા જુઆરી :
લગન અગન મેં લેત હિચકિયાં
ગિરધારી ... ! ગિરધારી ... !
બિલખતી રતિયા : ભટકત ભોર
સાંવરિયા, કાહે હોત નઠોર ?

## ધાંની આંખની સામે જ ☐ બરકત વીરાણી

પડછાયા સમો છું, તેજમાં પથરાઈ જાઉં છું,
ળે અંધકાર તો ખુદમાં જ સંકેલાઈ જાઉં છું.

ળ્યો છે માર્ગ નિર્જન તો ય એવી ભીડ લાગે છે,
મારી જાત સાથે હું જ ખુદ અથડાઈ જાઉં છું.

ધાંને કહી શકું : સાથે જ મેં પથ્થર પચાવ્યા છે,
ણી વેળા હું એવી ઠોકરો પણ ખાઈ જાઉં છું.

વિસામા લઈ શકું એવા ઉતારા તો મળે ક્યાંથી?
કે થાકું છું તો રસ્તામાં જ હું રોકાઈ જાઉં છું.

હું એની શોધમાં રખડ્યા કરું છું, પણ દશા એ છે —
મળે છે એ મને તો હું જ ખુદ ખોવાઈ જાઉં છું.

તમે આ મારાં આંસુ જોઈને ટીકા નહીં કરજો.
અધૂરો રહી ગયો છું એટલે છલકાઈ જાઉં છું.

હું વાદળ જેમ વરસી જાઉં છું ભાગ્યે જ આંસુમાં,
મહદ અંશે તો મારા ઘાસમાં વિખરાઈ જાઉં છું.

હું મારું રૂપ જોઉં છું તો ભાંગી જાય છે હૈયું!
રહે છે આઈનો અકબંધ હું તરડાઈ જાઉં છું.

થયું છે ભાન કે સાચો નશો તો મારા ખુદમાં છે,
હવે પીતો નથી, પણ હું જ ખુદ પિવાઈ જાઉં છું.

ચમનમાં યાદ આવે છે મને ભૂતકાળના દિવસો,
કળીને ખીલતી જોઈને, હું કરમાઈ જાઉં છું.

જુઓ બેફામ આ મારું મરણ કેવું નિખાલસ છે,
બધાંની આંખની સામે જ હું સંતાઈ જાઉં છું.

ગીત □ હરીન્દ્ર દવે

રાધાની લટની લ્હેરાતી કાળાશે
ક્યાંક ખોવાયો કાન, કેમ શોધું?
આખું આકાશ એક રંગે છવરાયું
એમાં વ્હાલમનો વાન કેમ શોધું?

એક તો વૃન્દાવનની કેડી, ને
કેડી પર ઊગ્યાં કદંબ કેરાં ઝાડ.
હળવેથી અટકે આ લહરી, ત્યાં
સૌરભના અણધાર્યા ઊઘડે કમાડ,
સમજુ સૈયર, તમે ઘરભેગી થાઓ
ક્યાંક ભૂલી હું ભાન, કેમ શોધું?

ઊડતા વિહંગ કેરા ટહુકા વણાયા હશે
વહેતી હવાની કઈ લ્હેરમાં?
ગોકળનો મારગ તો ટૂંકડો લાગે છે
જરા સમજાવો કેમ જવું ફેરમાં?
યમુનાના વહેણમાં તરંગાતું ગાન;
એમાં મનગમતી તાન કેમ શોધું?

□

મૌનના અવકાશમાં વેરાઉં છુ
એક અવાજે એકઠો થઈ જાઉં છું.

એટલે એ દૂર રાખે છે મને
હું વધુ પડતો નિકટ થઈ જાઉં છું.

ઘરમાં એને કોઈ સાંભળતું નથી
મારી ઇચ્છાને ખૂણે લઈ જાઉં છું.

મારી એકલતાને પડકારો નહીં
હું વધારે એકલો થઈ જાઉં છું.

ઝાંઝવાં ઝરતાં રહે છે ભીંતથી
ને હું ઘરમાં રણ સમો રહી જાઉં છું.

સહુ સમજતા હોય પણ કહેવું પડે
જિંદગીમાં એ રીતે લંબાઉં છું.

કોઈ પસ્તાવો નથી થાતો "ફના"
કોણ જાણે કેટલો પસ્તાઉં છું.

ગઝલ □ જવાહર બક્ષી

## ગળતું વન □ ઉશનસ્

અહીંની વર્ષાએ ઊંઘી જઉં ધીમે મેડી મહીંની
પથારીમાં, મીંચ્યાં નયન મહીં બીડી રજનીનું-
વિના તારાનું લૈ તસતસ અડાબીડ ગગન,
દ્રવંતાં નેવાંની અલસ શ્રવણે લૈ ટપટપ...

જઉં ઊઠી આઘે અસલ રવતા કોક વગડે
મીંચેલી આંખે, જ્યાં ગળતું વન ચોધાર ખખડે.

અજાણ્યે કો પ્હોળે પરણ લવ ઝિલાઈ 'ટપ' આ
દડી જાતું નીચે ધરતી, પરપોટે 'ફૂટ' ફૂટી
ભળે આ પાસેની નીક મહીં નીચે જે ઊતરતી,
હવે થૈ ઊંડેરી ખીણ, રણકતી ઘોર ઘૂઘરી;
કહો તો અક્કેકું અલગ વીણી આપું શ્રવણથી
પ્રવાહોમાંથી યે હર લવ નિરાળું અવરથી;

જુદું આડે–અડે, પરણપરણે, ઉપર – તળે:
જુદું સિંધુ-ખૂલી છીપમુખ, જુદું ચાનક ગળે,

□

આ શૂન્ય જીવનનો એ પરિચય કરી ગયા!
દોસ્તો મળ્યા હતા જે સમય પર ફરી ગયા!

તોફાન અને નાવ: ઉપર રામ-ભરોસો,
કો' નાંગરી રહ્યા, કો સમંદર તરી ગયા!

સોનેરી પંખી ડાળ હેલીને સરી જતું,
સુખના દિનો ય એમ કંઈ છેતરી ગયા!

નિઃશ્વાસે ઉષ્ણ થઈને પછી મોડી રાતના
આંસુના છંટકાવે સિતારા ઠરી ગયા!

રે જાગરણ મહીં પિપાસુ હાથ સ્વપ્નના
આંખોની આસપાસ અજાણ્યા ફરી ગયા!

બદલાઈ જવાયું છે તમારા ગયા પછી
ચ્હેરાને પ્રેમના પ્રસંગ ચીતરી ગયા!

એવાં ય કદી પૂર પધાર્યાં કે જેમને
સત્કારવાને દૂર કિનારા સરી ગયા!

બદલાયા કર્યા દુ:ખના પ્રકાર એટલે
હસતા રહ્યા ને સ્વપ્ન ઘણાં વિસ્મરી ગયા!

પગલાં જ પાડવાની ફિકરમાં રહ્યા અમે
મંઝિલના માર્ગ એમ બધા વિસ્તરી ગયા!

## ૪ ગયા □ હેમન્ત દેસાઈ

## વર્ષો પછી : વતનમાં □ જયંત પાઠક

આ તે ખેતર, પાક સોડમ હજી એવી જ જે માણી'તી
ભારામાં શિરના (શિશુ – શરીરની એ દૂધિયા સોડમ!)
આ આડી ભૂત આંબલી પડી ભરી ભેંકાર ને ચૉગમ;
ટોળીઓ ભૂતની જહીં ઊતરતા અંધારમાં ભાળી'તી.

આ તે કોતર, શૈશવે પગ સર્યા કૈંવાર ઉપર જતાં
(આજે યે શમણે છળી ઊઠું મને સરકી જતો દેખતાં!)
આ તે સ્થાન, અહીં જ પ્હેલી ઊઘડી'તી નાની બે આંખડી;
(દાદાની ખખડે હજી ય મનમાં ઓરીપરી ચાખડી.)

રે એ દાતરડું! ગયું લણી શિશુસ્વપ્નો – ઊભા પાકને;
એ ભૂવો! સહુ ભૂતને વશ કરી શીશે ઉતારી દીધાં;
કોનું રે હળ! કોતરો પૂરી દીધાં, સૌ સાફ જાળાં કીધાં;
(રાની બિલ્લી - શિશુ તણાં સ્વપ્ન - ને સંતાડવાં ક્યાં હવે?)

કેડીઓ ગળી સુસ્ત ઘાસ અહીં આ વાગોળતું કાળને;
તીણી ચાંચ વડે કરંત ટચકા પંખી લીલા ડાળને.

□

દિવસ આખો ચરણોમાં ચંપાય ધૂળ,
પડે રાત એવી એ કણસાય ધૂળ.

ધસમસતા વાયુના સૈન્યે ભળીને,
બુરજ બાંધે તોડે ને પછડાય ધૂળ.

કે ફરતી આંખોને દોડીને બાઝે,
ઊની થઈને ભીની ધકેલાય ધૂળ.

પડે પ્હેલો વરસાદ; ઠર્યે જાય અંગો,
કે પગ વાળી બેસી સુગંધાય ધૂળ.

બધી સ્થિતિ માણે; છો રંગાય રંગે,
અગર ગારા–કાદવમાં ખરડાય ધૂળ.

અહીંથી તહીં પાછી તહીંથી કહીંયે,
સદા સાધુની જેમ ફર્યે જાય ધૂળ.

કદી રૂપ બદલે ને છોડે ને બદલે,
પછી એમ આખરમાં ધુળાય ધૂળ.

## ધૂળ □ મનહર ચરાડવા

## સ્પંદ અને છંદ □ રાજેન્દ્ર નાણાવટી

'સ્પંદ અને છંદ' કાવ્યસંગ્રહ એના કવિની નિબિડ વિલક્ષણ અનુભૂતિ અને તેમનો ઉત્તમ કસબ બન્નો સુપરિચાયક બન્યો છે. કવિની સર્જકતાનો ઉત્તમાંશ એક દેખાય છે એમનાં પ્રકૃતિકાવ્યોમાં, બીજો એમનાં પ્રણયકાવ્યોમાં.

આરંભનાં છ–સાત કાવ્યોમાં ભકિતનો સૂર છે ખરો, પણ 'આવું છું પાત્ર હું તો –' (પૃ૦ ૧૦) ને બાદ કરતાં બાકીનાં કાવ્યોમાં ઝાઝું આકર્ષણ નથી.

પણ પછી પ્રકૃતિનાં કાવ્યોમાં કવિ મહોરી ઊઠે છે. આ કાવ્યો કવિની સર્ગશકિતનો ઉત્તમ ઉચ્છ્વાસ છે. 'કારતક સીમ'(પૃ૦ ૧૬)માં કવિની બાનીની ઈન્દ્રિયસંતર્પકતા આમ અનુભવાય છે:

'ચરડ ઊઠતી ખાટીખાટી ખટાયલ દાંતમાં ......
તતડી ઊઠી શી વાડો ધાણી સમાં સિત ફૂલડે'

'મધુ' (પૃ૦ ૨૧) સાદ્યંતસુંદર પ્રકૃતિકાવ્ય છે. એમાં વસંતના સ્પર્શે પ્રકૃતિમાં થતા વિકારનું વર્ણન કેફ ચડાવે એવું છે :

શિશિર સ્તનશા પોચા પ્હાડો, ભરાઈ થયા ઘન,
શિખર અણીના દીંટે બાઝ્યો દિસે મધુનો કણ!
જરીક તડકા ખાટ્ટા સોડે, પદેપદ સુસ્ખલ
પવન લથડે કેફે ...
મધુર મધુરાત્રિના જેવો નિપેવ્ય નિશાસવ:
મધુ–દદડતો ચાંદાપૂડો ...

વર્ષાઋતુની સાથે તો કવિની અનેક અનુભૂતિઓ જડાયેલી છે. આષાઢની વાછંટને કવિ 'સંજીવની પ્રોક્ષણ' (પૃ૦ ૨૯) કહે છે, એ પ્રોક્ષણની અસરનું પરિણામ ચિત્રાત્મક અને જીવંત રીતે આલેખાય છે:

રજકણ બધા ઊંચાનીચા સજીવન સળ્વળે ...
બની આળસિયું ચપ્ટી માટી થઈ વળી ચાલતી
અહીંથી અધવચ્ચેથી પેટે ઘસાતી લીસી ગતિ!

'વિસર્જન'(પૃ૦ ૩૧)માં બારીમાંથી વાછંટ સાથે અડપલી લહરી પ્રવેશતાં કવિના અસ્તિત્વની ધરતી આદિમ સોડમે મહેકી ઊઠે છે:

– ને કીમિયો! દ્રવી રહ્યો મુજ પિંડ મિટ્ટીનો,
હું ઘાસઘાસ ઝીણ્ય – ઝાકળ – મોતીથી મઢ્યું!
હું ઝાડ, બુંદ રહું ખેરવી પર્ણપર્ણથી!

અને એમ એ અનુભવ પૂર્ણ થતાં

હાવાં મને નવ અવેવ: ન હું રૂપ સર્ગ,
છેલ્લો ય શ્વાસ હરી જાય હવા; વિસર્ગ!

'કૉલેજ–ટેકરી ઉપર આષાઢ' (પૃ૦ ૨૭) એ સૉનૅટ–યુગ્મક કવિની લગભગ બધી જ વિશેષતાઓને પ્રગટ કરે છે. ધોધમાર વરસાદને કારણે કૉલેજ–ટેકરી

એવી કપાઈ ગઈ છે પૃથિવીથી શેપ
કે કાળથી પણ કપાઈ ગઈ છે સાંપ્રત;

–**'ને ટેકરી ઉપર કેવળ વસ્તી મારી'** સંસ્કૃતિની બધી જ કડીઓ લુપ્ત થઈને કવિ ટેકરી ઉપર અસ્લુસૂલાં વનો, બીડોમાં અડાબીડ આદ્ય પ્રકૃતિને પ્રગટતી અનુભવે છે અને પછી એ અનુભવ પૂર્ણ બનતાં

આકાશમાં તરતી ટેકરી, હું ગુહાશય
કો માનવી અસલ આદિમ: ન્હોર તીક્ષ્ણ,
દાઢો કરાલ તીણી, અંગ રુંવાટી, ને વય ...

'ઇતિહાસની આ બાજુએથી' (પૃ૦ ૧૦૪) એ ચાર સૉનૅટોમાં પણ કવિ સંસ્કૃતિ પ્રત્યેની પોતાની અરુચિ પ્રગટ કરે છે:

**ગયો છું કંટાળી ભણીભણી બધા પાઠ અમથા**

ગિરનારનો પહાડ પણ એમને સંસ્કૃતિના અક્ષરો વિનાનો આદિમ જ ખપે છે. એ ભેંકાર ગિરમાં રાત્રિ ઊતરતાં મનુષ્યના હસ્તાક્ષરો ભૂંસાઈ જઈને–ઇતિહાસમોક્ષ થઈને–વિકરાળતાનો અનુભવ થાય છે ત્યારે–

અવ રોમાંચમયતા
નરી; નીલાકાશો તણી ભૂખરી કો નિ:સમયતા.

ડાંગનાં જંગલો જોતાં કવિને સ્ફૂરેલું 'સૉનૅટ–ગુચ્છ 'અનહદની સરહદે' (પૃ૦ ૪૮-૫૫) આ સંગ્રહનું સર્વોચ્ચ શિખર છે અને તેથી યોગ્ય રીતે જ કાવ્યસંગ્રહના આરંભમાં શ્રી રઘુવીરે આ સૉનૅટ-ગુચ્છ દ્વારા કાવ્યસંગ્રહનો પરિચય કરાવ્યો છે. એમાં પણ આદિમ પ્રકૃતિ પ્રત્યેનું કવિનું આકર્ષણ બેનમૂન સુંદર સ્વરૂપ ધારણ કરે છે. વનની આદિમ પ્રકૃતિ ઉપર સંસ્કૃતિએ આક્રમણ કર્યાથી વનથી નિરવાસ્યો આ કવિજન ઊંડી વેદના અનુભવે છે. એ આક્રમણના પ્રતીક સમી સડકનું વર્ણન વ્યથિત કરી મૂકે એવું છે:

મૂકી ઊંડા વાઢો સડક જતી આ પ્હાડ વીંધતી,
દુઝંતા ઘા જેવાં ઝરણ દદડે છે સ્થળસ્થળે,
કપાઈ ગૈ છે ક્યાં નસનસતણી જાળ, ક્યહીં તો
અરે, આવ્યાં બ્હારે નીકળી સઘળાં અંત્રક વળી.

આદિમ પ્રકૃતિમાં કવિ પોતે 'અશ્વત્થભાવ' અનુભવે છે. (**'અનાદિથી જાણે સમયપટ ઘેઘૂર પીપળો' / 'ઊભો છું રાતોડી-કીડી ઊભરાતી- પોપડીભર્યો'**), ખરતાં પાંદડાને જોઈ નજરને ફેર ચડતાં એક તંદ્રામાં કાળડૂબકીનો અનુભવ કરે છે. (**'ખરેલા એ પર્ણે**

## સ્પંદ અને છંદ ☐ રાજેન્દ્ર નાણાવટી

'સ્પંદ અને છંદ' કાવ્યસંગ્રહ એના કવિની નિબિડ વિલક્ષણ અનુભૂતિ અને તેમનો ઉત્તમ કસબ બન્નો સુપરિચાયક બન્યો છે. કવિની સર્જકતાનો ઉત્તમાંશ એક દેખાય છે એમનાં પ્રકૃતિકાવ્યોમાં, બીજો એમનાં પ્રણયકાવ્યોમાં.

આરંભનાં છ–સાત કાવ્યોમાં ભક્તિનો સૂર છે ખરો, પણ 'આવું છું પાત્ર હું તો –' (પૃ૦ ૧૦) ને બાદ કરતાં બાકીનાં કાવ્યોમાં ઝાઝું આકર્ષણ નથી.

પણ પછી પ્રકૃતિનાં કાવ્યોમાં કવિ મહોરી ઊઠે છે. આ કાવ્યો કવિની સર્ગશક્તિનો ઉત્તમ ઉચ્છ્વાસ છે. 'કારતક સીમ'(પૃ૦ ૧૬)માં કવિની બાનીની ઈન્દ્રિયસંતર્પકતા આમ અનુભવાય છે:

'ચરડ ઊઠતી ખાટીખાટી ખટાયલ દાંતમાં ......
તતડી ઊઠી શી વાડો ધાણી સમાં સિત ફૂલડેં'

'મધુ' (પૃ૦ ૨૧) સાદ્યંતસુંદર પ્રકૃતિકાવ્ય છે. એમાં વસંતના સ્પર્શે પ્રકૃતિમાં થતા વિકારનું વર્ણન કેફ ચડાવે એવું છે:

શિશિર સ્તનશા પોચા પ્હાડો, ભરાઈ થયા ઘન,
શિખર અણીના દીંટે બાઝ્યો દિસે મધુનો કણ!
જરીક તડકા ખાટ્ટા સોડે, પદેપદ સુસ્ખલ
પવન લથડે કેફે ...
મધુર મધુરાત્રિના જેવો નિપેવ્ય નિશાસવ:
મધુ–દદડતો ચાંદાપૂડો ...

વર્ષાઋતુની સાથે તો કવિની અનેક અનુભૂતિઓ જડાયેલી છે. આષાઢની વાછંટને કવિ 'સંજીવની પ્રોક્ષણ' (પૃ૦ ૨૯) કહે છે, એ પ્રોક્ષણની અસરનું પરિણામ ચિત્રાત્મક અને જીવંત રીતે આલેખાય છે:

રજકણ બધા ઊંચાનીચા સજીવન સળ્વળે ...
બની અળસિયું ચપ્ટી માટી થઈ વળી ચાલતી
અહીંથી અધવચ્ચેથી પેટે ઘસાતી લીસી ગતિ!

'વિસર્જન'(પૃ૦ ૩૧)માં બારીમાંથી વાછંટ સાથે અડપલી લહરી પ્રવેશતાં કવિના અસ્તિત્વની ધરતી આદિમ સોડમે મહેકી ઊઠે છે:

– ને કીમિયો! દ્રવી રહ્યો મુજ પિંડ મિટ્ટીનો,
હું ઘાસઘાસ ઝીણ્ય – ઝાકળ – મોતીથી મઢ્યું!
હું ઝાડ, બુંદ રહું ખેરવી પર્ણપર્ણથી!

અને એમ એ અનુભવ પૂર્ણ થતાં

હાવાં મને નવ અવેવ: ન હું રૂપ સર્ગ,
છેલ્લો ય શ્વાસ હરી જાય હવા; વિસર્ગ!

'કૉલેજ–ટેકરી ઉપર આષાઢ' (પૃ૦ ૨૭) એ સૉનેટ–યુગ્મક કવિની લગભગ બધી જ વિશેષતાઓને પ્રગટ કરે છે. ધોધમાર વરસાદને કારણે કૉલેજ–ટેકરી

એવી કપાઈ ગઈ છે પૃથિવીથી શેષ
કે કાળથી પણ કપાઈ ગઈ છે સાંપ્રત;

–**'ને ટેકરી ઉપર કેવળ વસ્તી મારી'** સંસ્કૃતિની બધી જ કડીઓ લુપ્ત થઈને કવિ ટેકરી ઉપર અસ્લુસૂલાં વનો, બીડોમાં અડાબીડ આદ્ય પ્રકૃતિને પ્રગટતી અનુભવે છે અને પછી એ અનુભવ પૂર્ણ બનતાં

આકાશમાં તરતી ટેકરી, હું ગુહાશય
કો માનવી અસલ આદિમ: ન્હોર તીક્ષ્ણ,
દાઢો કરાલ તીણી, અંગ રુંવાટી, ને વય…

'ઇતિહાસની આ બાજુએથી' (પૃ૦ ૧૦૪) એ ચાર સૉનેટોમાં પણ કવિ સંસ્કૃતિ પ્રત્યેની પોતાની અરુચિ પ્રગટ કરે છે:

***ગયો છું કંટાળી ભણીભણી બધા પાઠ અમથા***

ગિરનારનો પહાડ પણ એમને સંસ્કૃતિના અક્ષરો વિનાનો આદિમ જ ખપે છે. એ ભેંકાર ગિરમાં રાત્રિ ઊતરતાં મનુષ્યના હસ્તાક્ષરો ભૂંસાઈ જઈને–ઇતિહાસમોક્ષ થઈને–વિકરાળતાનો અનુભવ થાય છે ત્યારે–

અવ રોમાંચમયતા
નરી; નીલાકાશો તણી ભૂખરી કો નિ:સમયતા.

ડાંગનાં જંગલો જોતાં કવિને સ્ફૂરેલું 'સૉનેટ–ગુચ્છ 'અનહદની સરહદે' (પૃ૦ ૪૮-૫૫) આ સંગ્રહનું સર્વોચ્ચ શિખર છે અને તેથી યોગ્ય રીતે જ કાવ્યસંગ્રહના આરંભમાં શ્રી રઘુવીરે આ સૉનેટ-ગુચ્છ દ્વારા કાવ્યસંગ્રહનો પરિચય કરાવ્યો છે. એમાં પણ આદિમ પ્રકૃતિ પ્રત્યેનું કવિનું આકર્ષણ બેનમૂન સુંદર સ્વરૂપ ધારણ કરે છે. વનની આદિમ પ્રકૃતિ ઉપર સંસ્કૃતિએ આક્રમણ કર્યાથી વનથી નિરવાસ્યો આ કવિજન ઊંડી વેદના અનુભવે છે. એ આક્રમણના પ્રતીક સમી સડકનું વર્ણન વ્યથિત કરી મૂકે એવું છે:

મૂકી ઊંડા વાઢો સડક જતી આ પ્હાડ વીંધતી,
દુઝંતા ઘા જેવાં ઝરણ દદડે છે સ્થળસ્થળે,
કપાઈ ગૈ છે ક્યાં નસનસતણી જાળ, કયહીં તો
અરે, આવ્યાં બ્હારે નીકળી સઘળાં અંત્રક વળી.

આદિમ પ્રકૃતિમાં કવિ પોતે 'અશ્વત્થભાવ' અનુભવે છે. (**'અનાદિથી જાણે સમયપટ ઘેઘૂર પીપળો'**/**'ઊભો છું રાતોડી-કીડી ઊભરાતી- પોપડીભર્યો'**), ખરતાં પાંદડાને જોઈ નજરને ફેર ચડતાં એક તંદ્રામાં કાળડૂબકીનો અનુભવ કરે છે. (**'ખરેલા એ પર્ણે**

સમયતણું જંતુ ફરી વળે'/'નસો વચ્ચે ચાટી જઈ સમયની ચાળણી કરે... હું યે ના એ, મારા શતશત અહો જન્મ વ્યતીત') અને પછી કવિ 'અનાકાન્તોનાં ઈજન' ઝીલે છે. દૂરના પહાડોની પેલી પાર નદીકાંઠે બેઠેલી કોઈ શાપિત ઝૂરતી પરીનું અદીઠ આકર્ષણ આ કવિ–નૃપકુંવર અનુભવે છે.

અગાઉથી પામું પુલકતણી શ્રેણી પદપદે
સુદૂરસ્થે! તારી અનહદતણી આ સરહદે!

ગુજરાતી કવિતામાં આ સૉનેટ–ગુચ્છ અમર રહેવા નિર્માયું છે.

પ્રકૃતિ જેટલું જ અદમ્ય આકર્ષણ કવિને ઘાસનું છે. પૃથ્વીમાં તેમ આ કવિની સૃષ્ટિમાં પણ ઘાસ અનેક સ્વરૂપે પથરાયેલું પડ્યું છે. 'વસંતપ્રવેશ' (પૃ૦ ૨૦) થતાં જ 'ભૂમાં કશુંક ફરકયું તૃણ - શું!' 'પ્રથમ વર્ષા પછી' (પૃ૦ ૨૬) 'તૃણ વરસી ગઈ વાદળીઓ, ને'/'ખીણમાં આવી રેલ'/'લીલુડા રંગની રેલંછેલ' અને પછી તો–

તૃણ ભમ્મરીઓ, તૃણકલ્લોલો, તૃણનાં ઘોડાપૂર!
તૃણસાગર ઉછળે છે છોળે, તટહીન ગાંડોતૂર!

'સંજીવની પ્રોક્ષણ' (પૃ૦ ૩૧) થતાં 'તૃણતૃણ થઈ ગૈ પૃથ્વી આ:' 'વિસર્જન' (પૃ૦ ૩૧)માં 'ઘરબારીમાંથી વાછંટ લૈ અડપલી લહરી' પ્રવેશતાં કવિને થતા નિસર્ગાનુભવનું પહેલું પગથિયું છે 'હું ઘાસ ઘાસ ઝીણ્ય-ઝાકળ - મોતીથી મઢ્યું!' કવિ કહે છે: 'આષાઢે તણખલું ના તોડીએ જી એ જી એ તો ફૂટતું રે ઘાસ, અષાઢે એમાં ધરતીના શ્વાસ' (પૃ૦ ૩૨ ) છાંટા અને ... ...' ( પૃ૦ ૩૩ ) માં તો કવિ ઘાસને કેટકેટલાં સ્વરૂપે જુએ છે! ઊડવા સમુત્સુક પૃથ્વીને 'કણકણે ફૂટી પાંખ: ઘાસ'; 'આ તો અમસ્તુ જરી જાદુઈ હસ્તપ્રોક્ષણ વેર્યું રહસ્ય કશું તે ઝટ ઘાસઘાસ!' 'આ દ્રૌપદીવસન કૌરવની સભામાં ... શી ચૂંદડી હરિતની અણખૂટ શ્રેણીઓ આવે અબોટ ઊકલંત અનંત: ઘાસ!' 'શ્રાવણી ખીણ'(પૃ૦ ૩૪)માં તો 'ઊડતો આવે રંગ હવામાં ઘાસ તણો રઢિયાળો' અને પછી કવિ 'તૃણબ્રહ્મની લીલા' (પૃ૦ ૫૮) ગાય છે ત્યારે તો 'અહો, લીલામાં લીલાં લટકાં કરે તૃણનો બ્રહ્મ' ઘાસની વ્યાપકતાનું એવું જ દાર્શનિક વલણવાળું પણ સહેજ ઉદાસીન આલેખન 'ઘાસ ઘાસ'(પૃ૦ ૧૧૨)માં પણ છે. ઉશનસ્‌ને આપણે ઘાસના કવિ પણ કહી શકીએ.

કવિની સર્જકતાનો એવો જ પ્રબળ ઉન્મેષ એમનાં પ્રણયકાવ્યોમાં પણ અનુભવાય છે. કવિનો પ્રણય અતૃપ્ત છે. એ અતૃપ્તિની હલાવી નાખે એવી વેદનાને કવિ હૃદયમાં ઊંડે જાળવીને સંગોપી રાખે છે. અને પછી એ વેદનાપલ્લી પર કાવ્યકુસુમો પ્રગટે છે. 'ચંદ્રોદયે' (પૃ૦ ૮૩) 'તેની જ યાદ ઊઘડે, જણ એક જે નથી' એ 'અવસ્તુને' (પૃ૦ ૮૭) કવિ મનમાં જ એટલી ઘૂંટે છે કે, પછી 'તું માહરા સપનબહાર મને અજાણી.' કવિ જયારે કોઈકવાર એના નગરમાં જઈ ચડે ત્યારે-

ઘણા રસ્તા તારે નગર, પણ ક્યાં યે ન મળતી !
મળે તો યે - કોને ખબર - તું શકે ઓળખી મને !
મળ્યાં - ધારો કે - ને પથ અટકી કૈં કુશલ પૂછ્યું;
પરંતુ તેથી શું? ઘર લઈ ગઈ, તો ય પછી શું?
(તેથી શું?—પૃ૦ ૯૦)

'વિસ્મૃતિ'(પૃ૦ ૮૮)માં આ નિષ્ફળતાની અકળામણ વધુ ગૂઢ સ્વરૂપ ધારણ કરે છે. જન્મારાની તૃષા સામે મળેલા લઘુ લવ મિલનમાં યે 'અરે, આ ચ્હેરા પે પરિચય પુરાણો નવ જડ્યો' અને પછી કવિની મથામણ–

કશું યે યાદા'વે નહિ? નિરખ, જો હું જ છું પ્રિયે!
વિખેરી વેણી દૌં; ચૂમું, હચમચવું સ્કંધોથી - હજી યે?

આ શું ખરેખર ગુપ્ત પ્રેમ હશે? એકપક્ષી હશે? કે પછી પોતે જ મનમાં ઉછેરેલો, સામી વ્યકિતને કદી જાણવા પણ ન દઈ શકાયેલો પ્રણય હશે?

'ત્રણ ચૈત્રી કાવ્યો'(પૃ૦ ૮૦ - ૮૨)માંની 'બે તંદ્રાઓ' એમાંની વિશિષ્ટ, સંસ્કૃત શબ્દોથી સભર બાનીને કારણે ઘેરું મધુર વાતાવરણ સર્જવામાં અદ્ભુત રીતે કામિયાબ નીવડે છે. પહેલી તંદ્રાને અંતે ઉન્મત્તતાની એક અજબ અવસ્થા અનુભવાય છે.

તમે છો હા, જ્યોત્સ્નામહીં ક્યહીંક, જાણું સુરભિથી,
ચીરી નાખું જ્યોત્સ્નાપટલ? નીકળો છો પૂંઠળથી?

બીજી તંદ્રાને અંતે એક પ્રબળ કરુણતા ઘેરી વળે છે:

તમારા નામે હું અરવ દઉં છું સાદ વિજને,
તમે આવાં ક્યારે પણ નવ હતાં આત્મીય મને.

આ પ્રબળ ભાવાવેગમાં 'જ્યોત્સ્નાકિરણવસનાલંકૃત' જેવો સામાસિક શબ્દ પણ વહી જાય છે. અભાવના તીવ્ર ઉન્માદની સાથે વાગર્થસંપૃકિતનો અહીં સંતર્પક અનુભવ થાય છે. એ અભાવની વેદના 'રેખા'(પૃ૦ ૯૪)માં જુદું જ નિમિત્ત શોધે છે. પ્રિયમૂર્તિની બાળકી-ના મુખ પર એની સાથેના પ્રૌઢ પુરુષની - એના પિતાની - રેખા ઊઘડેલી જોતાં–

**મારી ય રેખ ઉઘડી શકી હોત આ મુખે**

અને એ બાળકીના વિકાસની સાથે 'વિકસશે મુખ એ રૂપાળે, મારો અભાવ' તો કોઈક અજાણ્યા મુખોમાં 'મળતી આવતી રેખાઓ' (પૃ૦ ૯૭) પણ કવિના માંડ માંડ ઠરેલા ચિત્તનું ચેન વળી હરી લે છે. '**મને આ રેખાઓ રીબવી રીબવી, મારી ઠરશે.**'

'તૃણનો ગ્રહ'માં પિતાના મૃત્યુ નિમિત્તે એક સુંદર સૉનેટ-સમૂહ સ્થાન પામ્યો હતો. અહીં એવા સમૂહનું નિમિત્ત માતાનું અવસાન બને છે. 'વળાવી બા, આવ્યાં', (પૃ૦ ૬૮) એ 'સૉનેટ-ગુચ્છ કવિના જ બીજા સૉનેટની યાદ આપતું શરૂ થાય છે, પણ ચોથે અને છઠ્ઠે અક્ષરે અલ્પવિરામ અને યતિનાં અટકસ્થાનો સાથે જ આખું ચિત્ર

બદલાઈ જાય છે, વેદના આપોઆપ ઊંડી બને છે. 'નષ્ટો મોહ:'(પૃ૦ ૭૪)થી વળી કવિ અધ્યાત્મ તરફ વળે છે. 'જાતકકથા'માં કવિ માતા દ્વારા ભૂમા સાથેનું ઐકાત્મ્ય અનુભવે છે, અને છેલ્લાં ત્રણ સૉનૅટોમાં કવિ વિષાદમાંથી ઉપશમ તરફ ગતિ કરે છે.

સુણું: કો આમંત્રે વિરહી સ્વર ઓ પાર નીડની,
પિછાણું માટીનો રુધિરસ્વર, એ આદ્ય ધરણી;
ફરી પાછા નીડે, નીડથી ધરતીમાં મળી જવું,
ફરી પાછા ઈંડે જનની, તવ જન્મી ફરકવું.

એ પંક્તિઓ સુધી પહોંચતાં કવિ માનવસંબંધોની સાચી ઓળખ આપી શક્યો છે. જનનીના મૃત્યુથી ઉદ્ભવતી લાગણીનાં તાંતણે આગળ વધતો કવિ અનંતનો, ભૂમાનો એક કણ બનવામાં, નિયતિચક્રના એક પ્રબળ પણ સ્વસ્થમનોરમ અનુભવ સુધી પહોંચી જાય છે.

'સ્વ૦ પંડિત નેહરુ (પૃ૦ ૧૧૫)નો અંજલિરૂપે રચાયેલો કાવ્યગુચ્છ નોંધપાત્ર છે. પણ સૉનૅટના દૃઢબંધનમાં રમનારો કવિ અહીં એ સ્વરૂપ મૂકી દેવા જતાં એક-બે ઠેકાણે યાદીઓ આપવા જેવું કરી બેસે છે અને 'અદ્ભુત', 'ધન્યતા', 'અત્યદ્ભુત' જેવા ઉદ્ગારો વધારે પડતી મુગ્ધતા પ્રગટ કરી દે છે. છતાં આખા ગુચ્છમાં રહેલાં અનેક સુંદર ચિત્રોને કારણે કાવ્ય આસ્વાદ્ય તો છે જ.

મૅથ્યુ આર્નોલ્ડના શેકસપિયરને અંજલિ અર્પતા સૉનૅટના અનુવાદ(પૃ૦ ૧૨૮)થી કવિ સંગ્રહ પૂર્ણ કરે છે એમાં કોઈને કવિની નમ્રતા પણ જણાય.

સંગ્રહનાં પોણા ભાગ ઉપરાંતનાં કાવ્યો સૉનૅટ કાવ્ય પ્રકારમાં ઢાળેલાં છે એને આ કવિની વિશેષતા ગણવી જોઈએ. સૉનૅટનું આ આકર્ષણ કદાચ અમથું નથી. કવિના ગંભીર વ્યક્તિત્વને લાઘવ અને સુદૃઢ વ્યવસ્થાની અપેક્ષા રાખતો આ કાવ્યપ્રકાર અત્યંત સાનુકૂળ જડી આવ્યો છે એથી, સળંગ લાંબાં કાવ્યો ઉશનસ્‌માં વિરલ જોવા મળે છે. ઘણુંખરું તો સૉનૅટની ઈંટો દ્વારા જ તેઓ પોતાનાં લાંબા કાવ્યોની ઈમારત રચે છે. તે સિવાય દીર્ઘ કાવ્યો રચવા જતાં કવિકર્મમાં થોડીક શિથિલતા પ્રવેશી જતી જણાય છે. 'સ્પંદ અને છંદ'માં 'કૉલેજ-ટેકરી ઉપર અષાઢ', 'અનહદની સરહદે', 'વળાવી બા, આવ્યા,' 'ત્રણ ચૈત્રી કાવ્યો', 'ઇતિહાસની આ બાજુએથી,' 'શેક્સપિયર'ને (પૃ૦ ૧૨૬) વગેરે આ પ્રકારનાં સૉનૅટ-ગુચ્છો છે. અનુક્રમણિકામાં યે કવિ માત્ર ગુચ્છનાં જ શીર્ષકો મૂકે છે, વ્યક્તિગત સૉનૅટનાં નહીં, એ પરથી કવિ પોતે પણ આ કાવ્યોને આ રીતે જ જુએ છે એમ જણાય છે.

કવિના આ ગંભીર વ્યક્તિત્વનો ભાર એમનાં ગીતોમાં યે અનુભવાય છે. ગીતો ક્યારેક પ્રબળ ભાવમાં વહાવી જાય એવું બને ખરું, પણ રાજેન્દ્ર - સુરેશ - હરીન્દ્રનાં ગીતોમાં ઘણીવાર જે રમતિયાળપણું દેખાય છે તેવું તો અહીં શોધ્યું જડે તેમ નથી.

કવિની બાનીમાં એક પ્રકારનું સ્વસ્થ બળ રહેલું છે. આદિમ બલિષ્ઠતા, વનથી નિરવાસ્યા જનતણી વેદના, અપાર તૃષ્ણા – આ બધા પ્રબળ આવેગોને નિરૂપવા છતાં કવિ અંતિમ વિસામો ભૂમામાં શોધે છે. અને શૈલીમાં પણ બધા આવેગોને સમાવી શકે એવી દૃઢતા વરતાય છે. કવિનાં ઉપમાનો નવીન અને તાજગીભર્યાં છે (દા૦ ત૦, સુવર્ણ-નયની. પૃ૦ ૮૪). વર્ણનો ચિત્રાત્મક અને ઘણુંખરું ઈન્દ્રિયસંતર્પક છે, અને કલ્પનાશીલતા અને સ્પર્શક્ષમતાની મદદથી કવિ Moodsનું આલેખન અત્યંત સફળતાથી કરી શકે છે. શબ્દ અને અર્થનું સામંજસ્ય કવિ ઉત્તમ રીતે સિદ્ધ કરી શકયા છે અને આરંભકાળનાં સંસ્કૃતપ્રચુરતા અને ખરબચડાપણું ઓગળી જઈ શૈલી હવે પ્રસન્ન થઈ છે. સંસ્કૃત શબ્દોની સાથે તદ્ભવ, દેશ્ય અને કયારેક તો છેક તળપદા શબ્દો પણ આ શબ્દબ્રહ્મની સૃષ્ટિમાં એવી સરસ રીતે યથાસ્થાન બેસી જાય છે કે એને પરિણામે નિપજતી શૈલીની પ્રાંજલતા કયારેક તો આશ્ચર્યપ્રેરક લાગે.

ન જાને કયાંથી એ તરતી તરતી આવી જ પૂગે?
અમાવસ્યા ફોડી પતલી પડવાચીપ શી ઊગે

(મળતી આવતી રેખાઓ ૧: પૃ૦ ૯૭)

કયારેક તો 'કીકી જે કેમેરા સમ છવિ ગ્રહંતી ...' (વિસ્મૃતિ) કે 'રોમાંચથી મ્હોરી ઊઠયો મુકત આયંબિક છંદ' (શેક્સપિયરને પ્રશ્ન: પૃ૦ ૧૨૭) જેવા સ્થાને અંગ્રેજી શબ્દો પણ ખૂંચતા નથી. જો કે હમેશાં આમ નથી બનતું. ટ્રાન્સમિટર, સ્ટુડિયો, હૅમલેટી દ્વિધા, ગૅલેરી જેવા ઠીક ઠીક શબ્દો કાવ્યબાનીમાં સમરસ થતા રહી જાય છે. કયારેક શબ્દોના હ્રસ્વદીર્ઘ ઉચ્ચારો તરફનો કવિનો ઉપેક્ષાભાવ કાવ્યને નડે છે. 'કાલે જશે તવ પ્રીતિદૂધને ઉછેર ...' માં કે હે પ્રિય! રાત પછી ...' તેમ જ 'હે મુખ' વાંચવું પડે ત્યાં હ્રસ્વદીર્ઘની વિક્રિયામાં વ્યવહારનું સ્વાભાવિક શબ્દોચ્ચારણ પણ શકય ન રહેતાં છંદની પ્રવાહિતા અવરોધાય છે.

પહેલી જ નજરે પુસ્તકનું આવરણચિત્ર બાળકાવ્યોના સંગ્રહને કે સાથિયાપોથીને અનુરૂપ હોય એવી છાપ પાડે છે. પુસ્તકનું વિચિત્ર કદ પણ કેવળ નાવીન્ય સિવાય અને કાવ્યોની ચોપાસ વધુ જગ્યા છોડવા સિવાય બીજી કશી સાર્થકતા સાધતું નથી. મુદ્રણદોષો સારા એવા પ્રમાણમાં રહી ગયા છે. એકાદ સ્થળે તો કાવ્યના અર્થગ્રહણમાં પણ સહેજ મુશ્કેલી થાય છે, એ દષ્ટિએ આવા ઉત્તમ કાવ્ય-સંગ્રહના બાહ્ય રૂપરંગ વિશે થોડોક અસંતોષ રહી જાય છે.

'પ્રસૂન'થી આરંભાયેલી ઉશનસ્‌ની કાવ્યયાત્રા સતત ઊર્ધ્વમુખી રહી છે, અને 'સ્પંદ અને છંદ' માં યે ઉશનસ્ પોતે જ આંકેલી કેડીએ એક ડગલું ઊંચી ગતિ કરે છે. એમના વિષયો, એમનાં ઉપકરણો, એમનું વ્યકિતત્વ કદાચ બહુ બદલાયાં નથી, પણ એમાં

અનુભવે આવતાં ઊંડાણ, પ્રાંજલતા, સ્વસ્થતા સ્થિર થયાં દેખાય છે. 'તૃણાનો ગ્રહ' માં એમની ઝંખના હતી–

હજીયે એવો કો લયમય મળે શબ્દ મુજને
મહારી હસ્તીનો પરિપૂરણ જે વાચક બને

(શબ્દસૃષ્ટિનો ભંગાર)

એવો લયમય શબ્દ 'સ્પંદ અને છંદ' માં કવિને સાંપડયો છે. કવિનું ઉત્તમ અહીં જે રીતે પ્રગટવા માંડયું છે તેમાં એ કાવ્યબાની દૃઢ, પરિપક્વ થઈને કવિના વ્યકિતત્વની વિશિષ્ટ મુદ્રા પામીને સ્થિર થઈ છે એમ અનુભવાય છે. કદાચ કવિના ઉત્તમોત્તમને પ્રગટવા માટેનો પોતીકો માર્ગ સાંપડયો છે એમ કહેવામાં અતિશયોકિત થવાનો કોઈ ભય નથી દેખાતો. ગુજરાતી કાવ્યસાહિત્યમાં આ સંગ્રહ બહુમૂલો ઉમેરો કરે છે.

અભિનંદન અને આવકાર.



ટોળાની સૈયરમાં તારું નામ પડયે ગુલમોર થાવાની
બીજાંને ના પાડજે, સજન!

બોલાય ના તારું નામ એ નાતે ઓળખે મને ગામ
એમાં હા પાડજે, સજન!

સૂતર ધાગો બાંધવા આવે હરખે ભરી કોઈ આશા તો
બેલાશક, હા પાડજે, સજન!

ઊંબરે ઊભી સીમને મારગ ઝૂરતી નજર માંડવાની,
કોઈ હઠ કરે, ના પાડજે, સજન!

ઑગળી જતું આંગળી ફોડી કોઈ જો કરે વ્હાલને વ્હેતું
ઝટ ઝૂકી હા પાડજે, સજન!

તારી વિખૂટી વેળને માપે આંગળી વેઢે કોઈ
એને ના પાડજે, સજન!

યાદ રોપી ઉજાગરાને ઊછેરવાની કોઈ વાત કરે
ઝાટકીને ના પાડજે, સજન!

મારા ચાંદલાના કંકુમાં તારી આવરદાને રોજ ઊઠીને
આંકવાની હા પાડજે, સજન!

## ગાંધીને □ રાજેન્દ્ર શાહ

તને નમન, સૌમ્ય હે પરમ, પૂર્ણ હે વૈષ્ણવ!
તને નમન, દર્શને હૃદય ધારતું ગૌરવ!–

તારી કને આ કટિવસ્ત્ર, લાકડી,
અને સરંતી ક્ષણના હિસાબનો
જે મેળ દે તે ઘડિયાળ, એટલું
તારે, ન એથી અદકો પરિગ્રહ

દારિદ્ર આ જનસમૂહનું અંગ તારે
શોભે! અકિંચનનીયે કશી રિદ્ધિ ભવ્ય!
તું પ્રેમથી સભર, કર્મ વિષે અકામ
તું સર્વનો કરત સંગ પરંતુ મુક્ત!

તેં તો નિહાળ્યો હરિને સહુ સ્થળે
તું એની સાથે રમતો વિનમ્ર થૈ;
(આશંક ના, નિર્ભય તું) પ્રસન્નતા
સદાય તારે નિજમાં સમષ્ટિમાં.

તને નમન, સૌમ્ય હે પરમ, પૂર્ણ હે વૈષ્ણવ!
રમું ભજનમાં ત્વદીય, જયહીં ભક્તિનો વૈભવ!
કવિતા–૧૯૭૬]

□

થીજી ગયો સમય આ પટમાં નદીના:
કાળાડીબાણુ ખડકો, વચમાં ધરો ઊંડો–
નાનો સમુદ્ર; મહીં બાળક આદિવાસી કો
આઠેકનો તરી રહ્યો...ઘડીમાં ગળામાં
પ્હેરી લિયે જળની હાંસડી સૂર્યમાંજી.

ઊંધોચતો થઈ તરે, કરપાય ઠેઠે
ભેખડો સુધી
ઠેલે તરંગ જલના, ખેલને હસી હસી
હસાવતો,
ગહનમાં ડૂબકી દઈને
ઓ નીકળ્યો......મત્સ્યાવતાર!

## થીજી ગયો સમય □ જયન્ત પાઠક

અવતાર □ જયન્ત પાઠક

ક્ષિતિજ-કાંઠે રાહ જોઈ ઊભેલી
ઉષાને માથે
સૂરજનો ઘડો ચઢાવવા હવે મારાથી જવાતું નથી.
ઝરણાના વળાંકોમાં
મનને વાળવાનું ફાવતું નથી
વૃક્ષમાંથી ટપ ટપ ટપકતા ટહુકામાં
ઉઘાડે ડિલે પલળવાનું અઘરું લાગે છે.
થરકતા ઘાસ સાથે
મારા રોમાંચનો પ્રાસ મળતો નથી.
ગોરજમાં હવે ગુલાલની
સોડમ આવતી નથી.
જાડા કાચની આંખે
શિશુ-આંખનો વિસ્મય વંચાતો નથી.
લાગે છે કે એક અવતાર પૂરો થયો છે
ને
હું હવે લખચોરાશી ફેરામાં
ચોપગાંની જાતમાં જન્મી ચૂકયો છું !

સર્ગ ]

વાળીઝાડી સમારીને, ઢગલા શુષ્ક પર્ણના
રચી સ્થળે સ્થળે, માળી ઊભો રાંક વિસામવા
બગલે લાકડી ટેકે, બીડીની ફૂંક તાણતો
ઉત્ફૂંકે મોંભર્યા ગોટા જાણે કશુંક માણતો;
ઝાંખર્યા ઝાડની વચ્ચે અદકા કોક ઝાડશો,
અમસ્તી આંખ તાકતો.

ધૂમાડો ઓકતા ત્યાં તો ઢગલા પ્રજળ્યા ચગ્યા,
ચગ્યા તેવા જ ક્ષણમાં ભોંધૂળે કજળી પડયા.

આખાં અર્ધાં બળ્યાં પર્ણો, ધૂળેટયાં છોકરાં સમા,
ઊડતાં આમ ને તેમ રાખમાં રઝળી રહ્યાં;
તેમને ગેલગંભીરાં બાળકો કૌતુકી રહ્યાં;
બળેલાં તોય જે પર્ણો રહ્યાં આખાં અખંડિત
રેખેરેખ, રહી તાકી દેખાડે, ઉલ્લસે કશાં!

જોડી હથેળીમાં ઝાલી દગ્ધ પર્ણ અખંડ કો
સાચવી ચાલતી કેવી વ્યંજના હૃદયાંજના!
" જુઓ ! જુઓ " ટહૂકતી મારી ઉદ્યાનમંડના.

જોયું મેં પર્ણ એ—ને શું દેખ્યું મૃત્યુ જ પર્ણનું?
પેખ્યો મેં જીવનાલેખ મૃત્યુની રેખરેખમાં.

વ્યંજના ]



બળેલું પાન □ સુંદરજી બેટાઈ

## મોગરો □ બળવંતરાય ઠાકોર

પ્રિયે, તુજ લટે ધરું ધવલ સ્વચ્છ આ મોગરો
નહીં નિકટ એથિ પર્શહક આ સમે માહરો.
બને ચકિત? ના, ખરું જ કહું,——ના, દયા ના સહૂં!
ક્યાં વચન શોધું? આ જિગર ખોલી દેવા ચહૂં.
કુટુંબ વચમાં સુરક્ષિત ઉગી, ન જગ જાણતી
સુકોમલ પવિત્ર મૂર્તિ, મુજ એક દેવી છતી!
નિહાળ દલ મોગરે, મુજ ઉરે પડો એટલાં!
આને કહ્યું શિ રીત જાય, સખિ મ્લાન એ કેટલાં!
'દુરિત' 'અપરાગ' 'મોહ' વચનો સુણ્યા તો હશે;
કરે મલિન કેટલું ઉર ન તૂં કદા જાણશે.
પરંતુ પ્રિય દેવિ તું ઉતરિ હાથ મુજ સાહવા,
—જરા ધિરજ! જરા વખત! તલસું પોત પ્રકટાવવા:
દલેદલ વિશુદ્ધ આ કચ વિશે દિપે મોગરો,
દલેદલ ઉજાળું આ ઉર,—પછી જ હું તાહરો.

□

હળવા મને
આ કલ્પવૃક્ષી હાથથી મેં કામ લીધું.
હળવા મને
આ પાય જ્યાં તેડી ગયા તે ભોમનું પાણી પીધું.
હળવા મને
આ આંખ ભટકી તેમ મેં આયુષ્યની ધાણી કીધી.
હળવા મને
આ જીભને મેં ઢાળ પર ઢળવા દીધી.
હળવા મને
જીવતર તણા આહ્વાન સમયે એક ઝોકું ખાઈ લીધું.

## હળવા મને • વાડીલાલ ડગલી

## સંત અને સાહિત્યકાર ☐ ગુલાબદાસ બ્રોકર

આ ગાંધી શતાબ્દીનું વર્ષ છે: જગત આખું તે જાણે છે; આ બલવંતરાય ઠાકોરની શતાબ્દીનું પણ વર્ષ છે: ગુજરાત આખું તે જાણે છે. પોતાના આ બન્ને સપુતોને ગુજરાત કૃતજ્ઞભાવે આ વર્ષમાં યાદ કરે તેમાં કશું આશ્ચર્ય નથી. જોકે, ગાંધીજી માત્ર ગુજરાતના જ હતા એમ તો ગુજરાતીઓ કદી યે દાવો નથી કરતા. એ સમગ્ર જગતના હતા. સદ્‌ભાગ્યે અકસ્માત એવો બન્યો છે કે, એ ગુજરાતમાં જન્મ્યા અને ગુજરાતને તેમણે જગત સમક્ષ ગૌરવવંતું બનાવી દીધું. સંતોને તો વસુધૈવ કુટુંમ્બકમ્ હોય છે હમેશાં, તો, સાહિત્યકારોને પણ કુટુંબમાં તો વસુધા જ હોય છે ને? એ બોલે ભલે પોતાને વારસામાં મળેલી વાણીમાં પણ તેમનો અવાજ આંબવા મથતો હોય છે સારાયે જગતને. તે જે ભાવના સેવે છે, તે જે માનવહૃદયની વાત કહે છે તે કોઈ એક પ્રાંત કે દેશની નથી હોતી, માનવમાત્રની હોય છે. એટલે એ અર્થમાં બ. ક. ઠાકોર પણ જગતના જ કહેવાય. એમની વાત જગત સુધી પહોંચી ન હોય તેથી એ જગતના મટી જતા નથી.

આ બન્ને – એક સંત, એક સાહિત્યકાર – પ્રકૃતિએ અને પ્રવૃત્તિએ કેટલા બધા ભિન્ન હતા? એમનું કયાંય કશું યે સરખું નહિ હોય. અને છતાં બન્ને એક જ શાળામાં ભણેલા, પોતાની ઉત્તમોત્તમ અને ઉન્નતોન્નત ભાવનાઓને એક જ ભાષામાં ઉતારવા તેમણે પ્રયત્ન કરેલો. પોતપોતાની વિલક્ષણ રીતે એક જ ભૂમિને બન્નેએ ચાહેલી અને બન્ને દીર્ઘજીવી પણ નીવડેલા. બન્નેની જન્મશતાબ્દી પણ લગભગ એક જ અરસામાં ઊજવાય છે: ગાંધીજીની બીજી ઑકટોબરે, બ. ક. ઠાકોરની ૨૩ મી ઑકટોબરે.

સ્વાભાવિક છે કે એમને વિશે આ વર્ષમાં બન્નેને ચાહનારાઓને વિચારો આવે. સાથે સાથે ભણતા હશે આ બન્ને ત્યારે એમને કદી યે વિચાર આવ્યા હશે ખરા કે આપણે લોકો કાંઈક એવાં કાર્યો કરી જવાના છીએ કે જેથી એકને સમગ્ર જગત અને એકને યુરોપના નાનકડા કોઈ દેશ જેવડો ગણાય એવડો મોટો પ્રાંત કૃતજ્ઞતાપૂર્વક લાંબા સમય સુધી યાદ કરી રહેશે? પોતા માટે આવું કોઈ ભાવિ ગોઠવાયેલું હશે એવી ભ્રમણા પણ બેમાંથી કોઈને થઈ હશે ખરી?

નહિ જ થઈ હોય, કદાચ, કેમકે ત્યારે બન્ને બહુ જ નાના હતા અને એ જમાનામાં સૌરાષ્ટ્રના એ દૂર દૂરના ખૂણામાં પડેલાં આ બન્ને બાળકોને એવા વિચારો આવે એ માટેની કોઈ ભૂમિકા પણ નહોતી. જરા એ મોટા થયા હશે ત્યારે કદાચ...

પણ શી રીતે ખબર પડે? છતાં ત્યારે એનાં ગુંજન શરૂ થયાં હોય તો કહેવાય નહિ. એક જ્યારે વિદ્યાલયમાં જઈને જાતજાતના અખતરાઓ કરતા અને એવા મંડળોમાં ઘૂમતા ફરતા ત્યારે, અને બીજા જ્યારે કૉલેજમાં કવિતા બનાવતા મિત્રો જોડે કાવ્ય અને રસની ચર્ચાઓ કરતા ફરતા ત્યારે એ ઉંમરે એ શકય પણ ગણાય ખરું.

એક પ્રસંગ યાદ આવે છે. માઈસોરમાં હમણાં થોડાં વર્ષો પર અખિલ ભારત લેખકોનું એક સંમેલન મળ્યું હતું, ડૉ. રાધાકૃષ્ણન્ ત્યારે તેના પ્રમુખસ્થાને પધારેલા. એ પ્રસંગે એ કશુંક બોલતા હતા ત્યારે મેં મારી બાજુમાં બેઠેલા ઉમાશંકરને પૂછ્યું:

"આ માણસ અહીં માઈસોરમાં તત્ત્વજ્ઞાન શીખવતા હશે ત્યારે તેમને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો હશે ખરો કે, એક દિવસ હું સમગ્ર ભારતદેશનો રાષ્ટ્રપતિ બનીશ?"

ઉમાશંકરે કહ્યું:

"એમને ત્યારે એવો ખ્યાલ આવતો હશે કે એક દિવસ હું બુદ્ધ જેવો બનીશ. અને બની બનીને માત્ર રાષ્ટ્રપતિ જ બન્યા તેથી તેમને થોડું પતન થયું લાગતું હશે."

તદ્દન બનવાજોગ છે કે એ ઉંમરે એમને બુદ્ધ બનવાનું સ્વપ્ન પ્રેરતું હોય! એટલે એ ઉંમરે એવું એવું થાય પણ ખરું, પણ આ શાળાના ભણતરની ઉંમરે ...?

આ અને આવી આવી અનેક વાતો એક વખત અમે થોડા મિત્રો આ બન્ને મહાનુભાવો વિશે કરી રહ્યા હતા, ત્યારે ભાઈ ભૃગુરાય અંજારિયાએ એક વાત કરી એ ખૂબ જ સૂચક હતી, અને આ બન્ને પાત્રો ઉપર સરસ પ્રકાશ પાડનારી હતી.

વચ્ચે ભાઈ અંજારિયા કાન્ત વિશે ઊંડો અભ્યાસ કરતા હતા ત્યારે તેમણે બ. ક. ઠાકોરના જીવન વિશે પણ ખૂબ જ વાંચેલું. એમાંથી તેમણે એમની ડાયરીમાં વાંચેલી વાત કરી.

મોહનદાસ ગાંધી કે બળવંતરાય ઠાકોર છેક બાળકો નહોતા રહ્યા ત્યારની એ વાત હતી. બન્નેએ મેટ્રિક પસાર કરી લીધી હતી. ગાંધીજી બૅરિસ્ટર બનવા માટે વિલાયત જવાની તૈયારી કરી રહ્યા હતા.

સહુ કોઈ જાણે છે કે, ગાંધીજી બહુ તેજસ્વી વિદ્યાર્થી નહોતા. તેમણે પોતે પણ એમ કહ્યું છે, અને પરીક્ષાનાં પરિણામો પણ એ જ કહે છે. એ વાત સહુથી વધારે તો તેમના સાથીદારો સમજતા હોય. એટલે જ્યારે ગાંધીજીની વિલાયત જવાની વાત પાકી થઈ ગઈ હશે ત્યારે બળવંતરાયે પોતાની ડાયરીમાં એ મતલબનું નોંધ્યું કે–

"એ જઈ શકે છે, કેમકે એની પાસે સગવડ છે. તેનું કુટુંબ એ મોભાનું છે કે એને મોકલી શકે. એ એવો હોશિયાર નથી કે ત્યાં જઈને બહુ સારાં પરિણામો લાવી શકે.

"પણ છતાં એક વાત છે. એ માણસ પોતે લીધેલી વાતને ચીવટથી વળગી રહે એવો છે. એની માએ એની પાસે પ્રતિજ્ઞાઓ લેવડાવેલી છે. એ ગમે તેમ કરીને તે પાળશે જ. એની જગ્યાએ હું હોઉં તો? કદાચ એવી પ્રતિજ્ઞા ન પણ પાળી શકાય મારાથી?"

આટલી નાની ઉંમરે પણ એમનામાં પાત્રને પારખવાની શક્તિ અને અંતર્મુખ બનીને પોતાને પણ થોડાઘણા ઓળખવાની શક્તિ કેટલી વિકસિત બનેલી દેખાઈ

આવે છે! કવિમાં બીજી તો અનેકાનેક શકિતઓ જોઈએ જ પણ તેનામાં આ સ્વ-પરને સમ્યક્ રીતે જાણી લેવાની શકિત ન હોય તો બીજું ગમે તે બને પણ મોટો કવિ તો ન જ બની શકે.

પણ પેલી બીજી શકિત જેનામાં ન હોય – લીધેલી પ્રતિજ્ઞાને પ્રાણને ભોગે પણ પાળવાની શકિત–તે, બીજી ગમે તેટલી શકિતઓનો સમુચ્ચય તેનામાં આવીને વસ્યો હોત તો પણ સંત પુરુષ તો ન જ બની શકે.

આપણી વચ્ચેથી ઊગી નીકળેલા આ સંત અને સાક્ષરને તેમની જન્મશતાબ્દીના આ પવિત્ર વર્ષે આપણે ઉષ્માપૂર્વક નમન કરીએ.



પહેલાં હતું એ આજનું વાતાવરણ નથી:
રસ્તો અહીં પડયો છે ને તારા ચરણ નથી!

તેં જે નથી કહી એ બધી વાત યાદ છે:
તેં જે કહી એ વાતનું કોઈ સ્મરણ નથી!

પડદો પડી ગયો છે હવે સૌ પ્રસંગ પર:
કહેતા હતા મને કે કોઈ આવરણ નથી!

હું છું તમારી પાસ: ઉપેક્ષાની રીત આ;
આંખો મીંચાઈ નહીં ને મીઠું જાગરણ નથી!

અહીંયાં બધી દિશાએથી પડતો રહ્યો બરફ;
દુનિયામાં માત્ર એકલાં રેતીનાં રણ નથી!

તૂટેલી સર્વ ચીજ કરું એકઠી સદા;
શું કાળ પાસે એકે અખંડિત ક્ષણ નથી!

 ગઝલ ☐ કિરાત વકીલ

## શાને? □ જગદીશ જોષી

કેં કેટલાં વર્ષો વહ્યાં !

તું ક્યાં હતી.
યાદ છે?

નાનાં, નજાકતથી ભર્યાં
પતંગ પંચરંગી સહુ તારા શિરે ફરકી ગયાં.
ચહેરા થકી ઢળતી જતી તે સાંજના
તવ પાંપણે ટકરાઈને જ્યાં સૂર્યનું છેલ્લું કિરણ
કચ્ચર થઈને આંખથી કેવું પડયું દદડી?

રસ્તે જતી રોકી તને, લંબાવીને નિજ હાથ પેલો છોકરો
માગી રહ્યો'તો માત્ર પૈસા પાંચ;
વૃક્ષની છાયા મહીંથી વ્હે જતાં અટવાઈ તારા વાળમાં
બેસી ગયું'તું ફૂલ પેલું છોડીને નિજ ડાળ.

નાહીને સૂકવી દીધેલાં વાળની છેલ્લી લટે
લટકી રહ્યું'તું આશથી એકાદ બિંદુ...શું તને તે યાદ છે?

હસતી વળી તું જ્યાં,
તુજ દંતકળીએ બેસીને કિરણો બની ચમકી રહું.
મુગ્ધ થૈ નિરખી રહી'તી કૃષ્ણની બંસી તદા
હું થઈ સ્પંદન સુંવાળા હૃદયમાં
નીખરી પડયો'તો સૂર થૈ એકાદ બે ... તે યાદ છે?

વીંટળાઈને સઘળા વિતેલા દિવસોને શ્વાસ મારો
ધૂમ્રની રેખા સમો આમળાઈને ઊડી જતો ...

પણ, આ બધાં વર્ષો થયાં...હું ક્યાં હતો?

હું ત્યાં હતો જ્યાં ના હતું વાતાવરણ
કે
ના હતું તુજ યાદનું યે આવરણ.

સુકાઈ ચૂકી જે નદી
તેનાં કિનારે, કાંકરે
થાવા ચહું પ્રતિબિંબ ...... પ્રતિબિંબ શાને?

## બે કાવ્યો □ સુરેશ દલાલ

કોઈ કહી દો આ તડકાને મારો પડછાયો નહીં કાંતે;
કોઈ અંધારાને કહો કે અમને જીવવા દિયે નિરાંતે!

કોઈ ફૂલને હળવે કહી દો અમને ફોરમથી નહીં ચીંધે;
કોઈ વસંતને જઈ વીનવો: ટહુકા ટહુકાથી નહીં વીંધે!

આ દૂર ઊગેલો ચાંદ સૂતેલો દરિયો કેમ ઉછાળે?
કોઈ મત્ત પવનને કહો કે ભીની રેતી નહીં પંપાળે!

કોઈ સપનાંઓને કહી દો મારી આંખ કને નહીં આવે;
—માછલીઓ ક્યાં લગી વલખશે અહીંના સૂકા તળાવે?

□

ઘણું બધું કહેવું છે
અને
કશું જ નથી કહેવું;

આ બન્નેની
વચ્ચે
વહે છે મારો પ્રેમ ...

એક બાજુ
આષાઢે છલકાઈ ઊઠેલી હરિયાળી
અને બીજી બાજુ
વૈશાખે પણ સ્વસ્થ અને સભર રહેલું સરોવર
આ બન્નેની વચ્ચે
વહી જતા પથની ધૂળ પર
પવને જે આકૃતિ રચી છે
એ તમે જોઈ છે ખરી?

ઘણું બધું કહેવું છે
અને
કશું જ કહેવું નથી.

## ગીત ☐ રમેશ પારેખ

ચોમાસુ પૂર ગયાં ઊતરી
ને તોય નથી ઊતરતાં તાણ, મારા વાલમા...

સુક્કીભસ ટેકરીએ દડદડતાં જોઉં
અને લીલા તંબોળ કાંઈ ઢાળને
સાચું પડતાંય નથી આવડતું
તોય મારે શમણે આવેલ એક ડાળને
ઊગવું ન હોય એવા સૂરજના
ઝળહળતાં આવે ઓસાણ, મારા વાલમા...

કાંબિયુંને ઝણકારે ઝરડાતી જાઉં
અને પાછી વળું છું સીમ-સોંસરી
ભૂલી પડીને ક્યાંક આવી ન હોઉં
એમ તાકે અજાણ્યું મને ઓસરી
પાણિયારું પાણીના રેલામાં વાંભ વાંભ
વહેતું ઊંડાણ, મારા વાલમા...

ચોમાસુ પૂર ગયાં ઊતરી
ને તોય નથી ઊતરતાં તાણ, મારા વાલમા...

☐

થાકયાં-હાર્યાં પંખી
ઊડી જાય છે જંગલો ભણી
સુખ ચેનની શોધમાં
એક એકાકી વાદળ
ભટકી રહ્યું છે
ખાલી આકાશમાં

દળી રહી છે મકાઈ
એક જવાન છોરી
પહાડો વચ્ચેના
એક ગામડામાં
દળાઈ જાય છે જ્યારે
એ બધી - બધી જ મકાઈ
ત્યારે ચૂલાનો અગ્નિ
થઈ જાય છે લાલ!

**ઢળતી સાંજે યા સૂરજ ડૂબ્યા બાદ** ☐ હો ચી મિન્હ ☐ મુરલી ઠાકુર

## છાંદસી–૪ ☐ કાન્તિલાલ કાલાણી

વ્હાલી, વિશ્વે કોડ શા જીવવાના?
જિવતરકલહોના કંટકોને બિછાને?
અંગે અંગે રુધિરઝરતી માનવી જાત વચ્ચે?
અશ્રુ છાનાં અછાનાં, અવિરત ડુસકાંની કલંકાવલિ જ્યાં?

–ઉમાશંકર

કવિએ એક જ શ્લોકની ચાર પંકિતમાં શાલિની, માલિની, મન્દાક્રાન્તા અને સ્રગ્ધરા એમ ચાર છંદો સાથે મૂકયા છે. આ ચાર છંદનાં મિશ્રાણને કોઈ એક નામ આપી શકાય ખરું? આપણે ત્યાં એવું રૂઢ થયું છે કે ઈન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનું કે ઈન્દ્રવંશ અને વંશસ્થનું મિશ્રાણ થયું હોય તેને ઉપજાતિ છંદ કહેવો. પણ આ ચાર છંદોનાં મિશ્રાણ માટે જ ઉપજાતિને શા માટે મર્યાદિત કરવો? ભિન્ન ભિન્ન છંદોનાં મિશ્રાણને ઉપજાતિ નામ આપીએ તો છન્દસૃષ્ટિમાં અવ્યવસ્થા તો નહીં જ જન્મે ને? શાલિની અને માલિની, મન્દાક્રાન્તા અને સ્રગ્ધરા કે અન્ય યતિવાળા અક્ષરમેળ વૃત્તોનું મિશ્રાણ કોઈ એક શ્લોકમાં થયું હોય તો એને ઉપજાતિ નામ આપવું ખોટું નથી લાગતું. કેટલાક કવિઓ ઉપજાતિ આગળ મિશ્ર શબ્દ પ્રયોજી મિશ્ર ઉપજાતિ અથવા માત્ર મિશ્ર લખે છે. પણ ઉપજાતિ નામ છંદોના મિશ્રાણવાળા વૃત્તને માટે જ પ્રયોજાયું છે ત્યારે તેને માટે મિશ્ર ઉપજાતિ કે માત્ર મિશ્ર વાપરવાને બદલે ઉપજાતિ નામ જ વાપરીએ તો થોડે ઘણે અંશે પ્રવર્તતી અરાજકતાને ટાળી શકીએ.

કવિ છંદના આવાં મિશ્રાણો શા માટે કરતો હશે? છંદના અખતરા કરવા માટે? એકથી વધારે છંદો પોતે સહજ રીતે નિયોજી શકે છે તે દર્શાવવા માટે?

છન્દ કાવ્યમાં આગન્તુક નથી, સહજ પરિણામ રૂપ છે. ફળનો છાલ સાથેનો સંબંધ બહારની પ્રક્રિયા પર અવલંબે છે ખરો? છાલ પોતે ફળના રસમાં કે સ્વાદમાં ફેરફાર કરી શકે છે ખરી? છાલનો વર્ણ અને સ્વાદ ફળના અંદરના રસને આધારે જ નિર્માણ થાય છે ને? કાવ્યના છંદનું પણ તેમ જ છે. કાવ્યના આંતર રસને આધારે જ છંદો રસાઈને આવે છે. પહેલાં છંદ નક્કી કરીને પછી કાવ્ય નિર્માણ નથી થતું. કવિ એમ કરવા જાય તો કાવ્ય ન થાય; બીજગણિતની કોઈ ફોર્મ્યુલા ઊભી થાય. એમાં આપણને રસ નથી. કવિતામાં છંદનું ગણિત કદી સર્વોપરી ન બની શકે. કાવ્યના આંતર ભાવ સાથેની એકરૂપતામાં જ છંદની સાર્થકતા છે.

છંદે કાવ્યના આંતર તાલ સાથે તાલ મિલાવવાનો હોય છે. કાવ્યનું અનિદ્ર સૌન્દર્ય બદલાય તેની સાથે છંદ અનાયાસ બદલાતો હોય છે. કાવ્યની ગતિની સાથે છંદની પ્રક્રિયા અવિરામ રીતે અનેક રૂપ ધારણ કરે છે. એટલે કવિની અખતરા વૃત્તિને કે આવડતને છંદપલટા માટે જવાબદાર ન ગણાવવી જોઈએ.

આપણે યતિ વિનાના ઉપજાતિને ગયા પ્રકરણમાં જોઈ ગયા. હવે આપણે યતિવાળા અક્ષરમેળ વૃત્તોને જોઈએ. તેમાં આપણે શાલિની, વૈશ્વદેવી, માલિની, મન્દાક્રાન્તા, હરિણી, શાર્દૂલવિક્રીડિત, સુવદના અને સ્રગ્ધરાની ગણરચના, લગાત્મક રૂપ, યતિ અને અક્ષર સંખ્યા જોઈશું.

| છંદ | ગણ | લગાત્મક રૂપ | યતિ | અક્ષર |
| --- | --- | --- | --- | --- |
| શાલિની : | મ, ત, ત, + ગાગા | ગાગાગાગા/ગાલગા ગાલગાગા | ચોથે અક્ષરે | ૧૧ |
| વૈશ્વદેવી : | મ, મ, ય, ય | ગાગાગાગાગા/ગાલગા ગાલગાગા | પાંચમે | ૧૨ |
| માલિની : | ન, ન, મ, ય, ય : | લલલલલલ ગાગા/ગાલગા ગાલગાગા | આઠમે | ૧૫ |
| મન્દાક્રાન્તા : | મ, ભ, ન, ત, ત+ગાગા | ગાગાગાગા/લલલલલગા/ ગાલગા ગાલગાગા | ચોથે અને દસમે | ૧૭ |
| હરિણી : | ન, સ, મ, ર, સ + લગા | લલલલલગા/ગાગાગાગા/ લગા લલગા લગા | છઠ્ઠે અને દસમે | ૧૭ |
| શિખરિણી : | ય, મ, ન, સ, ભ+લગા : | લગા ગાગાગાગા/ લલલલલગાગા લલગા | છઠ્ઠે | ૧૭ |
| શાર્દૂલવિક્રીડિત : | મ, સ, જ, સ, ત, ત+ગા | ગાગાગા લલગા લગા લલલગા/ગાગાલગા ગાલગા | બારમે | ૧૯ |
| સુવદના : | મ, ર, ભ, ન, ય, ભ + લગા | ગાગાગાગા લગાગા/ લલલલલલગા/ગાગા લલલગા | સાતમે અને સાતમે | ૨૦ |
| સ્રગ્ધરા : | મ, ર, ભ, ન, ય, ય, ય | ગાગાગાગા લગાગા/ લલલલલલગા/ગાલગા ગાલગાગા | સાતમે અને સાતમે | ૨૧ |

ઉપર્યુક્ત છંદોના લગાત્મક રૂપોમાં કેટલો સંબંધ છે તે જોઈએ :

**શાલિની અને વૈશ્વદેવી :** શાલિનીના પહેલા ખંડમાં એક ગુરુ ઉમેરીએ તો વિશ્વદેવી થાય.

**શાલિની અને મન્દાક્રાન્તા :** શાલિનીના પ્રથમ અને દ્વિતીય ખંડ વચ્ચે છ અક્ષરનો લગાત્મક ખંડ મૂકો એટલે મન્દાક્રાન્તા થાય. વૈશ્વદેવી અને મન્દાક્રાન્તા વચ્ચેના સંબંધનો ખ્યાલ પણ આથી આવી જશે.

મન્દાક્રાન્તા અને માલિની: મન્દાક્રાન્તાના બીજા ખંડની શરૂઆતમાં એક લઘુ અને અન્તમાં એક ગુરુ ઉમેરો તો માલિનીનો પ્રથમ ખંડ બને. માલિનીનો બીજો ખંડ મન્દાક્રાન્તાના ત્રીજા ખંડ જેવો જ છે.

મન્દાક્રાન્તા અને હરિણી: મન્દાક્રાન્તાનો બીજો ખંડ હરિણીમાં પહેલો મૂકો અને પહેલો ખંડ બીજો મૂકો તો હરિણીના પ્રથમ બે ખંડ થાય.

મન્દાક્રાન્તા અને શાર્દૂલ: શાર્દૂલના ઉત્તરાર્ધને ઉલટેથી વાંચીએ તો મન્દાક્રાન્તા અથવા શાલિની કે માલિનીનો ઉત્તરાર્ધ થાય.

સુવદના અને સ્રગ્ધરા: બંને છંદના પ્રથમ બે ખંડો પૂરેપૂરા સમાન છે.

માલિની અને સ્રગ્ધરા: માલિનીના પ્રથમ ખંડમાંથી એક ગુરુ લઈ લો પછી માલિનીના બંને ખંડ સ્રગ્ધરાના બીજા અને ત્રીજા ખંડો બની જાય છે.

છંદની વિકાસ પ્રક્રિયામાં આ સામ્યે કેટલો ભાગ ભજવ્યો હશે તે સંશોધનનો વિષય છે, પણ છંદ–છંદ વચ્ચે નિકટના સંબંધો છે, એ તો ઉપર બતાવેલા સામ્ય પરથી કહી શકાય.

કાવ્યમાં આ છંદો કેટલા ઉપકારક થયા છે તેનો ખ્યાલ નીચેનાં દૃષ્ટાન્તો પરથી આવી જશે.

શાલિની:

આવ્યો આવ્યો એ જ આષાઢ પાછો,
ગોરંભામાં વીજ સંચાર આછો;
ઊંચી ડોકે ડુંગરે દર્દ મીઠા–
ગે'કી રે'તા મોરલા મત્ત દીઠા.

–બાલમુકુન્દ દવે

શાલિની ને મન્દાક્રાન્તા:

થંભે ધીમે ડોલતી નાવડીઓ
ના થંભે ત્યાં હૃદયરસને વર્ષતી સૂરમાળા

–રસિકલાલ પરીખ (મૂસીકાર)

શાલિની, મન્દાક્રાન્તા અને સ્રગ્ધરા:

વર્ષા જેવો મેઘરાજા વિરામે
તોયે તેનાં વારિઓ ઠામઠામે
ઊંડાં ઊંડાં નીતરી ઊતરીને ફૂટે જે નવાણે,
તારું સંગીત તેવું હૃદયતલ થકી ફૂટતું કેમ જાણે.

–રા. વિ. પાઠક

વૈશ્વદેવી :

એ તો સંપાતીપુત્ર શૂં કામનો છે?
કે અશ્વત્થામા કુંતિ ને રામનો છે?
કે શું રાધાનો રાવણી શૌર્યસિંતુ?
પંડે પાંડૂનો કે શું છે શ્વેતકેતુ?

—મૃચ્છકટિક

માલિની :

સમદરનું મને એ સાંભર્યું ઓટહાસ્ય,
ગગન મુખ સુહાતી સાંભરી તેજબિંદી,
પ્રલય તણી વ્યથાનો ઘોર ઑથાર દાબી
સ્મિત ક્ષણ ફરકતું વૃદ્ધનું જોઈ આજ.

— ઉમાશંકર

*

મન્દાકાન્તા : સૂકાં પર્ણો વન ગજવતાં શાંત લીલા સદાયે

—ગીતા પરીખ

ને બીડેલાં કમલમહીં બન્ધાઈ સૌન્દર્ય–ઘેલો
ડોલે લોટે અલિમૃદુપદે, વાય આ વાયુ તેવો.

—બ. ક. ઠાકોર

*

ખંડ મન્દાકાન્તા : ત્રણ ખંડમાંના ચાર અક્ષરના પ્રથમ ખંડને અથવા તો બીજા કે ત્રીજા ખંડને બેવડાવવાથી ખંડ મન્દાકાન્તા બને છે.

ધીમે ધીમે,
ધીમે ધીમે,
સૂર્ય સ્પર્શે બરફ પીગળી, જેમ વ્હેતો પ્રવાહે,
માટી કેરાં મુજ જડ અણુ આ વહેતાં બધાં યે!

— પ્રજારામ રાવળ

હરિણી : અવ અહીં ઝૂલે ખાલી શીકું વિના દધિ ઝૂરતું.

—રાજેન્દ્ર શાહ

* *

ધવલ તડકા તાજા તાજા દહીંદડકા સમા

* *

રથ સમયનો વિસામો લે નિશીથ તરુ તળે.

— ઉશનસ

## બકુલ ફૂલ હે ● ના. ઘ. દેશપાંડે

સાત જનમની અનામ આશા રાખીને હું મનમાં,
બકુલ ફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!

દૂર નદીની પાર
ખુલ્લું રાખી ઘરનું દ્વાર
સદા નિ:સંગે રહું ઘૂમતી એકલ પાગલપનમાં;
બકુલ ફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!

છોડીને શણગાર બધો યે
ઘૂમી રહું; પણ તું ક્યાં હોયે?
હવે થશે શું? હાંસી કેવી થઈ ગઈ છે જનમનમાં;
બકુલ ફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!

શ્રાવણનું ગાજે ઘન-ગર્જન,
એમાં દીપક : મારાં નયનન
એક આંધળી ગહન નીલ સોનેરી ક્ષણમાં;
બકુલ ફૂલ હે! તને ક્યારની ઢૂંઢી રહું છું વનમાં!

મરાઠી કવિતા

બકુલ જ શાને?
કારણ કે તે કદી કરમાતાં નથી.
(નથી, એ એટલું જ સાચું નથી.)
અને તેનો રંગ
શામળો પડતાં પડતાં એવો જ રહે,
ઝાઝા પ્રયત્નથી કરમાતાં નથી
—રંગ અને આકાર.
અને સુવાસ ?
સુવાસ — ઉદાસ,
આછા શ્વાસની
કિંચિત્ ધડકન એની,
બે હોઠના સળ પર — આસપાસ —
ક્યારેક થોડી ગળાની નીચે,
સંકુચિત.
આ પહેલાં પણ આંખમાં
તેમાંનાં જ બે નકામા બકુલ
કીકીઓ.
એટલા માટે જ બકુલ.


## એટલા માટે જ બકુલ □ પુરુષોત્તમ રેગે

**દડો ☐ અનિલ જોશી**

નિર્મલને હું ચાહું છું કારણ કે અમદાવાદની માણસગ્રસ્ત શેરીઓમાં રઝળતું લોહીયાળ એકાંત મારા મૌનના અપરિચિત પ્રદેશો સુધી વિસ્તરી ગયું છે. પબ્લિક કેરિયરોમાં જૂના ભંગારની જેમ ખડકાતી માનવલાશોની દુર્ગંધ મારા શ્વાસમાં હવે અવરોધ ઊભો કરે છે. શહેરની ગટરોમાં કોહવાતા, કુંવારી છોકરીઓના કપાયેલા સ્તનોના અવ્યવસ્થિત ટુકડાઓ મારી શ્રદ્ધાના પાયા હચમચાવી નાંખે છે ત્યારે હું અમદાવાદવાસીઓને પૂછું છું કે કોઈ દિવસ નિરાધાર નહીં લાગતા તમે આજે કેમ નિરાધાર લાગો છો? ક્યાં ગયા તમારા પ્રગાઢ આલિંગનો? ક્યાં ગયા તમારા ઉષ્માભર્યા ચુંબનો? હજી તો ગઈ કાલે જ મેં તમને હૉટેલના બૉલરૂમમાં નૃત્ય કરતાં જોયાં હતાં. અને આજે આમ એકાએક જ તમારા રેશમી શરીરોમાંથી નૃત્યનું હરણ ક્યાં નાસી છૂટયું? મને તો લાગે છે કે એ હરણ બીજું કોઈ નહીં પણ સીતાએ જોયેલું સ્વર્ણ મૃગ હોવું જોઈએ. નહીંતર આવો વિરહ તમે ક્યારે ય અનુભવો નહીં. તમારી આ વિરહગ્રસ્ત અવસ્થા જોઈને મને એક વાર્તા યાદ આવે છે.

વર્ષો પહેલાં જમનાને કાંઠે એક ગામ હતું. તેમાં મોહન નામે એક છોકરો રહેતો હતો. નાનપણથી જ ભારે તોફાનગ્રસ્ત. એટલે આખુ યે ગામ તેના તોફાનોથી જાણે ટેવાઈ ગયું હતું. સાંજ પડે એટલે ભરવાડના છોકરાંઓનું ટોળું ભેગું કરીને જમનાકાંઠે ગેડીદડો રમવા જાય. આ તેનો નિત્યક્રમ હતો. એવામાં એક દિવસ દાવ લેતા મોહનના ફટકાથી દડો જમનાના ભોરિંગ પાણીમાં જઈ પડયો. રમત અટકી પડી. પણ રમત અટકે તે મોહનને પસંદ નહોતું. એટલે તેણે પોતે જ દડો લેવા માટે જમના નદીમાં ઝંપલાવ્યું. ભરવાડના ગભરુ છોકરાંઓ તો કાંઠે ઊભા રહીને રાહ જોવા લાગ્યા કે હમણાં દડો આવે...હમણાં દડો આવે... પણ તેમની દડાની પ્રતીક્ષા છેવટ સુધી વાંઝણી રહી. સૌના આશ્ચર્ય વચ્ચે દડો લેવા ગયેલા મોહને — કાલિયમર્દન કર્યું. બસ. તે દિવસની ઘડી અને આજનો દિવસ! મહાકવિને મન કાલિયમર્દનની વાત મોટી બની ગઈ અને ગેડીદડાની નિર્દોષ રમત ભુલાઈ ગઈ. માટે હે અમદાવાદવાસીઓ! આ અંધારું અને લોહી એ તો દડા નિમિત્તે પ્રત્યક્ષ થતો કાળીનાગ છે. આપણું લક્ષ્ય તો કેવળ દડો જ હોઈ શકે. કારણકે આપણે તો મોહનની સાથે ગેડીદડે રમનારા ભરવાડના ગભરુ છોકરાંઓ છીએ. માટે આપણે એકબીજાને હૃદયપૂર્વક અને સમગ્ર અસ્તિત્વથી ચાહવું પડશે, એટલું જ નહીં, પરન્તુ દડો લેવા જમનાના પાણીમાં પડેલા મોહનદાસની જેમ ભયંકર મથામણો કરવી પડશે.

## બે ચીની કાવ્યો ☐ અનુ૦: ગુલાબદાસ બ્રોકર

પાંખો ફફડાવીને ઊડી રહેલા
પેલા વન્ય હંસો
કેટલા મુક્ત છે !
યુ વૃક્ષોની પ્રગાઢ શાખાઓ ઉપર
તેમને કેવો વિશ્રામ મળે છે!
પણ અમે
રાજાની કદીયે પૂરી ન થાય તેવી
નોકરી કરતા મજદૂરો
અમે તો
અમારાં પોતાનાં
જુવાર અને ચોખા પણ
વાવી શકતા નથી!
અમારાં માતાપિતા
કોના આશ્રયે જીવન ટકાવશે?
અરે ઓ
દૂર દૂર પડેલા
આસમાની આકાશ!
આ બધાનો અંત
ક્યારે આવશે ?
પર્ણો બધાં
પીળાં પડી ગયાં છે.
દરેકેદરેક પુરુષ
એની પ્રિયતમાથી
વિખૂટો પડી ગયો છે.
ભગવાનની
અમારી ઉપર
સૈનિકોની ઉપર
દયા ઊતરો!
શું અમે પણ માણસો નથી?

હું તને વીનવું છું, મારા વ્હાલા!
મારી આ નાની ઝૂંપડી છોડીને ચાલ્યો જા.
અને મારી વેલીઓને છૂંદી નાખતો નહિ, હોં.
એ બધાની મને કશી ચિન્તા નથી,
પણ મને બીક લાગે છે
મારા બાપુ જો જાગી ગયા તો?
અવ્યવસ્થિત આવેશને પ્રણય પુકારીને કહે છે:
"બાપુના હુકમને તો માનવો જ જોઈએ."

હું તને વીનવું છું, મારા વ્હાલા!
મારી દીવાલ કૂદીને જઈશ માં,
ને મારી શેતૂરની વાડને તોડી નહિ નાખતો.
એ તૂટે એનું મને કંઈ નથી,
પણ મારો ભાઈ જો ગુસ્સે થઈ જાય તો?
અવ્યવસ્થિત આવેશને પ્રણય પુકારીને કહે છે:
"ભાઈનો શબ્દ તો માનવો જ જોઈએ."

હું તને વીનવું છું, મારા વ્હાલા!
તું બગીચામાંથી ચોરીછૂપીથી નાસતો નહિ
અને મારાં ચંદનનાં ઝાડને છૂંદતો નહિ જતો.
એની તો મને કશીયે પડી નથી,
પણ ગામના લોકોની નિંદાનો મને ભય લાગે છે.
પ્રેમીઓથી કંઈ મરજી પડે તેમ વર્તાય?
તો પછી પડોશીઓ શું કહે?

---

૧ કન્ફ્યૂશિયસની Book of Odes નામની સંપાદિત કૃતિમાંથી ભાષાંતર. આ કાવ્ય લખે અઢી હજાર વર્ષ થયાં હશે.

## ત્રણ જાપાનીસ કાવ્યો ☐ મુરલી ઠાકર

### મ્યુઝીઅમમાં ☐ શુન્તાર ટાનિકાવા

આ પથ્થરની કુહાડીઓ
અને બીજું ય કેટલું બધું
આ કાચના કબાટમાં શાન્તિથી પડ્યું છે!

આ નક્ષત્રોએ લાખ લાખ વાર
પરિભ્રમણો કર્યાં કર્યાં છે
આપણી આખી ને આખી જાતિઓ નષ્ટ થઈ
અને આ આખી ને આખી ફરી ય જન્મી.

અને –

આ ગ્રહો અથડાઈ પડશે જાણે
એટલા બધા આવી ગયા છે પૃથ્વીની નજીક
અને તે ય કેટલીવાર - એની ક્યાં ખબર છે આપણને!
આ બધી રકાબીઓ - અને બીજું ય ઘણું ઘણું
કેટકેટલીવાર ભાંગીને ભુક્કા થઈ ગયું છે.
'એસ્કિમો-કૂતરા' દક્ષિણ ધ્રૂવ સુધી ચાલી ગયા છે.
પૂર્વ-પશ્ચિમ બન્ને બાજુ મોટી કબર ખોદાઈ ગઈ છે.
અનેક અનેકવાર કાવ્યસંગ્રહોનાં અર્પણ થયાં છે.
હજી હમણાં હમણાં જ
અણુને તોડીફોડી નાખ્યું છે.
અમેરિકાના પ્રમુખની પુત્રી ગાયિકા બની છે
અને કેટકેટલીવાર બીજી ય બીનાઓ બની ગઈ છે!

કેટકેટલી ય પથ્થર-કુહાડીઓ અને બીજું ય બધું - ઘણું બધું
ભૂત શું શાન્ત પડ્યું છે આજ આ કાચના કબાટમાં
☐

આ પથ્થર ઠંડો છે
એ ખરબચડો ને ખૂણાવાળો
કેટલાંય વર્ષથી નદીના પટમાં
પડ્યો પડ્યો – બીજા પથ્થરો સાથે
અથડાતો–કૂટાતો રહ્યો છે –
તે એમ ગોળ બની જશે.

આ પથ્થર! હૂંફાળો બની જ ન શકે શું?
ના એવું ય કાંઈ નથી
તમારી છાતી - ખિસ્સામાં એ મૂકો
તો એ ય હુંફાળો (જરા ગરમ) બની જશે
માત્ર તમારે ખૂબ ધીરજ રાખવી પડશે.
– એને હૂંફાળો બનાવતાં.

### પથ્થર ☐ ક્યુહિકો કિટાગાવા

## જ્યારે હું કહું છું ☐ કિકૂઓ ટાકાનો

હું કહું 'જમણો'
તો એ ય કહે છે 'જમણો'.
હું કહું 'ડાબો'
તો એ કહે છે 'ડાબો'.
અમારી આંખોમાં આવી ખડાં છે આંસુ
અમે પ્રત્યેક વસ્તુને એવી તો સમાન દૃષ્ટિએ જોઈએ છીએ
પરિણામે અમે એકબીજાને ચાહી શકતાં નથી, સાથે સૂઈ શકતાં નથી
તમારી અને મારી વચ્ચે એવું કંઈક છે
એ પેલા 'શટલ'ની જેમ
આગળ–પાછળ વીંઝાયાં જ કરે છે -
પણ એ 'શટલ'થી ય વિચિત્ર તો છે
આ સૂતરના તાર, અનંત તાર -
વણવાના એ તાર! એ તારને આપણે વણવાના છે
પણ એ તારનો બીજો છેડો! છૂટતો જ જાય છે—'શટલ'થી
ભયંકર છે એ પરિસ્થિતિ -
અને આમ એ તારને 'શટલ' માં વીંટવામાં જ
આખું આખું પસાર થઈ જાય છે આ આયખું.

☐

## ઈટાલીયન કવિતા

ઊડી, છટકી
એક પારેવા સમી
ને ખોવાઈ ગઈ તું પણે, ઉગમણે.
રહી ગઈ કેવળ તને જેણે જોઈ હતી તે જગ્યાઓ
અને આપણા મિલનની ઘડીઓ.
વિજન ઘડીઓ,
મારે માટે કબર શી બની ચૂકી જગ્યાઓ
જેની કરી રહું રખવાળી.

## કઠોર વિદાય □

તને કઠોર જાણી વિદાય વેળાએ
પાછળ રહેનારની ચિંતા કર્યા વિના
મૃત્યુ ભણી જતાં સૈનિક સમી
મેં તને જતાં જોઈ.
એકેય આશા ના રહેવા દીધી તેં તારી પાસે
ન્હોતું તુજ કને એ ટાણે મને નીરખવાનું સામર્થ્ય
પછી તારું કશું યે નહીં, કેવળ સદાયના સાથી
સમું તારું રૂપ, તળ વિનાના કૂપ સમી ભયજનક
તારી ચૂપકીદી
ને છલી રહું નિજને
કે તું મને ફરીને ચાહીશ.
ને તને ઢૂંઢી રહું, ઝંખી રહું તવ પુનરાગમન
તને બદલાયેલી, વિસ્મૃત જોવા
એકાદ પ્રેમભર્યા, અમથા કરવા ધારેલ
ચેડાં થકી કંટાળતી જોવા
□

આજે કે તારી વાટ જોઈ
તું ના આવી.
ને જાણું છું તારી ગેરહાજરી મને શું કહે છે તે.
તારક સમી ઝગમગતી
તેં સરજેલી શૂન્યમહીંની
તારી ગેરહાજરી
કહે છે કે મને ચ્હાવો નથી
એક ગરજીને દૂર ચાલી જતાં
ગ્રીષ્મના તોફાન જેમ
તેં નકારી મારી તરસને
પ્રેમને પ્રગટતાં જ
આ શો અણધાર્યો અફસોસ
ચૂપચાપ જ આપણે
એકબીજાને ઓળખ્યા.

## પ્રતીક્ષા

## જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરીફરી અને હાથ લાગ્યુંય ખાસ્સું.
જૂનું ઝાડુ, ટુથબ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
બોખી શીશી, ટિનનું ડબલું, બાલદી ફૂખકાણી,
તૂટયાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય–દોરો!
લીધું દ્વારે નિત લટકતું નામનું પાટિયું, જે
મૂકી ઊંધું, સુપરત કરી, લારી કીધી વિદાય.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો;
જ્યાં દેવોના પરમ વર-શો પુત્ર પામ્યાં પનોતો,
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો!
કોલેથી જે નીકળી સહસા ઊઠતો બોલી જાણે:
'બા–બાપુ! ના કશુંય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે?'

ખૂંચી તીણી સજલ દગમાં કાચ કેરી કણિકા!
ઉપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણીકા!

– બાલમુકુન્દ દવે

૧૯-૧૨-'૫૪.] [ 'પરિક્રમા.' આ૦ ૧-૧૯૫૫.

□

## સોનચંપો

રંકની વાડીએ મ્હોર્યો સોન રે ચંપાનો છોડ:
અમને ના આવડયાં જતન જી!
ઉપર આમ ભોમકામાં શેનાં રે ગોઠે, જેનાં
નંદનવન હોય રે વતન જી?

વજ્જરની છાતી કરીએ, તોય રે દુલારા મારા!
ધીરે જીવન કોરે ઘાનાં ઘારાં જી!
કૂવાને થાળે જેવા કાથી કેરા દોરડાના–
થોડે થોડે લાગે રે ઘસારા જી!

દેશ રે ચડે ને જેવો ભમતો અંધારે પન્
ગામની ભાગોળે સારી રાત જી
ઘરની ઓસરીએ તેવી, ઠેબાં રે ખાતી તું વિ
બાવરી બનેલી તારી માત જી

બાવળની કાંટય જેવી ભવની ભુલામણી
આ રે કાંઠે ઝૂરે મા ને તાત જી
સામે રે કાંઠે તારા દૈવી બગીચા બેટા
વચ્ચે આડા આંસુના આખાત જી

[૧૯૫૭] બાલમુકુન્દ દ

**On the death of my child**

Far off the clocks are striking,
The night is growing late,
The lamp is burning low now,
your little bed is made.

Only the wind is wailing
Round about the house
While we sit here lonely,
Listening without.

It is as if you were softly
Going to knock on the door,
Tired after straying,
And come back once more.

Foolish, foolish people!
We are the ones who roam
Still lost in dread of the darkness–
you have long since been home.

**Joseph Von Eichendorff.**
(1788-1857)

Translated from
German : Kate Flores.

પુત્રશોકનું કાવ્યરૂપ બાલમુકુંદની અહીં આપેલી બન્ને કૃતિઓમાં તાદૃશ થાય છે. ઉભયને પોતપોતાનો આગવો ઘાટ છે, આકાર છે–'જૂનું ઘર ખાલી કરતાં'માં પશ્ચિમમાંથી આણીને પોતાના કરી દીધેલા સૉનેટનો અને 'સોનચંપો'માં કવિએ આત્મસાત્ કરેલાં આપણા મધ્યકાલીન પદ–ભજનના ઢાળનો !

બન્નેનાં નામરૂપ જૂજવાં છે, પણ અનુભૂતિ અને પ્રતિભાનું હેમ તો ઉભયમાં એક જ છે.

કવિ અહીં માત્ર જૂનું ઘર જ ખાલી કરીને નથી જતા, સંસ્મરણોના એક આખા યુગની લીલાભૂમિને પાછળ મૂકીને જાય છે. સાથે લઈ જાય છે એ સંસ્મરણોની વાસ-યષ્ટિ બનેલી પેલી નાની–મોટી અને નાખી દેવા જેવી નકામી ચીજવસ્તુઓ : જનું ઝાડુ, ટૂથબ્રશ, સાબુગોટી, બોખી શીશી, ટિનનું ડબલું, કૂખકાણી બાલદી, ક્લિપ, બટન, સોયદોરો ......

એવી તો બીજી કેટલીય ચીજવસ્તુઓ, નાનીમોટી ઘટનાઓ–અને પહેલા ષ્ટક પછી કવિની સાથે સાથે જૂના ઘરને જોતું કાવ્ય પણ ઘડીક ઊભું રહે છે અને એકાએક એ પણ પેલા મુગ્ધ દામ્પત્યના દાયકામાં સરી પડે છે. માત્ર દેવોના જ નહીં, એ દામ્પત્યના પણ, પરમ વર-શા પુત્રની પ્રાપ્તિ અને એની ચિરવિદાય ...... પુત્રની સાથે સાથે હૈયું પણ ત્યારથી જ મરી ગયું હતું ! બળેલઝળેલ એવું એનું કાટમાળખું જ બાકી રહ્યું છે. પણ, એની ઉપર પણ સંસ્મરણના ટકોરા પડે છે : બા–બાપુ ! ......

–આઈકેનડોર્ફને પોતાના મૃત શિશુની નાજુક આંગળીઓના, ભરી ભરી એકલતાના દ્વાર પર, હળવા ટકોરા સંભળાય છે તેમ પોતાનો બાળ જાણે બહારથી રમીભમીને થાકીને પાછો આવ્યો છે. પણ, ના......એ રમીભમીને પાછો નથી આવ્યો. અમે જ આ ભવાટવીના અંધારકામાં હવે તો રખડયા કરીએ છીએ. તું તો ક્યારનો ય ઘેર પહોંચી ગયો છે! –

We are the ones who roam
Still lost in the darkness—
You have long since been home.

બાલમુકુંદનું ગીત પોતાની વાણીમાં ગાય છે:

દેશ રે ચડે ને જોવો ભમતો અન્ધારે પન્થી
ગામની ભાગોળે સારી રાત જી!
ઘરની ઓસરીએ તેવી, ઠેબાં ખાતી તું વિણ
બાવરી બનેલી તારી માત જી

'જૂનું ઘર ખાલી કરતાં'માં સ્મરણની કણિકાથી સજલ બનેલી આંખ અઢી–ત્રણ વર્ષે અનર્ગળ વરસી પડે છે. અંસુઅન જલથી 'સોનચંપો' મ્હોરી ઊઠે છે. પાંપણે અટકાવી રાખેલાં કે અખાત થઈને વહેતાં – આંસુનાં જ કાવ્ય છે આ બન્ને! કંઈક એવું પાછળ રહી ગયું છે કે જે સાથે આવી શકે એમ નથી. જહૉન સિલ્કિને પોતાની વેદના મૂર્તિમંત કરી છે તેમ કોઈ મૂગા ઘર જેવું પાછળ કશુંક રહી જવા પામ્યું છે:

Something has ceased to come with me,
Something like a person: Something like one.
Something was there like a one-year
–Old house, dumb as a stone.

(Death of a son)

ખરે જ, કશુંક પાછળ રહી ગયું છે. આત્માનો એક અંશ જાણે પાછળ રહી ગયો છે. કવિ જૂનું ઘર ખાલી કરીને નથી જતા, પ્રાણરિક્ત દેહને – ઘરને – લઈને આંસુના પેલા દુર્ગમ અખાતમાં આગળ જતા હોય છે.

શોકમાંથી જન્મેલાં આ કાવ્યો શોકમાં જ પરિસમાપ્ત થાય છે. અહીં ભક્તિ, શ્રદ્ધા અને તત્ત્વદષ્ટિની સંજીવનીથી હૈયાને શાતા નથી વળતી, પણ શોકોદ્‌ગારને કાવ્યનું રૂપ મળ્યું છે અને કાવ્ય જ સત્ય છે, એનું જ અસ્તિત્વ ટકી શકે એમ છે. ના, એ જ 'અસ્તિત્વ' છે. એને બીજી કશી ખેવના નથી:

Song is existance......

## અહીં □ કાન્તિ પટેલ

બકરીના કાન પંપાળવાનું હોય તમારે ?
ચરણને ગળી ગયાં પગલાં.
ચાલ્યાં કેટલું એ ન પૂછો.
આગળ ચણોઠીના વન.
પાછળ તીખા કાણા મન,
ચૂપ થઈ ચગળવા લાગ્યા ચકળવિકળ આંખો.
ઓઢાડીને ઢાંકી દીધું છે.
એ શબ તો ન હોય ?
સ્વસ્થપણે પૂછડું હલાવવું
એ જ એક સત્ય.
બાળકપણું વાગોળવા
શોધવા પડશે, પરીઓ અને રાજમહેલ.
નથણી ગઈ છે ખોવાઈ,
નાક વીંધાવવાનો અર્થ સરી ગયો.
અમૃત પીવાનો મોહ
દેવો ન ખાળી શક્યા.
કાલનો મોભ તૂટું તૂટું જણાય.
પણ મકાન ચણાશે.
નર્તકીની કેડના લચકાઓ
મુખવાસ જેમ ચાવું છું.
હર નિરાશ પળે હું અહીં આવું છું.
અહીં કોણ છે ?
અહીંની વ્યાકરણી વ્યાખ્યા
પેલા બંધાતા મકાનમાં ચણી દીધી છે.
ખેડેલા ખેતરોની લાઈનિંગ
કોઈ ડિઝાઈન–મેઈકરને કામ લાગશે,
એમ કહેવામાં કોઈ સાર નથી.
અહીં ફક્ત હું છું.
ત્યાં તમે હશો.
પણ એ અગત્યનું નથી.

## છૂટયો ન જાય □ ઉશનસ્

છૂટયો ન જાય તુંથી સ્નેહ લગ્યો પિયા, તે
છૂટયો ન જાય.

નાખું વિખેરી તૃણ સાવરણીથી પ્રાતમાં
કે નીડ એ જ થઈ જાય પુનશ્ચ રાતમાં !
જાળાંતણી કરું છું સાફસૂફી, તૂટેલા
તંતુ રહે વળગી અંગુલિ–અંતરાલમાં,
જાળું રચી તરત જીવતું જે વિયાય,
છૂટયો ન જાય તુંથી સ્નેહ લગ્યો પિયા, તે
છૂટયો ન જાય.

મેં એહને કઠણ થૈ કંઈવાર વેલ શો
નાખ્યો ઉખેડી; પણ જે મૂળિયું બચેલું
ભૂગર્ભે, તે તરત ખેતરને રૂંવે રૂંવે
ટેભા ભરંત ટીશીથી, ઊગીને અડાબીડ
ફેલાઈ ગાઢ લીલી વલ્લરી જેમ જાય,
છૂટયો ન જાય તુંથી સ્નેહ લગ્યો પિયા, તે
છૂટયો ન જાય.

કાપ્યો જયહીં થડથી, તો તૂટી ડાળીઓમાં
થડ્કી રહ્યો; વિટપને જયહીં વાઢ મૂકયો
કે સ્પંદિયો સરકી વૃન્તથી પર્ણપર્ણ !
મે પર્ણપર્ણ ચૂંટયું તો પછી કંપ એનો
કંપ્યો નસેનસ ! હવા થકીયે અકાય
મારી નસેનસ પુનશ્ચ પ્રવેશી જાય !
છૂટયો ન જાય તુંથી સ્નેહ લગ્યો પિયા, તે
છૂટયો ન જાય.

હું વસ્ત્ર માની લઈ સાદું, ઉકેલી નાખવા
બેઠી સહેજ, ઉકલે નહીં તાંતણા તો –
છૂરી મૂકી ' કટ ' કપાય વણાટ ઘટ્ટ,
ના તાંતણા જ, કંઈ ગાંઠ–ગૂંચો ય હાય !
ઊંડા દૂઝે વ્રણ ફરી, વહી લોહી જાય.
છૂટયો ન જાય તુંથી સ્નેહ લગ્યો પિયા, તે
છૂટયો ન જાય.

## મ્યુઝિયમમાં □ ભીખુભાઈ કપોડિયા

: ૧ :

કાચમાં વનની વળાંકો લેતી
રમતિયાળ કેડીઓ થંભી ગઈ છે
આ ઔષધિ ભરેલ મૃગશાવકનાં ચરણોમાં.

ગતિમાન તો ય સ્થિર
અચાનક એનાં ચરણોમાં થીજી ગયેલ ગતિ
મારી આંખોમાં જન્માવે છે...રણોમાં દોડયે જતાં મૃગજળ
ને મૃગજળથી ભીંજાઉં છું હું.

શકુંતલાની આંખોને વાંચવા મથું એની આંખોમાં
ને વલખું સુંવાળપભરી સોનેરી કેડને ઘડીક પંપાળવા...
પરંતું કાચનું આ પડ...
થંભાવી દે છે મારા ફેલાયેલા હાથને
—હોય તો નીરી શકું
પરંતુ ક્યાં છે મારી પાસે લીલું લીલું ઘાસ?

મારા શ્વાસોચ્છ્વાસમાં ક્યારેક ફરકી જતું ઘાસ
લીલું રહ્યું નથી હવે મારી પાસે...

: ૨ :

હું સૂકા ઘાસની ગંજી જેવો
સળવળી ઊઠું છું પછી અન્ય કાચે ઊભેલ
અશ્વનો હણહણાટ સાંભળીને એકાએક...

અરે પણ ક્યાં છે એ હણહણાટ ... ?
ક્ષીણ સૂર્યને એની પાંસળીઓના પોલાણમાં પૂરી
જિવાડી રાખવામાં આવ્યું છે એનું અંગ.

છલાંગ ભરી નાસી છૂટેલા અસંખ્ય અશ્વોના
દાબલાંઓનો અવાજ
વિગલીત થઈ ગયો છે હવે મારી નસેનસમાં
પરંતુ એકવાર
મારી વૃત્તિઓની લગામમાં બંધાયેલા

એ અશ્વોમાંનો આ એક
ફરી છલાંગ મારી
મારી નસોના વ્હેણમાં
કૂદી પડશે તો ...?
તો શું કરીશ હું...?
હું શું કરીશ ?...

સ્મૃતિ □ પિનાકિન ઠાકોર

હજી ગઈ કાલે જ,
તણાતું જતું એક ફૂલ જોઈને,
મને તારી યાદ આવી ગઈ

હજી સ્હવારે જ
ચોળાયલા રાત્રી–પોશાકની સાથે જ
બાથ–ટબમાં પડતાં
તને સાવ વિસારી દઉં છું.

હજી રાતે જ,
નૃત્યના જલસામાંથી ઘરે જતાં,
લિફ્ટ આપનારના ડ્રાઈવરની મોજ માણતા,
તારી છાયા જાણે,
આસ્ફાલ્ટની સડક પર,
કારનાં આગળનાં વ્હીલની
આગળ અને આગળ ધસતી ધસતી,
રિફ્લેક્ટ મિરરમાં ઓગળતી ઓગળતી,
અદશ્ય બની જતી હતી.

અને આજે અત્યારે,
આ મધુરંગી માદક પીણાના સિપ્સમાં
તને અદીઠ કરી દઉં છું (ક્યાં ?)
અને એની ઉપર
આ મસ્ત ધૂમ્રની છાયા પાથરતો રહું છું.

□

ચાંદ ઊગ્યો છે
જંગલ માથે : ગાતાં
પીપળપાંદ.

ઍન્જિનચક્રો–
–માંથી સરતો આવે
સુંદર ચ્હેરો.

નદીમુખેથી
ચાલું લઈ કિનારા,
નદી મારામાં.

ત્રિદલ □ બિપીન મેશિયા

ગઝલ □ અમૃત ઘાયલ

જગનો પદાર્થ છું ન તો ઘરનો પદાર્થ છું,
ભગવાન જાણે હું કયા બરનો પદાર્થ છું!

છું નામ કે નિશાન વગરનો પદાર્થ છું,
કોલાહલમાં વ્યસ્ત નગરનો પદાર્થ છું

કરચોમાં કાચની જ કણસવું રહ્યું હવે,
છું ભગ્ન છિન્નભિન્ન જિગરનો પદાર્થ છું.

આ પંડ જ્યાં પીડાઉં છું ક્યાં એ ય નિજતણું,
કે છું પ્રતિપ્રકારે હું પરનો પદાર્થ છું.

મારી પહોંચ ક્યાં હજી મિત્રો હૃદય સુધી!
છું નામ પૂરતો જ અધરનો પદાર્થ છું.

નિશ્ચિત સ્થળે તો ક્યાંથી હમેશાં મળી શકું,
કે હું સતત ભટકતી નજરનો પદાર્થ છું.

જોવો જ છે મને તો આ બુદબુદને જોઈ લો,
આવો જ કૈં સપાટી ઉપરનો પદાર્થ છું.

કહેવાય ના કે ક્યારે ભળી જાઉં ભસ્મમાં,
કે હું ય બળતાં-ઝળતાં અગરનો પદાર્થ છું.

છટકી અને ઉદાસીથી જાઉં તો જાઉં ક્યાં!
ઘાયલ હું આખરે એ કબરનો પદાર્થ છું.

□

રશિયન કવિતા

એક સમય હતો જ્યારે તારી પાસે સ્મિતનો ખજાનો હતો.
આશ્ચર્યચકિત, તૃપ્ત, ધૂર્ત, નટખટ –
તો ક્યારેક જરા ઉદાસ, ગમગીન – તો પણ સ્મિત એટલે સ્મિત!
કિંતુ હવે આમાંનું એક પણ સ્મિત નથી ફરકતું તારા અધરો પર.
હું કોઈક એવું ખેતર શોધી કાઢીશ,
જેમાં ઊગતાં હોય સેંકડો સ્મિત.
પછી તારે માટે અતિ સુંદર એવા મુઠ્ઠીભર સ્મિત લઈ આવીશ.
પણ તું કહીશ કે હવે તારે એકેય સ્મિતની જરૂર નથી
કેમકે હવે તું બીજાઓના તેમ જ મારા પોતાના સ્મિતથી –
એટલી બધી થાકી ગઈ છે!
અને હું પણ અન્યના સ્મિતોથી કંટાળી ગયો છું.
અરે, હું મારા પોતાના સ્મિતોથી સુદ્ધાં વાજ આવી ગયો છું!
આમ તો મારા ચહેરા પર એવા ઘણાં સ્મિત ફરકયાં કરે છે.
જે મને વધારે ને વધારે સ્મિતવિહોણો બનાવી મૂકે છે.
પરંતુ હકીકતમાં તો હવે મારી પાસે એક પણ સ્મિત બાકી રહ્યું નથી,
તું, મારી જિંદગીનું, એક છેલ્લું રડ્યુંખડ્યું સ્મિત છે.
– જેના ચહેરા પર હવે એક પણ સ્મિત ફરકતું નથી!

 સ્મિત □ યેવતુશેન્કો □ મંગળ રાઠોડ

## સોનલ, સોનલ, જઈએ આપણે ઘેર □ રમેશ પારેખ

સોનલ, સોનલ, ચાલો હવે જઈએ આપણે ઘેર...
ક્યાંક ભૂખરું તો ક્યાંક રાતું
ઝાડી ઝાંખરામાં ધૂંધવાતું,
સમીસાંજ – ટાણું સૂસવાતું
અને ઢૂંકડું નથી શહેર...

ફાંટમાં વીણ્યા બોરનો લાગે લાલ ને લીલો ભાર
પગની ભેળા ડુંગરા હાલ્યા આવતા હારોહાર
કેડીએ કેડીએ લોઢ ઉછાળે પૂર—શાં ભમ્મર તાણ
કેમ કંઠારે પ્હોંચશે સોનલ, ઘૂમરી ખાતું વહાણ

અહીંથી ચાલી આપણે પાછાં આવતાં અહીં ફેર...

કોઈ દીવે કોઈ તબકે નહીં આંખમાં આઘો વાસ
એકલ એકલ બેઉ અડોઅડ આપણે ભીડયે શ્વાસ
ટેરવે હૂંફાળ મળતાં અને તોય ન મેળા થાય
વચ્ચ ધીંગોધીંગ સાંજ પ્હોળી ધાકોર ઝળુંબા ખાય

આજ તો જાણે આભની સોતો ઊતર્યો સૂરજ મેર...
સોનલ, સોનલ, ચાલો હવે જઈએ આપણે ઘેર...

## અહીંથી અલિવદા ☐ રમેશ જાની

લ્યો આવજો, ત્યારે
અહીંથી અલ્વિદા......
તમારા સાથની સીમા અહીં પૂરી થતી.
જુઓ, આ શ્વાસ પણ અટકી ગયા છે ફૂલના –
તમારી હૂંફને ડગલું ય આગળ માંડવાની છે મના!

જરા પાછું વળી જોયું–
તમારી વહેલને છેડે લટકતો ડોલતો દીવો
'ના ના ' કહેતો'તો
છેલ્લી પળોને દાબતી ભીની હથેલીના સમો!

નિસ્પંદ આ સીમાન્ત વૃક્ષે
કાળ પાંખો બીડીને થીજી ગયો,
એકાન્તને અંગે લપેટી સર્પશો અંધાર પણ
અહીં ગૂંચળું થઈને કશો થીજી ગયો!

શિશુની આંખના ડૂમા સમો આ પંથ......
વિસામાની હવે કોઈ રહી ના ખેવના
તમારી હૂંફને ડગલું ય આગળ માંડવાની છે મના.

જુઓ, આ શ્વાસ પણ અટકી ગયા છે ફૂલના!

# કવિતા

ઝાલો ત્યાં તો છટકે એવી નાજુક ને ચંચલ



વર્ષ ૩ : અંક ૧ : ઑક્ટોબર ૧૯૬૯

સળંગ અંક ૧૩

મુખપૃષ્ઠ : સુધા સુન્દરમ્

સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧.

Regd. No. R. N. 16800/67

## કવિનું વસિયતનામું ☐ સુરેશ જોશી

કદાચ હું કાલે નહીં હોઉં –

કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે
મારી બિડાયેલી આંખમાં
એક આંસુ સૂકવવું બાકી છે;

કાલે જો પવન વાય તો કહેજો કે
કિશોર વયમાં એક કન્યાના
ચોરી લીધેલા સ્મિતનું પકવ ફળ
હજી મારી ડાળ પરથી ખેરવવું બાકી છે;

કાલે સાગર છલકે તો કહેજો કે,
મારા હૃદયમાં ખડક થઈ ગયેલા
કાળમીંઢ ઈશ્વરના ચૂરેચૂરા કરવા બાકી છે;

કાલે જો ચન્દ્ર ઊગે તો કહેજો કે
એને આંકડે ભેરવાઈને બહાર ભાગી છૂટવા
એક મત્સ્ય હજી મારામાં તરફડે છે;

કાલે જો અગ્નિ પ્રકટે તો કહેજો કે
મારા વિરહી પડછાયાની ચિતા
હજી પ્રગટાવવી બાકી છે

કદાચ હું કાલે નહીં હોઉં.

# કવિતા

હરીન્દ્ર દવે
સુન્દરમ્
રમેશ પારેખ
વેણીભાઈ પુરોહિત
જવાહર બક્ષી
યોગેન્દ્ર છાયા
કિરાત વકીલ
જયન્ત પાઠક
યશવંત ત્રિવેદી
શ્રીઅરવિંદ
કબીર
સુરેશ દલાલ
રાજેન્દ્ર શાહ
મુરલી ઠાકુર
ભાનુપ્રસાદ પંડયા
મનસુખલાલ ઝવેરી
જ્યોર્જ સેફરિસ
રેક્સ વૉર્નર
રમેશ જાની
ડિયાગાકુ હોરિગુચી
ટોશિયો ટાકેમુરા

ફ્યુજી ટાંકા
સુધીન્દ્રનાથ દત્ત
ભોળાભાઈ પટેલ
યેવતુશેન્કો
મંગળ રાઠોડ
બા. ભ. બોરકર
ગુરુનાથ સામંત
આ. ના. પેડણેકર
વા. રા. કાંત
શરદ સાટમ
મનુભાઈ પંચોળી–'દર્શક'
રવીન્દ્રનાથ ટાગોર
ઝવેરચંદ મેઘાણી
મકરંદ દવે
મનહર ચરાડવા
ભીખુભાઈ કપોડિયા
પ્રદ્યુમ્ન તન્ના
પ્રબોધ પરીખ
ઉશનસ્
કાન્તિલાલ કાલાણી
ઈ. ઈ. કમીંગ્સ

આવજો કહીને તમે ચાલ્યા, હું
પૂછવું ભૂલી ગઈ કે મારે ક્યાં આવવું?

અધખૂલ્યા સ્મિતમાં બે વેણ મીઠાં મેળવીને
વસમી વિદાય તમે ઘૂંટી,
બંધ આ હથેળીમાં ગોપવી'તી વેળા જે
કોણ જાણે ક્યારે વછૂટી,
તરફડતી માછલીને જિવાડે, એવું
હવે સંજીવન વ્હેણ ક્યાંથી લાવવું?

પગલાંનો ડૂબતો અવાજ અને ઓચિંતો
આખી આલમમાં સૂનકાર,
વીંટાતી લહરીની ભીંસ વધે શ્વાસમાં
ને તોળાતો આભ કેરો ભાર!
વેણનું જે મોતી તમે દીધું, એ મૃગજળથી
ઉભરાતી ધરતીમાં વાવવું!

## વાસયષ્ટિ ☐ સુન્દરમ્

આ યષ્ટિ :
આત્મા તણી કેવીક વાસયષ્ટિ*!
રે આજ કાં આ મન જિન્દગીને
એકાગ્ર થૈ આમ નિહાળી રહેતું –
આ પ્રાણનું પંખી અગણ્ય એનાં
ઉડ્ડીનમાંથી રજ જંપ લૈ કાં
આ મીઠડી યષ્ટિ પરે વિરામે?
ન થાક, ન ગ્લાનિ, ન નીંદ, આ કો
નવીન હા કૌતુક, બાલ્ય ચિત્તનું
રહે સ્ફુરી,–કો સ્મિત સર્જી જાતું.
આ જિન્દગી –
શી હસ્તમાં આમલક શી રહે ઝગી:
એક્કે આ યષ્ટિની સીડી કેરાં
સોપાનની રમ્ય પરંપરા પે
ચડયે જતા – ઊતરી વા જતા ત્યાં
આ બાલ-પાદો : ન ઘડીક થંભતા.
બધું યં જાણે –
મીઠાઈનો આ અકબંધ ડાબડો
રહ્યો, અને વાની હરેક તાજી,
એવી ય આજે રસપૂર્ણ સોજ્જી,
આધાન આસ્વાદ તણું બની રહે.

હજી ય તો શૈશવ સોડમાં રહ્યું –
આ વૃદ્ધ માતા અહીં, કાલ જાણે
મને લઈ અંક રમાડતી લહું,
અને મુરબ્બી જગ આખું જાણે
ઝૂલી રહ્યું એવી ય છત્રછાયા,
જેની તળે જીવન પાંગરી રહ્યું.
કૌમાર્યનાં ક્રીડન, ખેલકૂદ,
દોસ્તો તણી દિલ્લગી, હૂંફ, વ્હાલનાં
સરોવરો, યૌવનનાં પટાંગણો,
ત્યાં સ્નેહના કંદુક, વીર ભાવનાં
નાનાં છતાં ઘોર ગંભીર ખેલણાં;
ને કલ્પનાનું પ્રભુ-દત્ત કેવું
મળેલ એ પુષ્પક, વિશ્વ આખું
અંકે ધરી પીતું – વિરાટ યાત્રા
આ તારકે અંકિત વ્યોમ ગૂઢની
ચિરચ્છવિ રેખ ન લુપ્ત એક્કે
જેને કહ્યું શાશ્વત ને અનંત
તે આ જ શું : બ્રહ્મ અગમ્ય તે આ?
અહો વિધાત્રી !
ક્‌હેશે ઘડી વાત તું લેશ દૂરની –
આ જન્મ કેરી ક્ષણ પૂર્વની કથા?
કેવી અહા ગાઢ વસુંધરા આ
સુજ્ઞાત શું ના જન્માન્તરોથી?
પુનઃ પુનઃ પ્રેમથી પાદ એના
વક્ષઃસ્થળે માંડી કશી સુબાહુથી
આશ્લેષ ગાઢે પરિપિષ્ટિતા હા :
એ માત એ બાલ્ય સખી મહત્તારા
એ સુપ્રિયા એ અતિ ગુહ્યગર્ભા
અકલ્પ્યતાઓ તણી દિવ્ય સ્રષ્ટ્રી
ને વ્યોમ આ દ્યૌઃ –

બૃહદુત્તરાર્ધ

વિરાટનો ઉત્તર – અર્ધગોલ:
વરેણ્ય જ્યાં ભર્ગ જગત્પિતાનાં
ને કોટિ જ્યાં તારકના સ્ફુલિંગો
સજાવતા આ ઘનશ્યામળું કો
નઃસીમ નારાયણ કેરું અંગ.
એના કૃપા–અર્ગલ ઊઘડી જતા :
ન દષ્ટિને દશ્ય, ન કર્ણ-શ્રાવ્ય,
ન ઇન્દ્રિય-સ્પૃશ્ય, ન હસ્ત-ગ્રાહ્ય,

તથાપિ અંગાંગ ભરી ભરી જતું
વસે, વસે, તંતુ પ્રતંતુને વિષે
સિંચી જતું એ નિજ સ્નિગ્ધ કો સુધા.

ખૂલી જતા કો પથ મૃત્યુ પારના,
ને દૃષ્ટ થાતા પદ વિશ્વદેવના.

ત્રિકાલને ગુંફતી એ રાગિણી
ગુંજ્યે જતી: ચક્ષુ નિહાળી રહે'તાં:
એ સૂર થાતા કાંઈ તેજ-મંડળો,
ને તેજ કૈં શબ્દ થઈ શ્વસંતાં:

ને વિશ્વ આ એવું ઝુકંત નીચે
કો રેશમી વસ્ત્ર સુવર્ણ જેવું
લપેટતું મસ્તક ને – મને અને
અનેકને, આ અખિલા ધરાનાં
પ્રત્યેકને એક જ 'લિંગને હા.

હે વાસયષ્ટિ, નમો નમસ્તે!



સંતો, પંખીની બોલીઓ ના વાણી
સંતો રે સંતો, પંખીની પાળીઓ ના વાણી

પંખી તો હરતુંફરતું પરદેશી આજે આવ્યું ને કાલ ઊડી જાશે
એના પડછાયા સંતો, લોહીનું પોત ફોડી આખું ભીતર કોરી ખાશે
એના પડછાવા સંતો, લોહીનું પોત ફોડી આખું ભીતર કોરી ખાશે

કાળા જીવતરની લાંબી ઉમ્મર બખોલમાં રે અફળાતાં ઝાંઝવાનાં પાણી
સંતો રે સંતો, પંખીની પાળીઓ ના વાણી

કાંઠે કાંઠે રે તાકે છૂટ્ટુંછવાયું થાક્યું ભૂલું પડેલ ગામ કોઈ
ચીંધેલી આંગળી-શું વહેવાનું આપણે ને એણે રહેવાનું સાવ જોઈ
ચીંધેલી આંગળી-શું વહેવાનું આપણે ને એણે રહેવાનું સાવ જોઈ

ભૂલા પડ્યાની વાતો પોતીકી લાગતી ને લીલેરી ડાળખી અજાણી
સંતો રે સંતો, પંખીની પાળીઓ ના વાણી
સંતો રે સંતો, પંખીની બોલીઓ ના વાણી

**ભજન □ રમેશ પારેખ**

**છમકારો** □ વેણીભાઈ પુરોહિત

જીરાથી છમકારી મોળી છાસ
મારા વાલમજી:
કે આખા ઘરમાં છીંકાછીંક છીંકાછીંક
ને પાદરમાં પૂગ્યો પાસ—મારા વાલમજી૦

છમકારો તો છોકરમતમાં ચડી ગયો છે છાપરે લોલ,
હલકી-ફૂલકી હવાની ઓઢણી ધમકની ધારે કાતરે લોલ:
ગમતો ગુસ્સો કરી રહ્યા છે સવાદિયા થઈ શ્વાસ!
મારા વાલમજી૦

ગાયને બાંધ્યું નોઝણું ને વલોણે વીંટયું નેતરું લોલ,
ઝેડકે ઝેડકે સગડ સલૂણા ને હેડકીનું સંપેતરું લોલ:
ઘર પછવાડે ગવરીને જઈ નીર્યું ઝાઝું ઘાસ!
મારા વાલમજી૦

તાજું માખણ તાવ્યું છે તો શેકું શુકનની લાપસી લોલ,
મનમાં અમથી વાત કરી ત્યાં કોણે પુરાવી ટાપસી લોલ?
મૂંગામંતર બેઠા'તા તે બોલ્યા બારે માસ!
મારા વાલમજી૦

□

આભાસથી છળવાની કોઈ ક્ષણ ના હોય
ને મનને મનાવવાનું કારણ ના હોય
શું એવી જગા કયાંય મળી આવે નહીં?
જ્યાં એમની શકયતા જરા પણ ના હોય.

ક્ષિતિજના રંગોને મેં સંઘરી રાખ્યા,
વાદળના ચહેરાઓને નોંધી રાખ્યા,
કયારેક તમે આવો તો દેખાડવા માટે
મેં ઓળખીતા તારલા શોધી રાખ્યા.

ઇચ્છાઓના ચૂરા જ હવે રહેશે બધે
ઉદ્ગાર બસૂરા જ હવે રહેશે બધે
એનાથી તો સંબંધ થયો છે પૂરો,
સંબંધ અધૂરા જ હવે રહેશે બધે!

**ત્રણ રૂબાઈઓ** □ જવાહર બક્ષી

અડધી રાત
કાલિંદીમાં પૂર : ન
નંદ ન કૃષ્ણ

તડકો ભીંતે
સરતો વંદે કૃષ્ણ
છવિને ગોખે.

**દ્વિદલ** □ યોગેન્દ્ર છાયા

## ગીત □ કિરાત વકીલ

મારા પગલાંથી પંથ એક ફૂટયો
કે પંથમાં પગલાં બંધાયાં, હું છૂટયો !

વાસંતી વાયરે પાંદડાંની જેમ જોયો
પંખીની પાંખોનો કંપ;
ઊડતા એ ટહુકાઓ આકાશે ઊઘડે
તારલિયા થઈને અનંત.
મેં તો મૌન મહીં ટહુકો એક ઘૂંટયો
કે પંથમાં પગલાં બંધાયા, હું છૂટયો !

વાદળના વણઝારા સૂરજને આવડે છે
શેવાળે સ્હેલવાની રીત;
સૂરજમુખીનું મુખ ઊંચું કરીને સ્હેજ :
જળમાં જઈ રેલે છે પ્રીત.
ચાંદ જરા જળમાં ડૂબ્યો ને નભે ઊગ્યો
કે પંથમાં પગલાં બંધાયાં, હું છૂટયો !

## શિકાર □ જયન્ત પાઠક

રાતના અઘોર જંગલમાં
છાનામાના વહેતા અંધારાના વાંઘામાં
વાઘ પાણી પીવા ઊતરે છે.
એની આંખોના તારાઓના તેજમાં
તમતમતાં તમરાં અંજાઈ જાય છે
ચૂપ થઈ જાય છે.

ઊંચી ભેખડો ભણી
ક્ષણેક ભાળી લઈને
એ લપલપ પાણી પીવા માંડે છે
આસપાસ
ડહોળાયેલાં પાણીનાં વમળો નાચે છે.

રાતના અઘોર જંગલમાં
હું મારા પાળેલા પશુને
ગળે દોરડું બાંધી
જેમતેમ દોરી જાઉં છું

ત્યાં –
ત્રાડના ટચકે દોરડું તૂટે
પાળેલું પશુ છટકે –
મોંમાં મરડાયેલી ડોક
પીઠ પર ઢીલું શરીર
હું લાચાર જોયા કરું છું ...

## ફરવા નીકળ્યો છું ☐ યશવંત ત્રિવેદી

નાળિયેરીઓના લીલા વળાંકમાં ક્યાંક
સિતાર વગાડે છે રવિશંકર.
હું ગતજન્મો સાથે જૂહુ પર ફરવા નીકળ્યો છું.

ઓળખું છું આ બધા લોકોને.
કોઈ ક્યારેય મરતું નથી.

સોળમા સૈકામાં ઈંગ્લેન્ડથી નીકળેલાં ઈલિઝાબેથનાં સો સો વહાણો
હમણાં ઊતરશે જૂહુને કિનારે.
ભરતી થાય ત્યારે બધાં આવે
ઓટ થાય ત્યારે બધાં જાય
સન એન સેન્ડ, નાળિયેરીઓ, સાંજે ઊડતા કાગડા,
પાછળ દેખાતાં મકાનો ક્યારેક નથી હોતાં.
ક્યારે દરિયો મોના લીસા જેવું મરકે
ક્યારેક દરિયો મરિયમ જેવું ડૂસકે.

નાળિયેરીના થડ પાસે ભૂખરી રેતીમાં
હજી બેસી રહ્યાં છે ગાંધીજીનાં પગલાં.
પગલાં સુધી રોજ ફરવા નીકળે છે
સાધ્વીઓના શ્વેત ઝભ્ભા ઓઢી જહચર્ચની પ્રાર્થનાઓ.

મોજાંમાં પગ તણાતા લાગે
રેતી સરતી લાગે
પાણીની અનુભૂતિ થાય
તોય માણસ જીવે
માણસ મરે નહિ.

ઓળખું છું આ બધા લોકોને.

કદીક ઘાસના તણખલાનું સરઘસ નીકળે
કદીક સડકો તણખલાં થઈ ભમ્મર ભમ્મર ઊડે
માણસ મુંબઈ થઈને જીવે
માણસ વરસોવાનો કૂબો થઈને મછવામાં જઈ બેસે.

સમય જનમને ખાય
જનમ જનમ લઈ માણસ પાછો એ જ સમયને ખાય.
અંતે એકસામટા ફૂલોના ધ્વજ ફરકે
કોના ?
શેના ?
અનુભવું છું : ફૂલફૂલના ધ્વજ ફરકે છે
એકસામટી બધી ઋતુઓ ઝાડ બની મારામાં ઊગે
પારિજાતનો છોડ બની દરિયો મારામાં ઝૂલે
ને શ્રાવણનું આકાશ બની હું
ઘરમાં કે ઘર બહાર
જૂહુનો બીચ બની ઢોળાઉં.

સન એન સેન્ડની લોન પર બેઠેલી વીનસ જેવી રાતને જોતો જોતો
તાડપત્ર પર રાતભર બેસી રહ્યો છે સૂરજ.

નાળિયેરીઓનાં લીલા વળાંકમાં ક્યાંક
સિતાર વગાડે છે રવિશંકર.

હું ફરવા નીકળ્યો છું.

કવિલોક ૭૦. 'મારા ફૂલોનો બેટ લઈને' કૃતિમાંથી ]

## ગીત મને કોઈ ગોતી આપો □ યશવંત ત્રિવેદી

મારી દંતકથાનો ચાંદ મને કોઈ લાવી આપો.

કોઈ રાધાનાં લોચન-શા આ દરિયાઓ
ઈ દરિયાઓની પાર ઝૂલતી સાંજનાં કોઈ વાંસવનો
ઈ વાંસવનોના કો'ક મોરના મોરપીંછમાં
પૂરવ જનમ થૈ ઊડી ગયેલું ગોકુળ મારુ ગોતી આપો.
મારી દંતકથાનો ચાંદ મને કોઈ લાવી આપો.

મારો ચઈતર તો અંધ, મને શીદ ફૂલોભરી તડકાની ડાળી બતલાવો?
મારા ગોકુલની ઋતુઋતુ, આ અંધ શહેરમાં નીઓનના પરદાઓમાં શીદ લટકાવો?

કોઈ કન્હાઈની આંખોમાં તરતાં આકાશો
ઈ આકાશોને કહો કે ઊતરે હળુ હળુ કોઈ બોરસલીની ડાળે
ઈ બોરસલીની ડાળ હવે તો વસંતનું ઝુમ્મર થૈ ઝૂલે
ઈ ઝુમ્મર નીચે રીસે ઊભી રાધાને ફૂટ્યું ગીત મને કોઈ લાવી આપો.
મારી દંતકથાનો ચાંદ મને કોઈ લાવી આપો.

સમયના તૂટી ગયેલા દર્પણમાં લો આજ મને કોઈ પૂરવજનમથી સાંધી આપો
ઈ દરપણના કોક શહેરના અવશેષોથી કન્હાઈ-રાધા આજ મને કોઈ લાવી આપો.
મારી દંતકથાનો ચાંદ મને કોઈ લાવી આપો.

સમર્પણ · નવેમ્બર ]

□

હું આરપાર નિહાળું છું આ જગતની ના કો ક્ષિતિજ મુજ દૃષ્ટિને અવરોધતી,
હું જોઉં છું પારિસ અને ટોકિયો અને ન્યૂયોર્કને,
હું બૉમ્બ જોઉં ફૂટતા આ બાર્સિલોનાની ઉપર, કેન્ટોનના માર્ગો·ઉપર,
મનુજનાં અગણિત કુકર્મો ને વિરલ શુભકર્મ સર્વે બની રહ્યાં હા એકલા મુજ વિષે.
એ જે પશુ હણતો હું તે, જે પંખીને ચણ દેત ને ચણંત તે, હું તેહ છું.
અણજાણ ચિત્તોના વિચારો એમના રોમાંચથી મુજને કરે ઉદાત્ત હા,
કોટિજનોની વેદના હું મુજ અટુલા હૃદયની ભીતર વહું.

**વૈશ્વિક માનવ □ શ્રીઅરવિંદ □ સુંદરમ્**

૫૬ □ કબીર

ભાઈ મારો સાથીડો રિસાણો, તેને કોણ મનાવા જાય?

કાચી માટીના ઘડયા ઘડૂલા, ઘાએ ફૂટી જાય,
પરદેશીની પ્રીતડી તે, પળમાં તૂટી જાય. –ભાઈ૦

પિંજરમાંથી પોપટ હાલ્યો, પિંજર ઝોલાં ખાય,
સરખી મળી સાહેલીઓ, કંઈ અવળાં મંગલ ગાય.–ભાઈ૦

પાંચ તત્ત્વનો પિયુ હમારો, તે છોડયો કેમ જાય?
જ્ઞાન ગરીબી રાખું હૃદયમાં, થનાર વસ્તુ થાય. –ભાઈ૦

સદ્‌ગુરુનું સ્મરણ કરતાં; હૃદયકમળ ખૂલી જાય,
કહત કબીરા સુનો ભાઈ સાધુ, વૈકુંઠવાસી થાય. –ભાઈ૦



તેં તો રાત આખી વાંસળી વગાડયા કરી,
મને સૂતીને સપને જગાડયા કરી.
બાવરી આ આંખ મારી આમતેમ ઘૂમે
ને ઝાંઝરથી લજ્જા વેરાય,
એકલીના મહેલમાં ઓશીકે જોઈ લો
મધુવનના વાયુ લહેરાય.
હું તો બાહુના બંધમાં બંધાયા કરી.
તેં તો રાત આખી વાંસળી વગાડયા કરી.
નીલરંગી છાંય થઈ તારો આ સૂર
મારી યમુનાના વહેણમાં દોડે;
જાગીને જોઉં તો જાણું નહિ કે કેમ
મોરપિચ્છ મહેકે અંબોડે
મને અનહદના રંગમાં ડુબાડયા કરી.
તેં તો રાત આખી વાંસળી વગાડયા કરી.
દક્ષિણા]

રાત આખી □ સુરેશ દલાલ

☐ રાજેન્દ્ર શાહ

ઓળખી મેં નહિ વેળા;
મનમાં જેની લગન લાગી
કીધ તેની અવહેલા...ઓળખી૦

પ્રેમનો આદર પામતાં ઉરે
જાગિયું જે અભિમાન,
રંગની આભા માણતાં એની,
નિજ ભૂલી ઓળખાણ.

આંગણે એણે ટહૂકો રેલ્યો,
વળતે સૂરે નહિ મેં ઝીલ્યો,
હાય રે અબોલ રહીને ઠેલ્યો,
(એના) દૂરને મારગ પળતાં આવે
ગીતનાં વચન ઘેલાં...ઓળખી૦

એક તો ચાલ્યું જાય સુદૂરે
નેણની સીમાપાર,
એકનો ઢળે અરધે મારગ
ઝૂરતો ઉર–પુકાર :

એકની ગતિ તેજને ગગન,
એકની મતિ શોકને સદન,
એક જાતિ, એક પ્રણય–મગન
કાળને કયા ઉંબરે ઉભય
શું ગે અવ ભેળાં.?...ઓળખી૦
[ આંદોલન : સંવર્ધિત આવૃત્તિ ].
☐

ભમરો ઘેલો
કાનમાં કાંઈ કહેતો
હસતાં ફૂલ.

તપે ડુંગરા
દિને, ચાંદરણામાં
ન્હાય નિરાંતે.

કોણ કહે છે
અમે એકલાં? દુ:ખ
ખડાં ચોપાસ.
ત્રિશૂલ ☐ મુરલી ઠાકુર

## બે કાવ્યો □ ભાનુપ્રસાદ પંડ્યા

અમે શરદનાં વાદળાં
  કે નદિયું ને કે'જો કે ઝંખે ન નીર!
હરણાં હવાનાં થઈ હાલીએ
  પારધીને કે'જો કે તાકે ના તીર!
હસીએ ટગર ફૂલ જેમ,
  કોઈ ડોલરની મશે ના આવજો સમીપ!
અમે અંધારે કોડિયું ઓળખી
  માઢ મેડીને ગોખલે મેલો મા દીપ!
ચાર ભીંત્યુની સંકડાશ મેલી
  કે આભ આ લેતું ઓવારણાં!
મ્હેલ, રોશો મા પીંગળાની જેમ
  કે વનનાં ઝીલીએ વધામણાં!



એ લક્કડખોદને રોકી શકાતું નથી...
સમીરના અસ્તિત્વના દ્રુનિલ આકાર જેવી
લીલાછમ વૃક્ષની આ ડાળખી
ભલે નજરને કિનારે ઝૂલ્યા કરતી હોય,
ઈંડાઓની દીવાલોને ક્યારની તોડીને નીકળેલી
આ રંગબેરંગી અવરજવર ભલે એના ઉપર
બિડાતી હોય અને ખૂલ્યા કરતી હોય,
કુંવારિકાની હથેળીઓ જેવી કૂંપળો
રૂંટીને ભલે લીલાશના પાનેતરમાં
ઢંકાતી હોય અને ફૂલ્યા કરતી હોય,
આ ડાળખીની છાંયરીમાં સૂતેલા
પેલા ચિરપ્રવાસી ઊજળેવાન પથિકને
ભલે સ્વપ્નસુંદરી અભિસારનો દિવસ
સાચવતી ન્હોય તો ય કબૂલ્યા કરતી હોય,
પણ...
પેલું લક્કડખોદ પંખી તો તેની તીણી ચાંચથી
આ ડાળખીને જ્યાં એ થડને વળગી છે
ત્યાંથી જ ટચ્ ટચ્ ટચ્ ટોચ્યા જ કરે છે!
એની ચાંચમાં કંઈ આવતું નથી,
એક છોડિયું પણ એ ચાવતું નથી,
છતાં યે ટોચ્યા જ કરે છે...
કોઈ એને ટોકી શકતું નથી?
અરેરે... કોઈ એને રોકી શકતું નથી!!

## બળવંતરાય ઠાકોર □ મનસુખલાલ ઝવેરી

પચીસ વર્ષ પહેલાંની વાત છે. પ્રો૦ ઠાકોરને પંચોતેર થયાં ત્યારે તેમને અભિનંદન આપવાના સમારંભ મુંબઈ–ગુજરાતનાં કેટલાંક શહેરોમાં ઉજવાઈ રહ્યા હતા; અને એવો એક સમારંભ ૧૯૪૪ના જુલાઈમાં રાજકોટમાં પોરબંદરના મહારાણાસાહેબને પ્રમુખપદે ઉજવાતો હતો.

સમારંભ પહેલાં ત્રણચાર દિવસે આ સમારંભની સત્કારસમિતિના અધ્યક્ષ ડૉ૦ રમણલાલ યાજ્ઞિકે પ્રો૦ ઠાકોરની સાથે વાત પરથી વાત નીકળતાં કહ્યું : તમારા કેટલાય શિષ્યોને હું મળ્યો, બલુકાકા, પણ પોરબંદરના મહારાણાસાહેબનો જે ભાવ દીઠો તે બીજે જોવો હજી બાકી છે.

આ વાત સાંભળીને એક તરફ આ વયોવૃદ્ધ કવિસાક્ષરની આંખોમાં કૃતાર્થતા અને ધન્યતાના રંગો લહેરાઈ ઊઠયા : તો બીજી તરફ હર્ષભાવથી ભર્યાપૂર્યા એ હૃદયમાં ઊંડે ઊંડે કોક ગૂઢ વિષાદની છાયા છવાતી હોય તેમ લાગ્યું. એ બોલી ઊઠયા : It is my misfortune, Yajnik, that I have lived too long.

આ ઉદ્‌ગારોની પાછળ પોતાના બીજા પણ શિષ્યો–જેઓ આ જગતના રંગમંચ પરથી વિદાય લઈ ગયા હતા તેમના પણ એવા જ પ્રેમાવિષ્કારની અમર સંસ્મૃતિઓ હતી અને સાથોસાથ, પોતાના સાથીઓ, સહયોગીઓ, કે સમવયસ્કો જ નહિ પણ પોતાથી નાનેરાં – જેમના ઉત્કર્ષ અને વિકાસને પોતે પોતાનું સર્વસ્વ ગણ્યું હોય તેમને એક પછી એક અનંત પથના યાત્રી બનીને ચાલ્યા જતા જોવા, નિરાધાર નિ:સહાય પ્રેક્ષક બનીને એ જોઈ રહેવું અને new men, strange faces, other mindsની વચ્ચે એકલવાયું જીવન ગાળવું : એ માનવજીવનની એક અનિર્વચનીય કરુણતાનું ભાવસંવેદન પણ હતું.

વૃદ્ધને દુખધસાર જુદા જ ને
ચડે દિવસ ને નિશા, ડુબાવવા ધસે એહને.
મુરાદ અધુરી અનેક, દ્રુતપાય એ સાધવા
ઉપાડ સપરાણ વૃદ્ધ કરતો, – યમ ત્યાંહ તો
હરે અહહ સોબતી સુહૃદને પુરાણા, અને
હણી ઉજમ એમ, એ હણત વૃદ્ધને જીવતો!

હશે. આવી એકલતા પ્રો૦ ઠાકોરના વ્યક્તિગત જીવન પૂરતી કદાચ misfortune હશે : પણ એમનું વ્યક્તિગત દુર્ભાગ્ય એ ગુજરાતી સાહિત્યનું સદ્‌ભાગ્ય છે એમાં મને શંકા નથી.

પ્રો૦ ઠાકોરનાં કાવ્યો છૂટાંછવાયાં પ્રકટ તો ઘણાં વર્ષથી થઈ રહ્યાં હતાં અને તેમનાં ભાવ, ભાષા, અભિવ્યક્તિની લઢણ વગેરેને લીધે એમના સમકાલીન વાચકો અને

વિવેચકોનું ધ્યાન પણ ખેંચી રહ્યાં હતાં. પણ એની ગુણવત્તાના સ્વીકાર અને સત્કાર માટે એ કાવ્યોને એક આખી પેઢી સુધી રાહ જોવી પડી હતી એમ કહીએ તો ચાલે. એમનો પ્રથમ કાવ્યસંગ્રહ – ભણકાર, પહેલી ધારા – કવિ જ્યારે પચાસને ઘરે પહોંચવા આવ્યા ત્યારે, ઈ૦ સ૦ ૧૯૧૭–૧૮ માં, પ્રકટ થયો અને એમના બીજા કાવ્યસંગ્રહો જ નહિ, પણ વાર્તાઓ અને નાટકો, અનુવાદો અને અનુકૃતિઓ, સંપાદનો અને સંશોધનો વિવેચનો અને મનનપર્યેષણો: બધાં જ પુસ્તકો ત્યાર પછી પ્રકટ થયાં. આમ એમનું મહત્ત્વનું લેખનકાર્ય આયુષ્યના ઉત્તરાર્ધમાં થયું. અને વિધાતાએ એમને આ સુદીર્ઘ જીવન-કાળ આપ્યો તેને લીધે જ તો એ પોતાની જ કહી શકાય તેવી વિશિષ્ટ કવિતાભાવનાને ગુજરાત પાસે રજૂ કરી શક્યા: પોતાની કવિતાભાવનાનું સમર્થન થઈ શકે તેટલા પ્રમાણમાં, એ કવિતાના સર્જન અને પર્યેષણ, ઉભય ક્ષેત્રોમાં પ્રયોગો કરી શક્યા: પોતાના અનુગામી યુગના – ગાંધીયુગના–એ કાવ્યગુરુ બની શક્યા; એટલું જ નહિ, પણ, પોતાની ત્રીજી પેઢીના એ સમસામયી બની શક્યા અને એ પેઢીમાં પણ પોતાની કવિતા–ભાવનાનો સવિવેક પુરસ્કાર થતો એ નજરોનજર જોઈ શક્યા.

આમ, દીર્ઘાયુ એમના વ્યક્તિગત જીવનનું કદાચ misfortune નીવડ્યું હોય તો પણ એમના પોતાના તેમ જ સમગ્ર ગુજરાતના સાક્ષરજીવનનું તો એ સદ્‌-ભાગ્ય જ નીવડ્યું છે. આવા પ્રસંગોમાં આપણે બહુ બહુ તો, એટલું જ કહી શકીએ કે સમષ્ટિનું શ્રેય તે કોઈક વેળા વ્યષ્ટિનું પ્રેય નથી પણ હોતું: અથવા વ્યષ્ટિના પ્રેયને ભોગે પરમ પુરુષ કોઈક વાર સમષ્ટિનું શ્રેય સાધવાની યુક્તિ અજમાવે છે.

પ્રો૦ ઠાકોરની પ્રતિભા, પંડિતયુગનાં અન્ય સંતાનોની પ્રતિભાની માફક અનેક-મુખી છે. પણ તેનું સૌથી વિશેષ સુભગ દર્શન થાય છે, કવિતાના એમના સર્જનમાં અને વિવેચનમાં.

સર્જનમાં એમની પ્રયોગપ્રિયતા અને એમની કવિતા, બન્નેનો પરિચય આપણને થાય છે.

પ્રયોગપ્રિયતાની દૃષ્ટિએ જોઈએ તો પ્રો૦ ઠાકોરનાં કાવ્યોમાં આપણને અર્થઘન અને બલિષ્ઠ વિચારપ્રધાન કવિતાના જુદા જુદા પ્રવાહોનું દર્શન થાય છે: અને સંગીત કે ગેયત્વથી સ્વતંત્ર એવું પાઠ્યત્વ કે ગુંજનક્ષમતા, લયાનુસારી અર્થ નહિ, પણ અર્થાનુ-સારી લયસાધના, ઊર્મિને ઊર્મિલતામાં સરી પડતી અટકાવનાર બુદ્ધિસંયમ, સ્પર્શક્ષમ કલ્પનામૂર્તિઓ – ગાંધીયુગની ઉત્તમ કવિતાની આ બધી વિશિષ્ટતાઓ બીજરૂપે પ્રો૦ ઠાકોરની રચનાઓમાં આપણને જોવા મળે છે.

કવિતાતત્ત્વની દૃષ્ટિએ જોઈએ તો 'ભણકાર'ની ઉત્તમ કૃતિઓ – 'આરોહણ' અને 'રેવા', 'ભણકારા'ને 'ક્રૌંચ સાગર', 'જૂનું પિયરઘર' અને 'વધામણી', મૈત્રીનાં ને બુઝર્ગીનાં કેટલાંક સૉનેટો વગેરે–પોતાની કર્ણમંજુલ લયમાધુરીથી, કલ્પનાની

રમણીય લીલાથી, દૃષ્ટિ પાસે જીવંત બનીને તરી રહેતી ચિત્રમાળાથી અને હૃદયના મર્મને સ્પર્શી જવાની શક્તિથી ગુજરાતી કવિતાનું किमपि समृद्धं सौभाग्यं બની છે. પ્રો૦ ઠાકોરની કવિતાદૃષ્ટિ કાવ્યમાં પોચટતાનો ને લાગણીવેડાનો નહિ, પણ બલિષ્ઠતાનો અને પૌરુષનો પુરસ્કાર કરે છે; શબ્દાળુતા અને વાગ્ડંબરનો નહિ, પણ મિતાક્ષરતા અને અર્થઘનતાનો આગ્રહ રાખે છે; કેવળ શબ્દને કે કેવળ સંગીતને નહિ, પણ વિચારને — વિચારને એટલે Thoughtને નહિ, પણ રસ્કિન જેને idea કહે છે અને પ્રો૦ ઠાકોરે પાછળથી જેને 'ધ્યર્થ' તરીકે ઓળખાવ્યો છે તેને — અને અર્થને પ્રાધાન્ય આપે છે.

કાવ્યવિવેચનમાં એમણે કાવ્યસમગ્રની મન-ગંભીર અને મૌલિક સિદ્ધાન્ત-ચર્ચા કરવા ઉપરાંત 'આપણી કવિતાસમૃદ્ધિ' અને 'કવિતાશિક્ષણ' દ્વારા એ સિદ્ધાન્તોનો વ્યવહારમાં વિનિયોગ કરીને, મુગ્ધરસિક વાચકોની રસવૃત્તિને ઘડવાનું અને સંસ્કારવા–સંમાર્જવાનું કાર્ય કર્યું છે. અને શાસ્ત્રીય, નિર્ભય, બિનઅંગત અને સ્પષ્ટભાષી વિવેચનને એમણે પોતાની વિશિષ્ટ ગદ્યશૈલીમાં મઢ્યું છે.

પ્રો૦ ઠાકોરની વિવેચનાત્મક કૃતિઓમાં સૌથી આગળ તરી આવતું લક્ષણ એમની દૃષ્ટિની અનન્યતા છે. બીજાઓના અભિપ્રાયથી દોરવાયા કે દબાયા વિના, એ સ્વતંત્ર રીતે દરેક પ્રશ્નને તપાસે છે ને પોતાનો નિર્ણય બાંધે છે. આને પરિણામે, કેટલીક વાર, અલબત્ત, એવું પણ થયું છે કે પ્રચલિત માન્યતાઓથી જુદો અભિપ્રાય આપવામાં જ એમણે સંતોષ માન્યો હોય, તો, બીજી તરફ, એમની નવતર વિકાસનાસક્તિને પરિણામે, એમની વિચારણામાં, કેટલીક વાર, વિવિધ દૃષ્ટિબિન્દુઓનો સંગ્રહ થતો ગયો છે. અને એમની વિશિષ્ટ દૃષ્ટિ અને એમની બલિષ્ઠ અને ઘનિષ્ઠ ગદ્યશૈલીને લીધે એમની વિવેચનાત્મક અને વિચારાત્મક કૃતિઓ વિચારપ્રેરક અને વિચારપોષક અવશ્ય બની છે.

એક જમાનો એવો હતો, જ્યારે પ્રો૦ ઠાકોરનો મત ગુજરાતી કવિતામાં સર્વોપરી ગણાતો હતો. એમનો પ્રવાહી અનુષ્ટુપ, એમનાં ગુલબંકી અને મિશ્રજાતિ, એમનો યતિવિરામ — શૈથિલ્યવાળો પૃથ્વી અને એમનાં સૉનેટ : આ બધાંએ ગાંધીયુગના નાના-મોટા બધા જ કવિઓ પર ભુરકી નાખેલી. એ સમયના કોઈ પણ સાહિત્યક સામયિકનો કોઈ પણ અંક લો. પ્રો૦ ઠાકોરની પ્રયોગશાળામાં જેનો ઘાટ ઘડાયો ન હોય તેવી કૃતિ તેમાં અપવાદરૂપે જ મળવાની. આમાં ગાંધીજીના સર્વતોભદ્ર વિભૂતિમત્ત્વના સંસ્પર્શથી પુલકિત થયેલા કાલપુરુષની લીલા, અલબત્ત, ઓછી નહોતી. દેશમાં કાશ્મીરથી કન્યાકુમારી અને કલકત્તાથી કચ્છપ્રદેશ સુધી ચૈતન્યનો મહોદધિ હેલે ચડયો હતો. જૂની ભાવનાઓ અને જૂનાં મૂલ્યોમાં પ્રજાને રસ રહ્યો નહોતો. માત્ર ગુજરાતી કવિતા પૂરતી જ વાત કરીએ તો નરસિંહરાવનું આકર્ષણ તો કદી પણ ઝાઝું જામવા પામ્યું જ હોતું. અને ન્હાનાલાલની નવીનતાનું કામણ ઓસરવા લાગ્યું હતું; એટલું જ નહિ પણ

એમના વકતવ્ય અને અભિવ્યકિતની રીતિની એકવિધતા પણ પ્રકટ થવા લાગી હતી, પ્રજાનું માનસ કંઈક નવું, કંઈક સંગીન, કંઈક મૂર્ત અને સ્પર્શક્ષમ; કંઈક બલિષ્ઠ અને સઘન માગી રહ્યું હતું. એ પામવાની શકયતા તેને દેખાઈ પ્રો૦ ઠાકોરની કવિતામાં અને કવિતા કરતાં યે વધારે તો તેમની કવિતાદષ્ટિમાં. એટલે એ યુગના આપણા લગભગ બધા જ મુખ્ય મુખ્ય સર્જકો, તેમની ઉદીયમાન દશામાં, વકતવ્યની દષ્ટિએ ગાંધીજીથી અને રીતિની દષ્ટિએ પ્રો૦ ઠાકોરથી પ્રભાવિત થયા. આમ, પોતાના અનુગામી યુગની કવિતા પર પોતાની મુદ્રા સમર્થ અને વ્યાપક રીતે અંકિત કરી જવાનું જે સદ્‌ભાગ્ય પ્રો૦ ઠાકોરને મળ્યું છે તે આપણી કવિતાના ઈતિહાસમાં બીજા કોઈ કવિ કે વિવેચકને મળ્યું હોય તેમ મને લાગતું નથી.

સર્જન અને વિવેચન, તેમ જ ગદ્ય અને પદ્ય, બન્નેની સતત ઉપાસનામાં જેમ એક તરફ પ્રો૦ ઠાકોરની પ્રયોગશીલતા અને 'નવતર વિકાસનાસકિત'નું દર્શન થાય છે તેમ બીજી તરફ તેમના ગ્રહમુકત, (open), તાજગીભર્યા, નિત્યયુવાન માનસનો પરિચય થાય છે; તો ત્રીજી તરફ એ ઉપાસનામાં ગુજરાત જાતે સંસ્કારસમૃદ્ધ બનીને હિન્દને કઈ રીતે સબળ બનાવે, તેનું મનનચિન્તન દેખાઈ આવે છે. આમ, સંસ્કારસંપન્ન અને બુદ્ધિમય ગુજરાતનું સ્વપ્ન પ્રો૦ ઠાકોરે હમેશાં સેવ્યું છે; એટલું જ નહિ પણ ગુજરાતી પ્રજાનો ઉત્કર્ષ એ એમની ચિન્તાનો વિષય રહ્યો છે.

પ્રો૦ ઠાકોરનું સ્થાન આપણા સાહિત્યમાં સળંગ, અગેય, પદ્યરચનાના પ્રયોગ–વીર તરીકે, કવિતાના સન્નિષ્ઠ ઉપાસક તરીકે અને નરી શબ્દાળુતા અને નિરર્થ લય–લીલામાં સરી પડતી ગુજરાતી કવિતાને મિતાક્ષરતા અને અર્થાનુસારી લયસાધનાના ક્ષેત્ર ભણી સમર્થ રીતે વાળી જનાર બલ-ભદ્ર તરીકે ચિરંજીવ રહેશે.

એમની જન્મશતાબ્દીને આ અવસરે આપણે આપણા એ 'શ્વેતકેશી પિતર્'ની સ્મૃતિને કૃતજ્ઞભાવે વંદન કરીએ ને કહીએ કે:

–પુષ્પે પાને વિમલ હિમમોતી સરે, તેમ છાની<br>
બાની ભીની નિતરિ નિગળે અંતરે શીય, સેહ્‌ની!

૨૫–૧૦–૧૯૬૯.



| | | |
|---|---|---|
| આકળબિંદુ | જોઈ નવોઢા | આશ ઘડૂલો |
| ચંદરમાનાં આંસુ | લજામણીનો છોડ | સરવર - જલમાં |
| લૂછે સૂરજ. | હસી પડે છે! | તરે એકલો. |

**ત્રિદલ ☐ મુરલી ઠાકર**

['અને પછી ત્યહીં, સાગર ન હતો ક્યહીં!]

સ્મૃતિ □ જ્યોર્જ સેફરિસ □ રેકસ વૉર્નર □ રમેશ જાની

અને હું—
મારા હાથમાં એક વાંસળી સિવાય બીજું કશું જ ન હતું;
રૅશન રાત્રિ, ઓગળતો ચન્દ્ર
અને છેલ્લા સરવડે સોડમતી ધરતી.
મનોમન બોલ્યો: સ્મૃતિને તું જ્યાં જ્યાં સ્પર્શે છે
ત્યાં ત્યાં વેદના જાગી ઊઠે છે,
હવે ક્યાંય આકાશ પણ નથી અને સાગર પણ નથી,
દિવસ દરમિયાન કરેલા શિકારને ગાડામાં ભરીને
એઓ પેલી પહાડીઓની પાછળ એનો નિકાલ કરી આવે છે.
અભાનપણે મારી આંગળીઓ
વાંસળી પર ફરી રહી હતી.
સંધ્યાટાણે એક વૃદ્ધ ગોવાળને મેં નમસ્કાર કર્યા
એણે એ હોંશે હોંશે ઝીલ્યા,
પણ બીજાઓએ તો નમસ્કાર—બમસ્કારની વાતને જ
ખાડમાં ઉશેટી દીધી;
એઓ જાગે છે, દાઢી કરે છે
અને દહાડાભરના શિકાર ખેલવાને કામે
બહાર નીકળી પડે છે:
જાણે વધ્યાંઘટ્યાં છાલપીંછડાંને છીણી ન નાખવાના હોય,
કોઈ ગંભીર શસ્ત્રક્રિયા ન કરવાના હોય, એમ—
પદ્ધતિસર,
કશી યે લાગણી વિના...
પોતાને કામે બહાર નીકળી પડે છે!
વેદના તો શબ છે, પેટ્રોકલસના જેવું;
અને એ વિષે કોઈ ક્યારેય કશી ભૂલ નથી કરતું.
મને કોઈ ગત બજાવવાનું મન થયું
પણ ત્યાં તો હું પેલા અવર લોકથી શરમાઈ ગયો.
એ લોક મને હેરી રહે છે—
રાત્રિની પેલી પાર રહીને.

અનેક જીવંત દેહ અને અનાવૃત્ત હૈયાંના તાણેવાણે
ગૂંથાયેલા મારા અંતરતમ પ્રકાશના ગહનમાંથી.
મારા એ પ્રકાશમાં છે પ્રેમ –
એવો પ્રેમ
જે
પ્રત્યેક માનવીનું અને પાષાણનું
જલનું અને તૃણ માત્રનું
અરે, પેલી ભયાવહ દેવીઓનું પણ પરમ વિત્ત છે:
અને મારા એ અંતરતમ પ્રકાશમાં રચાયેલી છે
પોતાને લઈ જવા આવેલા કૃતાન્તનાં નયનોમાં
પરોવાઈ રહેલી કોઈ પ્રાણીની દૃષ્ટિ.

અને અંતે
હું મારા અંધાર-પથ પર આગળ વધ્યો.
મારા બગીચાના ઝાંપા તરફ વળ્યો.
ત્યાં ખાડો કરીને મારી વાંસળીને
મેં એમાં દફનાવી દીધી.
ફરીથી હું મનોમન બોલ્યો :
કોઈ પ્રભાતે જરૂર અહીં
પુનર્જીવનનું પર્વ પધારશે;
વસંતમાં તેજે લખલખી રહેતાં વૃક્ષોની જેમ
એ પ્રભાતે તુષારબિન્દુઓ પણ ઝગમગી રહેશે.,
ફરીથી અહીં સાગર હિલોળી રહેશે
અને ફરી, ફરી એકવાર, દેવી એફ્રોડાઈટ
મોજાંઓના ફેનિલ વલોણામાંથી
બહાર તરી આવશે.
આપણે તો છીએ માત્ર
મૃત્યુ પામતાં બીજ ! ......

અને મેં
મારા શૂન્ય ગૃહમાં પ્રવેશ કર્યો.

## તાડવૃક્ષો □ ડિયાગાકુ હોરિગુચી □ મુરલી ઠાકુર

ઊંચા મિનારા શાં આ તાડવૃક્ષો
એક હારમાં ઊભાં છે.
પૃથ્વીના સંતાપથી ક્યાંય પર જવા
સ્વર્ગ ભણી – ઉદ્‌ગ્રીવ – દૃષ્ટિ રાખી
ઊંચે ને ઊંચે એ વધ્યે જ જાય છે
અસહાયતાથી આમતેમ હાલતા
એમના આ અવિશ્રાન્ત હાથ
પૃથ્વીથી ઊંચે ને ઊંચે આભલાં ભણી ઊંચકાતા જાય છે
આભાસી દષ્ટ શાં નિત્ય સરકતાં
એ આભલાંને, ક્યાંથી આંબવાના હતા એમના હાથ?
આભે પ્હોંચવાનો કોઈ માર્ગ નથી જડતો –
ત્યાં તો જાંબુડિયા સાંજ ઊતરી આવી છે
પૃથ્વી ઘેરા પડછાયામાં ડૂબી રહી છે
પશ્ચિમ આકાશમાં સંધ્યા-તારો ડોકિયું કરે છે –
પોતાની જાંબુલવર્ણી રૂપેરી ધૂપદાની હલાવતો
અને એવે ટાણે, આ તાડ વૃક્ષો –
તપ કરતા ભિખ્ખુઓ જેવા લાગે છે
એકેએક વૃક્ષ –
ઊંચા શ્યામ ક્રુસ શું પ્રાર્થના કરે છે.
પવિત્ર ઘંટારવને પવન મુખરિત કરે છે.
અને સમુદ્રની લહરીઓ અવિરત પ્રાર્થનાઓ ગણગણે છે.
સોનામઢી એક જાંબુડિયા રંગની ઉનાળુ સંધ્યાએ.
માનવીય વાસનાના વમળમાંથી ઊંચે ઊઠતાં –
આ તાડ વૃક્ષો – સ્વર્ગનાં મંગલ મંદિર શાં દિસે છે.
શાન્ત ચિત્તે, પ્રાર્થના–લીન
આ તાડવૃક્ષો પવિત્ર ક્રુસ શાં આ તાડવૃક્ષો
એ શું તાડવૃક્ષો જ છે?
કે મારો આત્મા?

□

## ગોરીના ગેરુઆ વાળ □ ટોશિયો ટાકેમુરા

કેલી-ક્રિડાની કાનમાં જાણે વાત કહેતાં
કુમળા પાનખરનાં આ સૂર્યકિરણો, તથા
ઝોકાં ખાતી કો રમણીના રૂપાળા કેશની સાથે
અડપલાં કરતા આ પવનો
'ડેક' પર અવિરત વહ્યો જાય છે.
સૂર્યકિરણે ધોયેલ આ ખુલ્લા 'ડેક' પર
લાવ ખુરશી ઢાળી બેસું.
અને આ ચમકતા ભૂરા સાગર પર
આમથી મીટ માંડી રહું.
અને — આ સળિયા પર લળીને ઊભેલી
સૂર ઘૂંટતી કો રમણીને સુણું,
આ 'ડેક' પર પાનખરનો આત્મા ઘૂમી રહ્યો છે
અન્ને વચ્ચે વહે છે લ્હેરખીઓ.
પાકટ સૂર્ય—પ્રકાશને તથા
સ્વપ્નોમાં લીન પેલી ઝોકાં ખાતી
રમણીના રૂપાળા કેશને ઓળતા
વાયરા વહ્યો જાય છે.
□
હવે ઠંડક વધતી જાય છે.
બત્તી પર ઘૂમતાં જીવડાં ખૂબ અવાજો કરે છે
હું મારી ઝૂંપડીનું બારણું બંધ કરી દઉં છું
પછી ?
મારો જ પડછાયો —
જટાળા કો ડાકુશો મહાકાય બનતો જાય છે
સ્વસ્થ — ખૂબ સ્વસ્થ —
અને હું — ?
ચાના ઘૂંટડા ગટગટાવતો લખ્યે જ જાઉં છું
રાત ઘેરાતી જાય છે, —
વર્ષોથી લપેટી મૂકી રાખેલી
બંડી કાઢી હું પહેરી લઉં છું.
એમાંથી ભૂતકાલીન પ્રિય દિનોની સુગંધ આવે છે.
અને એ — મને વધુ અટુલો બનાવી દે છે.

## પાનખરની એક રાત □ ફ્યુજી ટાંકા

**નામ □ સુધીન્દ્રનાથ દત્ત □ ભોળાભાઈ પટેલ**

ચાહું છું, ચાહું છું, આજેય માત્ર તને ચાહું છું,
આજેય કહું છું,
જનશૂન્યતાને કાને રુદ્ધ કંઠે કહું છું આજેય કહું છું—
તારે અભાવે મને અસહ્ય થઈ પડી છે આજ,
ભવિષ્ય બંધ અંધકાર જેવું જણાય છે,
કામ્ય છે માત્ર સ્થવિર મરણ.
નિરાશ અસીમમાં આજેય નિરપેક્ષ તારા આકર્ષણે
લક્ષ્યહીન કક્ષમાં મને બંદી કરી રાખ્યો છે, પ્રેયસી;
જેની ગતિ થંભી છે એવી આંખોમાં
જ્યોતિષ્ટના નિસ્સાર નિર્મોકમાં
વિકસી ઊઠે છે અતીતનો પ્રતિભાસ.
મારા જાગ્રત સ્વપ્નલોકમાં
એક માત્ર અસ્તિત્વ તારું છે, તારું સ્મરણ જ માત્ર સત્ય છે.

તોયે મારું મન
ઇચ્છતું નથી મોહનો આશ્રય.
જાણુ છું, તું છે મરીચિકા; તારી સાથે પ્રાણવિનિમય
કોઈ દિવસ થવાનો નથી મારો.
મારી પાતાળમુખી વસુધાનો ભાર,
જાણું છું, એમાં કોઈ ભાગ પડાવી શકશે નહિ;
મને નિઃશેષ પીસી નાખીને, ભળી જશે નિશ્ચિહ્ન નાસ્તિમાં
એક દિવસ જાતે રચેલી આ પૃથ્વી મારી.

જાણું છું, વ્યર્થ છે, વ્યર્થ છે તે નિરૂપમ સાંજ
જ્યારે મારા ચહેરા ભણી જોઈ
તારા અગાધ નયનોમાં ફલદા સ્વાતિનાં પુણ્યવારિ
ઊભરાઈ આવ્યાં હતાં એકદમ.

જાણું છું, તે વનમાર્ગે, હમેશના પ્રેમનિવેદનથી
પોતાને છળીને,
પ્રવેશ્યો નથી તારા મર્મમાં, નિર્જના ગહનમાં,
ભેગો કર્યો હતો માત્ર જુઠાણાનો કચરો.

જાણું છું, કેટલી યે તરુણીઓના ગાલ
આવી અધીરતાથી સોવાર રંગી દીધા છે;
અનુપૂર્વ પથિકાના ચરણોથી
વજાહત અશોકને ધૃષ્ટતાથી કર્યો છે વિનીત
ક્ષણિક પુષ્પના લોભથી. ધીરે ધીરે
તેઓનાં પગલાં ભૂંસાઈ ગયાં છે તડકામાં, વર્ષામાં, આંધીમાં;
યુગાન્તરે યુગાન્તરે
તારી સ્મૃતિ પણ, જાણું છું, તેવી રીતે ધૂળમાં ખોવાઈ જશે.

છતાં ય ચાહે છે, પ્રાણ મારો તને જ ચાહે છે
છતાં ય આજે પ્રેતપૂર્ણ ઓરડીમાં
અદમ્ય ઉદ્વેગ મારા અવ્યકતને અપમાનિત કરે છે;
અનંત ક્ષતિની ચેતના જપે છે તારું પરાક્રમી નામ —
નામ — માત્ર નામ — માત્ર નામ.



રશિયન કવિતા

રાજધાનીની ભીડમાં ભટકી રહ્યો છું.
ઝરણાંઓનાં જળથી નિર્લિપ્ત.
અસંગતપણે ઉત્તેજિત.
અગમ્ય તારુણ્ય આ !
ટ્રામમાં ઘૂસું છું ધક્કામુક્કી કરીને,
જૂઠું બોલું છું હિંમતથી.
પોતે જ પોતાની પાછળ દોડું છું,
પરંતુ પકડી નથી શકતો.
આશ્ચર્ય થાય છે મને,
જંગી જહાજો પર,
વિમાનો પર,
પોતાની જ કવિતા પર ......
મારા પર ધન-દોલત તો વરસાવી,
પરંતુ કહ્યું નહિ કે —
આખરે આ બધાંનું હું કરું શું ?

ભીડમાં ☐ યેવતુશેન્કો ☐ મંગળ રાઠોડ

**એક ક્ષણ ચિત્ર ☐ બા. ભ. બોરકર**

સભર સભર બે ઘડૂલા
ઉપવનભર છલકાયા;
ભીંજેલાં બે નયન
નિમિષમાં મધથી મલકાયાં.

અમલ કમલ બે કળીઓ
મધુગંધ થકી ઊભરાઈ;
રસવિલોલ સ્વર ગુંજારવ
સમયોચિત રહે ગાઈ.

સ્મરવિહ્વલ બે માનસ
સણકીને ઝણઝણ્યાં;
ફરફરતી આ સાંજે
પાન પાન રણઝણ્યાં

☐ **ગુરુનાથ સામંત**

મેં મારી કવિતા
તને વાંચી સંભળાવી’તી.
તેં કહ્યું’તું:
“સમજાતી નથી”

કોરા ચહેરાની
તે એક બપોર
મેં એવી જ
સાચવી રાખી છે.

☐ **આ. ના. પેડણેકર**

મારો કશા પર
વિશ્વાસ રહ્યો નથી
—આ મારા શબ્દો પર પણ નહીં.

**અરે અતિથિ ☐ વા. રા. કાંત**

કોણ તું ફૂલોને પગલે આવે
નક્ષત્રોનાં નેત્રે નીરખે
જાય ત્યારે માત્ર પાછળ મૂકતો જાય
દગ્ધ પદચિહ્નો
બૂઝતાં દાવાનળનાં
કોણ તું?
આકાશે અંધારાને પૂછ્યું
ત્યારે
તારાઓ પાણીમાં કંપતા હતા
ચંદ્રબિંબ ડુંગરમાં ઘસાતું જતું હતું
મન માંહેના ચંદનની જેમ
તથાગતના.

સર્વ રીતે આયુષ્યનો વિચાર કર્યો હતો
સાવધાનીપૂર્વક સભ્ય રહ્યો હતો.
આડુંતેડું બોલ્યો ન્હોતો મર્યાદા ઓળંગીને
ચાર જણમાં આસ્થાથી હળ્યોભળ્યો હતો.

આયુષ્યને પરમેશ્વરની ઇચ્છા સમજીને
દુ:ખોને મનમાં દાટીને શાંત રહ્યો હતો.
દેહથી અલગ થઈને સ્વત્વ શોધ્યું
કર્મરત થયો હતો.

નાઈલાજે ઉરસ્ફોટ થયો
ત્યારે રાતના અંધકારમાં એકલો રડયો
આંખ લૂછતાં
પરમેશ્વરને કાળજીપૂર્વક ગાળ દીધી
મનમાં, ચાર જણમાં!

**ચાર જણમાં ☐ શરદ સાટમ**

**અપરિચિત** ☐ **સુરેશ દલાલ**

આવતાની સાથે એણે પૂછ્યું:
"મને ઓળખો છો?"
ખરાબ ન લાગે એથી મેં કહ્યું:
"કેમ નહીં? ક્યાંક જોયા હોય એમ લાગે છે!"
ખરેખર, હું ક્યારેય એમને મળ્યો હોઉં
એવું મને યાદ નથી
સંગીતની ધમાલમાં
કૉફીના કપમાં ચમચી હલાવતાં
સિગારના ધુમાડાની વચ્ચે
હૉટેલમાં
જો કોઈકને જોયા હોય તો
કદાચ, મને યાદ આવે
પણ –
કોઈક હિલસ્ટેશન પર
સૂર્યના આથમતા તેજમાં
જો કદાચ એમને જોયા હોય તો
યાદ નથી.
દીવાલ પર કેટલાંક ચિત્રો
ક્યારેય લટકતાં નથી હોતાં
અને
ચિત્રો લટકે છે ત્યારે પણ
દીવાલ જ હોય છે.
બેડરૂમમાં હું હોઉં છું ત્યારે
પડદાની ઘંટડીઓમાં
કોઈ રણકાર સંભળાયો છે ખરો.
પણ હું આંખ મીંચીને પડ્યો હોઉં છું
એટલે એ રણકાર જોયો હોય તો
યાદ નથી
વૃક્ષોને જોયા વિના
વૃક્ષ નીચેથી પસાર થઈ જવાની
મને આદત પડી છે.
પોતાની છાયા ઉઠાવીને
આવનાર વ્યક્તિ ચાલી ગઈ
ત્યારે મને સહેજ શંકા પડી,
કદાચ, એ હું તો નહીં હોઉં?
હોઉં તો પણ શું!
હું એને ઓળખતો હોઉં
એવું મને
ક્યારે ય લાગ્યું નથી!

## અભિસાર ☐ રવીન્દ્રનાથ ટાગોર ☐ ઝવેરચંદ મેઘાણી

મથુરા શે'રની રાંગે સંન્યાસી ઉપગુપ્ત કો',
સંકોડી ઈન્દ્રિયો સર્વ એક રાત સૂતો હતો,

પવનમાં પુરદીપ ઠરેલ છે,
જન તણાં ગૃહદ્વાર બીડેલ છે;
ગગનનાં ભર શ્રાવણ—તારલા
ઘનઘટા મહીં ઘોર ડૂબેલ છે.

ઓચિંતી અંધકારે ત્યાં ગુંજી છે પગઝાંઝરી:
યોગીની છાતીએ પાટુ કોના પાદ તણી પડી?
ચમકી પલક માંહે સંત જાગી ઊઠે છે,
સુખમય નિદરાના બંધ મીઠા તૂટે છે.
ઝબૂક ઝબૂક જ્યોતિ ગુપ્ત કો' દીપકેથી
કરુણ વિમલ નેત્રે સંત કેરે પડે છે.

નામે વાસવદત્તા કો' પુરવારાંગના વડી
ચડેલી છે અભિસારે, માતેલી મદયૌવના;
અંગે ઝૂલે પવન—ઊડતી ઓઢણી આસમાની,
ઝીણી ઝીણી ઘુઘરી ઝણકે દેહ—આભૂષણોની;
પ્યારા પાસે પળતી રમણી અંધકારે અજાણે
સાધુગાત્રે ચરણ અથડાતાં ઊભી સ્તબ્ધ છાની.

અભાગી કોણ સૂતું તે દેખવા દીવડો ધરે:
યોગીને અંગડે ગૌર નવેલી શેઠની ઝરે.

તરુણ સૌમ્ય સુહાસવની વચે
નયનથી કરુણા-કિરણો દ્રવે;
મધુર ઇન્દુ સમી સમતા-સુધા
વિમલ લાલ લલાટ થકી ઝરે.

લજ્જાભારે નમ્યાં નેત્ર, લાલિત્યે ગળિયું ગળું;
આજીજીના સ્વરો કાઢી યાચે છે અભિસારિકા:

"ક્ષમા કરો! ભૂલ થઈ, કુમાર!
કૃપા ધારી, જો મુજ ઘેર ચાલો;
તમે મૃદુ, આ ધરતી કઠોર,
ઘટે ન આંહી, પ્રિય, તોરી શય્યા."

કરુણ વચન બોલી યોગી આપે જવાબ,
ટપકતી અધરેથી માધુરીપૂર્ણ વાણી:

"નથી નથી મુજ ટાણું, સુંદરી! આવ્યું! લાવાં;
જહીં તું જતી જ હો ત્યાં આજ તો જા, સુભાગી!
જરૂર જરૂર જ્યારે આવશે રાત મારી,
વિચરીશ તુજ કુંજે તે સમે આપથી હું."

ઓચિંતો આભ ફાડે લસલસ વીજળીજીભ ઝુલન્ત રાચું,
કમ્પી ઊઠી ભયેથી રમણી રજની-અંધાર એ ઘોર વચ્ચે;
વાવાઝોડું જગાવી પવન પ્રલયના શંખ ફૂંકે કરાલ,
આભેથી વજ્ર જાણે ખડખડ હસતું મશ્કરી કો'ની માંડે!

વીત્યા છે કૈં દિનો-માસો અષાઢી એહ રાતને;
વર્ષ પૂરું નથી વીત્યું-સંધ્યા ઢોળાય ચૈત્રની.

ફરર ફરર ફૂંકી આકળો વાયુ વાય,
સડક પર ઝુકેલા વૃક્ષને મ્હોર બેઠા;
ઊઘડી ઊઘડી મ્હેકે રાજબાગે રૂપાળાં
બકુલ, રજનીગંધા, પુષ્પ પારુલ પ્યારાં.

વાયુની લ્હેરીએ વ્હેતા આવે દૂર સુદૂરથી,
મંદ મંદ સુરા–ભીના ધીરા કે સ્વર બંસીના;

નગર નિર્જન : પૌરજનો બધાં
મધુવને ફૂલ–ઉત્સવમાં ગયાં;
નીરખતો ચુપચાપ સૂની પુરી
હસી રહ્યો નભ પૂનમચાંદલો.

સૂને પંથે નગર મહીં એ નિર્મળી ચાંદનીમાં,
સંન્યાસી કો' શરદ ઘન શો એકલો જાય ચાલ્યો;
એને માથે તરુવર તણી શ્યામ ઘેરી ઘટાથી
વારે વારે ટહુ ! ટહુ ! રવે કોયલો સાદ પાડે.

આવી શું આજ એ રાત્રિ યોગીના અભિસારની !
આપેલા કોલ આગુના[1] પાળવા શું પળે છ એ !

નગર બા'ર તપોધન નીસર્યો,
ગઢની રાંગ કને ભમવા ગયો;
તિમિરમાં સહસા કંઈ પેખિયું :
વનઘટા તણી છાંય વિષે પડ્યું.

પડી નિજ પગ પાસે એકલી રંક નારી.
તન લદબદ આખું શીતલાના પરુથી;
વિષ સમી ગણી એની કાળી રોગાળી કાયા,
પુરજન પુરબા'રે ફેંકી ચાલ્યા ગયા'તા.

સંન્યાસીએ નમી નીચે માથું રોગવતી તણું
ધીરેથી ઝાલીને ઊંચું પોતાના અંકમાં ધર્યું.

સૂકા એના અધર પર સીંચી રૂડી નીરધારા,
પીડા એને શિર શમવવા શાંતિમંત્રો ઉચાર્યા :
ગેગેલા એ શરીર ફરતો ફેરવી હાથ ધીરો,
લેપી દીધો સુખડઘસિયો લેપ શીળો સુંવાળો.

---

૧. આગુના=આગળના

પૂછે રોગી : "મુજ પતિતની પાસ ઓ આવનારા !
આહીં તારાં પુનિત પગલાં કેમ થાયે, દયાળા ?"
બોલે યોગી : "વિસરી ગઈ શું કોલ એ, વાસુદત્તા !
તારા-મારા મિલનની, સખિ ! આજ શૃંગારરાત્રિ."

અર્ઘ્યાં પુષ્પો શિરે એને, કોકિલા ટહુકી ઊઠી :
પૂર્ણિમારાત્રિની જાણે જ્યોત્સ્નાછોળ છલી ઊઠી.
યુગવંદના ]

વાણી માત્રમાં અર્થ હોય છે; અને તો પછી કવિની વાણીમાં તો વિશેષ અર્થ હોવો જોઈએ. 'અભિસાર'માં આ વિશેષ અર્થ શોધવાની મહેનત કરીએ. સ્પષ્ટ રીતે કવિતાનાં બે ખંડ પડી જાય છે. અથવા તો એમ કહીએ કે કવિતામાં બે અભિસારની વાત છે. એક વાસવદત્તાનો સાધુ ઉપગુપ્ત પ્રત્યેનો અભિસાર; અને બીજો સાધુ ઉપગુપ્તનો વાસવદત્તા જોડેનો અભિસાર. આ બે સ્થંભો ઉપર જાણે કવિએ આ કવિતાનું સિંહદ્વાર રચ્યું છે.

એ પણ કવિએ અસ્પષ્ટ રહેવા દીધું નથી કે કવિને કયો અભિસાર આ કવિતામાં અભિપ્રેત છે કારણકે પહેલા અભિસારને અંતે જ કવિએ ઉપગુપ્તની અસંમતિ તો "નથી નથી મુજ ટાણું સુંદરી આવ્યું હાવાં" એમ કહીને બતાવી જ છે. પણ વાણી વિનાની જે જડ પ્રકૃતિ છે તેની પણ અસંમતિ બતાવવાનું ચૂક્યા નથી. પ્રકૃતિ પણ જાણે આ માગણીને ભારે હસવા જેવી, એટલું જ નહીં પણ ઠપકો આપવા જેવી ગણે છે. ઉપગુપ્તનો જવાબ પૂરો થતાં જ

"ઓચિંતો આભ ફાટે લસલસ વીજળી જીભ ઝૂલંત દાચું"

* * * *

"વાવાઝોડું જગાવી પવન પ્રલયનાં શંખ ફૂંકે કરાળ
આભેથી વજ્ર જાણે ખડ ખડ હસતું મશ્કરી કોની માંડે?"

જાણે પ્રકૃતિ પણ વાસવદત્તાની મશ્કરી કરતાં કહે છે : "અરે મૂર્ખી ! તેં બધાંને તારા જેવાં ગણ્યાં ? તું કોની પાસે આ બધો બકવાદ કરી ગઈ ?"

પણ જડ પ્રકૃતિ કરતાં યોગી તો ઉચ્ચતર જ હોય. તેણે તો આવો કોઈ ઠપકો અભિસારિકાને આપ્યો જ નહીં. તેણે તો ઊલટું એમ જ કહ્યું છે : "હે સુંદરી ! આજે તો તું જ્યાં જતી હો ત્યાં જા."

"જરૂર જરૂર જ્યારે આવશે રાત મારી
વિચરીશ તુજ કુંજે તે સમે આપથી હું"

કેવી અદ્‌ભુત કોમળતા છે! ગામની વારવનિતા, લોકને હિસાબે પાપનાં કાદવમાં ગળાબૂડ ડૂબેલી કહેવાય. તે તથાગતના પરમ શિષ્યની પાસે માગણી કરે છે કે: "હે કુમાર! તમે મૃદુ છો અને આ ધરતી તો કઠોર છે. અહીંયાં તે તમારી પથારી શોભે? મારે ઘેર ચાલો." અભિસારિકાના મનમાં આત્મયીતા એટલી બધી હદે વસી ગઈ છે કે જ્યાં જવા નીકળી છે તે તો વીસરાઈ જ ગયું, પરંતુ પોતાની અને સાધુની વચ્ચે રહેલું અંતરે વિસરી જ ગઈ છે. અને ઘેલીની જેમ બોલી ઊઠે છે:

"ઘટે ન આંહિ પ્રિય તોરી શૈયા:" આગલી લીટીમાં 'તમે મૃદુ'થી શરૂ કર્યું છે અને અંત 'તોરી શૈયા'થી આવી ગયો છે. 'તોરી' શબ્દ આ સહજ અને અત્યંત નિકટભાવે કહેવાયો. પણ કોઈ સાધારણ યોગી હોત (દુર્વાસા નહીં) તો કઠોર વાણીમાં આપ્યો જ હોત. પણ ઉપગુપ્ત અસાધારણ યોગી છે. અને એનો અણસાર આરંભમાં જ કવિએ સૂચિત કરી દીધો છે.

"મથુરા શે'રની રાંગે સંન્યાસી ઉપગુપ્ત કો
સંકોરી ઈન્દ્રિયો સર્વે એક રાત સૂતો હતો."

'સંકોરી ઈન્દ્રિયો સર્વે' તેમાં યોગીની સહજશકિતનું કવિએ આપણને કહી દીધું છે. સામાન્ય માણસ સૂએ છે પણ તેની ઈંન્દ્રિયોની ક્ષુધાને સુવાડી હોતી નથી. એટલે એને નિ:સ્વપ્ન નિદ્રા હોતી પણ નથી. અહીં સાધુનું તેવું નથી. એટલે આગળ જ્યારે વાસવદત્તાના પગની પાટુ યોગીની છાતીએ લાગે છે ત્યારે પણ કવિએ વર્ણવ્યું છે:

"સુખમય નિદ્રાના બંધ મીઠા તૂટે છે"

નિદ્રા સુખમય જ હતી, અને એથી જાગૃતિ પણ સુખમય જ હોય.

એક બાજુથી સંકોરેલી ઈન્દ્રિયોવાળો, કરુણ વિમળ નેત્રવાળો સાધુ અને તેની સામે ઊભી છે વાસવદત્તા, અને તે કેવી? "માતેલી મદયૌવના." અને છતાંયે પણ આ મદમત્ત યુવતી જ્યારે સાધુને ગઢની રાંગ પાસે ભોંયપથારીએ સૂતેલો જુએ છે ત્યારે તેને તે કેવો દેખાય છે?

"તરુણ સૌમ્ય સુહાસવતી એ
નયનથી કરુણા કિરણો દ્રવે
મધુરેન્દુ સમી સમતા સુધા
વિમલ લાલ લલાટ થકી ઝરે"

કવિએ કેવી બારીક નકશીનું કામ કર્યું છે! લલાટ કેવું છે? વિમલ, કશીયે કરચલીઓ વિનાનું. જેના ચિત્તની અંદર આવેગ–પ્રતિવેગનાં મોજાં ઊઠે છે એના કપાળ પર જ કરચલીઓ પડે છે. જે સ્વસ્થ છે, જેને ચિંતા નથી કે નથી જેને આકાંક્ષા, તેનું કપાળ તો સ્વચ્છ આરસા જેવું વિમળ જ હોય. અને એ લલાટમાંથી જે તેજ વરસે છે તે પણ સૂર્ય જેવું નહીં પણ ચંદ્ર જેવું જ હોય. 'સમતા સુધા'—અમૃત સમભાવે આપે છે.

"ગુરુ તો ઐસા ચાહીએ જૈસા પૂનમચંદ
તેજ કરે તપે નહિ આપે ઉર આનંદ"

બાઈબલે પણ આ જ વાણી ઉચ્ચારી છે "મારા પિતાની કૃપા વરસાદ દ્વારા શું પાપી અને અપાપી પર સરખી જ નથી વરસતી?"

"મધુરેન્દુ સમી સમતા સુધા, વિમલ લાલ લલાટ થકી ઝરે"

અભિસારિકા આનાથી અભિભૂત થઈ ગઈ છે.

"લજ્જાભારે નમ્યાં નેત્ર લાલિત્યે ગળિયું ગળું
આજીજીના સ્વરો કાઢી યાચે છે અભિસારિકા."

અભિસારિકાએ યાચના તો કરી: "કૃપા ઘણી જો મુજ ઘેર ચાલો." અને આત્મીયતામાં "ઘટે ન આંહિ પ્રિય તોરી શૈયા' સુધી કહી નાખ્યું. પણ યોગી નથી તેનો તિરસ્કાર કરતો, નથી તેનો સ્વીકાર કરતો; તે તો કરુણ-ભાવે મધુર સ્વરે કહે છે: "જરૂર, જરૂર. એક દહાડો એવો આવશે કે જ્યારે હું મારી જાતે જ સામેથી ચાલીને તારે ત્યાં આવીશ. આજ તો હે સુભાગી! તેં જ્યાં ઠરાવ્યું હોય ત્યાં જા." "સુભાગી" એક જ શબ્દમાં કેટકેટલી કરુણા અને કેટકેટલું માધુર્ય ભર્યું છે. કરુણા એટલા માટે કે યોગી જાણે છે કે આ યૌવન કાયમ ટકવાનું નથી. અને એવી વેળા એની આવશે કે જ્યારે એનું કોઈ નહીં હોય. તે વખતે જેણે આટલી આત્મીયતા એક ક્ષણમાં બતાવી છે તેનું જાણે ભાગ્ય ઉજાળવા પોતે જાણે જવાનો છે. આશાભંગ વાસવદત્તા થઈ છે, પણ નિર્મૂળ આશ થઈ નથી. એટલું વાચક સમજી જાય છે. અને "વીત્યા છે કૈં દિનો માસો આષાઢી એહ રાત ને"

વર્ષ પૂરું નથી વીત્યું.

બીજા ખંડની શરૂઆત કવિ કેવી માર્મિક રીતે કરે છે. "વર્ષ પૂરું નથી વીત્યું." આ વાતને હજી એક વર્ષ પણ પૂરું થયું નથી. કવિ 'ઘણાં વર્ષો પછી' એમ જરૂર લખી શકત. પણ કવિને જે અભિપ્રેત છે તે માર્યું જાત. યૌવન કેટલું ક્ષણિક અને ચંચલ છે, અને યૌવન પ્રેરિત અભિસાર કેટલો ગૌણ છે તે કવિને બતાવવું છે. એટલે તેનું તે મથુરા શહેર છે, તેની તે ગઢની રાંગ છે અને તેના તે બેઉ પાત્રો છે, પણ પાઠ બદલાઈ ગયો છે. અભિસાર કરવાને માટે સામેથી નીકળ્યો છે ઉપગુપ્ત અને ગઢની રાંગ પાસે અંધારામાં પડી છે વાસવદત્તા.

"પડી નિજ પગ પાસે એકલી રંક નારી
તન લદબદ આખું શીતલાના પરુથી,
વિષ સમી ગણી એની કાળી રોગાળી કાયા
પુરજન પુરબા'રે ફેંકી ચાલ્યા ગયા'તા."

જેના વાળની એક લટ માટે કે જેના એક સ્મિતને માટે રાજકુંવરોમાં સ્પર્ધા ચાલતી હતી તે જ રમણીને રોગ થતાં, રૂપ નષ્ટ થતાં, લોકો બહાર ફેંકીને ઉત્સવમાં ચાલ્યા ગયા

છે. આ વિપન્ના અવસ્થામાં કોણ એનું સ્વજન છે?

> "સંન્યાસીએ નમી નીચે માથું રોગવતી તણું,
> ધીરેથી ઝાલીને ઊંચું પોતાના અંકમાં ધર્યું."

તેના સુકાઈ ગયેલા હોઠ ઉપર શીતળ જળ સીંચ્યું. તેની પીડા શમાવવા શાંતિમંત્રો ઉચ્ચાર્યા. તેના ગેગી ગયેલા શરીર ઉપર સુખડનો શીળો સુંવાળો લેપ ઘસી દીધો. અહીંયાં પણ કવિની સૂક્ષ્મ સંવેદનશકિત જુઓ. કવિએ મૂકયું છે:

"ગેગેલા એ શરીર ફરતો ફેરવી હાથ ધીરે." 'ધીરે' શબ્દ ન હોત તો બધી કરુણા, મૃદુતા નષ્ટ થઈ હોત. એક શબ્દમાં જાણે સંન્યાસીનું અંતઃકરણ પ્રકટ કરી દીધું છે, જે અન્ય કોઈ રીતે વ્યકત ન થઈ શકયું હોત.

આવી માયા મેળવનાર રોગીને થાય છે કે મારા જેવી પાપિષ્ઠાનું સગું તો કોણ હોય? જેણે ક્ષણે ક્ષણે ઈશ્વરે આપેલ પ્રેમના ધનનું વેચાણ કર્યા કર્યું છે તેને સ્વજન તો શાનું સાંપડે? એટલે કોઈ ભારે દયાળુ હોય તે જ અહીં આવ્યું હોય એમ માનીને તે પૂછે છે:

> "આંહી તારા પુનિત પગલાં કેમ થાયે દયાળા?"

અને તેને જવાબ શો મળે છે:

> "બોલે યોગી વિસરી ગઈ શું કોલ એ વાસુદત્તા?
> તારા-મારા મિલનની સખી આજ શૃંગારરાત્રિ."

અહીં પણ કવિએ કેવી ખૂબી કરી છે. 'વાસુદત્તા,' વાસવદત્તા નહીં. આત્મીયતાનો જાણે અમીઘૂંટ ભર્યો છે. જેમ આગળ પહેલા ખંડમાં વાસવદત્તા 'તમે'થી શરૂ કરી 'તું' સુધી આવી જાય છે તેમ જ અહીં વાસવદત્તાનું નામ ટૂંકું થઈ જાય છે અને પ્રકૃતિ, જે પહેલાં અભિસારની વિરોધી છે તે જાણે આ અભિસાર ઉપર પ્રસન્ન પ્રસન્ન થઈ જાય છે.

> "ઝર્યાં પુષ્પો, શિરે એને કોકિલા ટહુકી ઊઠી
> પૂર્ણિમા રાત્રિની જાણે જ્યોત્સ્ના છોળ છલી ઊઠે."

> या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
> यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥

આ શ્લોક પર આથી વધારે સારું વાર્તિક શું હોઈ શકે?



> જે સ્થળે મેં આંગળી મૂકી કહ્યું: મુજને ખબર,
> એ પળે ત્યાંથી વહી ગઈ જિન્દગી, રહી ગઈ કબર

મકરંદ દવે

## ગીત ☐ મનહર ચરાડવા

ફરી ફરીને અજવાળાની ઠેકે મારાં વિહંગોનાં ટોળાં ફરતું
રાતું – ભૂરું આભ છલોછલ ઝલમલતું રંગાય !

ઝાકળના દરિયામાં તરતાં વ્હાણ વ્હાણની ઇચ્છાઓના
રંગબેરંગી મિનારાની ટહટહતી આંખ્યુંમાં ઊગ્યા
સૂરજના ખળખળતા હાસે કેવડિયાનાં મ્હોરી ઊઠયાં ઝાડ;
ઝાડ ઝાડના એ છાંયામાં ઉંબરનાં સોનેરી પંખી
ફળિયું લઈને એકસામટાં ઊડ્યાં એવાં રોમરોમમાં
હરણાં–ઝરણાંની કૂદાકૂદ થઈ ઊઠી ને બોલી ઊઠયા મ્હાડ !
ભરઉનાળે બપોર કેડે અષાઢની હેલી ઊતરતાં
ઓકળિયાળી ઓસરિયે તો આંખ ભાત્યની તબકી ઊઠી ન્હાય !
ફરી ફરીને અજવાળાની ઠેકે મારાં વિહંગોનાં ટોળા ફરતું
રાતું ભૂરું આભ છલોછલ ઝલમલતું રંગાય !

આંગળિયુંના મોર કળાયલ ગ્હેકી ઊઠી
ટેરવટાંનાં ભર્યાંભર્યાં સરોવરના કાંઠે સમયને હળવેથી પીંછિ
રંગી રંગીને વગડાના ઉરને લીલું ભીનેરુંછમ ગાય;
લોચનમાં સોણાના નગરે રેશમનાં પીંછાંનો
ધોળો ઊભો જાણે મ્હેલ અને ત્યાં તાલે તાલે થનગન થનગન
નાચી રહેલાં કોઈ અજાણ્યાં ચરણો સાથે રમવાનું મન થાય !

પાદર–ઊભ્યું હર્યુંભર્યું વન વાયરાભેળું દોડ્યું આવી
ધસમસતું મારી પાંપણના દરવાજા પર ધબાક દઈ પછડાય!
ફરી ફરીને અજવાળાની ઠેકે મારાં વિહંગોનાં ટોળાં ફરતું
રાતું ભૂરું આભ છલોછલ ઝલમલતું રંગાય !

☐

કાંઈ બોલી શકી ના પણ નિજ કરથી ફૂલ એકાદ આપી
ઊભી નીચું નિહાળી, સતત ટપકતાં, આંસુ ખાળી, અને ત્યાં
ઊંચે ભાળે નહીં તો પ્રિયતમ સ્પરશે ભાલ ભીનું, સુગંધી
વેણીમાં ફૂલ ઝૂલે, હસું હસું નયનો, બોલ તો કોણ બોલે ?

## મૂંગી છોકરીનો પ્રેમ ☐ મકરન્દ દવે

## પુનર્જન્મ □ ભીખુભાઈ કપોડિયા

પાંખો ફફડી ને હું ઓળખતો થયો
આકાશને
ઘાસ ફરક્યું ને હું ઓળખતો થયો
પવનને:
પવનનો તરલ લય
ભિન્ન ભિન્ન ગતિએ વહેતો થયો મારી નસોમાં
રક્ત થઈને
ને હું ઓળખતો થયો મારાં રોમરોમ ને
રોમ, કદીક બાળકની પ્રથમ દંતકળી શ્વેતે,
રોમ, કદીક ટેરવાંની સળવળતી રેખાઓ,
રોમ, કદીક અગ્નિની ઝાળઝાળ શિખાઓ,
રોમ, કદીક ઝીલે બિંદુ જળ કદી રેત...
રોમ, મારા શ્વાસ કેરું ઘાસ
ઘાસમાં કોઈ અળસિયાનો લહેરાયો પ્રલંબાતો લય
ને હું ઓળખતો થયો કાવ્યને
—રાત્રિના અંધકારમાં સમથળ વહી જતું
તમરાંનું એક સંવાદી સંગીત
તે મારું ગીત.

□

મારી પાસે મારું એક આકાશ
જેની નીચે તમે તમારો પડછાયો લઈ ચાલો.
મારે શ્વાસે શબ્દો : લીલું લીલું ઘાસ,
એમાં એક જ સૂર તમારો ભમતો રહે સુંવાળો.
મારી સાથે ચાલે મારું હરતુંફરતું ઘર
જેની ભૂરી દીવાલ વચ્ચે તમે કરો હરફર.
મારી સાથે હું જ નહીં ને તમે તમે:
સૂરજ આભે ઊગે : રાતે ચાંદ ઝરૂખે નમે
ને
જનમ જનમના જળમાં ઝીણા તારલિયા ટમ ટમે!

□ કિરાત વકીલ

કામણુ ☐ પ્રદ્યુમ્ન તન્ના

જોઉં જોઉં ને જાઉં વારી
જાણ નહીં જેની તુંને આછેરી એવા
તારા કામણુની લીલા મનોહારી !
એમ તો હું કેમ કહું તરણું દીઠું ન કદી
તરણે ભરી આ સીમ આખી,
એવડું રૂપાળું તોય જોયું ન એક જેવું
ઊભી તું દાંત વચે રાખી !
આડે તારી આંગળી ને સૂકી સળેખડીયે
નવલાં કૈં રૂપ રહે ધારી !
જોઉં જોઉં ને જાઉં વારી !

પીળાચટ્ટ પડેળા*ની ઝાંય થકી માંજરાં
કે માંજરાં મૂળેથી તારા નેણ ?!
એટલું હું જાણું કે ટગ માંડી જુવે એને
આદકું ચડાવી દિયે ઘેન !
આણસારે આણસારે હાલ્યું આવે રે પછી
ચાહે ત્યાં વાંહોવાંહ તારી !
જોઉં જોઉં ને જાઉં વારી !

આછેરું ટહુકે ને ચારે કોર કુંજ થાકી
પડતો ઝિલાય એનો બોલ,
જહીં જહીં ફરે તારી કેસર-કાયા રે તહીં
રેલતી સુગંધની છોળ,
ભમરા શી ગુંજ ભર્યા વાયરે ભળી આ
મારા ઉરનીયે ઘેલછાઓ સારી !
જોઉં જોઉં ને જાઉં વારી !

---

* પડેળો — ઓઢણું (રાજસ્થાની લોકબોલીમાં).

**શોકપ્રદેશમાં □ પ્રબોધ પરીખ**

મારી સમજનાં મેદાનોનાં રાતનો ઉતારો,
અંત સુધી પંખીઓને જોઈ ના શકું,
ને લોહીની ખારાશનો સ્પર્શ નહિ,
સમુદ્રની ખાલી છે આંખો આ પૃથ્વી પર.
સારથીની હતાશાનો ભય મારી નસનસમાં;
બેબાકળો થઈને જાગી ગયો છું
મારી સર્જિત દંતકથાના દુ:સ્વપ્નમાંથી,
પીળી થતી જાય છે મારી પ્રાર્થના,
ઘરથી દૂર દિશાનું દાન કયા મનુષ્ય પાસે મળશે મને?
ડંખતા સાપોની સ્મૃતિ સામે
અગતિનો શાપ મગજમાં રહ્યો હવે.
મોક્ષનાં ભ્રમનાં વર્તુળમાં ફરતો રહીશ,
એવા શબ્દોના વેષ પહેરી, ભટકતો રહીશ હું,
પરદેશી, આ શોકપ્રદેશમાં.

□

આંબાની પહેલી પ્રફુલ્લ એક મંજરી
કોકિલને પાડે છે સાદ.

આંખો ખોલીને એ ઝૂલે છે એકલી,
એકલી એ મનમાં મૂંઝાય,
દૂર દૂર મીઠેરા સૂર મહીં પ્રાણની
પીડા, શી પીડા સુણાય?

કો’કને હું યાદ કરું વાર વાર કેટલું
કો’ક મને કરતું શું યાદ?

ઊંચેરી થઈ થઈને આઘે ભાળે ને વળી
ઊંડે જુએ તો સાવ અંધ
કોઈ ના કળાતું ને આવતા અવાજને
પડઘો યે પાડવાનું બંધ?

આંબાની મંજરીના અંતરમાં ચાલતો
મૂંગો ને મૂંગો સંવાદ

**ગીત □ મકરન્દ દવે**

**પરોઢ □ ઉશનસ્**

જરી ફફડી જ્યાં પાંખો નીડે સુદૂર તરુ પરે,
પવનસરમાં આખા ઊઠી તરંગની આવલી!
સ્ખલતી સ્ખલતી આકાશોને પણે અડી ઓકળી
સ્ખલતી સ્ખલતી આવી પહોંચી અહીં ઘર-ભીતરે;

ઘર – ભીતરની કોઢારે જે મીંચી દગ ઊંઘતા
સમય તૃણને વાગોળતા વરાકડી ગાય શા
ઘર-ગગનની થોડી હાલી જરા-થથરી ત્વચા,
ત્વચા ફરકી કે પુચ્છે વીંઝી બગાઈ ઊડાઊડ;

જરી ઊઘડી જ્યાં આંખો નીડે, ઈંડું વરમંડનું
તરત તરડાયું પ્રાચીમાં, તરાડથી તેજનો
પ્રથમ ટહુકો ઊઠ્યો મ્હોરી રતુંબડ રંગનો,
તરત પડછંદાઈ ઊઠી સુવર્ણ તુફાનથી

ઘરની, તરુની ટોચો, જાણે ઊઠ્યો ભપકી દવ,
વરણ-રગડો શેરી વ્હેતો હવે થઈ કાદવ



ચાલ્યા જતા પ્રસંગની એકાદ ક્ષણ રહે
તો પણ પૂરા પ્રસંગનું વાતાવરણ રહે;

જો દૃષ્ટિ સ્થિર થાશે તો જોઈશ ધરાઈને
પણ ત્યાં સુધી એ રૂપ ઉપર આવરણ રહે!

મારી ક્ષિતિજ લઈને હું ફરતો રહ્યા કરું
મર્યાદા એની એ રહે ને વિસ્તરણ રહે!

મન થાય ત્યારે યાદ નિરાંતે કરું નહીં
એ શું કે વાતવાતમાં તારું સ્મરણ રહે!

સ્વપ્નાં ય બહુ તો ઓગળી ઝાકળ થઈ ગયાં
જીવનમાં તો પછી 'ફના' ક્યાંથી ઝરણ રહે?

**બે ગઝલ □ જવાહર બક્ષી**

તારો વિયોગ શ્વાસમાં ડંખો ભરી જશે
જ્યારે પવન સુગંધના ખેતરને ખેડશે.

તારો વિયોગ અતિથિ બની ઘરમાં આવશે
જ્યારે અજંપો ઓઢીને ઘર સૂઈ ગયું હશે.

તારો વિયોગ ધૂમ્ર થઈ આંખ ચોળશે
જ્યારે સૂરજ ન આવેલાં સ્વપ્નોને બાળશે.

તારો વિયોગ આંખમાં ખંડેર થઈ જશે
જ્યારે એ તારી શોધમાં ભટકીને થાકશે

તારો વિયોગ વીજળી થઈને પડી જશે
જ્યારે અજાણ્યાં વાદળો આપસમાં ભેટશે.

## છાંદસી–૫ ☐ કાન્તિલાલ કાલાણી

શિખરિણી : આપણા કવિઓએ ઘણા છંદો પાસેથી મન ભરીને કામ લીધું છે. તેમાં ઉપજાતિ, વસંતતિલકા અને મન્દાક્રાન્તા જેવા છંદો ગુજરાતી કવિતામાં સારી સંખ્યામાં જોવા મળે છે. ત્રીશી પછીની કાવ્ય–સૃષ્ટિમાં પૃથ્વી છંદ તો યુગપ્રવર્તક બળ બનીને આવ્યો હોય એવી પ્રતીતિ થાય છે. હવે પછીના પ્રકરણમાં એની વાત કરીશું.

ગુર્જર કવિઓએ કોઈ છંદ પર સૌથી વિશેષ વહાલ વરસાવ્યું હોય તો તે શિખરિણી પર. બાલાશંકર કંથારિયાથી શરૂ કરી જૂજ અપવાદ સિવાય અર્વાચીનતમ સમયના તમામ કવિઓએ શિખરિણીનું મમતાથી લાલન–પાલન કર્યું છે અને ગુજરાતી કાવ્ય સાહિત્યનાં કેટલાંક ઉત્તમ કાવ્યો પણ શિખરિણીમાં જ રચાયાં છે. બાલાશંકર કંથારિયાની 'ત્રૂટી મારી વીણા અધવચ ગયા તાર વીખરી' કે બ. ક. ઠાકોરની 'નથી પાસે કોઈ મૃદુહૃદયને શાંત કરવા' અથવા ન્હાનાલાલની 'અસત્યોમાંહીથી પ્રભુ પરમ સત્યે તું લઈ જા' કે કાન્તની 'તમારી પાસે તો કુસુમ સરખો કાન્ત ગણજો' અને ઉમાશંકરની 'મને આમંત્રે ઓ મૃદુલ તડકો દક્ષિણ હવા' જેવી પંક્તિઓથી માંડી અત્યાર સુધીના કવિઓનાં શિખરિણીમાં રચાયેલાં કાવ્યો એની સાખ પૂરે છે.

આપણે શિખરિણીનું લગાત્મક સ્વરૂપ જોઈએ :

લગા ગાગાગાગા, લલલલલગાગા લલગા

પ્રથમ ખંડમાં લઘુ પછી આવતા એક સામટા પાંચ ગુરુ આબુના ગુરુશિખરનું આરોહણ કરતા હોઈએ એવો ભાસ કરાવે છે. એક સામટા પાંચ ગુરુના ઉચ્ચારણ પછી વિશેષ ઊંચે ચડવાને બદલે સપાટ મેદાન ઉપર શ્વાસ લેવા થોભવું જરૂરી હોય તેમ સામટા પાંચ લઘુ આવી ચડ ઊતરવાળો ભાગ ઓળંગવાની તૈયારી કરી મૂકયા હોઈએ તેમ ગુરુ–લઘુ અક્ષરો ગોઠવાઈ ગયા છે.

મનુષ્યના જીવનમાં પણ નર્યું આરોહણ કયાં જોવા મળે છે? શ્વાસ લેવા, જે કંઈ કર્યું–કારવ્યું હોય તેને ચકાસી જોવા, એ થોભે છે. તાવણીમાંથી પસાર થયા પછી એને ચડ–ઊતર કરવામાં મુશ્કેલી ઓછી પડે છે અથવા નથી પડતી. શિખરિણી માનવ-જીવનની આ પ્રક્રિયાનું હૂબહૂ પ્રતિબિંબ પાડતો હોય એમ લાગે છે. આગળ વધતાં, સ્થિર થતાં કે ચડ–ઊતર કરતાં મનુષ્ય અનેક ભાવો અનુભવતો હોય છે અથવા અનેક ભાવોની ક્ષમતા ધરાવતો હોય છે તેમ, શિખરિણી પણ વિવિધ ભાવોની ક્ષમતા ધરાવતો છંદ છે એવું નિઃશંકપણે કહી શકાય. અન્ય છંદોમાં આવી ક્ષમતા નથી એવું તો ન કહી શકાય, પણ ગુજરાતી કવિતામાં શિખરિણી છંદે એ કામગીરી નોંધપાત્ર રીતે બજાવી છે એમ લાગ્યા વિના રહેતું નથી, આપણે થોડાં ઉદાહરણો લઈએ:

બધો પી આકંઠ પ્રણય ભુવનોને કહીશ હું;:<br>
મળ્યાં વર્ષો તેમાં અમૃત લઈ આવ્યો અવનિનું. –ઉમાશંકર

* *

ભલે ઊગ્યાં વિશ્વે નયન નમણાં એ પ્રભુતણા –સુન્દરમ્

*  *

વધે છે વર્ષો તો દિન દિન છતાં કેમ મુજને
રહે છે બોલાવી બચપણ તણી હાક તુજની? –મણિલાલ દેસાઈ

**ખંડ શિખરિણી:** શિખરિણી છંદનું ચરણ છઠ્ઠા અક્ષરે યતિ આવવાને લીધે બે ખંડોમાં વહેંચાયેલું છે. છ અક્ષરના અને અગિયાર અક્ષરના બે ખંડમાંથી કોઈ પણ એક ખંડનું પુનરાવર્તન કરવામાં આવે અથવા પ્રથમ ખંડ કે બીજો ખંડ પ્રથમ મૂકી પછી શિખરિણી છંદની સળંગ પંકિત મૂકવામાં આવે તો તે ખંડ શિખરિણી છંદ બને છે. જે છંદમાં એક કે વધારે યતિ આવતા હોય તેવા છંદોમાં ખંડ છંદો બનાવી શકાય.

**ખંડ શિખરિણીનું લગાત્મક રૂપ:**

**પ્રથમ ખંડનું:** લગાગાગાગાગા

લગા ગાગાગાગા લલલલલગાગા લલલગા

અથવા

લગા ગાગાગાગા
લગા ગાગાગાગા
લગા ગાગાગાગા લલલલલગાગા લલલગા

**દ્વિતીય ખંડનું લગાત્મક રૂપ:**

લલલલલગાગા લલલગા
લગા ગાગાગાગા લલલલલગાગા લલલગા

અથવા

લલલલલગાગા લલલગા
લલલલલગાગા લલલગા
લગા ગાગાગાગા લલલલલગાગા લલલગા

**ઉદાહરણ:**

તને મેં ઝંખી છે
યુગોથી ધીખેલા પ્રખર સહરાની તરસથી. – સુન્દરમ્

*  *  *

વસ્યો હૈયે તારે:
રહ્યો એ આધારે:
પ્રિયે તેમાં મારે પ્રણય દુનિયાથી નવ થયો!
નવા સંબંધોનો સમય રસભીનો પણ ગયો! – કાન્ત

*  *  *

કુસુમવનમાં શાંત નયને,
તરલિત ઉરે, મન્દ નયને

તરંગોના જેવાં ક્ષણ ક્ષણ નવાં રૂપ ધરતાં,
સખે! ઝાંખાં જૂનાં સ્મૃતિજનિત શાં સ્વપ્ન સરખાં! –આમીદાસ કાણકિયા

શાર્દૂલવિક્રિડિત : ગાગાગા લલગા લગા લલલગા, ગાલગા ગાલગા.

શાર્દૂલમાં છેક બારમે અક્ષરે યતિ આવે છે. યતિવાળા છંદોમાં આ એક જ એવો છંદ છે જે લાંબી – સિંહસમી – ફાળ ભરી બારમે અક્ષરે ક્ષણિક વિરામ લે છે એને લીધે કવિને લાંબો વ્યાપ મળે છે. ક્યારેક ક્યારેક કવિઓએ યતિમાં છૂટછાટ લીધાનાં દૃષ્ટાંતો પણ મળે છે:

અશ્વો પુચ્છ ઉછાળતા હણહણે, પાછા નમીને ચરે,
ને જે હોડ હવાની સાથ કરતું, સ્પર્શી જતું ઘ્રાણને
આજે માત્ર, કદાપિ પૂર પળનું જો રોમ રોમે ચડે,
કોઠે બાંધન જે પડયાં સકળ તે એવાં કઠે આખરે
ને આ મસ્ત હવા જરા ક પજવે અશ્વો તણા પ્રાણને,
તો તો તેજી તુખાર, રંગ પલટે, આકાશ ઓછું પડે. –મકરન્દ દવે

*　　*　　*

ઉપર્યુક્ત દૃષ્ટાન્તમાં યતિની છૂટ લેવાઈ હોવા છતાં કવિતા ક્થળતી નથી. સામાન્ય રીતે શાર્દૂલમાં આપણા કવિઓ યતિની છૂટ લેતા નથી.

ખંડ શાર્દૂલ : આપણે ત્યાં ખંડ શાર્દૂલ જવલ્લે જ વપરાયો છે. પણ ભવિષ્યમાં એનો ઉપયોગ નહીં જ થાય એમ કહી શકાય નહીં. ખંડ શાર્દૂલમાં બાર અક્ષરનો પ્રથમ ખંડ કે સાત અક્ષરનો બીજો ખંડ બેવડાવી શકાય:

નેત્રે અશ્રુ ભર્યાં રહે વિરહનાં
શોભંતા રવિરાજનાં કિરણ શાં, બાળો હવે ના મને.

સુવદના : ખંડ શાર્દૂલની માફક સુવદના પણ આપણા કવિઓએ ભાગ્યે જ વાપર્યો છે. સંસ્કૃતકાળમાં આ છંદ નોંધપાત્ર પ્રમાણમાં વપરાયો છે. અર્વાચીન ગુજરાતી કવિતામાં સરસ નામ ધરાવતો સુવદના છંદ સ્રગ્ધરા છંદની માફક કવિઓનું આકર્ષણ બન્યો નથી. સુવદનાનાં પ્રથમ બે ખંડનું લગાત્મક સ્વરૂપ સ્રગ્ધરાના પ્રથમ બે ખંડના જેવું જ છે. અને સ્રગ્ધરામાં ત્રીજો ખંડ મન્દાક્રાન્તાનો છે તો સુવદનામાં ત્રીજો ખંડ શિખરિણીના છેલ્લા ખંડના લગાત્મકરૂપ જેવો છે.

ગાગાગાગાલગાગા, લલલલલલગા, ગાગાલલલગા

દૃષ્ટાંત:

આજે ઉદ્યાન માંહે મલયેલહર છેય, હૈયું હરખે
જેને ઝંખ્યા સદા એ પ્રિયજન પગલાં આવે અહિં હવે.

સ્રગ્ધરા : રૂપમેળ છંદોમાં સ્રગ્ધરાનું ચરણ સૌથી લાંબું છે. એના લગાત્મકરૂપની ગોઠવણી એવી સુમેળ રીતે કરાઈ છે કે અદ્ભુત, વીર, કરુણ જેવા અનેક રસોનું તે

સહજ રીતે વાહન બની શકે છે – એટલું જ નહીં પણ આ છંદનું નિરાળું વ્યક્તિત્વ છે. પ્રકૃતિના વર્ણનને હૂબહૂ આલેખવામાં આપણા કવિઓએ એનો નોંધપાત્ર ઉપયોગ કર્યો છે.

સ્રગ્ધરા ૨૧ અક્ષરનો ત્રણ સમાન અક્ષરો ધરાવના ખંડોવાળો છંદ છે. એમાં સાત–સાત અક્ષરે જે એટલે કે સાતમે અને ચૌદમે અક્ષરે યતિ આવે છે. સ્રગ્ધરામાં શાલિનીનો પ્રથમ ખંડ 'લગાગા' ઉમેરાઈને આવે છે. માલિનીના પ્રથમ ખંડ 'લલલલલલ ગાગા' માંથી એક ગુરુ ઓછો કરો તો સ્રગ્ધરાનો બીજો ખંડ બની જાય છે, અને મન્દાક્રાન્તાનો ત્રીજો ખંડ એ સ્રગ્ધરાનો જ ત્રીજો ખંડ છે. કવિઓએ આવા સરવાળા અને બાદબાકી કરીને સ્રગ્ધરા છંદ બનાવ્યો હશે એમ ન કહી શકાય. પણ છંદોના વિકાસમાં અન્ય છંદોએ પણ કંઈક ને કંઈક ફાળો આપ્યો હશે એટલું તો કહી જ શકાય.

સ્રગ્ધરાનું લગાત્મક રૂપ :

ગાગાગાગા લગાગા, લલલલલલ ગા, ગાલગા ગાલગાગા

* *

વેણીમાં ગૂંથવા'તાં –
કુસુમ નહીં રહ્યાં
અર્પવાં અંજલિ-થી. —રા. વિ. પાઠક

* *

લા'વાની ઝાપટે છો ઉર ટસટસનૂં, – લોચને હાસ વેરો! —દુર્ગેશ શુક્લ

* *

ખંડ સ્રગ્ધરા : ત્રણ ખંડોમાંના કોઈ પણ એક ખંડનું પુનરાવર્તન કરવામાં આવે અને પછી સ્રગ્ધરાની પૂર્ણ પંક્તિ મૂકવામાં આવે તો ખંડ સ્રગ્ધરા બને છે. ક્યારેક વચલા ખંડને પડતો મૂકીને કવિ ખંડ સ્રગ્ધરા યોજે છે. આપણે ત્યાં પ્રથમ ખંડને બેવડાવવાના પ્રયોગો વિશેષ થયા છે :

તોડીફોડી પુરાણું,
તાવી તાવી તૂટેલું,
ટીપી ટીપી બધું તે અવલનવલ ત્યાં અર્પવા ઘાટ એને
ઝીલી રહે ઘા, ભુજાઓ, લઈ ઘણ, જગને ઘા થકી ઘાટ દેને! —સુન્દરમ્

* *

સ્રગ્ધરાનો પ્રથમ ખંડ અને ત્રીજો ખંડ જ ઉપયોગમાં લીધો હોય તેવાં ઉદાહરણો વિશેષ મળતાં નથી :

આત્માની યજ્ઞવેદી, ઈન્ધિણાં ઊર્મિઓનાં
પ્રારબ્ધાગ્નીશિખાઓ, કાળવાયૂ નિસાસા,
હૈયાની આહુતિને, અશ્રુનાં આજ્ય મોંઘાં;
આજે સંહારસત્રે નવજિવન તણી પામું દૌર્ભાગ્ય દીક્ષા! —કરસનદાસ માણેક

## તૂટેલા પાંદડાંનું ગીત □ રમેશ પારેખ

કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે
પંખી નથી રે તોય ઊડવું પડે છે એક તૂટેલું પાન છીએ એટલે

પહેલો ઊઘાડ બની પાનનો

દીધી'તી અમે કોઈ એક ડાળને વસંત
દીધી'તી અમે કોઈ એક ડાળને વસંત

વૃક્ષો કદાચ ખરી જાશે
રે તોય મારી લીલા તો ઊગશે અનંત
રે તો ય મારી લીલા તો ઊગશે અનંત

મારો અભાવ લીલા જંગલનો અંત નહીં
મારો અભાવ લીલા જંગલનો અંત નહીં એવા સભાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે

સુક્કી રેખાઓ નહીં જંગલની છાંય

નહીં સુક્કી રેખાઓ મારું દુ:ખ
નહીં સુક્કી રેખાઓ મારું દુ:ખ

ડાળીએ ફૂટે તે મારી તાજી હથેલી

અને જંગલ આખ્ખું ય મારું સુખ
અને જંગલ આખ્ખું ય મારું સુખ

લીલું તરબોળ સુખ બીડનું લઈને અમે
લીલું તરબોળ સુખ બીડનું લઈને અમે વાતું મેદાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મેદાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે

# કવિતા

સૌન્દર્યની સૌ સ્મૃતિ આમ મ્હોરતી



વર્ષ ૩ : અંક ૨ : ડિસેમ્બર ૧૯૬૯
સળંગ અંક ૧૪
મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧

## તૂટેલા પાંદડાંનું ગીત ☐ રમેશ પારેખ

કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે
પંખી નથી રે તોય ઊડવું પડે છે એક તૂટેલું પાન છીએ એટલે

પહેલો ઊઘાડ બની પાનનો

દીધી'તી અમે કોઈ એક ડાળને વસંત
દીધી'તી અમે કોઈ એક ડાળને વસંત

વૃક્ષો કદાચ ખરી જાશે
રે તોય મારી લીલા તો ઊગશે અનંત
રે તો ય મારી લીલા તો ઊગશે અનંત

મારો અભાવ લીલા જંગલનો અંત નહીં
મારો અભાવ લીલા જંગલનો અંત નહીં એવા સભાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે

સુક્કી રેખાઓ નહીં જંગલની છાંય

નહીં સુક્કી રેખાઓ મારું દુ:ખ
નહીં સુક્કી રેખાઓ મારું દુ:ખ

ડાળીએ ફૂટે તે મારી તાજી હથેલી

અને જંગલ આખ્ખું ય મારું સુખ
અને જંગલ આખ્ખું ય મારું સુખ

લીલું તરબોળ સુખ બીડનું લઈને અમે
લીલું તરબોળ સુખ બીડનું લઈને અમે વાતું મેદાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મેદાન છીએ એટલે
કાલે આવ્યા ને આજ ચાલ્યા રે ભાઈ, અમે છીએ મહેમાન છીએ એટલે

# કવિતા

સૌન્દર્યની સૌ સ્મૃતિ આમ મ્હોરતી



વર્ષ ૩ : અંક ૨ : ડિસેમ્બર ૧૯૬૯
સળંગ અંક ૧૪
મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**
વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**
દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧

# કવિતા

સુન્દરમ્
મુકુન્દ પારાશર્ય
કિરાત વકીલ
હરીન્દ્ર દવે
હીરા પાઠક
જવાહર બક્ષી
દિલગીર
મકરન્દ દવે
બરકત વીરાણી
મનસુખલાલ વાઘેલા
મદિરા વાઘેલા
સુરેશ દલાલ
મેઘનાદ ભટ્ટ
પ્રાણજીવન મહેતા
અનિલ જોશી
હરિવલ્લભ ભાયાણી
ભગવતીકુમાર શર્મા
યશવંત ત્રિવેદી
ઉમાશંકર જોશી
જયન્ત પાઠક
ઉશનસ્
લચ્છુ નેભરાજાણી
રમેશ પારેખ
અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ
દિલીપ ચિત્રે
વસંત દાવતર
દીપક મહેતા
લૂઈ સિમ્પસન
કૌશિક પારેખ
પુરુષોત્તમ રેગે
જગન્નાથ ચક્રવર્તી
અશિષ સંન્યાલ
ભોળાભાઈ પટેલ
માધવ રામાનુજ
ફિલિપ લાર્કિન
ઈ. ઈ. કમિંગ્ઝ
જગદીશ જોશી
બળવંતરાય ઠાકોર
અન્ના આખ્માતોવા
રિચર્ડ મેકકેન
નિરંજન ભગત
રમેશ જાની
ભાનુપ્રસાદ પંડયા
નીતિન મહેતા
વાડીલાલ ડગલી
કાંતિલાલ કાલાણી
મેરીલ મૂર

## કંઈ વાત કહો ☐ સુન્દરમ્

તમારા કિયા દેશ દરવેશ ?
હો અવધૂત, દિયો દિયો કો અણસુણ્યો આદેશ
આ દુનિયાના નવે ખંડથી
દશમ ખંડ શું ન્યારો ?

આ જગ કેરા ખટરસથી શું
સપ્તમ રસ કો ખ્યારો ?
તમોએ પીધ પરમ રસ ખરો ?
અરે કંઈ વાત કહો, દરવેશ !

અહીં અમારા અમલકમલથી
અધિક કમલ શું કોક ?
રત્નજડિત અમ નગરચૉકથી
ચડિયાતો કો ચૉક ?
તમોએ સગી નજરથી દીઠ ?
અરે, કંઈ વાત કહો, દરવેશ !

અહીં અમારા હિમશૃંગોથી
ઉન્નત શું કદી શૃંગ ?
આ અમ રંગભવનથી મધુરો
બાજે ક્યહીં મૃદંગ ?
તમોએ સુણ્યો શું કાનોકાન ?
અરે, કંઈ વાત કહો, દરવેશ ?

અમ ધખ ધખ આ અંતરથી શું
અધિક રહી કો આગ ?
આ મૃત્યુની ભોમ અરથ કો
અમરતિયો સોહાગ ?
મળ્યો કો દાતા હાથોહાથ ?
અરે, કંઈ વાત કહો, દરવેશ !

છેતર્યાં ☐ મુકુન્દ પારાશર્ય :

જેણે હસીને લોભાવી કીધી વાતડી,
સૂતાં જગાડ્યાં વેણુના દઈને સાદ.
એણે રે અમને છેતર્યાં !

આશા દઈને છોડાવ્યાં ઘર ને ઘાટને,
વગડે રઝળાવ્યાં અંતરિયાળ.
એકાન્તે એણે છેતર્યાં !

તાળી હસીને આપી હસતાં વહી ગયા,
એણે જાણ્યો ના ભોળીનો ઉન્માદ.
ગોવિન્દે અમને છેતર્યાં !

તરસી જેવા ને રઘવાઈ મૂંગી ગાવડી,
જેનાં રૂંવાડાં તલખે વેણુનાદ.
એને યે હરિએ છેતર્યાં !

વગડો વાગોળે છે દી ને રાત વાંસળી,
ઊંડાં આમ જેવા વેઠે વિષાદ.
નથી રે કો'ને છેતર્યાં !

બાઈ, અમે રડીએ સહ્યું ના જાયે એટલે,
નથી આ કોને યે કંઈ રાવ ફરિયાદ.
પ્રભુએ જ્યારે છેતર્યાં !

☐

બાગ ખીલેલો હતો
વૃક્ષની કંતાયેલી છાયામાં
બે જણ
બેઠા હતાં, — કરમાયેલા ચહેરે
સામસામી ગોઠવાયેલા અરીસા જેવા
બે બાંકડાઓ
એકમેકનાં શૂન્યનો
વિસ્તાર કરતા હતા —

☐ કિરાત વકીલ

## બે કાવ્યો □ હરીન્દ્ર દવે

નયન છે કેફમાં ચક્ચૂર દેખાતું નથી કાંઈ
બનાવો મારું મંદિર ક્યાં છે, મારું મયસદન ક્યાં છે?

કોઈ થાક્યું, કોઈ થાકે છે, કોઈ થાકશે કાલે,
આ એક જ રાહની વણજાર: અહીંયાં અંજુમન ક્યાં છે?

આ રસ્તો ક્યાંથી આવે, ક્યાં જશે, કૈં ગમ નથી પડતી,
મને ઘર આપ મારું, કાં કહે તારું સદન ક્યાં છે?

એ ગળતી રાતે મુજ આગોશમાં વિખરાયલી વાતો,
કહું શું જ્યાં તમે પૂછો કે એમાં સંકલન ક્યાં છે?

□

મારી આંખથી આકાશ કદી જોજો
કે રંગ એનો બદલાયો બદલાયો લાગશે,
વીજળીના ઝબકારે વહી ગૈ એ વેળા
હવે આળસ મરડીને ફરી જાગશે.

તારા હૈયેથી જાણે હમણાં ઊડીને તરે
પાંખીની જોડ આ ગગનમાં,
કોઈ શ્યામ વાદળી જો વિખરાઈ કણકણમાં
ઊતરે છે તારાં લોચનમાં;
ઝૂકીને આભથી અરુંધતી એ કાજળની
બીજરેખ એકદી માગશે.

ક્યાંક કશું બનવાનું લાગે કે રહેશે નહીં
ઝાઝી વેળા આ સૂનકાર,
આસપાસ લાલ રંગ પથરાયો, સાંજ હશે
ઢળતી, કે ઊગતી સવાર?
સૂરજનું ગોધણ અહીં છૂટશે કે
ચાંદનીનાં કિરણોની ઘંટડીઓ વાગશે.

## પરલોકે પત્ર □ હીરા પાઠક

મુજ મનમિત
વીત્યાં કેટલાં ય વર્ષ!
વાવડ નહિ.
હવે તો ...
આ ... આવ્યો, કંટાળો મને ભારી.
ક્હો, ક્યાં લગી આમ,
જીવ્યે જાઉં, રિબાયે જાઉં?
નહિ મિલન, નહિ દર્શનોદ્‌ગાર
નથી કાંઈ કાંઈ.
સિવાય કે –
કર્મકઠોર જીવિતનું
કરાલ કારાગાર રચ્યું મેં
ગહરા વિરહ વિષાદને
ભારી દૈ ભીતર.
તેને ભેદીને, બિચારો મારો શોક!
ચસી યે શકે કે લેશ?
ભંડાર્યો રૂંધ્યો બેશ
તેવાં નિશિવાસર વિતાવું:
ભૂખનિંદ ભાન વિના
આરામ આનંદ કેરી સાન વિના
જીવિત આ જીવ્યે જાઉં, જીવ્યે જાઉં.
મજલ આ કાપ્યે જાઉં, કાપ્યે જાઉં.
પણ હવે!
મારા ધૈર્યે ગુમાવ્યું બધું ધૈર્ય.
કેવી મારી દશા! જાણો કૈં?
તમકવ્યા ગૌરમુખે
શ્યામ છાયા ઢળેલી આ છે ય.
અલૂણી આ દેહ.
શૂન્ય ઉર વણનેહ
હું, હું જ નહિ પોતે,
એકવેળા જેહ.
કેવી મારી દશા! જાણો કૈં?
દિનાન્તે શાન્ત સમુદ્રજલ સુવરણ,
તે પરે છવાય ભીષણ, અંધ
અંધકારનું ઘન આવરણ.
તે વેળા,
નાની શી નાવડી:
મહીં છેક આછેરો
બિન્દુદીપ જ્વલિત
ચહુદિશ વાયરાનો ફફડાટ,
હિય એનું હરઘડી
હાલમડોલ – ડાકમડોલ
તે,
પ્હેરોડિયે, પ્રસ્થાનની આશે
સિંધુકાંઠે સઢ સંકોચી,
ઊભે જેવી નિર્જીવ
વિના સઢ,
અસાહાય્ય, અશોભન, અડવી:
તેવું આ જીવિત
જીવનથી મુકત થાવા જીવી રહ્યું.
શું કહું?
ગઈ કાલ, સારી યે રયણી વ્હૈ ગૈ;
પ્હરોડે જરી જંપ,
આંખ જરા મળી ગૈ.
ને નીંદમહીં
લાધ્યું એક સ્વપન:
મહીં મિલનવિરહ એકાકાર
જેનો ઉરને ચચરાટ હજી ભારે.
આપણ બે ય મળ્યાં
વિરહદીર્ઘ કલ્પ બાદ
આપણા એ જૂના

આવાસતણી છાયામાં;
હતી, શોકઘેરી સાંજકની વેળ.
મિલનની સાથ,
ગતકાલ કેરો, ભારેલો જે ભાર
આક્રન્દરૂપે ફૂટે. વદું વેણ:
"આ જીવિત જ ન જોઈએ."
કંધે દઈ હસ્ત, કરુણાએ કહ્યું:
"કાચું ફળ બિનપકવ, ભોંયે તે શું પડે?
દેહાવધિ વિણ શું કે જીવિત ખરી પડે?
સમજીને લેખી ઈષ્ટ, જીવ્યે જવું;
ઈષ્ટ જીવન જીવ્યે જવું,
ન શું એ જ જીવિતનો મર્મ?"
હજુ તો સુણુ–ન–સુણું વેણ.
તમ થાવું અદશ્ય – અલોપ.
મારું રુદન – અસાહાય્ય લાચારી,
અને પ્રિય!
મારી આ દુર્ભાગી જલછાયી દષ્ટિને
તમ શુભ્રોજ્જ્વલ વસ્રાન્તનો
હજી યે 'છ સ્પર્શ,
એ જ વિરમું હું
લિખિતંગ
દુર્ભાગી, એકાકી
હું



બધા વિકલ્પો પુરાઈ ગયા છે કિલ્લામાં
ફર્યા કરે છે સબંધ એકલો ઝરૂખામાં.
હજી સુધી તો તમારી અસર અધૂરી છે,
હજીય જોવું ગમે છે મને અરીસામાં.
તમારા આવવાની શકયતાઓ ફેલાવી,
વિરહને ફેરવી નાખું છું હું પ્રતીક્ષામાં
આ લાગણી હવે ઘર માથે લઈને ભટકે છે,
હવાની જેમ જે કાલે પડી'તી ખૂણામાં.
ફકત અતીત સિવાય આપતું નથી કૈં પણ,
હું હાથ નાખું છું જયારે સમયના ખિસ્સામાં.
'ફના'મેં સાંભળ્યો નહિ કેમ કોઈ છમકારો?
બધા કહે છે કે સૂરજ ડૂબ્યો છે દરિયામાં.

**ગઝલ** ☐ **જવાહર બક્ષી**

## દરદીલા દૂહાનો ગાયક ☐ મકરંદ દવે

'દિલગીર'નું મૂળ નામ દીનમહંમદ જુમા મકરાણી. ઉપલેટા પાસે નીલાખા ગામમાં એક શિક્ષક હતા. પછી પરચૂરણની દુકાન માંડેલી. પણ છોકરાં ભણાવવાંમાં કે કાવાડિયાં ગણવામાં એનો જીવ કેમે કરી નહોતો પરોવાતો. ગિરનાં જંગલ ખૂંદવા, ડુંગરા ચડવા, ભાદર–મોજ–વીણુ નદીના રેતાળ પટમાં દોસ્તોના ડાયરા જમાવવા કે દૂહા-સોરઠાથી રણવગડા ગજાવવા એનું ઘાયલ ને મરમી દિલ ધમપછાડા નાખતું. મકરાણીનો બચ્ચો બંદૂક વાપરી જાણે ને ધાર્યું નિશાન પાડે. પણ દિલગીરને તો બંદૂકને બદલે કલમની રઢ લાગી હતી. અને સનસનાટ વીંધી નાખતી ગોળી કરતાં યે વધારે વેધક દૂહા-સોરઠા એણે તાતી કલમથી ટપકાવ્યા છે.

'દિલગીર'ના કેટલાક દૂહા-સોરઠા એના જીવનકાળ દરમિયાન 'શારદા' માસિકમાં પ્રગટ થયેલા પણ ઘણુંખરું લખાણ હજુ અપ્રગટ પડ્યું છે. 'દિલગીર'ના પરમ મિત્ર સ્વ. કવિશ્રી વિહારીએ 'દિલગીર'ના પત્રો, છંદોબદ્ધ કાવ્યો અને દૂહા-સોરઠાઓને બહુ જતનથી સાચવી રાખ્યા છે. શ્રી વિહારીના પુત્ર અને જાણીતા કોશકાર શ્રી ચંદુલાલ બહેચરલાલ પટેલે કવિશ્રીનાં લખાણો મને સંપાદન કરવા માટે આપેલાં છે અને કવિશ્રી વિહારીની હાથપ્રતોથી ભરેલા ઈસ્કોતરામાંથી મને 'દિલગીર'ના દૂહા-સોરઠાઓ પણ મળી આવેલ છે. એમાંથી આ ઓછા જાણીતા પણ તળપદી ભાષાની તાકાતના પરખંદા અને મનવેધૂ દૂહાગીરની વાનગી અહીં આપું છું.

### વ્હેતાં હાલ્યાં વે'નમાં

[૧]

નેહડે નાનાં બાળ, કુંચલી ઓઢી કૂદતાં,
વેરાઈ ઊડતા વાળ, પાંચકડાને પૂજતાં.

(અમે તો તમારા નેસડામાં, માથે કુંચલી ઓઢીને રમતાં–કૂદતાં હતાં. પવનમાં છૂટા વાળ અસ્તવ્યસ્ત ઊડતા હતા; અને પાંચીકા જ અમારા પરમેશ્વર હોય એમ રમત-ગમતમાં નિર્દોષ બાળપણ વીતી જતું હતું.)

[૨]

નેણ હતાં નિર્દોષ, કથળ્યાં ન્હોતાં કાળજાં,
હૈડે ન્હોતી હોંશ, છ ગછ ગડા છાના હતા.

(ત્યારે નયનોમાં બાળસહજ નિર્દોષતા નીતરતી હતી. હૃદય પરવશ બનીને ક્યાંય પડ્યું નહોતું, કોઈને મળવાનો તલસાટ જાગ્યો નહોતો અને હૈયું અંદર ને અંદર છાન-ગપતિયાં રમતું હતું.)

[૩]

ભોંયરા આડી ભીંત, સાત પતાળે સોણલાં,
તીખો તિખારો પ્રીત, બાળી લાવ્યો બારણે.

(અંતરના ઊંડા ખૂણામાં ભાવની ભરતી દટાઈને પડી હતી. જીવનના મધુર સોણલાં સાતમે પાતાળે પોઢયાં હતાં. પણ ત્યાં તો કોણજાણે કયાંથી પ્રીતની કારમી ચિનગારી લાગી અને અમારી સૂતી ઝંખનાઓને એણે લા નાખતી બહાર લાવી દીધી.)

[૪]

વખંભર વાયા વા, હાથી હૈડાં હલમલ્યાં,
તણખે આવ્યો તા, વ્હેતાં હાલ્યા વે'નમાં.

(જીવનમાં જાણે એક ઝંઝાવાત જાગી ઊઠયો. હાથી જેવું મસ્તાન હૈયું પણ ઝીંક ન ઝાલી શક્યું. તુચ્છ તણખલાની જેમ આખું અસ્તિત્વ પ્રજ્વળી ઊઠયું. અને એ વેગીલા પ્રવાહમાં હૈયું ઘસડાઈ ગયું.)

[૫]

છોગલિયાની છોળ, થયાં ફૂલવડાં ફૂમકે,
માતો ન'તો મરોડ, બાળી ગયો બજારિયો.

(આવાં ફેનિલ મોજાંમાં અમારાં અંતરને ફંગોળી જનાર તો એ છોગલિયાની છોળ હતી. એની પાઘડીનાં ફૂમકે જાણે નવાં ફૂલ ખીલી ઊઠયાં. અને અમારો મદમાતો ઠસ્સો ને તોર તો બજારમાં એની આંખો મળતાં જ બળીને ખાખ થઈ ગયો.)

સાજણ સંગ

[૧]

સોજે સાજણ સંગ, લભ્યાં લાખોણાં લેરખાં,
ઊભરા આવે અંગ, સો ઘોડાની સાયબી.

(ગરવા ને ગુણિયલ પ્રીતમના સંગાથમાં આનંદની અમોલ લ્હેરખી ઊઠયા જ કરે છે. આઠેપોર અંગમાં ઊમંગ માતો નથી અને જાણે સો ઘોડાની સાહ્યબી મળી હોય એમ મન મગરૂર થઈ ફરે છે.)

[૨]

વાયે હાલે વાદળાં, દરિયે હાલે વ્હાણ,
સનકારે હાલે સાજણાં, જેને વાગ્યાં મોહનાં બાણ.

(પવનની દિશા પ્રમાણે આકાશમાં વાદળાં ફરે છે. દરિયાને ભરોસે વહાણ તરે છે. એમ જ મુગ્ધ હૈયું પ્રીતમને એક ઈશારે અપાર વહાલ ને વિશ્વાસથી ચાલી નીકળે છે.)

[૩]

અમૃત સાગર સેણ, અવર નહીં અવની તળે,
ઝીલકે ઊડે ઝેણ, ડુંગર ડૂબે દેશના.

(આ જગતમાં પ્રીતમ સિવાય બીજો કોઈ અમૃતનો સાગર નથી. એના ઊછળતાં મોજાંની એક ઝરમર ઊડી આવે તો એમાં દેશના ડુંગરા પણ ડૂબી જાય. આ અમૃત-સાગરમાં વતનની આખરી ટોચ પણ ઓળઘોળ થઈ જાય.)

**વિરહની ફાંસ**

[૧]

વસિયર, વીંછી, ડાંસ, દંશ ઊતરતા દરશને,
અકળ વિરહની ફાંસ, હૈડે ભાલાં ભીલનાં.

(પ્રીતમનું દર્શન તો કાળા નાગનું ઝેર પણ ઉતારી નાખે. પણ વિરહની ફાંસ કલેજે લાગી છે એને હવે કોણ કાઢે? જાણે કોઈ વનવાસી ભીલનું ભાલું હૈયાને સોંસરવું ભેદી નાખે છે.)

[૨]

છીછર હત જો હેત! ઓળંઘોળ કરતાં એટલે,
લીલાં કર્યાં લપેટ ત્રોફ્યાં ન ટળે ત્રાજવાં

(અમારું હેત છીછરું હોત તો કાંઈ બળતરા નહોતી. પણ અમે તો અમારા હૈયાં ત્રોફાવ્યાં છે ને એનો લીલુડો રંગ હવે જીવતર જાતાં યે નહીં ઊપટે.)

[૩]

ઝાંખેરા અંજવાસ, દી વરતાવે દીવડો,
રજની થાતાં ભાસ, આઘા ઝબકે આગિયા.

(પ્રીતમના વિજોગથી આંખે અંધારાં ઘેરાય છે. દિવસને જોવા માટે પણ દીવડો કરવો પડે એવી હાલત છે. અને રાત પડયે ભૂમિના દીવા કે આભના તારા જાણે ઝાંખા ઝાંખા આગિયા તબકતા હોય એવા ભાસે છે.)

[૪]

એલડિયે અશાઢ, ગોઠણ સામાં ગારિયાં,
કવણ કાઢશે બા'ર, ખાંદણનાં ખૂંચેલને?

(આષાઢની હેલીમાં જાણે અમે અટવાઈ ગયાં છીએ અને ગોઠણ સુધી ગારામાં ખૂંચી ગયાં છીએ. આ કાદવમાંથી હવે અમને કોણ બહાર કાઢશે?)

[૫]

રમતાં ડબકીડોળ, તાજાં નીર તરામણાં,
કાદવ કમરે ઢોર, બગલાં બેઠાં બાવળે.

(નિરમળ વહેતાં નીરમાં અમે એક દિવસ ડૂબકીદા રમતાં હતાં અને બહુ મોજથી સામે કાંઠે તરી જતાં હતાં. પણ આજે તો કાદવ ખૂંદતાં ઢોર ત્યાં રખડે છે અને કાંઠે ઊગી ગયેલા બાવળ પર માછલાંના ભૂખ્યાં બગલાં લાંબી ડોક કરીને બેઠાં છે.)

## સાંજ પડી સંસારિયે

[૧]

શું લખીએં સરદાર! સાંજ પડી સંસારિયે,
જોબન હતાં જરાર, જોગવટો લઈ જોખવ્યાં.

(હે પ્રીતમ, તમને હવે શું લખવું? અમારે તો સંસારને આટોપવાની વેળા આવી પહોંચી છે. એક વખતના જોરાવર જોબનને અમે જોગવટો લઈને ભભૂત સાથે જોખી લીધું.)

[૨]

ઊંડે યોગ ડૂબેલ, સમાધિમાં યે સાંભરે,
જળતળિયે જઈ તેલ ટીપું માથે તરવરે.

(પણ આતમની ઊંડી સમાધિમાં ઊતરી જતાં યે તમારી છબી ભુલાતી નથી. તેલનું ટીપું જળને તળિયે પહોંચે પણ પાછું ઉપર તરી આવે છે. તમારું મુખ એમ જ સામે તરવર્યા કરે છે.)

[૩]

સળગી ઉઠેલ સંત, રૂંવે રૂંવે થઈ રોશની
નોખો નગરો પંથ, અમે સાધુડાં સીમનાં.

(અમે તો અંતરની આગ જલાવીને સંતોની પંગતમાં પહોંચી ગયા છીએ. રોમે રોમે અમારે અંજવાળાં થઈ ગયાં છે. અને અમારો પંથ તો બધાથી નિરાળો ને નિજ-મસ્ત છે. કોઈ ગુરુની કંઠી બંધાવવાની અમારે પડી નથી. અમે કોઈ ગામ-ગરાસ કે અખાડાના નહીં પણ આભઉઘાડી સીમના સાધુ છીએ.

[૪]

વાયદે વેંચ્યાં વ્હાલ, ટેકવી રાખ્યો ટાંકણે,
ગરવાની વચગાળ ખોળી કાઢી ખાંભલી.

(પ્રીતમે આપેલી અવધિ પર અમે વહાલને વેચી માર્યું હતું અને પ્રાણને એ ટાંકણા માટે ટકાવી રાખ્યો હતો. પણ અફસોસ! એ ઘડી તો વીતી ગઈ. ગિરનારની ગોદમાં અમે અમારે માટે એક આખરી સ્થાન ખોળી કાઢ્યું છે.)

[૫]

ઢગલે ધૂળ નિશાણ, પીળો પાલવ ફરકશે,
વળતી વેળે પ્રાણ, ઈ એંધાણે આવજે.

(અને અમારા આખરી નિશાન સમા ધૂળના ઢગલા પર પીળો પાલવ ફરકતો હશે. વળતાં અવાય તો હે પ્રીતમ, એ એંધાણીએ તારાં પગલાં અહીં પાડી જજે.)

આવા દરદીલા ને દરવેશી દૂહાનો ગાયક હતો આપણો 'દિલગીર' એનું અવસાન તારીખ ૧૨–૧૧–૧૯૨૧, કારતક શુદ ૧૨, શનિવારના રોજ નીલાખામાં થયું. 'દિલગીર'ના શબ્દોમાં એક ઘાયલ દિલનો પુકાર છે, એક ભીતરની આગના અદમ્ય ભડકા છે. અંતે એના જ એક સોરઠામાં કહેવાનું મન થઈ જાય છે કે:

તારી અનામત જીવ, ખુદા ય ખોટી નહિ કરે,
ઢાંકયો બળશે દીવ, રખરખતી રાખોડિયે.

'દિલગીર'ના દુહા–સોરઠા આપણને મળેલી ખુદાની અનામત છે. અને એના દિલનો દીવો રાખમાંથી બેઠો થઈને પણ જલતો રહેશે.

### કદાચ □ બરકત વીરાણી

એને ય મારા જેવો અનુભવ હશે કદાચ,
રણ આજનું એ કાલનો આર્ણવ હશે કદાચ.

બે રૂપ જેનાં હોય એ માનવ હશે કદાચ,
એક સાથમાં એ દેવ ને દાનવ હશે કદાચ.

ખર્ચી રહ્યો છું મોતી હું પાણીના મૂલમાં,
મારી દરિદ્રતાનો એ વૈભવ હશે કદાચ.

આંસુ નહીંતો આવે નહીં મારી આંખમાં,
મારી નજરમાં આપનો પાલવ હશે કદાચ.

આજે નથી પસાર થતો મારો આ દિવસ,
આજે તમારે આંગણે ઉત્સવ હશે કદાચ.

જેને પીધા વિના જ લથડિયાં હું ખાઉં છું,
એ તો તમારી આંખનો આસવ હશે કદાચ.

મારા નસીબમાં તો જીવન છે જુદાઈનું,
તારું મિલન ભલેને ભવોભવ હશે કદાચ.

અજવાળું આપનારને અડશો નહીં કદી,
દીવાના રૂપમાં ય કોઈ દવ હશે કદાચ.

સારાં–ખરાબ સૌ અહીં માટીનાં રૂપ છે.
જેને કમળ કહો છો એ કાદવ હશે કદાચ.

કંઈ એમ છેતરે છે તને સૌએ માનવો,
અલ્લાહ, તું ય જાણે કે માનવ હશે કદાચ.

મુજથી જીવનનું યુદ્ધ લડાતું નથી હવે,
બેફામ મારું મોત પરાભવ હશે કદાચ.

### દ્વિદલ □ મનસુખલાલ વાઘેલા

શ્વેત કબરે
ફૂલો ફોર્યાં : ફોરમ
માણતું ઘાસ.



વંટોળ આવે
બંને ઝાડવાં ઝૂમી
વ્યોમને માપે



### હાઈકુ □ મદિરા વાઘેલા

એક મોટર
સડકની છાતીને
ચીરે બ્રેકથી



### હાઈકુ □ કિરાત વકીલ

દેવદારના
વૃક્ષ વૃક્ષના જેવો
પ્રેમ આપણો.

## બે કાવ્યો □ સુરેશ દલાલ

આ દુનિયા
કોઈક એરિસ્ટોક્રેટના વિશાળ હૉલ જેવી
મને લાગે છે.
બે ખૂણે પથરાયેલા સોફાસેટ
એમાં ક્યાંક હું ગોઠવાઉં છું.
ગોઠવું હોય છે
ત્યારે જ આપણે ગોઠવાતા હોઈએ છીએ
એવું હંમેશાં નથી બનતું
કોઈક આવીને પંખો કરી જાય છે
(મને ન જોઈતો હોય તો પણ, –
નિયમ મુજબ)
આખું વૃક્ષ ઉગાડી શકાય
એટલા મોટા ફ્લાવરવાઝ
ખૂણામાં
મારી જેમ જ
એકલી એકલી ઝૂરતી મૂર્તિઓ.
લટકતાં ચિત્રની પાસે
ઊભો રહેલો પિત્તળિયો અશ્વ.
રહી રહીને રણકતી ફોનની ઘંટડી
ને ત્યારબાદ
સંભળાતો નોકરનો અવાજ.
આ બધાંથી
હવે હું ટેવાઈ ગયો છું.
હૉલના માલિકની જેમ
ઈશ્વર તો બેડરૂમમાં છે, –
અને હમણાં એ
અમસ્થા પણ બહાર નહીં આવે.
બેડરૂમને એટેચ બાથરૂમ હોય છે, એટલે!

□

મેં તો આવું આકાશ ક્યાંય જોયું નથી!
ભૂરા તે વાદળાંના દરિયામાં તરતા અહીં
પંખીએ પીછું એક ખોયું નથી!
આસમાની છાંયમાં ઊડતા એ ટહુકાઓ
તેજનો તરાપો લઈ મ્હાલે;
હમણાં દેખાય એ જ રોજનું આકાશ
છતાં સમજાશે થોડું નવું કાલે.
એણે પોતાનું કાંઈએ સંગોપ્યું નથી;
મેં તો આવું આકાશ ક્યાંય જોયું નથી!
સૂરજ ઊગે તો ઊગે લાગણી બધાંની
અને આથમે તો નિજમાં વિષાદ;
ક્યાંકથી ઝરૂખે જરા ડોકાતો ચાંદ, અહીં
તારલિયા ટમકે કે યાદ?
એક આંસુ પોતાનું ક્યાંય પ્રોયું નથી;
મેં તો આવું આકાશ ક્યાંય જોયું નથી!

## આવતી કાલનો સૂરજ ☐ મેઘનાદ ભટ્ટ

આવતી કાલના સૂરજને હું આજના આકાશમાં ઉગાડી દઉં
તો
ગઈ કાલોનો કાળો કાળો પડછાયો
જે
આજના સમગ્ર આકાશમાં લંબાયો છે
તે
આવતી કાલના સૂરજના તાપમાં બળીને
લાલ લાલ થઈ જાય!

પણ
દરેક ગઈ કાલોના અવસાનમાંથી જન્મેલી
અશ્રદ્ધા મને કહે છે:
"સૂરજ તો આ સ્થિર (?)
એ તો ચંદ્ર ઉપરના હરણાંનો છે વીર,
એનો કરવો શે' વિશ્વાસ?"
મને આવતી કાલે ઊગવાના સૂરજમાં વિશ્વાસ નથી.
આમ તો મને
મારી અશ્રદ્ધામાં ય શ્રદ્ધા નથી
પણ
છાપાંની જાહેરખબરના સળવળતા સિંહ જેવા સૂરજથી ભડકતી
ગઈ કાલોના પડછાયાવાળી
આજની સૌ સેનાઓની થકાવટમાં મને શ્રદ્ધા છે.
એથી જ
હું જાતે જ
આવતી કાલનો સૂરજ બની
આજના આકાશના ખૂણેખૂણાને ઉજમાળી દઈશ.

## એક નગરકાવ્ય ☐ પ્રાણજીવન મહેતા

મશીનના ચક્રની ગતિએ
ઘૂમ્યા કરે મન.
મેઘધનુષ્ય જેવા રસ્તાઓ
ફેલાઈ જાય મારી આસપાસ.
ખાલીખમ ભૂતકાળસમા
મેદાનોમાં
થીજી જાય સમયની બધી ક્ષણ.
ઘાસ બની ઊગી નીકળતા
મારા નામના સઘળા અક્ષરો.
પંખીનો ટહુકો તો
ટેપ કર્યો હોય તો જ
સાંભળવા મળે અહીં ફરી કદી.
નહીં તો
પથ્થરિયા કાને અફળાતી સાયરન.
ગૂંગળાયેલા માણસોના શ્વાસ-ઉચ્છ્‌વાસ
કદી ફૂંકાય પવન બની,
અહીં વસે એક પશુ એવું
જેની આંખમાંથી સતત ખર્યા કરે રેતી
ને બંધાયે જતાં મકાન ...
ઘરની બારીમાંથી ડોકાતું આ નગર
મારા પેટમાં પડયું હાંફે રોજ રોજ ...
મશીનના ચક્રની ગતિએ ઘૂમ્યા કરે ...

આભ ઊડતી
કુંજડીઓની કતાર
ગણવા સમી જિંદગી
નહીં
ખૂટે
તો ?
ઘરને ઊંબર
ઢળી પડેલા
સમી સાંજને તડકે
મારું
ઝળહળ ઘર ને નેવાં
અવરજવરતી
કીડીઓની લંગાર જોઈને
અગનથાંભલી
જઉં બાથમાં લેવા
કદાચ
મારી પરિસ્થિતિની અગનથાંભલી
તડાક દઈને
નહીં
તૂટે
તો ?
આભઊડતી
કુંજડીઓની કતાર
ગણવા સમી જિંદગી
નહીં
ખૂટે તો ?

## કદાચ ☐ અનિલ જોશી

## 'ધ્વન્યાલોક' અને 'અભિનવભારતી'માંનાં બે ઉદાહરણો ☐ હરિવલ્લભ ભાયાણી

ક્રિયારૂપોની વ્યંજકતાનાં ઉદાહરણ લેખે 'ધ્વન્યાલોક' ૩/૧૬ ઉપરની વૃત્તિમાં જે બે પ્રાકૃત ગાથાઓ આપેલી છે, તેમાંથી પહેલી ગાથા અહીં નીચે આપી છે. સાથે 'લોચન'માં મળતી તેની કાંઈક મુક્ત સંસ્કૃત છાયા, અને શ્રી ડોલરરાય માંકડે તેમના 'ધ્વન્યાલોક'ના સંપાદનમાં આપેલો સમશ્લોકી ગુજરાતી અનુવાદ (પૃ. ૧૬૫) આપ્યાં છે.

મૂળ પ્રાકૃત

અવસર રોઉં ચિઅ ણિમ્મિઆઇં મા પુંસ મે હઅચ્છીઇં ।
દંસણમેત્તુમ્મતેહિં જેહિં હિઅઅં તુહ ણ ણાઅં ॥

સંસ્કૃત છાયા

અવસર રોદિતુમેવ નિર્મિતે મા પુંસય (?) હતે અક્ષિણી ।
દર્શન-માત્રોન્મત્તાભ્યાં યાભ્યાં તવ હૃદયં એવંરૂપં ન જ્ઞાતમ્ ॥

ગુજરાતી અનુવાદ

ખસ ખસ, રોવાને નિર્માયલી ચક્ષુને ન વિકાસી દે
દર્શનમાત્રોન્મત્તાને જેણે હૈયું તુજ ન જાણ્યું.

આંસુ લૂછવાને આવતા અપરાધી નાયકને ઉદ્દેશીને કહેલાં રડતી નાયિકાનાં આ રોષવચનો છે. 'તને પ્રથમ જોયો ત્યારે જે આંખો તારા રૂપથી તારી પાછળ ગાંડી બની ગઈ અને તારા હૃદયની પરખ કરવા ન થોભી, તે આંખો રોવાને જ નિર્માયેલી છે—એમાં આપણો કશો વાંક નથી. માટે તું દૂર ખસ, તારે એ આંખોનાં આંસુ લૂછવાની, તેમની દયા ખાવાની કશી જ જરૂર નથી.' એવું એ વચનોનું તાત્પર્ય છે. આમાં 'રોવાને નિર્માયલી (?) ચક્ષુને ન વિકાસી દે' એ અનુવાદવાક્યમાં 'વિકાસી દે'નો કશો સુસંગત અર્થ નથી થઈ શકતો. ઊલટું, અર્થને અને પરિણામે ભાવને તે વિકૃત કરે છે. બંધ આંખને ખુલ્લી કરવાનો કે વિકસાવવાનો કોઈ પ્રશ્ન નથી. રડતી આંખોનાં આંસુ લૂછવાનો જ સ્પષ્ટ સંદર્ભ છે. મુશ્કેલી પ્રાકૃત ધાતુ 'પુંસ'નો અર્થ ન સમજાયાથી સરજાઈ છે. સંસ્કૃત છાયામાં પણ 'પુંસય' રૂપ આપ્યું છે—પ્રાકૃત ધાતુને જ સંસ્કૃતમાં ઉઠાવી લીધો છે! રામસાગર ત્રિપાઠી વગેરેના 'લોચન'ના હિન્દી અનુવાદોમાં પણ 'વિકસિત કરવું' એવો અર્થ કરેલો છે. હકીકતે 'પુંસ'નો અર્થ લૂછવું છે. એ સામાન્યપણે પ્રચલિત પ્રાકૃત ધાતુ છે. હેમચંદ્રે પણ 'માર્જન' કરવું' એવા અર્થ 'લુંછ', 'પુંછ', 'ફુંસ' 'પુસ', 'લુહ' વગેરે ધાતુઓની સાથે 'પુંસ' નોંધ્યો છે. ('સિદ્ધહેમ', ૮–૪-૧૦૫). આ અર્થ લઈએ તો જ ચર્ચાપ્રાપ્ત ગાથાના અર્થની ઘડ બરાબર બેસે છે અને પરિસ્થિતિ તથા ભાવનું ઉચિત ચિત્ર ઊપસે છે. ચર્ચાપ્રાપ્ત પદ્યનો 'પુંસ'ના ઉક્ત અર્થ અનુસાર કરેલો અ-સમશ્લોકી અનુવાદ હું નીચે આપું છું:*

ઉઠ દૂર, ક્રૂર!
અશ્રુ લૂછવાની શી વાત?...
આ રુદન કાજ નિર્મ્યાં નયન-
તણી દયા કશી?–
જે બળ્યાં
દીઠે – વણપ્રીછ્યે જ ભૂલી શૂધબૂધ તું પે ઢળ્યાં.

*

પ્રાસંગિક હોઈને 'અભિનવભારતી'માં અભિનવગુપ્તે ટાંકેલી એક પ્રાકૃત ગાથાના પાઠનો પણ અહીં વિચાર કરી લઈએ. અભિનવગુપ્ત કહે છે કે જેમ કાવ્યના અલૌકિક આસ્વાદ માટે 'ચમત્કાર' શબ્દ વપરાય છે, તેમ તેવા આસ્વાદ વેળા થતાં કંપ, રોમાંચ વગેરે માટે પણ 'ચમત્કાર' શબ્દ પ્રચલિત છે. આના સમર્થનમાં તેણે જે પ્રાકૃત ગાથા ટાંકી છે તેનો પાઠ તથા અર્થ શ્રી નગીનદાસ પારેખના અત્યંત મૂલ્યવાન ગ્રંથ 'અભિનવનો રસવિચાર' (પૃ. ૫૮, પૃ. ૩૮) અનુસાર નીચે પ્રમાણે છે :

અજ્જ વિ હરિ ચમક્કઇ કહકઇ વિ ન મંદરેણ કલિઆઇં ।
ચંદકલાકંદલસચ્છાઇં લચ્છીઇ અંગાઇં ॥

* જુઓ 'પ્રપા', નં. ૮૧, પૃ. ૧૬૭.

'ચંદ્રકલાના કંદ જેવાં સ્વચ્છ અને સુકુમાર લક્ષ્મીનાં અંગો સમુદ્રમંથન વખતે મંદરાચળથી દળાઈ કેમ ન ગયાં, એ વિચારથી આજે પણ હરિને ચમત્કાર થાય છે. એટલે કે, તેનાં રૂંવાડાં ઊભાં થઈ જાય છે.'

શ્રી પારેખે આપેલો પાઠ છંદની દૃષ્ટિએ સદોષ છે – પહેલી પંક્તિમાં ગાથા-છંદનું બંધારણ તૂટે છે : એક માત્રા ઓછી છે, અને બીજો ચતુષ્કલ મળતો નથી, 'હરી' એમ દીર્ઘ લેતાં ખામી દૂર થાય છે. વળી 'કલિઆઇં'નો અર્થ 'દળાઈ ગયાં' ન થઈ શકે. તે માટે પાઠાંતર 'દલિઆઇં' છે, તે સ્વીકારવું જોઈએ. 'કહકઇ' અશુદ્ધ છે, 'કહકહ' જોઈએ. બીજી પંક્તિમાં શરૂઆતના સમાસ માટે વિવિધ પાઠાંતરો છે : શ્રી. પારેખે સ્વીકારેલો પાઠ 'ચંદકલાકંદલસચ્છાઇ', શ્રી મેસન અને પટવર્ધને સ્વીકારેલ. પાઠ 'ચંદ્રકલાદલસચ્છાઆઇં' (જુઓ 'Sanatarasa and Abhinavagupta's philosophy of aesthetics, ૧૯૬૯, પૃ૦ ૪૬ ટિપ્પણી ૨) અને પરીખ અને કુલકર્ણીએ તેમના હેમચંદ્રકૃત કાવ્યાનુશાસનના સંપાદનમાં સ્વીકારેલા પાઠ (પૃ૦ ૯૯, ૫૦૫) 'ચંદ્રકલાકંદલ-સચ્છાહાઇં'. પહેલા અને ત્રીજા પાઠાંતરમાંના 'કંદલ'નો અર્થ 'કંદ' નહીં, પણ 'અંકુર' કે 'પ્રરોહ' કરવાનો છે. પહેલા પાઠમાં 'સ્વચ્છ' એવો જ અર્થ મળે છે અને તેથી 'સુકુમાર' ઉમેરવું પડે છે. બીજા પાઠમાંના 'સચ્છાઆઇં' નો અર્થ 'તેના જેવી કાંતિવાળાં'

એવો થાય છે, પણ ત્રીજા પાઠમાં જે 'સચ્છહાઇં' છે, તેનો અર્થ માત્ર 'તેના જેવાં' પણ થઈ શકે, અને તેથી તેમાં વ્યાપકપણે ઘટાવવાની સગવડ છે. 'કંદલ' સ્વીકારવામાં કોમળતાનો લાભ છે, તો 'દલ' સ્વીકારવામાં આગળના 'દલિઆઇ઼' સાથે યમક સિદ્ધ થતું હોવાનો લાભ છે. એકંદરે હેમચંદ્રવાળો પાઠ સૌથી વધુ સંતોષકારક છે. તે પાઠ, તેની સંસ્કૃત છાયા તથા ગુજરાતી પદ્યાનુવાદ નીચે આપું છું:

### મૂળ પ્રાકૃત

અજ્જ વિ હરી ચમક્કઈ કહકહ વિ ન મંદેરણ દલિઆઇં ।
ચંદકલાકંદલ-સચ્છહાઇં લચ્છીઇ અંગાઇં ॥

### સંસ્કૃત છાયા

અદ્યાપિ હરિઃ ચમત્કરોતિ કથંકથમપિ ન મંદરેણ દલિતાનિ ।
ચન્દ્રકલા - કન્દલ-સદશાનિ લક્ષ્મ્યા: અંગાનિ ॥

### ગુજરાતી અનુવાદ

'ચંદ્રકળા-અંકુર શાં લક્ષ્મી કેરાં અંગ
મંદરે દળાતાં બચ્યાં કેમે ય અભંગ!' –
સ્મરતાં, હજીયે હરિ-રોમ ચમકંત.



ચન્દન સમાન મહેકતી કાયાની પાસ છું;
લાગે છે એમ કે હું સદેહે સુવાસ છું.
તારા અધર પે સ્મિત ફરીથી ખીલી ઊઠયું;
એ ગૌણ વાત છે કે હજી હું ઉદાસ છું.
જોઈ લે છેલ્લીવાર તું રેખાઓ હાથની;
સંધ્યા – સમયનો ક્ષીણ થતો હું ઉજાસ છું.
એના હરેક કણમાં અનાગતની ઝંખના;
તૂટી રહેલો આખરી વેળાનો શ્વાસ છું.
ધુમ્મસની જેમ પળમાં વિખેરાઈ જઈશ હું;
આમે ય કયાં જીવંત છું? 'હોવાનો' ભાસ છું.
સાંનિધ્યમાં પ્રકાશ, મહક, આર્દ્રતા મળ્યાં;
કોઈ કબર ઉપરનું સુકાયેલું ઘાસ છું.
ચાતકના કંઠથી તે કોઈ ઊંટની ખરી;
વિખરાઈને પડેલી ચિરંજીવ પ્યાસ છું.

**ગઝલ ☐ ભગવતીકુમાર શર્મા**

**આ દિવસો પ્રેમ વળાવી આવ્યા □ યશવંત ત્રિવેદી**

આ મહિનાઓ, આ ઋતુઋતુ તો ફૂલ ફૂલ પર નામ લખીને ચાલ્યાં!
ટીંકાઓની બંધ બારીએ મોર કને બેસીને મારાં રોજદિવસ આવ થાક્યાં!
રણદ્વીપોની એકલદોકલ ખજૂરીએ તંબુ તાણીને
મારા મોર, હવે ના જાગો!
વહે ગયો પ્રેમનો દિવસ ઊંટનાં પગલાં થઈને
મૃગજળ પાસે પ્યાસ હવે ના માગો!
એ તો કોઈ કવિનું સપનું: આખું શહેર કિરમજી ઘાઘરિયુંની ઝૂલ કરી ઝૂલ્યું'તું!
પ્રેમની પળો આપણી પારેવાની ચાંચ: વાગનાં ગાલે તારે ગલગોટાનું ગામ ખીલ્યું'તું!
ન્હોર ભરી ઊભો છે કૂકડો અતીતના ઢગ પર ઘૂંઘવાનો
હવે જાંબળી ક્ષણો રાતની, જાઓ!
શ્વાસનો બકુલ વનની ગાયોની ઘંટડીઓનો રણકાર
હવે તો પાય ધરી લો, પુરકન્યાઓ!
આ મહિનાઓ, આ ઋતુ ઋતુ તો, ફૂલ ફૂલ પર નામ લખીને ચાલ્યાં!
હવે આ દિવસોને સંભાળો મારો મોર, આ દિવસો પ્રેમ વળાવી આવ્યા!

□

હું તો લખતી ને કોરો રહે કાગળ
કે પંથ મારો આગળ જતો ને રહું પાછળ!

અહીંના આકાશમહીં ત્યાંનાં કોઈ વાદળાં
રે, આવી આવીને જાય વરસી;
હરિયાળી આમ ભલે ખીલી ને તોય મને
લાગે કે આજ ધરા તરસી
એકેએક ઘૂંટે ઘૂંટાયો દાવાનળ;
કે પંથ મારો આગળ જતો ને રહું પાછળ!

પંથ મારો ચાલે ને તોય મને લાગે
કે અહીંયાં કોઈ પંથ નથી ક્યાંય;
અહીંનો સૂનકાર બધો આવે સમેટવા
એવો ક્યાં ટહુકો રેલાય?
મૌનમાં ગળતો રહે છે હિમાચળ.
કે પંથ મારો આગળ જતો ને રહું પાછળ!

**ગીત □ સુરેશ દલાલ**

વડોદરા : ૨૨-૧-૭૦ ☐ હરીન્દ્ર દવે

તાંબેકરની હવેલીને ત્રીજે માળે વસેલા
ભૂતે કલ્પાંત આદર્યું
અને દીવાલ પર જડાયેલા કૃષ્ણે
ચોંકીને ભૂતનાં સ્વપ્ન ન આવે એ માટે
યમુનામાં પગ ધોઈ લીધા.

યમુનાનાં જળનાં થોડાંક બિંદુઓ
ઊડીને રાવપુરાની નિશાળમાં ભણતા
બાળકોની આંખમાં જઈ બેઠાં :
એટલે જ ત્યાં કોઈ કોઈ આંખો ચોળતા
બાળકમાં કદી કદી કૃષ્ણ દેખાઈ જાય છે.

મહેસાની મારી કબરમાં પણ ટેઢી સૂતેલી
બાંકી બીબી રાહ જુએ છે કે ફરી કોઈ
આવીને ફાતેહા પઢતાં પઢતાં મેણું મારે
અને એ સીધી સૂઈ શકે :
ઓપન ટુ ક્લોઝ આંકડામાં
ચોખ્ખી જીત કરાવી આપતા
મસ્તાનબાબાની આખડી રાખવાનું એને સૂઝતું નથી :
સહાબુધિન અને કુતુબુધિન ક્યારેક રાતના જાગે છે,
અને દીવાલમાં કોતરાયેલી કુરાનની આયાતો વાંચતાં વાંચતાં
ઘુમ્મટમાં દેખાતી ઓપઆર્ટને
નીરખવામાં તલ્લીન થઈ જાય છે.

આખા દિવસમાં આવેલ બેચાર રડયાખડયા
મુલાકાતીઓનાં પગલાંનો અવાજ
હજી ખંડમાંથી ગયો નથી.

બેઠકજીના મંદિરમાં કૃષ્ણને સૂવું છે
અને મુખિયાજીની ઘડિયાળ ધીમી ચાલે છે :
બહાર હાર્મોનિયમ પર બસૂરા કંઠે
ગવાતા સૂરદાસના પદમાં
એ મન જોડવાનો પ્રયાસ કરે છે :

## પ્રેમની કવિતા ☐ જયન્ત પાઠક

તારા પ્રેમની કવિતા કરીને
એકલો એકલો વાંચું છું ત્યારે –
સામેનું વૃક્ષ ડોલી ઊઠે છે;
છેડાયેલી કોયલ બોલી ઊઠે છે

કળીઓ ખીલતી ખીલતી જરા થંભી જાય છે.
વાયરો રમતો રમતો જરા જંપી જાય છે.
સાંજની ડાળ પર બેઠેલા પંખીની પાંખ
અચાનક ફફડી ઊઠે છે.

મૂગું આકાશ
તારાઓમાં તતડી ઊઠે છે

અંધકારના રેશમી વાળ
ક્ષિતિજની પાતળી કેડને લપેટી લે છે.

ફરસ પર નહોર ઘસતી બિલ્લી
મારી સામે ટગર ટગર તાકી રહે છે
એકલો એકલો વાંચું છું ત્યારે –

☐

ક્યારેક પત્ર હજીયે લખતાં રહો તો?
એમાં તમારું સુખિયાં! કશું યે ન જાય;
જે બે'ક અક્ષરનું ભાગ્ય મળ્યું અમોને –
જે બે ક્ષણો સુધરી અત્ર અમારી જાય;
થોડું ભલે, અમથું આ કણમાંય વર્ષો;
જે બે ટીપાં નસીબમાં અમને મળ્યાં તે –
ના ઊગશે કશું ય જાણું છું - તોય, તોય –
આ બાપડા વગરકારણ હીજરાતા
છો બે કણો જનમના તરસ્યા ભીંજાય;

સૂકા બીડે વરસશો નહીં, જાવ; માત્ર
આવો ફરીથી થઈ ઝાકળ, બે'ક બુંદ;
છો બે'ક કંઈ તણખલાં પલળી મૂળોમાં
વર્ષાભ્રમે કુતૂહલાય, ટટાર થાય;
એમાં તમારું સુખિયાં! કશું યે ન જાય.

**જો વાંધો ના હોય તો, તમને** ☐ ઉશનસ્

એ વેણ તારા
"ન ભૂલીશ હું તને"
યાદ છે તને?

☐ **લચ્છુ નેભરાજાણી**

**હવે તારો મેવાડ મીરાં છોડશે □ રમેશ પારેખ**

ગઢને હોંકારો તો કાંગરા ય દેશે પણ ગઢમાં હોંકારો કોણ દેશે,
રાણાજી, તને ઊંબરે હોંકારો કોણ દેશે?
આઘે આઘેથી એને આવ્યાં છે ક્હેણ, જઈ વ્હાલમશું નેણ મીરાં જોડશે
હવે તારો મેવાડ મીરાં છોડશે.

આઠે અકબંધ તારા ભીડ્યા દરવાજાનાં ફૂલ જેમ ખૂલશે કમાડ
વેગીલી સાંઢણીઓ વહી જાશે દૂર મૂકી ધૂળ મહીં ઊડતો મેવાડ
કિનખાબી પ્હેરવેશ કોરે મૂકીને મીરાં કાળું મલીર એક ઓઢશે
તારો મેવાડ મીરાં છોડશે
આઘે આઘેથી એને આવ્યાં છે ક્હેણ, જઈ વ્હાલમ શું નેણ મીરાં જોડશે.

પાદરેથી રસ્તાઓ પાછા વળશે રે લઈ લેણદેણ તૂટ્યા – નું શૂળ
ડમરી જેવું રે સ્હેજ ચડતું દેખાશે પછી મીરાં વિખરાયાની ધૂળ
મીરાં વિનાનું સુખ ઘેરી વળશે ને રાજ રૂંવેરૂંવેથી તને તોડશે
તારો મેવાડ મીરાં છોડશે.
આઘે આઘેથી એને આવ્યાં છે ક્હેણ, જઈ વ્હાલમશું નેણ મીરાં જોડશે.
તારો મેવાડ મીરાં છોડશે

□

ચાલો,
આષાઢનાં વાદળ તીડનાં ટોળાં બનીને
ધરતીને ચૂસી ખાય તે પહેલાં,
વિનામોતે મરેલાંની કબરો
હિમાલયનાં શિખરો બની જાય તે પહેલાં,
પ્રેમની વાતોથી
કવિતાના શબ્દોનો રંગ ફટકી જાય તે પહેલાં,
જાળ નાખીને
ચંચલ પાણીમાં સ્થિર ઊભેલો માછીમાર
ભગવાન બની જાય તે પહેલાં,
ચાલો,
ધરતીમાં ઢબુરાયેલા બીજને
આપણે મૃત્યુની કથા કહેવાની છે.
અને–

**ચાલો □ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ**

माझे कान ऐकतात

**दिलीप चित्रे**

माझे कान ऐकतात किनाऱ्यावर निःस्तब्ध समुद्रता
फिक्या हलक्या वाऱ्यांखालीं स्वरांची निष्पर्णता...
माझे ओठ स्पर्शतात रक्तसारी रंगहीनता
बुडण्याजोग्या सूर्याची, अवीट जर समुद्ररेषांवर जमतां

शिकवलें आहे सगळेंच पाहण्याला कोरडेपणानें
विश्वार्द्र डोळ्यांनीं, छिलून अभौतिकता.
नामदात्याचें नांव टाकून कफल्लक होतांना
माझे कान किनाऱ्यावर ऐकतात निःस्तब्ध समुद्रता
माझी जाणीव जेथें जमवते सघन निस्समुद्रता.



## મારા કાન સાંભળે છે ☐ દિલીપ ચિત્રે ☐ સુરેશ દલાલ

મરાઠી કવિતા

મારા કાન સાંભળે છે
કિનારા પર
નિઃસ્તબ્ધ સમુદ્રના
ફિક્કા, હળવા પવનમાં
સ્વરોની નિષ્પર્ણતા ...
મારા હોઠ સ્પર્શે છે
ડૂબવા લાયક સૂર્યની રક્તખારી રંગહીનતા
સમુદ્રની રેખામાં
સોનાનો તંતુ
ચિરંતન પોત વણે છે જ્યારે!

વિશ્વાર્દ્ર આંખોને
શીખવવામાં આવ્યું છે
બધું જ સૂકી નજરે જોવાનું
અભૌતિકતાની છાલ ઉતારીને
બ્રહ્માએ આપેલું નામ ફગાવી દઈ
કંગાળ થઈને
મારા કાન સાંભળે છે
કિનારા પર
નિઃસ્તબ્ધ સમુદ્રતા
મારી ચેતના સંચય કરે છે
સઘન નિસ્સમુદ્રતાને.

માણસના જીવનમાંની એકવિધતાનું પુનરાવર્તન તેની સંવેદનક્ષમતાને બધિર કરી નાખે છે: એવું બુઠ્ઠું જીવન એ રોજ જીવ્યા કરે છે. આ નીરસ, રુક્ષ જીવનમાંથી એકાદ ક્ષણ માટે અલગ થઈ, રોજિંદા વર્તુળમાંથી નીકળી, કોઈ સુખદ પ્રવૃત્તિ નિર્માણ કરવાના તેના પ્રયત્નમાં પણ એકવિધતાનું પુનરાવર્તન તેનો કેડો મૂકતું નથી. આ ભિન્નતા પણ પછી રૂઢિગત બની જાય છે. કવિહૃદયને લલાટે પણ આ લેખ લખાયા હોય છે. અથવા પ્રાતિનિધિકતાથી તેને એ સ્થિતિનો અનુભવ થાય છે ત્યારે તે કવિહૃદય અંતર્મુખ થઈને વિરોધવક્રતાથી એ સ્થિતિનો સાક્ષાત્કાર કરે છે. આ વિરોધવક્રતામાં કલાત્મકતાનાં તત્ત્વો દૃષ્ટિગોચર થાય છે. દિલીપ ચિત્રેનું કાવ્ય "માઝે કાન એકતાત"માં આ કલાત્મક અનુભવ શબ્દાંકિત થયો છે. થીજી ગયેલા એકાકી મનની વિરોધવક્રતા ચિત્રેએ આ કાવ્યના પૂર્વાર્ધમાં વ્યક્ત કરી છે અને તે વ્યક્ત કરતાં કરતાં પોતાના અરૂઢ જીવંત મનમાં સાકાર થતાં નવાં અનુભવરૂપોનો મર્મ એના આવિષ્કારમાં વિશ્વાસપૂર્વક ભેળવી દીધો છે.

સમુદ્રનાં અતાગ જીવનવલયો આથી જ આ આવિષ્કારમાં અમૂર્ત ભાવવાચક નામ બની જાય છે અને પોતાનું નામરૂપ ગુમાવી બેસે છે. સતત ગતિશીલ રહેનારી 'સમુદ્રતા' આપોઆપ 'નિઃસ્તબ્ધ' બની જાય છે. મંદ પવનની સશબ્દ તરલતા અહીં 'ફિક્કેપણા', 'હલકે', 'નિષ્પર્ણ'—એવું રૂપ લે છે. સાંયસૂર્યના ન ઝંખવાતાં ચિર-રુચિર રંગજાળ અહીં 'રંગહીન' અને 'રક્તખારટ' બને છે, ઝંખવાય છે, અને જુગુપ્સાપ્રેરક બને છે. આ વિરોધવક્રતા સસંવેદ્ય અનુભવને સંતુલિત કરે છે અને તેથી આ અનુભવનું શબ્દાંકન સુગ્રથિત થાય છે. આ સંઘટનામાં ઉપહાસની ધાર એવી તો એકરૂપ થઈ જાય છે કે તેનાં બૌદ્ધિક અંગો મૂળ સંવેદન સાથે પોતાનો અતૂટ સંબંધ જોડી દે છે.

જીવનના પ્રત્યક્ષ અનુભવમાં આવનારી શુષ્કતાનો સંબંધ વિરોધવક્રતા વડે ફરી પરંપરાગત આધ્યાત્મિક સભરતા સાથે કવિએ જોડ્યો છે. આ સંયોગમાં કાવ્યાનુભવના સંયોજનનો બીજો તબક્કો જોડાયેલો છે. અલૌકિક વિશ્વકારુણ્યની સભરતાની પરંપરાગતતા અને જીવનચક્રમાંની સંવેદનાત્મક બધિરતા એ બન્ને વચ્ચે સુસંવાદી સંબંધ નિર્માણ કરવામાં ચિત્રે સફળ થયા છે. આ સુસંબંધિત નિર્મિતિમાં વિરોધવક્રતા સમબળ છે. પરંપરાગત સભરતા અને નિર્માતા પરમેશ્વર બન્નેને ફેંકી દઈને પરંપરાશૂન્યતાની કંગાળતા આ અનુભવમાં ખૂબ વિશ્વાસપૂર્વક સ્વીકારાઈ છે. આ ત્યાગમાં જ કવિએ નવા જીવંત વાસ્તવનો નિર્દેશ કર્યો છે. વિરોધવક્ર અનુભવની આ અંતિમ ગતિ તથા પ્રગતિ કાવ્યના અર્થમાં પૂર્ણતા લાવે છે. આથી જ અગાઉની 'નિઃસ્તબ્ધ સમુદ્રતા' હવે 'સઘન નિઃસ્સમુદ્રતા'માં ફેરવાઈ જાય છે. વળી આ પરિવર્તનમાં પણ વિરોધવક્રતા રહેલી છે કેમકે બાહ્ય સૃષ્ટિમાં તો 'નિઃસ્તબ્ધ સમુદ્રતા'નું અસ્તિત્વ છે જ, અને તે કવિના આકલન—પ્રભાવની બહાર પણ નથી. આ વિરોધવક્રતાને કારણે આ કાવ્ય રૂઢિગત આદર્શવાદી

કાવ્ય ન બનતાં, એક વિરોધપૂર્ણ જીવન-અનુભવમાંથી જન્મ લેતી પ્રબળ સર્જનશીલ સંયોજના બની રહે છે.

પ્રત્યક્ષ જીવન-વ્યવહારમાંની સંવેદનાત્મક બધિરતા અને પારંપરિક આધ્યાત્મિક સભરતામાં રહેલી શુષ્કતા એ બેને વક્રતાથી વિરોધાવીને પોતાનું, નવું, મુક્ત, એકાકી અને સંપન્ન અનુભવવિશ્વ નિર્માણ કરવાની વૃત્તિ કવિએ આ અનુભવસંક્રમણમાં વ્યક્ત કરી છે, અને તે પણ વાસ્તવના સ્તર પર, આદર્શના સ્તર પર નહીં. આ વૃત્તિને અભિવ્યક્ત કરી શકે તેવી શબ્દશક્તિ પણ કવિને વશ છે. આદર્શના સ્તર પર કવિનો અનુભવ સંક્રમિત થયો નથી તેથી તેને વ્યક્ત કરનારી પ્રબળ શબ્દશક્તિ પણ સ્વપ્ન-રંજનાત્મક (રોમેન્ટિક) નથી, આ શબ્દશક્તિ સંક્રમણ વ્યક્ત કરે તેવી અર્થપૂર્ણ અને પ્રવાહી છે. તેનામાં ઉછીનો લીધેલો ભડક ઠસ્સો નથી. યથાયોગ્ય સ્થાને બેઠેલા શબ્દો અનુભવની ગતિ, સંવેદના અને સંઘટનાને સુબદ્ધ કરે છે. 'નિઃસ્તબ્ધ સમુદ્રતા', 'હલકે ફિકે વારે' અને તેમાંની 'સ્વરાંચી નિષ્પર્ણતા'... હોઠને સ્પર્શે તેવી 'રક્તખારી રંગહીનતા'... કિનારા પરની નિઃસ્તબ્ધ સમુદ્રતા અને નવસર્જનનેરૂપે કવિના અનુભવમાં ઊઠતી 'સઘન નિસ્સમુદ્રતા' આ પ્રતીકાત્મક પ્રતિરૂપ અને તેને વ્યક્ત કરતા શબ્દોની નાદપૂર્ણતાએ કવિના સંક્રમણશીલ અનુભવને સંવાદી ઠરાવનાર વાતાવરણ આખા કાવ્યમાં પ્રસરાવેલું છે, વ્યાપ્ત કરેલું છે. 'અવીટ' (=ઝાંખું ન પડનાર, અરુચિકર ન બનનાર) એ શબ્દમાંનો શ્લેષ બૌદ્ધિક ચમત્કૃતિનું સૂચન કરતો નથી. કાવ્યમાંના વિરોધવક્રતાના એક અનુભવઘટકને તે વળદાર બનાવે છે, આથી જ આ શ્લેષ કેવળ ચમત્કૃતિપૂર્ણ લાગતો નથી. મંથર બધિરતા અને ગતિપૂર્ણ સંવેદના એ બે વચ્ચેનો વિરોધ-મેળ, એક વિરોધવક્ર, આકારબદ્ધતાની યશસ્વી સાધના છે.

'ઉત્કૃષ્ટ', 'અપૂર્વ', 'અનન્ય સાધારણ' એવાં વિશેષણો આ કૃતિ માટે વાપરીએ નહીં તોય, આ અનુભવમાં અને તેને વ્યક્ત કરનારી ભાષામાં ચિત્રેએ અતિશય પરિપક્વ એવી કાવ્યાત્મકતાની જાણકારી દાખવી છે. તેમના અનુભવમાંની વિરોધવક્રતા મર્મગ્રાહી છે, અને એ વિરોધવક્રતાની પાર વ્યક્ત થયેલું કવિનું બંડખોર માનસ સંવેદનશીલ અને સર્જનાત્મક છે.



ના જાઓ! વચનો અમંગળ, ન હેતાળ 'લ્યો આવજો!'
રોકયે મોટપ, ને 'ગમે ત્યમ કરો!' એમાં ઉદાસીનતા;
'જોજો હો! નહિ જીવશું તમ વિના' - એ તો બને ના બને
તેથી કૃપણ, ખરાં વિદાયવચનો જતાં મને શીખવો.

સંસ્કૃત કવિતા ☐ મકરંદ દવે

## પ્રેમ, મારું આવકાશી યાન □ લૂઈ સિમ્પ્સન □ કૌશિક પારેખ

પ્રેમ, મારું અવકાશી યાન ...
એના વડે છટકીને આપણે બધાં ય
સાધીએ છીએ
હમેશાં ઉત્થાન.
આપણો પ્રવાસ
આપણા થકી જ સર્જિત
આઘાતપરંપરાથી સંચલિત.

પ્રત્યેક આ નર અને નારી
અજરઅમર એવું સત્ત્વ
સંમોહિત મુગ્ધ,
કોઈ ધ્રુવતારા પ્રતિ એનું
રહ્યું છે અવધાન.

ટૉકિયો, ધ્યાન દિયો !
યુઝુરુ કારાગિરિ, સાંભળો છો મને ?
સાન્ફ્રાન્સિસ્કો, ઘોર અંધકાર મહીં ડૂબેલા
હે કનિષ્ટ નગર ! ......
વરતાય છે કે મારો અણસાર તને ?
અહીં અવકાશ છે અનન્ત
અનન્ત એકાન્ત અવિચ્છિન્ન,
તહીં ધરા પરે કહો,
તમને લાગે છે એ કશુંક ભિન્ન ?

અહીં તો છે કેટલા બધા ય !
અહીં ગાંધી,
અહીં છે જિસસ ને મોઝિઝ ...
અને બીજા બધા કંઈ કેટલા ય
માનવો વસ્યા છે દક્ષ
તારકોના તેજે
આ રાત્રિ છે ગંભીર.
હું એ રાત્રિ મહીં કરું છું સંચાર
પામવાને મારો પોતાનો સંસાર !

મરાઠી કાવ્ય
જક્કી તારા પોલાદના
હોઠ પર ક્યારેક
કમળ જ્યારે ખીલે છે
સ્પષ્ટ તેની એક પાંખડી પર
સૂચ્યાગ્ર જેટલું
રક્તબિંદુ જે દેખાય –
તે મારું.
ઉત્સવ તે મારો
જા જઈને કહે તેને
પોલાદના ચપોચપ ભિડાયેલા
બંદોબસ્તને ભેદીને.

## પોલાદ □ પુરુષોત્તમ રેગે

બે બંગાળી કાવ્યો □ અનુ૦: ભોળાભાઈ પટેલ

## પાર્ક સ્ટ્રીટનું સ્ટેચ્યુ □ જગન્નાથ ચક્રવર્તી

પાર્ક સ્ટ્રીટના વળાંકે કોઈએ જાણે મને બૂમ પાડી –
'ક્યાં જાઓ છો તમે?'
મેં સ્પષ્ટ સાંભળ્યું.
આજુબાજુ જોયું, પણ મેં કોઈને જોયો નહિ.

ખૂબ જોરથી બ્રેક લગાવી.
બુટ ઘસાયો થોડો ક્લચ પર –
ના, ક્યાંય કોઈ નથી!
આયના અંદર પાછળ શૅકસપિયર સ્ટ્રીટ સુધી
માત્ર આસ્ફાલ્ટનો માર્ગ વિસ્તરેલો હતો.
પણ હું બેઠક છોડી નીચે ન ઊતર્યો,
ફરી ધીમે ધીમે ગાડી ગિયરમાં ચઢાવી.
કોઈને મેં જોયો નહિ,
માત્ર મનોમન પ્રશ્ન કર્યો: "હું ક્યાં જાઉં છું?"

મ્યુઝિયમ સામે કોઈ બેહોશ જાણે
માર્ગ પર આડો થઈને પડયો છે.
ફરી ખૂબ જોરથી બ્રેક લગાવી, કદાચ –
ના, તેમ નથી, દેવદારુની એ લાંબી છાયા હતી.
ફરીથી કોઈએ જાણે મને બૂમ પાડી –
'ક્યાં જાઓ છો?'
મેં સ્પષ્ટ સાંભળ્યું.

આ વેળા સ્પીડ વધારી
વેગથી પસાર થતી બન્ને બાજુઓ
એકદમ અસ્પષ્ટ બની ગઈ.
તે પછી તે બૂમે આખો દિવસ મારો પીછો કર્યો
પાર્ક સ્ટ્રીટથી સ્ટ્રેન્ડ, સ્ટ્રેન્ડથી બજબજ
ફરીથી સ્ટ્રેન્ડ, ત્યાંથી એસ્પ્લેનેડ, ફરી મ્યુઝિયમ
ફરી ખૂબ જોરથી બ્રેક મારી- .

કોઈએ જાણે બૂમ પાડી-
'કોણ?' મારું મગજ ચિત્કાર કરી ઊઠ્યું.
કોઈ નથી.
ગાડી સ્ટાર્ટ કરવા જતો હતો ત્યાં તો જોઉં છું—
એક વૃદ્ધ, ઉઘાડા પગ, હાથમાં એક લાકડી,
બરાબર પાર્ક સ્ટ્રીટના સ્ટેચ્યુની જેમ ઊભેલો.

તે પછી આખું બંગાળ, આખું ભારતવર્ષ
નોઆખલીથી સાબરમતી, ઉન્મત્તની જેમ
મોટરગાડીમાં, ટ્રેઈનમાં, ઍરોપ્લેનમાં ફર્યો છું—
અને તે સ્ટેચ્યુના જેવો એક જણ એક જગ્યાએ ઊભો રહી
મારા સ્પીડોમીટરને શરમાવે છે.
એક માર્ગથી બીજે માર્ગ તે મારો પીછો કરે છે.
પાર્કસ્ટ્રીટથી, બજબજથી, કલકત્તાથી, દિલ્હીથી
પ્રત્યેક સારામાઠા કાર્યમાં, ન્યાયઅન્યાયના, નીતિઅનીતિના
ઊંચાનીચા માર્ગોમાં.
હું દોડતાં દોડતાં સાંભળું છું, 'ક્યાં જાઓ છો?'
અને બ્રેક લગાવું છું.

તે જ વૃદ્ધ, ઉઘાડા પગ, એક લાકડી,
બધે જ સ્ટેચ્યુની જેમ ઊભેલો—
સાચે જ, આપણે ક્યાં જઈએ છીએ?



## તારું નામ લઈને □ આશિષ સન્યાલ

તે શબ્દહીન અરણ્યમાં
જતાં જતાં
તારું નામ લઈને હું બોલી ઊઠ્યો
સમસ્ત પ્રદેશ
દૂધના જેવી સ્નિગ્ધ પ્રત્યાશામાં નીલ થઈ ઊઠ્યો.
ચાપ પંખીઓનું એક ટોળું
ઊડી ગયું ઈશાનથી નૈઋત્ય ભણી.
ધીરે ધીરે મેં

તારા હૃદય જેવો મનોહર
પ્રભાતવેળાનો સૂર્યોદય થતો જોયો .
મારા રક્તમાં
કોટિ વર્ષો પૂર્વે જે એક વૃક્ષના છાંયડે
પગ પલાળી
દ્વિધાહીન થઈને બેઠો હતો –
તેનો પ્રતિધ્વનિ જાગી ઊઠયો .
મારા આત્મામાં
આશાહત કિશોરીઓની
તૃષ્ણાર્ત આંખોનો
આર્તનાદ બજી ઊઠયો.
બીજી કોઈ ભૂમિનો ઈતિહાસ
હું જાણતો નથી,
લોહિયાળ સંગ્રામ
વિનાશ અને વિનાશવેળાના
યુદ્ધની ભયંકરતા
માત્ર જાણું છું
અસ્ત થતા સૂર્યમાંથી
પ્રતિસૂર્યની પરિક્રમાનું અભિનય વિસ્મય.
તે શબ્દહીન અરણ્યમાં
જતાં જતાં
તારું નામ લઈને હું બોલી ઊઠયો.
સમસ્ત પ્રદેશ
એક અવિસ્મરણીય
પ્રત્યાશામાં કંપી ઊઠયો.
તડકામાં અવગાહન કરીને
મેં સાંભળ્યું
જન્મદિવસનું પ્રથમ ઉચ્ચારણ.
તારું નામ લઈને બોલી ઊઠયો.
સમસ્ત આકાશ
સૂર્યોદયના જેવી સ્વસ્થ પ્રત્યાશામાં
પ્રજ્વલિત થઈ ઊઠયું.

## હું તમને સંભારું ☐ માધવ રામાનુજ

લથરવથર છાંયો ને
પીપળ-પાન ખરે
–હું તમને સંભારું
ધૂસરતા ઓઢીને ઊંઘે નગર,
નગરનાં રસ્તા ઝોકાં ખાય
અને હું જાગું!
ટાઢે થરથરતી રાત્યુંનાં કાજળ
કાળી ભમ્મર કીકીની વાટયુમાં
ઝાંખાં થતાં જાય
–હું તમને સંભારું
નેજવે ગુસપુસ કરતો તડકો
મારું શમણું ચોરી જાય
અરે આ ટગર ટગર આંખોના દ્વારે
પડે નહીં દરશનના કોઈ ટકોરા,
મારી પાંપણ ભીની થાય અને
– હું તમને સંભારું
બારીની તિરાડ મહીંથી
ગલી ગલીના કોલાહલ ઊભરાય,
મને આ એકલતાની
ભીડ ભીંસતી જાય અને
– હું તમને સંભારું
મારા આ રાતદિવસને
દિવસરાતનાં આંક બદલતા જાય;
સમયના ટાવરમાં કોરેલ
કોકનું નામ અમસ્થું વાંચી
વાંચી કોણ મલકતું જાય?
મને એ મલકાટે મલકાટે જાગે શૂળ
અને આ લથરવથર છાંયાંમાં
પીપળ-પાન ખરે
– હું તમને સંભારું

☐ ફિલિપ લાર્કિન ☐ કૌશિક પારેખ

એક વાગ્યે
આખી યે બૉટલ પૂરી થઈ,
બે વાગ્યે
કિતાબ બંધ કરી ધડ દઈ.
ત્રણ વાગ્યે
પ્રેમીજન સૂતાં થઈ ભિન્ન
પ્રેમ અને એનો વ્યવહાર
કરીને સંપન્ન.
અને હવે ઘડીઆળ–કાંટા કેરા
તેજના લિસોટા
ચારને વટાવી ગયા;
ત્યારે અંધારા આ સમે
ભટકંત વાયુ
તમિસ્રાને અકળાવી રહે.
અને મારા નિદ્રાવિહોણા જીવને અસુખ...
એવું તે અસુખ!... કે અડધું–પડધું તો
મેં માની લીધું કે
ગુહામુખ થકી ધસમસ ધસી
રહેતી સ્વલીન નદી મહીં
ક્યાં ય જોમ નથી, જોશ નથી
કશું યે ઊંડાણ નથી;
એ તો માત્ર હતી
તરંગોની લીલા–કૃતિ!
અને હું પડી રહું અહીં
રાહ જોતો:
સવારની,
પંખીઓની,
વળાયા જે નથી હજી
એ માર્ગ પરે
ચાલી જતા પદરવ તણી;
રેશમી દુકૂલ શિરે વીંટી વહી જતી
કુમારીઓના પદરવ તણી!*

* 'નોર્થ શીપ'માંનું કાવ્ય ૧૫



જ્યારે જ્યારે પવનની સાથે એક લહર આવે
દૂરની ઝાડીની ઠંડીમાંથી સળંગ તપાવેલા તાર જેવી,
ત્યારે હું ન્હાઈને તરત જ ઊભી હોઉં છું.
અંગ પર છાંટેલી હૂંફ મને સ્હેજે ચેન પડવા દેતી નથી–
ફરીથી આ રોજના સંધ્યાકાળે,
અને હું ઊભી ઊભી જ એ સારા યે તારને અંગેઅંગે લપેટી લઉં છું
વીજળીની વેલ જેમ.
...મારા અંગ પર હવે ફૂલો છે
અને મારા બન્ને હાથ મારા વક્ષ પર પીડે છે–
સ્વસ્થ, એક પર એક.

જ્યારે ☐ પુરુષોત્તમ રેગે

☐ ઈ. ઈ. કમિંગ્સ ☐ જગદીશ જોષી

[અમેરિકન કવિતા]

દેવળ નહીં હું, હું નાનકડું દેરું
ધમાલિયા શહેરોની ઝળહળ ઝંઝટથી આઘેરું
ટૂંકા દિવસો બને વામણા તો શી ચિન્તા મારે?
મોસમની આવનજાવનનો સ્પર્શ મને નહીં ક્યારે.

હળખેડુનું ખેડાતું જે જીવન, – મારું જીવન;
બાળકના હસવા – રડવામાં વ્યથા અને સંજીવન;
ધરતીનાં છોરુની ઘેલી મથામણોની આરતનો ઝંકાર
મારી પ્રાર્થનાની રટણાનો નિરખું ત્યાં વિસ્તાર.

આસપાસ મુજ ફરે નિરંતર કૌતુકનાં ચગડોળ
અવતારો ને જન્મ - મૃત્યુની ભવ્ય ભલી ભરઢોળ;
અબુધ મુજ ચેતનમાં તરતી આશભરી જવાળા
ધિંગી ધરપત પ્હાડોની લૈ: આંખ ઝીલે અજવાળાં

ઉત્પાતો ઉલ્લાસો જગનાં મુજથી દૂર – સુદૂર,
દેરું નાનું, જીવન મારું કુદરતમાં ચકચૂર;
વિસ્તરતી રાત્રિઓની ના લગીર ચિંતા મારે
વસંતમાં શિશિરોની શાંતિ, – પરવા નહીં લગારે.

તારી 'આજ' મહીં ગૂંથાયા અનંતના સથવારા
ઊંચે હાથે તાકું છું હું દેવ! દયા ધરનારા;
અમર હસ્તીના સત્ય થકી હું અણનમ રહ્યો મુરારિ!
પ્રસાદ તવ હું નમ્ર વધાવું, દુઃખો ગૌરવ ધારી.

અનુબંધ ☐ સ્મેશ જાની

## કવિતાની અમરતા ☐ બલવંતરાય ઠાકોર

વધે તિમિર, શૈલશૃંગ બુરખા ધરે મસ્તકે,
સરે દ્યુતિ જ્વેલોતણી, તરુ છવાય સૌ કાંઠડે;
હુલાસિ મધુરા જ જાય શમિ સર્વ કલ્લોલ તે,
નિકુંજ વનરાઈ શી મુખર, રે બને મૂક તે;
ગઈ દ્યુતિ ઉડ્યા ખગો; ગતિ વિલાસ લીલા અદા
મુલાયમ બુલંદ તે સરસ ગીત જે એકદા
સુરૂપ પ્રતિ એક, મોહક વિશેષ એક્કેથી,
અહો ગત શું તે થયાં, શું ફરિને સુણાવાં નથી?

નિશા પછિ ઉગે દિવસ, ગ્રીષ્મ, વાંસે વૃપા;
અને ભુલિ અહં જુવે મનુસમાજકેરી દશા
જુવે છ દગ તે જગે યુગ રસાલુ સૂકાતણી
ક્રમે ભરતિઓટ ઓટભરતીતણી બેલડી.
ન મૂક કવિતા થતાં કવન મૂક આ પેઢીમાં
અહં વિસરીને જુવો, – કવિ યુગે યુગે નીતમા
(૧૯૨૩)

## *ANNA AKHMATO* ☐ *Richard Mc Kane*

When a man dies
His portraits change.
His eyes look in a different way,
His lips smile a different smile,
I noticed this on returning
From the funeral of a poet,
Since then I have often checked it,
And my theory has been confirmed.
(1940)

## કવિ ☐ નિરંજન ભગત

લાગ્યું હવે તો મૃત, લૈ સ્મશાને
ગયા, ચિતાની પર જ્યાં સુવાડ્યો
ને આગ મેલી, સહસા જ જાગ્યો
વંટોળિયો, ડાઘુ થયા અલોપ.
બેઠો થઈ એ, ક્ષણમાં જ, માનવી
પાછો ફર્યો આ જગમાં, હતો કવિ.
(૧૯૫૪)

કાવ્યનું હુમા–પક્ષી ......

કવિ યુગે યુગે નૌતમા – આ વાત કંઈ આજની નથી! કાવ્યપદાર્થની ઓળખ જેટલી એ જૂની છે.

કાલે જેમનાં ગતિ વિલાસ લીલા છટા ...એકેકથી વિશેષ મોહક જણાતાં હતાં એ સરસ ગીત આજે એવાં કાં નથી જણાતાં? અહો, ગત શું તે થયાં? શું ફરીને સુણાવાં નથી?

જેના વિના કાવ્ય પ્રકટતું નથી અને કદાચને જો પ્રકટે તો યે ઉપહસનીયે બને એ કાવ્યબીજરૂપ પ્રતિભાને આપણા કાવ્યાચાર્યોએ अपूर्ववस्तुनिर्माणक्षमा અને नवनवोन्मेषशालिनी એવી प्रज्ञा કહી છે; એવા પ્રતિભાવંત કવિનો શબ્દ કાળ-બળ સામે ટકી રહેતો હોય છે. સામાન્ય કે અ-કવિની કૃતિ સાંપ્રતના ઉપયોગમાં આવ્યા પછી નિ:શેષ બની જાય છે: આપણી રોજેરોજની વાણીની જેમ, જ્યારે કવિની વાણી નવ નવા સંદર્ભો યુગે યુગે સર્જાવતી હોય છે–એટલે તો એ કાન્તદ્રષ્ટા કહેવાય છે: એટલે તો આપણે એવા કવિને ઋષિ કહેતા આવ્યા છીએ. જગતના રહસ્યનું એ દર્શન કરે છે. સાચો કવિ આમ ઋષિ છે, ઋષિ કવિ હોય કે ન પણ હોય ...! કારણકે કવિ પોતાના દર્શનને, નિજની સાક્ષાત્કૃતિને, શબ્દમાં અવતારે છે. એની પ્રતિભા ત્રણે કાળના ભાવ-પદાર્થનો સાક્ષાત્કાર કરે છે. એથી મહિમ ભટ્ટ કવિપ્રતિભાને ભગવાન શિવનુ ત્રીજું લોચન કહે છે:

सा हि चक्षुर्भगवतस्तृतीयमिति गीयते।
येन साक्षात्कारोत्येष भावांस्त्रैकाल्यवर्तिनः ।।

કવિતા આમ અમર છે. આજના અર્થની રાખમાંથી એ નૂતન અર્થચ્છાયાઓ ધારણ કરી નવી દ્યુતિએ પ્રકાશી રહે છે. કવિ મૃત્યુ પામે ભલે, એની ચેતના અક્ષય છે. નિરંજનનો કવિ એટલે જ ચિતા પરથી યે બેઠો થઈ જાય છે. આ જગતમાં એ પાછો ફરે છે – એ કવિ હતો ને, એટલે! જે પ્રતિભાએ એને જગતનું દર્શન કરાવ્યું છે અને એને અક્ષરરૂપ આપ્યું છે એવી એની એ ચેતનાને મૃત્યુ નથી હોતું ......

ગયાં વર્ષોના સૌન્દર્યનો સ્મરણસ્તૂપ તો કવિના એના એ જ શબ્દોમાં રચાયેલો રહે છે. પણ, પેલી પ્રતિમાની ચેતનાથી લખલખતા એ શબ્દો નવાં જ રહસ્યો ઉચ્ચારે છે. કવિનું રૂપ, એનું સ્મિત, એની વાણી, એનું સમગ્ર વ્યકિતત્વ એના કાવ્યમાંથી કોઈ અવનવા ભાવસંવેદના સહિત આપણને જુદાં જ ભાસે છે. એનું એક આગવું ચિત્ર આપણી સામે ઊભું થાય છે.– પોતાના જમાનાથી પર હોય એવું! આન્ના આખ્માતોએ કવિ વિષે આ જ વાત કહી છે: સાચો કવિ કાલથી પર છે. એના વ્યકિતત્વઅંશો કાળની કોઈ અવધિમાં મર્યાદિત નથી રહેતા. મૃત્યુ પછી તો –

His eyes look in a different way,

his lips smile a different smile......

કવિ કવિતામાં કશુંક કહેતો નથી, કશુંક સર્જે છે. એ જો માત્ર કહેતો હોત તો એ કહેવાવાની સાથે જ એની કૃતિનો અંત આવ્યો હોત. સંવેદનાને એ ગાતો-આલેખતો-વર્ણવતો નથી; સંવેદનાના રૂપને, એના આકારને ઘડતો હોય છે. સંવેદનના એ શબ્દશિલ્પને પોતાની રીતે આત્મસાત્ કરતી વખતે સહૃદય પોતે તત્કાલપૂરતો તો એનો સર્જક બની જાય છે; અને એટલે તો સહૃદયને આનંદાનુભવની પ્રાપ્તિ થતી હોય છે. આનંદ પ્રકટાવતો આવો પ્રત્યેક પદાર્થ સુંદર છે. ઉત્તમ કાવ્ય એથી જ સુંદર લાગે છે – ભાવકેભાવકે અને યુગેયુગે! એની એકેએક પંક્તિ પેલા પૌરાણિક હુમા પક્ષીની જેમ પોતાની જ ભસ્મમાંથી ફરીફરીવાર જન્મતી હોય છે. એનો આજનો અર્થ કાલના અર્થની રાખમાંથી પ્રકટે છે; અને આવતી કાલનો અર્થ આજના અર્થની રાખમાંથી! વાલેરીએ કહ્યું છે તેમ એવી પ્રતિભામંડિત સુંદર પંક્તિ ફરીફરી પોતે પોતાના જ અવશેષમાંથી પ્રકટયા જ કરતી હોય છે:

A beautiful line is constantly reborn from its own ashes, it becomes again—as the effect of its effect—its own harmonic cause.



**ફૂંપળ ફૂટયાની વાત** □ **ભાનુપ્રસાદ પંડયા**

કૂંપળ ફૂટયાની વાત વાયરો જાણે ને જાણે ડાળ!
આપણે તો બોલીએ ઈ ખોટું નરાતળ!
મા'સુદી પાંચમે દખ્ખણથી આવીને
ફરફરતું કો'ક હશે અડક્યું
પીળુડે પાંદડે રોયેલી દાંડલીનું
ઓશિયાળું ભીતરે ય થડક્યું!
ટશર્યું ફૂટયાની વાત તડકો જાણે ને જાણે તાલ!
કૂંપળ ફૂટયાની વાત વાયરો જાણે ને જાણે ડાળ!
મરકી રતૂમડું લીલુડે ઘરચોળે
સીમ આખીનું ઢંકાતું રૂપ
અમથા જરીક સૂકા પાંદડાને ખોંખારે
મીઠા કંઠ તણું ગાન થાય ચૂપ!
ભોંઠા પડયાની વાત ફાગણ જાણે ને જાણે ગાલ!
કૂંપળ ફૂટયાની વાત વાયરો જાણે ને જાણે ડાળ!
આપણે તો બોલીએ ઈ ખોટું નરાતાળ!
બાઈ, ખોટું નરાતાળ!

## એક કાવ્ય □ નીતિન મહેતા

પડછાયાનાં વહાણ મને શકે ના તાણી
પૃથ્વીનો હું શાપ માણસ નામે મારી એંધાણી

*

મને માણસ થવાની ચીડ ચઢે છે.
આર્ટ ગેલેરીની ભૂખરી દીવાલમાં
તાંબાના સૂરજ હેઠે
કે ક્ષય જેવાં લૅન્ડસ્કેપમાં
ચિત્રિત મારી ઈચ્છા મારા હોવાપણાના
બિન્દુની બહાર ગતિ કરી ગઈ છે.
કદાચ શબ્દો ગળતાં હાડપિંજર બની
મને વળગી રહ્યા છે
લાગે છે માણસથી ઈતર તે જ માણસ છે
અને તેથી મને માણસ થવાની ચીડ ચઢે છે.

★

પૃથ્વીનો હું શાપ માણસ નામે મારી એંધાણી
પડછાયાના પૂર મને શકે ના તાણી
બીથોવનની નવમી સિમ્ફનીમાં
ટોળાં બની વહી જાય છે મારો અવાજ
તૂટી ગયેલી ખોપરીના સૂકા આકાશમાં
લોહી બની દડદડયા કરે છે બિલોરી પવન
ભૂસ્તરશાસ્ત્રની શોધ બની સંગ્રહસ્થાનની
કાચની દીવાલોમાં સચવાઈ પડી છે જે મારી સ્થિતિ
...... તે પણ આજે ફરતા રકતમાં
શ્વાસનાં જાળાં બની ગોળાયા કરે છે.
અને મારી આજુબાજુની પરિસ્થિતિ
અજગરની જેમ મને વીંટાતી જાય છે
આ પરિસ્થિતિની ભીંસની બહાર
નીકળી ન શકતો હું
માણસ થવાનો બોજો વહન કર્યા કરું છું વર્ષોથી.

પડછાયાંનાં ખાલી ખાલી વહાણ મને શકે છે તાણી
પૃથ્વીનો હું શાપ ન—માણસ નામે મારી એંધાણી

★

તીણા ખીલા બની
ત્વચાની આરપાર નીકળી જતી દોસ્તી
પથ્થરના પૂતળામાં ઠરી ગયેલો પ્રેમ
દીવાલની જેમ ચોપાસથી ગબડી પડતા સંબંધો
રણનો વંટોળ બનાવી છોડી દે છે મને
હું તરસ બની ચિત્રિત થઈ ગયેલો રંગ છું
હજારો વર્ષોનો અંધકાર બિલાડીના નખની જેમ
મારામાં વધ્યા કરે છે રોજ રોજ વૃક્ષ બની
હું ટેવ બની ગયો છું
તેથી હવે મને માણસ થવાની બીક લાગે છે.
મને માણસ ન કહો અને ટેવ કહો તો ચાલશે
હું પણ તમને માણસ નહીં કહું પણ ટેવ કહીશ તો નહીં ચાલે?
કેમ કે માણસ થવાની મને ચીડ ચઢે છે

★

ફોટાની ફ્રેમની બહાર વહી શકે ના પડછાયાનાં પાણી
હું માણસ નામે નૅગેટીવ શોધું મારી ચિત્રિત ઠરી વાણી
મને માણસ થવાનો થાક લાગે છે.

□

માળા ફરે,
બે આંગળી વૈકુંઠનો વીમો ઉતારે.
વેગે કલમ કાગળ પરે
શબ્દની દોરી લઈને કાળ ચગવે.
રંગ ને પીંછીતણા સંગમપટે
સૌંદર્યનાં નયનો ખૂલે.
ટેસ્ટટ્યુબના સૌ અખતરે
પ્રકૃતિ પર માનવીના તર્કનો
ધ્વજ ફરફરે.

અધ્યાત્મ, અક્ષર, રંગની રંગત અને
વિજ્ઞાન કેરા બારણે
સંગીન કેવી ઝળહળે!
માળા, કલમ પીંછી
અને આ ટેસ્ટટ્યૂબ પણ રે હવે
ગણવેશખોળે
અસ્તિત્વ સોંપીને નિરાંતે
આ લોક ને પરલોકની ચોવટ કરે.

**ગાંધી શતાબ્દીની એક કવિતા □ વાડીલાલ ડગલી**

## અનુષ્ટુપ

વેદકાળમાં ગાયત્રી, ત્રિષ્ટુભ, જગતી અને અનુષ્ટુપ મુખ્ય છંદો રહ્યા છે. આ ચારેય છંદોમાં પ્રાચીન છંદ ગાયત્રી છે. પણ ઋકસંહિતામાં ત્રિષ્ટુભનો ઉપયોગ બહોળા પ્રમાણમાં થયો છે. ત્યાર પછી અનુક્રમે ગાયત્રી, જગતી અને અનુષ્ટુપ વપરાયા છે.

વેદકાળમાં વપરાયેલા અનુષ્ટુપમાં લઘુગુરુનો નિયમ જોવા મળતો નથી; માત્ર આઠ અક્ષરોની સંખ્યા નક્કી છે. રામાયણ - મહાભારત કાળમાં ત્રિષ્ટુભ અને ગાયત્રી છંદ અદશ્ય થયા છે અને અનુષ્ટુપ વિશેષ પ્રમાણમાં વપરાયો છે. મહર્ષિ વાલ્મીકિને અનુષ્ટુપનું આર્ષદર્શન થયું હોય એવી પ્રતીતિ રામાયણ વાંચતા થાય છે. રામાયણનો અનુષ્ટુપ, છંદની ચેતનાને અનેકવિધરૂપે પ્રકટ કરે છે. મહાભારત અને અન્ય શાસ્ત્રીય ગ્રંથોમાં પણ ગહન ભાવોને વ્યક્ત કરવા ઋષિઓએ અનુષ્ટુપ છંદ યોજ્યો છે.

આ યુગમાં ચરણના ઉત્તરાર્ધમાં અમુક અક્ષર લઘુ વાપરવો એવી પ્રણાલિકા સ્થિર થતી જોવા મળે છે, પણ ચારેય ચરણોમાં પાંચમો અક્ષર લઘુ તથા છઠ્ઠો અક્ષર ગુરુ હોય તો ઈષ્ટ એ પરિસ્થિતિ જોવા મળતી નથી, તેમ જ પ્રથમ અને ત્રીજા ચરણમાં સાતમો અક્ષર લઘુ જોઈએ એ પણ અર્વાચીન કાળમાં જ નક્કી થયું છે.

અનુષ્ટુપના બધા અક્ષરોનું લઘુગુરુ સ્વરૂપ નિશ્ચિત નથી; જ્યારે રૂપમેળ છંદોમાં પ્રત્યેક ચરણનું લઘુ-ગુરુ સ્વરૂપ નિશ્ચિત થયેલું હોય છે.

અહીં એક બીજી બાબત પણ નોંધવી જોઈએ. વેદમાં જોવા મળતા અનુષ્ટુપ છંદને અને ગુજરાતી કાવ્યમાં વપરાતા અનુષ્ટુપને કોઈ સંબંધ લાગતો નથી. મંત્રમાં વપરાતો અનુષ્ટુપ ઉદાત્તાદિ સ્વરોના વિશિષ્ટ ઉચ્ચારણો પર અવલંબન રાખતો હતો. એ ઉચ્ચારણો તો કાળના પ્રવાહમાં સૈકાઓ પહેલાં લુપ્ત થઈ ગયાં.

અર્વાચીન ગુજરાતીના અનુષ્ટુપના મૂળમાં વાલ્મીકિ રામાયણનો અને મહાભારતાદિ ગ્રંથોમાં નિયોજાયેલો અનુષ્ટુપ તેમ જ કવચિત પ્રાચીન ગુજરાતી કાવ્યરચનામાં વપરાયેલો અનુષ્ટુપ જોવા મળે છે.

નર્મદે 'પિંગળ-પ્રવેશ'માં અનુષ્ટુપને આઠ અક્ષરના ચરણવાળો વૃત ગણાવ્યો છે. નર્મદ પ્રમાણે અનુષ્ટુપના પહેલા ચરણના ૫-૬-૭ વર્ણો લઘુ-ગુરુ-ગુરુ અથવા ત્રણે ય લઘુ હોવા જોઈએ. બીજા ચરણમાં લઘુ-ગુરુ-લઘુ, ત્રીજા ચરણમાં લઘુ-ગુરુ-ગુરુ અથવા ત્રણેય લઘુ અને ચોથા ચરણમાં લઘુ-ગુરુ-લઘુ એમ હોવા જોઈએ. 'પિંગળપ્રવેશ' પ્રમાણે અનુષ્ટુપના સમ ચરણમાં છેલ્લા ચાર વર્ણો લગાલગા જોઈએ, જ્યારે વિષમ ચરણમાં છેલ્લા ચાર વર્ણો લગાગાગા અથવા લલલગા જોઈએ.

દલપતરામે અનુષ્ટુપનાં લક્ષણો આ પ્રમાણે આપ્યાં છે :

પાંચમે લઘુતા તોળો, ગુરુ છઠ્ઠો લખ્યો ગમે;
બીજે ચોથે પદે બોલો, શ્લોકમાં લઘુ સાતમે.

નર્મદે વિષમ ચરણમાં જે વિકલ્પ આપ્યો છે તે દલપતરામ દર્શાવતા નથી.

અત્યારે અનુષ્ટુપનું સામાન્ય લક્ષણ એ સ્વીકારાય કે પ્રત્યેક ચરણમાં પાંચમો અક્ષર લઘુ જોઈએ. અહીં નર્મદ-દલપતને લક્ષમાં રાખીને આપણે આઠ અક્ષરનું જ ચરણ ગણીશું. આ ચરણોમાં છઠ્ઠો અક્ષર ગુરુ હોવો જ જોઈએ એવું નથી, પણ ગુરુ હોય તો સારું. વળી પહેલા અને ત્રીજા ચરણમાં સાતમો અક્ષર ગુરુ અને બીજા તેમ જ ચોથા ચરણનો સાતમો અક્ષર લઘુ હોય છે. દલપતરામે પહેલા અને ત્રીજા ચરણનો સાતમો અક્ષર ગુરુ જોઈએ એમ કહ્યું નથી.

અનુષ્ટુપ લઘુ-ગુરુનાં પૂર્ણ બંધનો સ્વીકારનો નહીં હોવાથી એની ગતિ થોડી નિર્બન્ધ વહે એવો અવકાશ રહે છે, છતાં પાંચમા, છઠ્ઠા અને સાતમા અક્ષરનું લગાત્મક સ્વરૂપ લગભગ નિશ્ચિત હોવાથી સ્વેચ્છાએ વહેતા પ્રવાહને કિનારો બાંધી આપ્યો હોય તેમ લાગે છે. રામનારાયણ પાઠક કહે છે કે "અનુષ્ટુપમાં ગમે તે છૂટ લેવાય તો પણ તેના વિષમપાદના ૫-૬-૭ અક્ષરો લગાલ ન જ થઈ શકે, અને બીજા ગમે તે ફેરફારો કરો તો પણ સમપાદના ૫-૬-૭ અક્ષરો લગાલ કાયમ રહેવા જોઈએ. આ જ તેના સમવિષમ-પાદનું વ્યાવર્તક લક્ષણ છે. અનુષ્ટુમાં સમપાદ જ નિયત છે. એ દૃષ્ટિએ એને અર્ધસમ કહી શકાય."

આ રીતે અનુષ્ટુપમાં ત્રણ અક્ષરોનું સ્થાન દરિયામાં રહેલા દ્વીપ જેવું છે. આજુ-બાજુના અક્ષરો તરંગોની માફક દ્વીપની આજુબાજુ ગોઠવાયા કરે છે.

આપણે અનુષ્ટુપના સમપાદને બીજી રીતે પણ જોવા જેવો છે. એનું સમપાદ ગાલાગાગા લગાલગા સ્રગ્ધરાના છેલ્લા ખંડને મળતું આવે છે: ગાલગા ગાલગાગા આ સમાનતાને કારણે કવિઓએ અનુષ્ટુપના સમપાદના છેલ્લા ખંડને સ્રગ્ધરાના અંત્ય ખંડ તરીકે ક્યારેક ક્યારેક પ્રયોજ્યો છે:

ને આ કંગાળ હૈયે, વિપુલ મુદતણા, વૈભવોને ભરે ભરે.

—સુન્દરમ્

ઉપર્યુકત પંકિતમાં પ્રથમ બે ખંડ સ્રગ્ધરાના અને છેલ્લો ખંડ અનુષ્ટુપનો છેલ્લો ખંડ છે. સ્રગ્ધરાના છેલ્લા ખંડ સાથે અનુષ્ટુપનું નિકટનું સામ્ય હોવાથી કવિ આવા અખતરાઓ સરળતાથી કરી વૈવિધ્ય લાવી શકે છે. પાઠકસાહેબે યોગ્ય રીતે જ કહ્યું છે કે, "અનુષ્ટુપ બહુ જ સમર્થ રચના છે, લાંબા વર્ણનો અને સર્વ રસો ધારણ કરવાની એની શકિત છે, લાંબા વાકયોચ્ચયો તેમ જ ટૂંકા મુકતકો, કે તીવ્ર વાક્છટાને વહન કરવાની એની શકિત છે. એપિક કે વર્ણનકાવ્યના સિસૃક્ષુએ એ રચના ધ્યાનમાં રાખવા જેવી છે."

અનુષ્ટુપનું સ્વરૂપ સમજવા આપણે સંસ્કૃતમાંથી બે દૃષ્ટાંતો લઈએ:

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ।
तत्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ।।

— ઈશોપનિષદ્

સુવર્ણમય પાત્રેથી સત્યનું મુખ બંધ જે,
ઉઘાડી આપ તું, પૂષન્! સત્ય ધર્મદગર્થ તે.

અનુ. કાન્ત,

અહીં પ્રત્યેક ચરણમાં પાંચમો અક્ષર લઘુ છે અને છઠ્ઠો અક્ષર ગુરુ છે. પહેલા ચરણમાં સાતમો અક્ષર ગુરુ છે અને ત્રીજા ચરણમાં સાતમો અક્ષર લઘુ વાપરીને છૂટ લીધી છે. પણ બીજા અને ચોથા ચરણમાં સાતમો અક્ષર લઘુ છે.

દલપતરામે અનુષ્ટુપનાં જે લક્ષણો આપ્યાં છે તે ઉપનિષદ્કાળમાં સ્થિર થયેલાં જોવા મળે છે તેની પ્રતીતિ ઉપર્યુક્ત દૃષ્ટાંતમાંથી મળી રહે છે.

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ।।

— ભગવદ્‌ગીતા

જન્મ્યાનું નિશ્ચયે મૃત્યુ, મૂઆનો જન્મ નિશ્ચયે;
માટે જે ન ટળે તેમાં તને શોક ઘટે નહીં.

અનુ. કિ. મશરૂવાળા

આ શ્લોકમાં પણ પાઠકસાહેબે અનુષ્ટુપની જે મર્યાદા બાંધી છે તે બરાબર જળવાઈ છે.

ગુજરાતી કવિતામાં અનુષ્ટુપની આંતરક્ષમતાની છટાઓનું વૈવિધ્ય જોવા જેવું છે. અનુષ્ટુપ નાટયાત્મક છટા સાથે આવે ત્યારે કેવું વાતાવરણ ઉપસ્થિત કરે છે તેનું દૃષ્ટાન્ત કાન્તના 'દેવયાની'માંથી મળે છે:

રજનીથી ડરું તોયે આજે એ લેખતી નથી;
ક્યાં છો ? કચ ! સખે ! ક્યાં છો ? કેમ હું દેખતી નથી ?

દેવયાનીનું મન કચને શોધવા ઘુમરીઓ ખાતું અને એનું શિર આમતેમ આઘું-પાછું થતું આપણે તાદૃશ જોઈ શકીએ છીએ. અમેરિકન કવિ રોબર્ટ ફ્રૉસ્ટ માટે એમ કહેવાયું હતું કે His poems are people talking તે કાન્તની ઉપર્યુક્ત પંક્તિઓ વાંચતા સ્મરણે ચડે છે.

છંદનું કર્મ કાવ્યસ્વરૂપના પલટા સાથે કેવી રીતે પલટાય છે તે આપણને ઉમાશંકરના 'કુબ્જા' કાવ્યમાં જોવા મળે છે. આપણે ત્યાં સંવાદ-રચનાનામાં અનુષ્ટુપનો કેવો સરસ વિનિયોગ થાય છે તેનો ખ્યાલ નીચેનો સંવાદ વાંચતા આવશે:

કૃષ્ણ : ઉત્તરીય હવે છોડો !

કુબ્જા : નાથ !

કૃષ્ણ : માગો પ્રિય વર !

હવે આપણે રમણભાઈ નીલકંઠનું અનુષ્ટુપનું ઉદાહરણ જોઈએ :

ચિતા માતાપિતા કેરી સ્વહસ્તે જલાવિને
સંતાનો એ જ ચિતામાં ચેતાવે આત્મદીપને.

— રાઈનો પર્વત

ગીતની અંદર લયમાધુર્ય પ્રકટાવવા વર્ણ અને એનું પુનરાવર્તન યોજાતું હોય છે. અહીં પણ 'તા' વર્ણનું ભાવને ઉપકારક એવું પુનરાવર્તન અને ક્યારેક ગીતમાં આવતો હોય એવો થોડોક આંતરપ્રાસ તરફનો ઝોક જોઈ શકાય છે.

અનુષ્ટુપનું નવું પરિમાણ બનાવતી પ્રથમ પંક્તિ અને એની સાથે સાથે જ બેસેલી પરંપરાયુક્ત બીજી પંક્તિ આપણને સુંદરજી બેટાઈની કવિતામાં મળે છે:

ઉષા હજી ઉષા, સંધ્યા હજી સંધ્યા, નિશા નિશા,
કિંતુ ક્યાં એ સદારમ્યા, ઉષા સંધ્યા નિશા પ્રિયા ?

અનુષ્ટુપમાં ચાર ચરણમાં કવિની પ્રતિભાને પડકારે એવી અનેકવિધ શક્યતાઓ રહી છે. કથન અને વર્ણન માટે સામાન્ય રીતે વપરાતો અનુષ્ટુપ ઉપર્યુક્ત પંક્તિઓમાં તીવ્ર ભાવસંવેદનને અને નાટ્યાત્મક ઉક્તિને વાચા આપી શકે એવો સ્વયં મુખરિત છે.

અનુષ્ટુપની બહુમુખી શક્તિને પ્રકટ કરતાં કેટલાંક ઉદાહરણો :

માગવાનું કહે છે તો માગી રહું છું આ, પ્રભુ !
દઈ દે મન એવું કે માગે એ કશું યે નહીં.

— વિપિન પરીખ



મુખે છે ગીતનો રાગ, મૃત્યુનો સુરમો દગે
સૈકાથી સૌ સવારે આ કર્મનો ચરખો ચગે;
પામે સંસાર આ સારો સ્ફૂર્તિ ને તાજગી નવી,
નિવૃત્તિ માણતા ત્યારે માત્ર વેશ્યા અને કવિ.

— નિરંજન ભગત



અબોલા ક્હાનથી લીધાં રાધાએ બસ ત્યારથી
મહત્તા મૌનને લાધી પ્રીતિના અર્થભારથી

— જયન્ત પાઠક

## વિદાય □ હરીન્દ્ર દવે

સજન, મેં હસતાં લીધી વિદાય,
નયનમાં છલકાવી અરુણાઈ,
છતાં મન કહી રહે મલકાઈ
હવે બે આંખ મળે તો કહેજો.

સમયની મહામૂલી સોગાત
વિખરતી જાણે રાતોરાત,
ઊભરતી રહીરહીને એક વાત
કે હૈયું ક્યાંય હળે તો કહેજો.

ક્યાંક તું હતી, ક્યાંક તું હોત,
ફૂલ પર ઝીણું ઝાકળ – પોત,
સૂરજની સામે સળગે જ્યોત,
બરફ આ ક્યાંય ગળે તો કહેજો.

મિલન મેં વિરહભોમમાં વાવ્યું,
એ ફળ ક્યાંય ફળે તો કહેજો.



# કવિતા

વીજને તેજે તે પેખું પંથને ઉરમાં એક રે અગન



વર્ષ ૩ : અંક ૩ : ફેબ્રુઆરી ૧૯૭૦
સળંગ અંક ૧૫
મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ. કોટ, મુંબઈ-૧

# કવિતા

માધવ રામાનુજ
જ્યોતિષ જાની
રાજેન્દ્ર શાહ
ઉશનસ્
જવાહર બક્ષી
વિષ્ણુપ્રસાદ ત્રિવેદી
વિંદા કરંદીકર
વિનોદ અધ્વર્યુ
સુરેશ દલાલ
એરિક ફ્રીડ
સુરેશ જોષી
મકરંદ દવે
અનંત ભાવે
ઉમાશંકર જોશી
લલિત જાટકિયા
ટેડેઉઝ રોઝેવીઝ
દીપક મહેતા
હરીન્દ્ર દવે
ભાનુપ્રસાદ પંડ્યા

કિરાત વકીલ
બુદ્ધદેવ બસુ
ભોળાભાઈ પટેલ
રમેશ પારેખ
મુરલી ઠાકુર
આદિલ મન્સૂરી
ઈન્દુકુમાર ત્રિવેદી
જ્યંત પાઠક
આશુતોષ વૈદ્ય
વીરુ પુરોહિત
પતીલ
સેસીલિયા મેરીલ્લસ
નલિન રાવળ
મનસુખ વાઘેલા
કાન્તિલાલ કાલાણી
સુન્દરમ્
શ્રી અરવિંદ
ઍલીઝાબેથ જેનીંગ્સ

## કાલ સવારે □ માધવ રામાનુજ

કાલ સવારે ઊગશું રે અમે સૂરજ જેવું,
સૂરજ જેવું ઊગશું રે અમે કાલ સવારે.
કેવાં ઊંડાણ આભનાં રે અમે કાલ કળીશું,
કૈંક યુગોના શાપ અમે હવે કાલ ફળીશું
ધોળશું અમલ આગનાં રે અમે કાલ સવારે
કાલ સવારે ઊગશું રે અમે સૂરજ જેવું
સૂરજ થૈને ઊગશું રે અમે કાલ સવારે

કાલ સવારે ખીલશું રે અમે કૂંપળ જેવું
કૂંપળ જેવું ખીલશું રે અમે કાલ સવારે
કેવાં જોબન ઝાડનાં રે અમે કાલે કળશું
આંગણ રોપેલ ઓરતા રે અમે કાલે ફળશું
હરતાં - ફરતાં મળશું રે અમે કાલે ફળશું

કાલ સવારે ઢળશું રે અમે ઠીબને કાંઠે
ઠીબને કાંઠે ઢળશું રે અમે કાલ સવારે
ચાંચની વ્યાકુળ વાતમાં રે અમે કાલે ભળશું
પાંખના મૂંગા થાકને રે અમે કાલે કળશું
તરણે ગૂંથ્યા ગામમાં રે અમે કાલ સવારે
કાલ સવારે ગામમાં રે અમે તરણે ગૂંથ્યા

બારીઓથી એક આંખમાં રે અમે કાલ નીતરશું
બારીઓથી એક આંખલડી અમે કાલ ચીતરશું
વાટનાં લંબાણ આંખ્યમાં રે અમે કાલે કળશું
કૈંક યુગોના શાપ કે આંખથી કાલે ઢળશું

ધોળશું અમલ વાતનાં રે અમે કાલ સવારે
કૂંપળ જેવું ફળશું રે અમે કાલ સવારે
કાલ સવારે મળશું રે અમે કાલ સવારે
ઠીબને કાંઠલે ઢળશું રે અમે કાલ સવારે

## બે કાવ્યો □ જ્યોતિષ જાની

ઓણે   કહ્યું
      તારી આંગળીઓ લાવ, તને
         પહેરાવું  તડકાની  વીંટી

હવે  તડકો
      તારી  આંગળીઓના  ટેરવાનું ઋત

આંખો  ઉઘાડી  હોય  કે મીંચેલી
      ગચ્છ   પશ્ય
      જા  અને  જો

આંખો  મીંચેલી  હોય કે ઉઘાડી
      જા  અને  જો

અને  ત્યારથી  હું શીખ્યો
      સ્પર્શની  ભાષા
      સ્પર્શની લિપિ

હવે  તડકો  મારી આંગળીઓનાં ટેરવાનું ઋત

હવે   સ્પર્શ
      મારી ચેતનાનું આકાશ
      મારી સંવેદનાનો નકશો
      મારા મૌનની  બારાખડી

તારા  આંખની પાંપણોમાં  થરકયો
      સ્પર્શનો પહેલો ઉચ્ચાર
તારી સુંવાળી  કેશલટોમાં  ગૂંથ્યો
      સ્પર્શનો  બીજો કંપ

અને ત્રીજા ઉચ્ચારે આરંભ થઈ
      સ્પર્શની  કથા
      કે   ક – વિ – તા ?

હું તને નથી ઓળખતો, ઓળખું છું
તારી છાયાને
તારા પાંચ ફૂટ ત્રણ ઈંચના પડછાયાને.
કારણ કે આંખો —
આંખો તારી બદામી બદામના વૃક્ષની
ઝૂકેલી એક બદામી ડાળ
ડાળ પર ટીકતી લજ્જા
લજ્જાનું એક તામ્રવર્ણું પંખી
હું તો બસ એક પંખી બનીને ઊડ્યા કરું છું
કારણ કે ઓળખું છું હું
ઝૂકેલી ડાળ પર ટીકતી લજ્જાને
કદાચ તને
તને, ના
તને હું નથી ઓળખતો
કારણ કે અવાજ —
અવાજ તારો
ઘટાદાર આમ્રમંજરીઓની સુગંધના સાગરનો હળુ ઘુઘવાટ
ઘુઘવાટ શા તારા ઉષ્માભર્યા ગીતને
એક ગીતને બેઠો બેઠો હું ચાખ્યા કરું છું.
કારણ કે ઓળખું છું હું
તારા અવાજની એક આમ્રમંજરીને
કદાચ ના
નથી ઓળખતો હું તને
કારણ કે ગીત —
તારું ગીત
હવામાં થીજી ગયેલા તારા ગીતના જુઈ શા શ્વેત મધુર રવને
એક રવને હું સ્પર્શ કરીને જગાડીશ
        જગાડીશ
        કદાચિત
        ક્યારેક
કારણ કે ના, હું તને
        તને ઓળખું છું
        કારણ કે —

## સ્વપ્ન લઈને જાગું ☐ રાજેન્દ્ર શાહ

શિશિર રજની; નિદ્રા ઓઢી સુતેલ ચરાચર,
હિમકણની કાંટાળી આઘી કરી, નિજ હૂંફમાં.
હલન લવ ના, સોડે એવી લપાઈ ગઈ હવા;
નિબિડ રવમાં કંસારીના ઘનાયલ અંબર.
અગનિ કજળે-ઘેને ઘાઈ જતી લહું જાગ્રતિ,
કરણ નિધને પોઢે ત્યારે ય કો ન મનક્ષતિ.

ત્યહીં સુહૃદની રેવાતીરે ચિતા જલતી અને
અવર સહુ વેળુમાં, વ્હેણે હું નાહું છું એકલ,
ડૂબકી દઉં, ત્યાં આવી એણે કહ્યું સ્મિતથી 'ચલ.'
ગિરિવનની કુંજે એકાન્તે કુટીર કને અમે.
શિશુ ઝુલવતી હાલાં લેતી, પ્રસન્ન મદાલસા-
લહર સ્પરશે, રોમાંચે હું... અહીં શયને યથા!

સ્વપન લઈને જાગું, માણું મરુજલ કૈતવ;
નભ કમલ શું ખીલે, ભૃંગસ્વને મૃદુ ભૈરવ.
☐

## હું, ઘર ને પતંગિયું ☐ રામચંદ્ર પટેલ 'સુક્તિ'

ખોલી દઈ બારી પથારીમાં હું
બેઠો – પડેલું લઈ છાપું વાંચું.
મને વળી શું થયું કૈંક પાછું?
લાગ્યો બધો બેઠક ખંડ જોવા...
કબાટ, ઘોડા, અભરાઈ, ફોટા,
શૉ કેસ, સોફા કમ બેડ, ને વળી
ટ્રિપોય ને ટેબલસેટ-રેડિયો.
– દીધું સજાવી ઘરમાં ઘણું ઘણું
– એટલામાં
આવ્યું અહીં એક ઊડી પતંગિયું
બેઠું ન બેઠું ફફડાવી પાંખો
ઘડીકમાં તો ઘર ઊંચકી બધું
ચાલ્યું ગયું બારી બહાર ક્યાંક...
હું સ્તબ્ધ - માટીઢગ શો ઠરી ગયો
ને ચીસ પાડી સળગી જ ઊઠ્યું
છાપું ......

## સોહાગ રાત અને પછી ☐ ઉશનસ્

તમે તે પ્રત્યુષે પરવરી ગયા નાથ! અહીંથી
પથારી છાંડીને પથિક, અરધા સ્વપ્ન સરખા,
અને હું તો સ્વપ્ને સ્થગિત, અધઘેને હું પછી યે
તમોને ક્યાં સુધી રહી સઘન સેવંતી પડખે ...

તમે તે રાત્રે જે રીતથી રતિથી ગૂઢ ગહને
પ્રવેશ્યા પાતાળોમહીં સકલ અસ્તિત્વ મુજના:
ગર્યું જાણે સ્વાતિસુખદ અમીનું બુંદ છીપમાં,
હજી આનંદો તે વીજપુલકની ના કળ વળે,

હવે વ્હાલા, હું તો નવરી જ નથી ને ક્ષણ પણ:
ન દહાડે કે રાતે, દિનભર ગૂંથું ઊન-ઝબલું
અખંડે અંઢેલી ઘરની ભીંત અર્ધેરી ઊંઘમાં,
ગૂંથું છું રાતોમાં પુલકનું ઝીણું કોઈ સપનું,

અને સાથે વ્હાલા! ભીતર ગૂંથું છું બાળક તમ
તમારી રેખાઓ લઈ લઈ, કંઈ ભેળવી મમ.

જે ક્ષિતિજો પર વિખેરાયા હશે
એ વિરહના ધુમ્મસી ચ્હેરા હશે ...

લાગણી ક્યારેય પૂરી થાય નહીં ...
એને માટે જે હતી, ઇચ્છા હશે.

બારણું નહીં ખોલું - તો કાંઈ હશે;
બારણું ખોલીશ - તો ભણકારા હશે.

આગની તો આવી કિમ્મત હોય નહીં
જે મને બાળી ગયા, તણખા હશે.

કેમ એ આવ્યા નહીં, કોને ખબર?
એમને પણ કોઈ મર્યાદા હશે.

ગઝલ ☐ જવાહર બક્ષી

કવિતા ☐ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

કાવ્યના પ્રથમ આન્તરસ્પંદથી માંડી રચનાપર્યંતનો અનુભવ શ્રમદાયી હોવા છતાં એમાં, વ્યવહારમાં સામાન્ય રીતે ન મળતો એવો, વિશ્રામ કે ઉપશમ પણ છે. વળી કવિતા એ એવી લાગણીનો અવિર્ભાવ છે જે કૃતિમાં અધૂરો જ વ્યકત થાય છે, અને અધૂરા આવિષ્કારથી મૂળ ચમત્કારિક અનુભૂતિનું માત્ર સૂચન - ભાવમય સૂચન - જ કરાય છે. કાવ્યવિમર્શથી નીપજતું સહૃદયનું પ્રતિયોગી સંવેદન, સકલ પ્રતિભાવ કે પૂર્ણ અનુભાવન ચિત્તને લયાનુભવ કરાવે છે. આમ છતાં, આવા અનુભવવર્ણનમાં કવિ તેમ જ સહૃદય વિવેચક અગમનિગમની ભાષા ટાળે, બને તેટલું નેત્તિ નેત્તિ મૂઢત્વ નિવારે. કવિતા અને કાવ્યનો મૂળ અનુભવ, અથવા કલ્પન બનેલી અનુભૂતિ ગમે તેમ તોય જીવનપદાર્થ છે અને તેને યથાતથ સમજવાનો આયાસ થવો જોઈએ; નહિ તો મૂઢતા અને રહસ્યવાદની ભાષામાં કવિતા અને વિવેચન બન્ને રોળાઈ જશે — જેમ ધાર્મિક અપરોક્ષાનુભવની, યોગની ભાષામાં ‘ભગવાન’, ભકત અને ભકિત બધાં રોળાઈ જાય છે તેમ. સૂક્ષ્મ વિભાવનને શબ્દમાં આકાર આપવામાં કવિનો પુરુષાર્થ છે; સૂક્ષ્મ અનુભાવનને ભાષામાં મૂકી આપવામાં વિવેચકનો પુરુષાર્થ છે. આ પુરુષાર્થ જ સાહિત્યકાર અને વિવેચકમાં કંઈક સમાન, કંઈક ભિન્ન એવી પ્રવીણતા માગે છે.

હા, અર્થની વિશદતા એ સર્વકંઈ નથી. અર્થ સમાચાર જેવો સપાટ હોય તો એ કવિતા બનતો નથી. અર્થ સૂક્ષ્મ હોય, ગંભીર હોય તેથી એ વિશેષ ધ્યાન અને વિમર્શ માગે; પણ કાવ્યપરામર્શનો વ્યાપાર એટલે દુર્બોધતાનો કલેશ એમ તો ન જ હોય; દુર્બોધતા કંઈ ધ્વનિ નથી. વિભિન્ન ઈન્દ્રિયોના પ્રત્યક્ષોનું રસાયણ એ કાવ્યોનું આકર્ષણ છે; પણ વક્રોકિતની અતિશયતા પ્રતિભાવને બાધક નીવડે છે. ભાવ કે વિચારનો ચમત્કાર અમળાઈ અમળાઈને નિષ્પન્ન થાય એમાં કાવ્યની ખામી જ જોવી જોઈએ. રચનાનાં અમળાતાં વલયો અને દુરાકૃષ્ટ અર્થસંબંધો પેખીને જૉન્સને ડન આદિની કવિતાને અર્ધગાંભીર્યથી ‘મેટાફિઝિકલ પોએટ્રી’ કહી હતી. આ ખામી આ દસકાના આપણા ઉત્તમ કવિ ઉશનસ્‌માં પણ છે. આ રીતિ પ્રચલિત થઈ છે; ફેશન બની છે; આવી અભ્યાસી વૈચારિક પૂરવાળી રચના શેકસ્‌પિયરમાં (ખાસ કરીને સૉનેટોમાં) પણ છે, પરંતુ તેથી તે ઉચિત કે અનુકરણીય ઠરતી નથી.

કવિએ ઈષ્ટાર્થ પ્રતિપત્તિ માટે ભાષા, છંદ અને કાવ્યનાં બીજાં અંગોની, ભૂમિકાથી શિખર સુધીની અથેતિ અવસ્થા વિશે, સમગ્ર સંવિધાન અને સંઘટના પરત્વે, સાવધાન રહેવાનું છે. કાવ્યક્ષમ લાગણીને ગીતમાં, છંદમાં, પ્રવાહી પદ્યમાં, પદ્યકલ્પ લયમાં અથવા ગદ્યમાં ઉતારો; યથેચ્છ ઉતારી શકો; પણ કવિએ પોતાને પૂછવાનું હમેશ રહે છે કે, રચનાની શબ્દવ્યવસ્થા પેલી લાગણીને અનિવાર્ય છે? સૌથી વધુ અનુરૂપ છે? કોઈ બીજી રીતે ઉકિત થઈ હોત તો લાગણી વધુ સ્વચ્છ અને સૂક્ષ્મ અને વાસ્તે વધુ

ગાઢ રૂપમાં ન અનુભવાત? કલા-કસબ એ આપણી અનુભૂતિની શોધની તેમ જ શોધનની પણ પ્રવૃત્તિ છે. કદાચ એ દ્વારા જ આપણે આપણી અનુભૂતિનું ગાઢ અને તીવ્ર સ્વરૂપ, તેનું ભાવનામય સ્વરૂપ પામી શકીએ; અને એ જ આપણને ઇષ્ટ હતું એવો વિશ્વાસ બેસે. ઉચ્ચતમ કવિતાના અવતરણમાં ચેતનાની કોઈ પણ સૂક્ષ્મ શકિતની અવગણના નથી; બલકે બધાનો એક સમરસ સમન્વિત શકિત તરીકે વ્યાપાર છે. એ બધી શકિતઓ કોઈ નાભિરૂપ દર્શન કે ચિત્તક્ષોભને વશ છે.

☐

આ નિષ્પર્ણ વૃક્ષની છાયા સ્હેજ પડી મારા શરીર પર
તો પણ.શરીરને ફૂટશે ફક્ત ફણસનાં પાન, તેની ન્હોતી મને કલ્પના;
ન્હોતી કલ્પના કે તીખો વાયરો કહેતો રહેશે મંજરીઓની વાત
ન્હોતી કલ્પના અહીં બરફથી ફળશે પાર્થિવ ને ફૂટશે
આ બરફમાં તે હિરણ્યગર્ભ, પાર સતલજ તણી.
ન્હોતી કલ્પના ચાર હજાર માઈલ ઓળંગીને પણ હું છેવટે
પહોંચીશ ફક્ત મારા દેશમાં; ને મિસીસિપિમાં ગંગા ઉછળતી વહે
તેના જ બે હાથ શઙ્ખદ્વીપને આશ્લેષમાં લઈ રહે.

કેટલું મુશ્કેલ છે પરદેશ પહોંચવું, સ્વદેશનો ત્યાગ કર્યા વિના
જેનેસિમાં ફાધર ડેગ્લીના ઘરની સામે એક કૂંડામાં
મને લાગ્યું તુલસી-વૃંદાવન, ને રાત્રિના રોમેન્ટિક નૃત્યમાં
મને લાગ્યું કે અનેક ગોપી અનેક કૃષ્ણ સાથે રાસક્રીડા કરી રહી.
ત્યારે જ હું ચોંક્યો, કેટલું કઠિન પરદેશ પહોંચવું
ઊંબરેથી ફૂટેલી મથુરાની કેડીનો ક્યાંય નહીં અંત,
ઍટલેંટિકને ઓળંગ્યો છતાં પણ.

મરાઠી કવિતા ☐ વિંદા કરંદીકર

## આ ભોગાવો □ વિનોદ અધ્વર્યુ

૧

આ ભોગાવો!?!
લુખ્ખા તરસ્યા પહોળા પટમાં
જરઠ કાળના ભાંગ્યા ટુકડા
વેરાયા થૈ પ્હાણ ...
સૂસવતી ... ભમે સતીની આણ ...
[રેતપરે પણ પડે હજીયે ચિતા તણા પડછાયા
પથ્થર પથ્થર પર વરતાતી કોક અસૂરી છાયા!]
કાંઠે હાંફે સુક્કું ઘરડું ગામ ...
દાઢ દબાવી ઊભો ગઢ
ભેંકાર, મહીં, માતાના મઢ
વિધવાની વણઝાર સમાં સૌ મકાન ...
... વચ્ચે ભમતી ભૂખી ગલીઓ ......
અવાવરુ અંધારે વલખે વાસી વાવનાં નીર
[ હજી ય ઝંખે કંકુપગલાં —
— ચૂંદડિયાળાં ચીર!]
પથ્થર-ચીતર્યા ઘોડા ઘૂમે
પથ્થરના અસવારો કેરી પથ્થરની તલવાર ઝઝૂમે,
ગઢ વેરાને રવડે માથાં થૈને પથ્થર પ્હાણ ...
ધૂળ-ડમરીએ વીંઝાઈ રહેતી અતીત કેરી આણ ...
ઓ ભોગાવો! ......
કોરી રેતી ...... કોરા પ્હાણ ......
કાંઠે —
ખાલી ખપ્પર લઈને
બળબળતા સૂરજની સામે
ધૂણી રહ્યું વઢવાણ!

બે કાવ્યો ☐ સુરેશ દલાલ

ધૂસરિયા આકાશે તરે એક પંખી,
ને ડુંગર તો ઊભા અવાક્;
આસપાસ ઊગ્યું છે સૂકું આ ઘાસ
જાણે ઉજ્જડ મેદાનોનો થાક
—મને મૂંઝવે એકલતાનો વસમો વળાંક!

મારગને અંતે એક ઊભું છે ઝાડ
એનાં પાંદડાંઓ પંખી થઈ ઊડ્યાં;
લીલા તે રંગનાં લાલ લાલ સોણલાં
ડાળ ઉપર કદી નહીં ખૂલ્યાં.
— જાણે ઓશિયાળા આયખાઓ ઝૂલ્યાં!

ધૂળની આ ડમરીને વીંધી રે કોઈ
કોઈ ચીંધી કે મારે ક્યાં જવું?
ખારી, વેરાન મારી ભોમકામાં કેમ કરી
વહેતી વસંતને હું વાવું!
— રાતભર ઝરમરતા ઝાકળમાં ન્હાવું!

☐

ઘરઆંગણનું વૃક્ષ
વૃક્ષમાં પાનપાનની વચ્ચે જે અવકાશ
એમાં અધખૂલેલા હોઠ, છલકતું સ્મિત,
ડાળ પર પંખી કે કોઈ ગીત? —
આપણી ગુપચુપ ગુપચુપ વાત —
વાતનો લીલો ભીનો રંગ:
પ્રભાતટાણે તડકાનું આ મ્હેકે આખું અંગ
બધું અહીં ખીલે છે નવજાત
અશબ્દ તારી સ્મૃતિ લઈ
અહીં
ઊગે બીજું વૃક્ષ
વૃક્ષમાં!

બાળકાવ્ય □ એરિક ફ્રીડ □ સુરેશ જોષી

જર્મન કવિતા

તારી પોતીકી માને મારવા જો તું હાથ ઉગામે
તો તારા મરણ પછી કબરમાં થઈને ઊગી નીકળે એ હાથ.

મેં ચિત્ર દોર્યું: લીલીછમ ટેકરીઓ, ભૂરા અને પીળા ક્રોસ
એની પાસે અહીંતહીં ઊગી નીકળ્યા હતા કાળા આંગળી પ્રસારેલા હાથ.

"રમતના મેદાન પાસેના કબ્રસ્તાનમાં કેમ નથી દેખાતા ઊગી નીકળેલા હાથ?"
કારણકે એને તો ચૂંટીને લઈ જાય ને પછી મૂકે સંગ્રહસ્થાનમાં
ત્યાં સૌ બાળક જુએ એ કોલસા જેવા કાળા કાળા હાથ
કબરમાં એને શાન્તિ મળી નહીં, કારણ કે એ હાથે મા પર કર્યો હતો પ્રહાર."

મેં દોર્યા માણસો, ખભા પરની મશકોમાં લાવે કાળા કાળા હાથ
પાસે એક મોટું મસ મકાન, એના પર લખ્યું છે: સંગ્રહસ્થાન.

"પણ હાથો ચૂંટી લે પછી મરેલાંઓને કબરમાં શાન્તિ મળે ખરી?"
"ના, કારણકે, એ અપરાધી હાથ ઊગવાનું શરૂ કરે ફરી."

મેં લીલી લીલી કબરો દોરી, એમાંથી ઊગ્યા'તા હાથ, ચૂંટવા જેવા
અને બીજા હાથ કૂંપળ જેવા, ફણગા જેવા, તાજા ફૂટેલા.

"તો પછી જેના હાથ કપાઈ ગયા હોય તેને કેમ ન ઊગે હાથ?
ને જે મરી ગયા હોય તેમને જ કબરમાંથી કેમ ઊગે હાથ?"

"બેટા, મરેલાઓ તો સૂતાં છે ત્યાં જ્યાંથી ઊગે ફૂલ.
એથી તો ઊગે રાતે હાથ જાણે કાળાં કાળાં ફૂલ!"

મેં ચિત્ર દોર્યું ફૂલદાનીનું, એની આજૂબાજુ વેલી અને ફીત
એમાં ઠાંસી ઠાંસીને ભર્યા હતા હાથ, કોઈને પાંચ આંગળી તો કોઈને સાત.

મોટા હાથને સરસ લાંબા ને અર્ધવર્તુલાકાર નખ
ફૂલદાની મૂકી હતી જમવાના મેજની વચ્ચોવચ.

## પીડા તો આવીને □ મકરંદ દવે

પીડા તો આવીને બેઠી છે પંડ,
ઓના મોં સામે જોઈ કોણ બેસે?

સામેની ડાળીએ નિહાળું તો ચળકે છે
પીળકની તડકામાં પાંખ,
પીડાએ ઘરને ધુમાડે ભર્યું તો મારી
આંગણામાં રમતી થઈ આંખ;
કોઈ ખેરખટ્ટાનો સૂર સંભળાતો કે,
સરી જાઉં સૂરને હલેસે.

પીડાને કીધું કે આવી, તો આવ, બાઈ,
કરજે ખુશીથી રાતવાસો,
કૃતિકાના ઝુમ્મરથી નજરું વળી તો વળી
જોશું તારો ય તે તમાશો;
તારા બંધાયા અહીં બંધાશે કોણ?
તું તો આવી છો રખડુને નેસે.

□

જેણે ચંદ્ર દીધો તેણે
દીધી અંધારાની રાત;
જેણે ચેતાવ્યા છે પ્રાણ
ઓણે પેટાવ્યા છે ગાત.

જેણે હોઠ દીધા તને
ઓણે દીધા મને દાંત;
જેણે સ્તન દીધા તને
ઓણે દીધા મને હાથ.

લજ્જા દીધી તને તો, અહીં
દીધી વાસનાની ફાળ;
જેણે ગાલ દીધા તને
ઓણે મને જાંઘ, વાળ.

જેણે ચંદ્ર દીધો તેણે
દીધા અંધારાના ગાત;
જેણે ચેતાવ્યો છે પ્રાણ
તેણે પેટાવી છે રાત.

મરાઠી કવિતા □ **અનંત ભાવે**

## કવિ બલવંતરાય ☐ ઉમાશંકર જોશી

બલવંતરાય ગુજરાતી ભાષાના એક અનોખા ગદ્યકાર છે. ગુજરાતી ગદ્યની સમૃદ્ધિ છેલ્લાં સો વરસમાં મબલક ખીલી. એમાં વિવિધતા પણ મનભર પ્રગટી. અભિવ્યક્તિનાં ઓજારો સો વરસના ગાળામાં એણે પ્રશસ્ય રીતે વિકસાવ્યાં છે. આપણા એ વિપુલ અને સાજસંપન્ન ગદ્યમાં બલવંતરાયનું ગદ્ય તરત જુદું તરી આવે છે. એની મુખ્ય લાક્ષણિકતા લેખકના નામ અનુસાર બલવંતપણું એ છે. સ્વ. પ્રૉ. ચતુરભાઈ પટેલે "બલિષ્ઠ બ. ક. ઠા." એ સૉનેટ-શીર્ષક દ્વારા જે બલિષ્ઠતાનો નિર્દેશ કર્યો છે તે "અયિ શાપું તને" જેવી કાવ્યકૃતિઓમાં જોવા મળે છે છતાં વિશેષે તો બલવંતરાયના ગદ્યમાં પ્રતીત થાય છે. ગુજરાતી ભાષા બળૂકી ભાષા છે એનો પરચો ક્યાંય મળતો હોય તો તે અખાની કવિતામાં, બલવંતરાયના ગદ્યમાં અને સરદાર વલ્લભભાઈનાં ભાષણોમાં.

બલવંતરાય ગુજરાતી ભાષાના ઇતિહાસમાં એક અગ્રગણ્ય ગદ્યકાર તરીકે સ્થાન પામશે, તે જ રીતે આ સદીના એક પ્રભાવક વિવેચક તરીકે પણ સ્થાન પામશે. તેમ છતાં એમનાં એ બન્ને સ્વરૂપો કવિ તરીકેના એમના સ્વરૂપ આગળ ગૌણ બની રહે એવું એમનું કવિ તરીકેનું અર્પણ છે. બલવંતરાયનું વિવેચન તો, જોવા જઈશું તો જણાશે કે, એલિયટ જેને 'વર્કશૉપ ક્રિટિસિઝમ', કોઢમાં કામ કરતાં કરતાં કારીગરને ઉદ્‌ગારો કાઢવાના પ્રસંગ આવે તે પ્રકારનું વિવેચન છે. પ્રયોગપ્રિય બલવંતરાયની કવિતા બરોબર સમજવા જતાં એમાં કાવ્ય પ્રત્યેના જે અભિગમો અભિપ્રેત જણાય છે તે જ ઘણુંખરું એમની વિવેચનામાં પ્રગટ થતા દેખાશે.

કવિ બલવંતરાયની કારકિર્દી અંગે બે વસ્તુઓ તરત ધ્યાન ખેંચે છે. એક તો એ કે 'ભણકારા' સૉનેટની રચનાસાલ પોતે ૧૮૮૮ આપે છે અને ૧૯૫૧નું એક સૉનેટ મળે છે તે જોતાં ૬૩ વરસના લાંબા સમય સુધી આ કવિનો રચનાકાળ ચાલ્યો છે. ઘણાને એટલું તો આયુષ્ય મળતું નથી. બીજું એ કે પ્રથમ કૃતિ 'ભણકારા' ગુજરાતી ભાષાનું એક ઉત્તમ કાવ્ય હોવા છતાં અને બીજી એમની મહત્ત્વાકાંક્ષી અને નવીન પ્રકારની કૃતિ 'આરોહણ' ગઈ સદીના અંતે ('૧૯૦૦ના મેમાં') રચાઈ હોવા છતાં ૧૯૧૭ સુધી એ પોતાનો કાવ્યસંગ્રહ પ્રગટ કરતા નથી, અને કરે છે તો પણ એમને એમનું કવિ તરીકેનું યોગ્ય સ્થાન મળતું નથી. એક મોટા સાક્ષર તરીકેનું સ્થાન, અલબત્ત, એમનું જોવા મળે છે, પણ મોટા ગજાના કવિ તરીકે કોઈ હજુ એમને સ્વીકારતું નથી.

આવું કેમ બન્યું હશે? સંજોગોને દોષ દેવો હોય તો દઈ શકાય. બલવંતરાય લખતા થયા એવામાં એમના કવિમિત્ર 'કાન્ત'ની કમનીય રચનાઓએ વાચકોના હૃદય ઉપર એવી ભૂરકી નાખી હતી કે બલવંતરાય બાજુ પર રહી જાય. સદીને અંતે 'આરોહણ'ના પ્રાદુર્ભાવટાણે કલાપીની લોકપ્રિયતાનાં પૂર ચઢેલાં હતાં. ૧૯૧૭માં 'ભણકાર' કાવ્યસંગ્રહ પ્રગટ કર્યો ત્યારે નાનાલાલ એમની સ્નેહલગ્ન—લગ્નસ્નેહની

ભાવના, રાસની સુગેયતા અને વાણી તથા લાગણીના વશીકરણથી કેટલાકને મન તો 'ન્હાનલદેવ'ના પદે હતા.

પણ બલવંતરાયના પાસા સવળા પડયા જ નહીં, તેમાં ખરું કારણ તો કદાચ એ હતું કે, 'ભણકારા' ભલે કાવ્ય લેખે ઉત્તમ હતું, એનો પૂરો આસ્વાદ લઈ શકવા માટે એનો સૉનેટ-આકાર સમજવો રહે, - એ નવીનતા લાંબા સમય સુધી આડખીલી રૂપ રહી. 'આરોહણ' કાવ્યકૃતિ તરીકે ભલે ઉત્કૃષ્ટ પણ એનો છંદ પ્રવાહી અને છંદની જ નહીં, શૈલીનો પણ ઇબારત તદ્દન નવતર, એની સાથે ટેવાતાં ઠીક ઠીક વરસો નીકળી ગયાં. એક પેઢી કરતાં વધુ સમય બલવંતરાય જેવા ગાજતા સાક્ષરનો કવિ તરીકેનો લગભગ ભૂગર્ભવાસ એ કાવ્ય આદિ કલાઓના ક્ષેત્રમાં સંગીન નવીનતાને પણ સ્વીકારાતાં સમય વીતી જ જાય છે, એના કમનસીબ નિદર્શનરૂપ છે.

બલવંતરાય સત્કારાયા એક જુદી જ રીતે. નરસિંહરાવના પણ એક શિષ્ય અને બલવંતરાયની પણ અસર નીચે આવેલા એવા તરુણ ચંદ્રવદન મહેતાએ 'યમલ' નામે સંગ્રહ નર્યા સૉનેટોનો રચ્યો એટલું જ નહીં, તેમણે પૃથ્વી છંદ પણ યોજ્યો, એટલે કે નવા સર્જકોને બલવંતરાયે ઉઘાડેલી સર્જનદિશા આકર્ષવા લાગી. એ આકર્ષણ વેરાઈ ન ગયું અને સ્થિર બન્યું તે ગુજરાત વિદ્યાપીઠના ગુજરાતીના અધ્યાપક શ્રી રામનારાયણ વિ. પાઠકે બલવંતરાયની કૃતિઓની અમોઘ કાવ્યમયતા અને એ રચનાઓ પાછળની કાવ્યદષ્ટિ વિદ્યાપીઠના તરુણ અભ્યાસીઓમાં પ્રચારી તેને લીધે. એ અભ્યાસીઓમાં સ્નેહરશ્મિ, સુંદરમ્ આદિ નવકવિઓ પણ હતા. ત્યાં, ૧૯૩૦માં બલવંતરાયે 'પ્રસ્થાન' માસિકમાં 'આપણી કવિતા-સમૃદ્ધિ'ના નમૂનાઓ વિવરણ સાથે એક પછી એક અંકમાં આપતાં એમનો પ્રભાવ નવકવિઓ ઉપર પરાકાષ્ઠાએ પહોંચ્યો અને ૧૯૩૫માં તો તેઓ પોતાનાં ૪૨ સૉનેટનો જુદો સંગ્રહ પ્રગટ કરતાં સ્વાભાવિક રીતે જ સાત્ત્વિક સંતોષની—તૃપ્તિની લાગણી અનુભવતા લાગે છે. કહે છે:

"ગુજરાતી કવિતામંદિરમાં એક નવા ખંડનો, વિદેશી ઢંગબંગના મુકતકકાવ્યની એક જાતિનો, પાયો નાખતાં અને ખજાનો ખોલી આપતાં આ મ્હારાં સૉનેટો આટલે વર્ષે વાચકોના હાથમાં જુદા સમૂહ રૂપે મુકતાં, દરેક વાચકને મ્હારાં વંદન."

અને કાંઈક કૃતાર્થતાના ભાવપૂર્વક, બીજા નવા પ્રયોગ પોતાને હાથે હવે ન થઈ શકે તો ક્ષમા પણ માગી લે છે: "હજી રહ્યાં તે વર્ષો તો મંદ પ્રવૃત્તિનાં, એટલે હવે વિશેષ સેવા (નિત્ય નવતેરા પ્રયોગ માટે ઉમંગ ગમે તેટલો છતાં) એવી સરખી જ ઊપજે, તો દરગુજર કરશો."

બલવંતરાય અંતે સ્વીકારાયા જ તેની પાછળનું રહસ્ય શું? દરેક કવિપદવાંચ્છુએ હૈયા પર કોતરી રાખવા સરખું એ રહસ્ય છે. અને તે એ કે બલવંતરાય પોતાની આગવી પ્રતિભાને જે રચનાદિશા સૂઝી હતી તેને નિરંતર વળગી રહ્યા. શેક્સ્પિયરના

"એબાવ આલ ટુ ધાય ઓન સેલ્ફ બી ટ્રુ" ઉપરથી એમણે યોજેલ શબ્દમાં કહીએ તો "ખુદ-વફાઈ" એમના કવિ તરીકે થયેલા સ્વીકારનું રહસ્ય છે.

બલવંતરાયની કવિપ્રતિભાએ ગુજરાતી કવિતામાં નવું શિખર સર કરવા તાકયું એટલું જ નહીં, ગમે તેટલી અવગણના-ઉપેક્ષાને ભોગે પણ એમાં લગાતાર પ્રયત્નશીલ રહ્યા. પોતાના પ્રતિભાદર્શનમાં એમને કેવી તો શ્રદ્ધા હશે! બીજા શબ્દોમાં, એ દર્શનની એમના ઉપર કેવી તો પકડ હશે!

આપણી ભાષામાં ગેય, સુગેય, પદો-ઊર્મિગીતો તો હતાં જ પણ પશ્ચિમના સંપર્કમાં મુકાયા પછી, નવી સ્થપાયેલી યુનિવર્સિટીમાં અભ્યાસ કરવાની તક મળ્યા પછી, પશ્ચિમનાં 'લિરિક'-ઊર્મિકાવ્યો જેવા આકારો નિપજાવવા આપણા નવકવિઓ પ્રેરાયા. દલપતમાં જ એનો આરંભ છે, પણ નર્મદમાં તો સફળ નમૂનાઓ સારી સંખ્યામાં છે. તેમ છતાં ઊર્મિકાવ્યના રોપને ગુજરાતની ભૂમિમાં દઢમૂલ કરવાનું માન મેળવે છે નરસિંહરાવ. પછીથી આવતા નાનાલાલ ઉત્તમ ઊર્મિગીતો આપે છે, એ અને કલાપી રસિકોને હૈયે વસી જાય એવાં ઊર્મિકાવ્યો પણ આપે છે. 'કાન્ત' પાસેથી જરીક વૃત્તાન્તયુકત કથનોર્મિકાવ્યો અથવા વૃત્તાન્તોર્મિકાવ્યોની મૌલિક રચનાઓ મળે છે. બલવંતરાયને આ બધા વચ્ચે કંઈક ખૂટતું ભાસે છે. અલૌકિક નાટયરચનાઓ આપીને શેક્સ્પિયર સ્વભાષામાં શ્રેષ્ઠપદ પામ્યો. મહાકાવ્ય રચીને મિલ્ટને શેક્સ્પિયરની જોડાજોડ આસન મેળવ્યું. તે બન્નેની સાથે સ્થાન પામનાર અંગ્રેજીની અપૂર્વ કવિહારમાળામાંનો ત્રીજો કવિ છે કેવળ લઘુરચનાઓ જ આપનારો વર્ડ્ઝવર્થ. વર્ડ્ઝવર્થ આવું મોટું પદ પામ્યો તે એનાં અપૂર્વ-મોહક નાનાં નાનાં ઊર્મિકાવ્યોને જ કારણે નહીં, પણ 'ટિણ્ટર્ન ઍબી' અને 'અમરતા ઉદ્‌ગીતિ'–(ઈમ્મોર્ટલિટી ઓડ) જેવાં ચિંતનોર્મિકાવ્યોને લીધે પણ. બલવંતરાય લઘુક ઊર્મિકાવ્યને ચિંતનોર્મિકાવ્યને પદે પહોંચાડવા તાકે છે. એમનું 'આરોહણ' એ 'ટિણ્ટર્ન ઍબી'ની સાક્ષાત્ અસર નીચે થયાના પુરાવા 'આરોહણ'ની આરંભની પદાવલી અને વર્ણનવિગતોમાં પડેલા છે એ મેં આ પૂર્વે બતાવેલું છે. વર્ડ્ઝવર્થનું કાવ્ય પ્રાસરહિત મુકત છંદમાં છે. બલવંતરાય પણ ચિંતનોર્મિકાવ્ય માટે સુયોગ્ય છંદ શોધે છે અને અપૂર્વ સૂઝથી પૃથ્વી છંદને ઊંચકી લે છે, શ્રુતિભંગ, યતિભંગ દ્વારા લયમાં તાજગી ઉમેરે છે અને શ્લોકભંગ દ્વારા અને અર્થાનુસારી વિરામ દ્વારા પ્રવાહી પદ્યરચના શકય બનાવે છે. આમ, બલવંતરાયની કાવ્યરચનાશૈલી એમણે તાકેલ ચિંતનોર્મિકાવ્યપ્રકારમાંથી આપોઆપ ફલિત થાય છે.

ઊર્મિગીત કે ઊર્મિકાવ્ય તે માત્ર લલકાર નહીં, માત્ર સંગીતાનન્દ આપનાર રચના જ નહીં, પણ સંગીતમાધુર્ય કરતાં જુદું જ, સ્વતંત્ર, અનેરું એવું કાવ્યમાધુર્ય હૃદયમાં સીંચનાર કલાકૃતિ એવી જિકર સ્વાભાવિક રીતે જ બલવંતરાયને કરવાનો પ્રસંગ આવ્યો. કવિતાકલાની સ્વાયત્તતાનો ધ્વજ બલવંતરાયને હાથે રોપાયો. સંગીતના લલકાર

દ્વારા નહીં પણ વિશિષ્ટ સ્વરવ્યંજનસંકલના દ્વારા, એમાં ઊપસતા લાગણીના લયરૂપે, સ્ફુટ થતી સુરાવટ એ કવિતામાં શબ્દના નાદ(અવાજ)તત્ત્વની સાચી સંગીતમયતા છે એ એમણે નિર્દેશ્યું.

ચિંતનોર્મિકાવ્યને ઊર્મિકવિતાનું શિખર લેખ્યું એટલે પોચીપોચી અર્ધઅંગત ઉક્તિઓ કે ઊર્મિલ ઉદ્ગારો એ કાવ્ય નથી, પણ કાવ્ય તો છે હૃદય, ચિત્ત, સમગ્ર સંવિતના કોપોની સમૃદ્ધિથી સઘન રસાવહ રચના એ એમણે સૂચવ્યાં જ કર્યું. વિચારપ્રધાન કવિતાને દ્વિજોત્તમ જાતિની કવિતા બલવંતરાયે લેખી તે આ અર્થમાં કે ઉત્તમ કવિતા એ આછોતરી ઊર્મિલ રચના નથી પણ સઘન રસાવહ સર્જન છે.

આની સાથે બલવંતરાયે વારંવાર ભારપૂર્વક કહ્યું હોય કે ન હોય છતાં એમને ન્યાય ખાતર ઉમેરવું જોઈએ કે કવિતા એ એના શબ્દોના અવાજતત્ત્વ પૂરતી ઝીણી સૂઝપૂર્વક થયેલી સુગ્રથિત રચના હશે અને શબ્દોના અર્થતત્ત્વ પૂરતી આછી પાંખી-પાતળી નહીં પણ સઘન સંઘટના હશે, તો પછી એનામાં મૂર્તતાનો ગુણ પૂરો ખીલેલો હશે જ એ વાત પણ એમને અભિપ્રેત છે. બલકે, બલવંતરાય સંગીતમાધુર્યથી નોખું કવિતામાધુર્ય માગે છે અને વિચારપ્રધાન કાવ્ય એટલે કે ચિંતનોર્મિકાવ્યને ઉચ્ચતર લેખે છે ત્યારે એ કવિતાકલામાં પ્રકારાન્તરે ખોખલી આકારહીનતાને બદલે નક્કર મૂર્તતાની હિમાયત કરી રહે છે.

આ મૂર્તતાની ઝંખના એમની પહેલી જ રચના 'ભણકારા'માં—ખાસ તો એના દૃઢ સૉનેટબંધમાં છતી થાય છે. 'એક તોડેલી ડાળ' જેવાં કથનોર્મિકાવ્યોમાં કે 'આરોહણ' જેવાં ચિંતનોર્મિકાવ્યોમાં પદે પદે સુરેખ મૂર્તતાનાં દર્શન થાય છે. બલવંતરાયને કવિતામાં અમૂર્ત (ઍબસ્ટ્રૅક્ટ) ખપનું નથી. ધુમાડાના બાચકા જેવી રંગદર્શિતાના વિરોધી બલવંતરાય, આકારનું નામ જપ્યા વગર, આપણા પહેલા આકારવાદી છે.

કવિ બલવંતરાયની કાવ્યની વિભાવના મહાકાવ્યની જાણે ન હોય એવી છે. મહા-વાક્યોમાં રેલાતી પ્રવાહી રચના, સ્વરવ્યંજનસંકલનાનું માધુર્ય, સમગ્ર સંવિતના લયના ઉદાત્ત આરોહઅવરોહ - આ બધું મહાકાવ્યમાં જેટલું સહજ તેટલું જ ઊર્મિકવિતામાં—ચિંતનોર્મિકવિતામાં સહજ બનેલું એમને જોવું છે. પરિણામે, બલવંતરાય ભલે પોતે મહાકાવ્ય આપી ન શક્યા પણ ઊર્મિકવિતાના આકારમાં પણ મહાકવિતા કંઈક જરૂર આપી શક્યા છે અને બીજાઓને માટે એવી સિદ્ધિની દિશા એમણે ખોલી આપી છે.

બલવંતરાયની કવિ લેખે મુલવણી કરતાં છૂટક કાવ્યોની રસસિદ્ધિ ઉપરાંત ચાર કાવ્યગુચ્છોની સિદ્ધિ ખાસ લક્ષમાં લેવાની રહેશે. એક તો, 'આરોહણ' અને દશકાઓ પછી રચાયેલું એનું જોડિયું કાવ્ય 'ચોપાટીને બાંકડે' એ ચિંતનોર્મિકાવ્યયુગલ. 'રાજ્યા-ભિષેકની એક રાત' એને તેઓ 'આખ્યાનકાવ્ય' તરીકે ઓળખાવે છે, તેમ છતાં એમાંના ચિંતનઅંશો—કાવ્યરસિત ચિંતનઅંશો—મને તો 'આરોહણ' અને 'ચોપાટીને બાંકડે'ની

સાથે જ ભળી જતા લાગતા હોઈ હું એને એ બેની સહોદર રચના લેખું છું. બીજું કાવ્યગુચ્છ તે 'પ્રેમનો દિવસ'ની ૧૯ કૃતિઓ તેમ જ 'વિરહ'ની ૧૯ કૃતિઓનું મળીને થાય છે. 'પ્રેમનો દિવસ' બહુ અંશે બિન-અંગત, પરલક્ષી છે. નાટ્યોર્મિકાવ્યો તરીકે એ મણકાઓ કલ્પાયા છે, જ્યારે 'વિરહ' ઉઘાડું જ આત્મલક્ષી છે, જોકે કૃતિ કવિતા બને છે ત્યારે કોઈ-એક વ્યક્તિ-લક્ષી રહેવા પામતી નથી. 'પ્રેમનો દિવસ'માં અંતે આવતા નાયિકાના મૃત્યુ પછી 'વિરહ'ની કાવ્યમાળા સ્વાભાવિક ક્રમમાં જ આવતી હોઈ કવિતાના બે મુખ્ય વિષયો (અથવા અંતે તો બન્ને મળીને થતા એક જ વિષય) પ્રેમ અને મૃત્યુ ઉપર એક મહા સ્તબક ભાવકો સમક્ષ પ્રસ્તુત થાય છે. ત્રીજું ગુચ્છ છે વૃદ્ધાવસ્થા અને મરણને વિષય કરતી પચીશ ઉપરાંત કૃતિઓનું. બુઝુર્ગીનું આવું હૃદયસ્પર્શી ગાન બીજી ભાષાઓમાં પણ જવલ્લે જ જોવા મળે છે. ચોથું ગુચ્છ તે છે અપૂર્ણ રહેલ 'સુખદુ:ખ'–સૉનેટમાળા, જેમાં ઇતિહાસવિદ ચિંતકકવિ જીવનની, વ્યક્તિના જ નહીં માનવજાતિના જીવનની, આખી ઘટમાળને કાવ્યવિષય બનાવે છે. પાંચમું ગુચ્છ નથી, પણ એક દીર્ઘ કૃતિ છે-'રેવા.' વર્ડ્ઝવર્થે કવિઆત્માની આપકથા-રૂપે ''ધ પ્રીલ્યુડ' (પૂર્વરંગ) સુદીર્ઘકાવ્ય રચ્યું છે તેવું 'રેવા' થવાની શક્યતા હતી. છંદો-બંધ મુક્ત ન રાખવાને કારણે 'રેવા' વધુ સુરેખ, એક એક શ્લોક મુક્તક બને એવું સઘન, થવા જાય છે. 'સુખદુ:ખ' પરલક્ષી રચનાની જેમ આ આત્મલક્ષી રચના પણ અપૂર્ણ રહી છે અને તેમ છતાં બન્ને કૃતિઓ મહાકવિતાનો આસ્વાદ કરાવી શકે એવી છે.

'વિરહ'માંનું 'ક્યાંય ઉર ના થરપે મ્હારું રે'- એ ઉત્તમ ગીત મસ્ત કવિ હરગોવિંદ પ્રેમશંકરનું હોવા વિશે અગાઉ મેં પ્રશ્ન કરેલો છે. બલવંતરાય પાસેથી ગીત મળ્યાં નથી. જે આંગ્લ કવિની કાવ્યવિભાવના બલવંતરાયે બહુ અંશે સ્વીકારી છે તે મિલ્ટનની જેમ તેમનામાં પણ ગીતની શક્તિ નથી એ નોંધવું જોઈએ. 'બંદાની લવરી' જેવામાં અછાંદસના પૂર્વ-અણસારા પણ જોઈ શકાશે.

બલવંતરાય સમસામયિક પાશ્ચાત્ય કાવ્યચર્ચાઓથી પરિચિત રહેવા મથતા. ઇમેઈજ–કલ્પન, સિમ્બોલ-પ્રતીક આદિના સીધા આગ્રહને બદલે નરી કાવ્યપદાવલિ–ડિકશન–નો વિરોધ પોકારી, સર્જકતાનો અચૂક પરિચય કરાવતી મૂર્ત કવિતારચના તેઓ માગતા. એના નમૂનારૂપે એમની એક ચાર પંક્તિની, વિચિત્ર લાગે એવા વિષય ઉપરની, ઉત્કૃષ્ટ કૃતિ જોવા જેવી છે. મથાળું છે "૧૮-૬-૨૬ ને રોજ કોલંબો મુકામે ક્રિકેટ મેચ."

> **રાષ્ટ્રો મહીં વિપ્લવો ઉત્પાતો ભલે,**
> **ને શેર સટ્ટા છો રસાતલ જૈ પડે;**
> **એ સૌ બિરાદર, રોદણાં છે રોજનાં.**
> **આજે અહો આ હૉબ્સ કેરું બૅટ વીજળી શું ફરે!**

કેવો ક્યાંકથી - છાપામાંથી સ્તો - વિષય ઉપાડી લીધો છે અને પહેલી બે પંક્તિમાં જીવનનો કેવો મોટો વ્યાપ નિર્દેશાય છે! ત્રીજી પંક્તિમાં ભવ્ય લાપરવાહીથી જીવન જીવવાનો એક અભિગમ જોવા મળે છે અને એ બધાયને એક કાવ્યનુભૂતિરૂપે સ્ફુટ કરી દેતી "બૅટ વીજળી શું કરે" — એ ત્રિપરિમાણી કલ્પનની ચિત્રાત્મકતા છેલ્લી પંક્તિમાં ફરકી જાય છે. વિચારપ્રધાન કવિતા એટલે વાણીઓગળ્યા ચિંતનસ્ફટિકો નહીં પણ કાવ્યાનુભૂતિરૂપે ધબકતું ચિંતન - જીવનદર્શન. વિચારપ્રધાન અથવા દ્વિજોત્તમ કવિતા એટલે દર્શનસંપૃક્ત મૂર્ત કવિતા.

આના અનુસંધાનમાં, કવિ બલવંતરાય અંગે અંતમાં એક વિગત નોંધવી રહે છે. પોતે જુદી જ જાતની કવિતા રચી અને પ્રચારી. કલાપી કવિને પછીથી રાષ્ટ્રોત્થાનના યુગમાં કોઈ કોઈ સાહિત્યસેવીઓ 'વિલાપી' લેખીને અવગણવા પણ માંડ્યા હતા. કલાપીમાં લાગણીવેડા હતા ય તે. બલવંતરાયને તો એ કેમે ન ખપે. કલાપીની લોકપ્રિયતા બલવંતરાયને અંતરાયરૂપ નીવડ્યાની પણ સંભાવના ખરી. વળી કલાપી હજી ઊઘડતી કળી હતા, પૂર્ણપણે વિકસે તે પહેલાં તો વિદાય થયા. કલાપીમાં એવી અતિ ઉત્તમ શક્તિ પણ કદાચ ન હતી. આ બધું છતાં કલાપી કેટલીક મૂર્ત કવિતા સિદ્ધ કરી શક્યા છે એ ન જોઈ શકવાનો સ્વમતઅંધાપો બલવંતરાયે દાખવ્યો નથી. વિવેચનના ઇતિહાસમાં આ એક સુવર્ણાક્ષરે નોંધવા જેવી ઘટના છે અને બલવંતરાય-વિવેચકની રુચિ-સચ્ચાઈની દ્યોતક છે. કેવા મુક્ત કંઠે 'બે કવિવરો'માં કાન્તની સાથે બીજા કવિ તરીકે કલાપીને એ બિરદાવે છે! અને એક ત્રણ પંક્તિના ગેય ઉદ્બોધનમાં, કાન્તના 'સુરતાની વાડીના મીઠા મોરલા'ના સંસ્કાર જગવતી વાણીમાં, કદાચ એને પણ ભાવકંપ અને કાવ્યમૂર્તતા દષ્ટિએ ટપી જાય એ રીતે, કહે છે:

મૃદુ કેકા તુજ કંપે રે રતિવિદ્ધ થી!
ઘેલાં કરતી અભિનવ રસભર હૈયાં જો!
ગુર્જર કુંજે કરુણ કલાધર મોરલા!

કવિ બલવંતરાય એટલે અર્વાચીન ગુજરાતી કવિતાના ઇતિહાસમાં એક સૂક્ષ્મ સિદ્ધિની મથામણનો અધ્યાય.

૨૭ ફેબ્રુઆરી ૧૯૭૦ [મોટા ભાગનું આકાશવાણી પર પ્રસારિત]



મથે ખજૂરી
આભ આંબવા: પદે
બળતું રણ!

ચંદરમાને
ગયા તારકો તાણી:
રાત - છીછરી.

શમ્યાં સાગરે
મોજાં પાછાં; ભીંજવી
છીપલાં ઠાલાં!

**હાઇકુ □ લલિત જાટકિયા**

## જીવનની વચમાં □ ટેડેઉઝ રોઝેવીઝ □ દીપક મહેતા

**પોલીશ કવિતા**

જગતના અંત પછી
મૃત્યુ પછી
મેં મારી જાતને જીવનની વચમાં જોઈ
મેં મારું સર્જન કર્યું
મેં નિર્માણ કર્યાં જીવન
લોકો પ્રાણીઓ સ્થળો

આ એક ટેબલ છે મેં કહ્યું
આ એક ટેબલ છે
ટેબલ પર રોટી અને છરી
છરી રોટીને કાપવા માટે
લોકો રોટી વડે જીવે છે.

માણસને પ્રેમની જરૂર છે
તે હું શીખ્યો રાતે અને દિવસે
પ્રેમ કોને કરવો
મેં કહ્યું માણસને

આ એક બારી છે મેં કહ્યું
આ એક બારી છે.
બારીની બહાર બગીચો છે
બગીચામાં હું સફરજનનું એક ઝાડ જોઉં છું
સફરજનનું ઝાડ મહોરેલું
કળીઓ ખરી જાય
ફળ આકાર ધારણ કરે
પાકે

મારા પિતા એક સફરજન તોડે છે.
પેલો માણસ જે સફરજન તોડે છે તે
મારા પિતા છે

ઘરના ઉંબરા પર હું બેઠો

પેલી ઘરડી બાઈ જે
દોરીથી બકરીને ખેંચે છે
તે દુનિયાની સાતે અજાયબીઓ કરતાં ય
વધુ જરૂરી
અને વધુ કીમતી છે
જે માને છે કે તે બાઈ
જરૂરી નથી
તે સામૂહિક કતલનો ગુનો કરે છે

આ એક માણસ છે
આ એક ઝાડ છે આ રોટી છે

લોકો જીવવા માટે ખાય છે
હું ગોખ્યા કરું છું
માનવ - જીવન મહત્ત્વનું છે
માનવ - જીવનનું ઘણું મહત્ત્વ છે
જીવનનું મૂલ્ય
માનવે બનાવેલી કોઈ પણ વસ્તુ કરતાં
વધુ છે
માનવ એક અખૂટ ભંડાર છે
હું હઠપૂર્વક ગોખ્યા કરું છું

આ પાણી છે મેં કહ્યું
મેં મોજાઓમાં મારે હાથે છબછબિયાં કર્યાં
અને નદી સાથે વાતે વળગ્યો
પાણી મેં કહ્યું
પ્રિય પાણી
આ છું હું

માણસે પાણી સાથે વાત કરી
વાત કરી ચન્દ્ર સાથે
ફૂલો સાથે વરસાદ સાથે
તેણે વાત કરી પૃથ્વી સાથે
પંખીઓ સાથે
આકાશ સાથે

આકાશ અશબ્દ હતું
પૃથ્વી અશબ્દ હતી
તેણે પૃથ્વી પાણી આકાશમાંથી
વહેતો જે સાદ સાંભળ્યો
તે સાદ હતો બીજા માણસનો.

## ચાર ગઝલ □ હરીન્દ્ર દવે

હું પણ તમારી યાદમાં મારો નથી રહ્યો,
દરિયો રહી ગયો ને કિનારો નથી રહ્યો.

શમણામાં પણ હવે ન મુલાકાત થઈ શકે,
ને જાગતા મિલનનો તો ધારો નથી રહ્યો.

ઝારી લઈને બાગમાં ફરતો રહ્યો બધે,
ગમતો'તો તમને ખૂબ એ ક્યારો નથી રહ્યો.

જકડું હું હાથમાં તો એ સરવાઈ જાય છે,
સંભાળવો પડે જે એ પારો નથી રહ્યો.

તારા મિલનમાં તારા વિરહની ગઝલ કહી,
એ તારો ભ્રમ હતો કે હું તારો નથી રહ્યો.



ચહેરા મઝાના કેટલા રસ્તા ઉપર મળ્યા,
સાચું કહું કે એ બધા રસ્તા ઉપર મળ્યા.

મારો પ્રવાસ મારી રીતે ના થઈ શક્યો,
કે કેટલાં યે કાફલા રસ્તા ઉપર મળ્યા.

બેચાર દિલની વાત કદી ના થઈ શકી,
લાગે છે, એમ, એ સદા રસ્તા ઉપર મળ્યા.

રસ્તો હવે ન સૂઝે, ન આગળ વધે ચરણ,
આ તે કહો, તમે કયા રસ્તા ઉપર મળ્યા?

એથી તો મારો રાહ સરળ થઈ ગયો બધે,
રસ્તા મને ઘણા બધા રસ્તા ઉપર મળ્યા!

દીવાલ પર હતી જે છબી ક્યાં હૃદય વસે?
કોઈ અજાણ્યું જાણે હવે બહાવરું હસે.

ધુમ્મસ સઘન થયું અને પડદો બની ગયું,
વાતાવરણની કેદ છે — ક્યાંથી કોઈ ખસે?

મારી નજરથી ક્યાંક કશું ઊડતું રહે,
તારા હૃદયમાં કેમ કશું આમ તસતસે!

રજકણ ઊડે છે, આંખને ખટકાથી મીંચતો,
પથ્થર થવાને હેમ જો અથડાય પારસે.

ચહેરામાં લાલ રંગ અચાનક ઊગી ગયો,
જાણું ન મારો હાથ મુકાયો કઈ નસે.



નજર આ કોની સમીસાંજથી બુઝાઈ છે,
કહે છે ઘર, છતાં લાગી રહ્યું સરાઈ છે.

કદીક પાંખ મળે છે કદીક પાય કપાય,
સમયની સાથે તને શું કોઈ સગાઈ છે?

બપોર રણની છતાંયે અધર સુકાતા નથી,
કોઈ સવારે તમે કેવી સુધા પાઈ છે!

તમારી સાથે હવે એટલે હસી શકશું
કે એકલા તો અમે વેદનાને ગાઈ છે.

વિરહની કેવી ઘટા હોય — હવે યાદ નથી,
હજીયે જોકે મિલનની તો બસ નવાઈ છે.

કોઈ ઉપાયે મને જોઈતું મરણ ન મળ્યું
હતું મેં માન્યું: ફક્ત જિંદગી પરાઈ છે.

વંનમાં ☐ ભાનુપ્રસાદ પંડયા

કે વંનમાં તડકો વરસ્યો ને ઊગ્યાં ફૂલ!
હોય રખે વાયરો વાયાની કો'ક ભૂલ!
કે વંનમાં તડકો વરસ્યો ને ઊગ્યાં ફૂલ!

વંનમાં ઓવારે જળના ચીલા
ને પાનથી વ્હેતા કે ગીતના રેલા

કે વંનમાં બૂડયા બપ્પોરને વમળે
ને છાંયડીઓ હોડકાં ધરેલાં!
આમ-તેમ સોડમના ઝૂલતા પુલ!

વંનમાં બરછટ અડયાનીય હેલી
ને ફૂટે તાજું હસ્યાનાં કૂણાં તરણાં
કે વંનમાં મ્હોરવું નજરને રોપાઈ
ને ચાલમાં સવળે છટકવાનાં હરણાં!
મારગે પગલાં ખીલે જ્યાં અડે ધૂળ!
કે વંનમાં તડકો વરસ્યો ને ઊગ્યાં ફૂલ!

તારી સ્મૃતિના
લીલાછમ ઘાસમાં
પવન થઈને આળોટું છું –
છતાં
મારી ઈચ્છા તો એ છે
કે
ઘાસના એકએક તરણાંને
મૂળથી ઊખેડી
સૂર્યનાં કિરણથી તરડાયલી
પથરાળ જમીનને
ઉજ્જડ વૃક્ષ
જોયા કરે એમ
જોયા કરું
☐ કિશન વકીલ

## આ શિયાળામાં ☐ બુદ્ધદેવ બસુ ☐ ભોળાભાઈ પટેલ

[ બંગાળી કવિતા ]

જો હું મરી શકતો હોત
આ શિયાળામાં,
જેમ વૃક્ષો મરી જાય છે,
જેમ સાપ મરી રહે છે,
આખા લાંબા શિયાળા સુધી.

શિયાળો પૂરો થતાં વૃક્ષ નૂતન બની જાય છે—
મૂળમાંથી ઊંચે ચઢે છે તરુણ પ્રાણરસ—
ખીલી ઊઠે છે લીલે પાંદડે પાંદડે,
અને અજસ્ર ઉદ્ધત ફૂલે.

અને સાપ ઉતારી દે છે તેની કાંચળી,
તેની નવી ચામડી પર શંખ જેવું
ચિતરામણ હોય છે.
તેની જિહ્વા બહાર લપકે છે
અગ્નિશિખાની જેમ,

તે અગ્નિ ભયને ઓળખતો નથી.
કારણ તેઓ મરી રહે છે
આખા લાંબા શિયાળા સુધી,
કારણકે તેમને મરતાં આવડે છે.

હું પણ મરી રહી શકતો હોત.
જો હું એકદમ શૂન્ય થઈ જઈ શકતો હોત,
સ્મૃતિહીન, સ્વપ્નહીન, અતલ ઊંઘની
અંદર ડૂબી જઈ શકતો હોત—
તો મારે પ્રત્યેક ક્ષણે મરવું ન પડત—
જીવવાના આ પ્રયત્નમાં,
ખુશ થવાના, ખુશી કરવાના
પ્રેમ પામવાના, પ્રેમ કરવાના આ પ્રયત્નમાં.
રચના—૧ ]

## સખી, તમે કોને પૂજ્યાં કે– □ રમેશ પારેખ

સખી, તમે કોને પૂજ્યાં કે આંસુડાં દડદડ દડી પડે રે લોલ
સખી, તમે નીકળો બાવળ હેઠ ને તમને મોતી જડે રે લોલ

સખી, મારા જોણાંના દરબાર કે ભરચક ખાલી પડયા રે લોલ
અમને ડંખ્યા એકલવાસ ને ઝેર તો ય નથી ચડયાં રે લોલ

સખી, મને એવું એવું કૈં થાય કે આમ કંઈ હશે નહીં રે લોલ
સખી, મને એવું એવું કૈં થાય કે એમ કાંઈ થશે નહીં રે લોલ

હું સોનબાઈ મીરાં નદીનાં પાણી પાતાળથી પાછાં વાળું રે લોલ
કે ઘરમાં ભમ્મર દરિયો ગાળીને વચમાં ડૂબી જાવું રે લોલ

જળ તો ઝાડવું થઈને ઊગે ને દરિયા ખરી જતા રે લોલ
ઝાડનાં પાંદડે પાંદડે તૂટીને સોનબાઈ સતી થતાં રે લોલ

ઘરમાં બાવન કૈં દરવાજા ને બાવન બારી મેલ્યાં રે લોલ
તો ય સખી, આવ્યાં નહીં ઓસાણ કે સોનબાઈ કોનાં ઠેલ્યાં રે લોલ

ઘરને મારગ પગલું આજ કે વાળ્યું વળે નહીં રે લોલ
સખી, મને દુ:ખના ખેતરમાં ય કે તરણું મળે નહીં રે લોલ

સખી, અમે દુ:ખપાંચમના દોરા લીધા ને તો ય ફળ્યા નહીં રે લોલ
આંખે દીધાં છે કાળમીંઢ તાળાં કે આંસું ઢળ્યાં નહીં રે લોલ

સખી, તમે નીકળ્યાં બાવળ હેઠ ને તમને મોતી જડયાં રે લોલ
સખી, તમે કોને પૂજ્યાં કે આંસુડાં દડદડ દડી પડયાં રે લોલ

સમર્પણ ]

□ હાઈકુ

વનરાજીમાં
આગિયા ઊડે મુક્ત
સ્તબ્ધ તારલા

નદી કિનારે
ડેરા નાખ્યા, હસે
નદી તો વ્હેતી

વડવાઈઓ
વડલાં કેરી ઢૂંઢે
સૂરજ – તેજ

બારી બારણાં
બંધ કરીને પૂછે
ચાંદો કયાં છે?

## ગઝલ □ આદિલ મન્સૂરી

નદીની રેતમાં રમતું નગર મળે ન મળે,
ફરી આ દૃશ્ય સ્મૃતિપટ ઉપર મળે ન મળે.

ભરી લો શ્વાસમાં એની સુગંધનો દરિયો,
પછી આ માટીની ભીની અસર મળે ન મળે.

પરિચિતોને ધરાઈને જોઈ લેવા દો,
આ હસતા ચ્હેરા; આ મીઠી નજર મળે ન મળે.

ભરી લો આંખમાં રસ્તાઓ, બારીઓ, ભીંતો,
પછી આ શહેર, આ ગલીઓ, આ ઘર મળે ન મળે.

રડી લો આજ સંબંધોને વીંટળાઈ અહીં.
પછી કોઈને કોઈની ખબર મળે ન મળે.

વળાવા આવ્યા છે એ ચ્હેરા ફરશે આંખોમાં,
ભલે સફરમાં કોઈ હમસફર મળે ન મળે.

વતનની ધૂળથી માથું ભરી લઉં 'આદિલ',
અરે આ ધૂળ પછી ઉમ્રભર મળે ન મળે.

સમર્પણ ]

□

## □ મુરલી ઠાકુર

સુખનો સ્વાદ
વિધવિધ, દુ:ખનો
એક હમેશ

તડકો, કાઢે
સાગર જલ પર
રૂપ જૂજવાં

ઓઢી ચાંદની
વગડો સૂતો, જાણે
પોઢ્યો અતીત

તાડ પૂછે છે
લજામણીને કોના
પડદા નડે?

(ટી. એસ. એલિયટને)

ધરણી ?!
હજી એની એ જ 'મરુભૂમિ'
ભેદ માત્ર એટલો
ઓ કવિ!
તવ
વાણી–વ્હેણ થકી જરી ભીની.

સંસ્કૃતિ ]

## કવિને □ ઈન્દુકુમાર ત્રિવેદી



**ભલાજી** □ જયંત પાઠક

ભલું તમારું તીર ભલાજી, ખરા તમે તાકોડી!
એક મીંચીને આંખ માર્યું તે દલડું નાખ્યું તોડી!
ભાલોડે ભેરવીને હેંડ્યા તરફડતી શી ટીટોડી!

કેડ નદીની ઊભી ધોહથી ઊતરી હું તો ના'વા,
શૉલે પગ બોળીને બેઠી બે ઘડી પોરો ખાવા;
સામી ધોહે ખખડ્યું કેં તે શિયાળ ભડકી દોડી!

ઠેપાડું મેં ભાળ્યું: કાલે આ શૉલે ધોયું'તું;
છાનું છાનું પાણીમાં એક મોઢુંયે જોયું'તું;
એક દનમાં કોણે જાણ્યું'તું પતાળ દેશે ફોડી!

બાબરિયાંમાં બાઝેલાં તે મને ગોખરું વાગ્યાં:
લાલ લાલ આંગળીએ આખી રાત ધકોડાં લાગ્યાં;
હવે ભલાજી લાવો કંઈથી ઓસડમૂળિયાં ગોડી!
ભલું તમારું તીર ભલાજી, ખરા તમે તાકોડી!

□ આશુતોષ વૈદ્ય

બાઈ મારા આંબાને સ્વપ્નું આવ્યું.
કે લ્હેરમાં ફાલી રહ્યો રે લોલ.
બાઈ મારા આંબાને આભ પડ્યું નાનું
કે ઘરમાં ઝૂકી ઢળ્યો રે લોલ.
બાઈ મારા આંબાને મંજરી મ્હોરી,
કે મોરલા ટોળે વળ્યા રે લોલ.
બાઈ મારે આંબે સુગંધ ઊભરાઈ
કે ચન્દ્રમા માથે ઝૂકયા રે લોલ.

બાઈ મારા આંબાને ડુંગરા દેખે
કે નદીયું આડી પડી રે લોલ.
બાઈ મારો આંબો એ ડુંગરા પેખે
કે ચૂંદડી પાદર જડી રે લોલ.
બાઈ મારા આંબાનો છાંયડો જોતા
કે ઘામ તાપ દાઝી ગયા રે લોલ.
બાઈ મારે આંબે એ સાંજરે સૂતા
કે પ્રૌઢના ઊડી ગયા રે લોલ.

બાઈ મારા આંબાને ભાવ ઉરે જાગ્યા
કે કોકિલો ગાઈ રહ્યાં રે લોલ.
બાઈ મારે આંબે ઉમંગ રહ્યા વ્હેતા
કે રાતભરી ટહૂકા ઝર્યા રે લોલ.

બાઈ મારો આંબો સંભારણે થંભે
કે વાયરે નિંદર કરે રે લોલ.
બાઈ મારો આંબો જીવનને માણે
કે સોવર છાયા ઝરે રે લોલ.

સાંજ ☐ વીરુ પુરોહિત

પાછા વળતાં ધણ પછવાડે
ઠાંગ ઉલાળી, કરી હાકલા, દિવસ ગામમાં પેસે.

ભીષ્મ સમા વડલાની કાયા
તીણા કિરણના તીરોથી કે હોય વીંધાતી,
ડમરીના આકાશ વચાળે
પીળાપચ સૂરજની આંખો હોય મીંચાતી,
અધખુલ્લી પાંપણને છેડે
સાત રંગની ક્ષિતિજ આંખને ફરી ભાળવી લેશે.
પાછા વળતાં ધણ પછવાડે
ઠાંગ ઉલાળી, કરી હાકલા, દિવસ ગામમાં પેસે.

દોડંદોડા કરતાં હારોહાર ઝાડવાં
રણઝણતા વગડાની એને વાતો કરતી,
ક્લબલતાં પાદરની જોતી રાહ
સીમ ગાડાની પાછળ દોડંદોડા કરતી,
હવે ખેતરને ક્યારે ઊગેલું આકાશ લણીના બેસે.
પાછા વળતાં ધણ પછવાડે
ઠાંગ ઉલાળી, કરી હાકલા, દિવસ ગામમાં પેસે.

ચંદ્ર સાપ સૂરજ નદી આકાશ ખડક
આંખ સાગર માણસ બાળક ઈશ્વર
પુણ્ય નર્ક પાપ સ્વર્ગ અશ્રદ્ધા
શહેર સ્વાદ નિદ્રા કવિતા સ્વપ્ન
પંખી સજાજન તડકો ટોળું ગુન્હો
રાત દિવસ પગલાં રસ્તો મકાન
માછલી મોટર ડુંગર ડુક્કર ઝાડ
ઈશુ ગાંધી બુદ્ધ ગોડસે કિંગ
આંગળી દોરો વીંટી ચપ્પુ ફૂલ
ભાષા સુખ ઝરણાં સંગીત ત્રાસ
ઝરૂખો ઘડિયાળ ઝાકળ પ્રાસ
કાંઈ નથી કશું નથી
નથી નથી નથી નથી
હું નથી તે નથી
તું નથી તમે નથી
અમે નથી આપણે નથી
નથી છે
તો
ચાલો 'આપણે'
નથી નથીની વાતો કરીએ.

☐ કિરાત વકીલ

ખપના દિલાસા શા? □ પતીલ

જતાં મદફન તરફ ઘરથી બજવવા ઢોલ તાસા શા?
બજવવા ઢોલ તાસા શા? ઉજવવા આ તમાશા શા?

થતાં પ્હલાં ઝભે મુજને હતું ના કોઈ ઓળખતું,
કબર આગળ હવે મારી ફૂલો, સાકર, પતાસાં શાં?

ગયો રમનાર વેચાઈ સદાની બેનસીબીને,
પછીથી નાખવા તેની ઉપર શતરંજ પાસા શા?

બીજાને કાજ તો એકે હતો હરગિઝ મુકાયો ના –
કહો, પોતાની હાલત પર પછી મૂકવા નિસાસા શા?

દમે આખર પતલિયાને કહો છો શું તમે આવી?
ન આપ્યો પ્રેમ તો મુજને – હવે ખપના દિલાસા શા?
પ્રભાતનર્મદા ]

ગુફામાંથી
મક્કમ પગલે નીકળતા
સિંહ જેવો અવાજ
પવનની ગતિએ
ચોમેર ફેલાઈ જતો –
દિશાઓ
કરોળિયાંનાં જાળાં જેમ
કંપી ઊઠતી,
ઊંઘમાંથી એકદમ
જાગી ઊઠેલા શિશુની જેમ
ગગન ઝબકી ઊઠતું,
ધરતીની ભીતરમાં એ અવાજ
અંધારાને ભેદતા કિરણની જેમ
વહી જતો –
આજે કાન માંડીને જુઓ –
એ અવાજ,
એ આંદોલનો
ક્યાંય નથી !
□ કિરાત વકીલ

## ગાંધીજીની હત્યા ☐ સેસીલિયા મેરીલ્લસ ☐ નલિન રાવળ

(પોર્ચ્યુગીઝ કવિતા)

અહીં
વિલાતા પાંખાળા અશ્વો ને નીલ જલપરીઓ,
અહીં
ત્યજું હું મારા અંતરતમ સ્વપ્નોનાં મધુર પુષ્પો.
ફેલાતા સમાચારપત્રો પવનોમાં –
'પ્રજાને આશિષ દેતા ખૂન'
રાત્રિની અગાધતામાં સુણ્યો પંખી જેવો દુ:ખાર્ત સ્વર,
જાગી
ફંફોસી અજાણ દૂરની અગમ્ય ભોમ.
તો
તું
એ જ હતો શું?
છેલ્લા ઝીણા રક્તબુંદમાં ધીરું કળપતો.
દિન ઢળતા
નાજુક રવથી ફૂટતા પ્રસ્ફુટિત સો વાંસ
એવા તારા મૃત્યુથી ભેદાયા દૂર દૂરના અસ્થિઓના અવાજ.
એ
કેવા સત્યાગ્રહના દિવસો!
ઘરઘરમાં ગુંજી ઊઠતાં ચરખાઓના ચક્રો
રણકી રહેતા સૂર
વાદ્યમાં રણકી રહેતા વંદેમાતરમ સૂર.
શેરીઓ
જાણો કે?
ત્યાં દૂર જગતની પાર
થઈ ... રે કોની હત્યા.

ધરતીના અસ્પૃશ્યો નથી જાણતા એય તમે કે રહ્યું '
હવે તમારે રડવું
ટાગોર!
પ્રભાતના આ તૃપ્ત ઉલ્લસિત પંખી સમા તવ ગાન

પણ છેય નહીં કૂજનહીન પંખી ક્ષુધાર્ત.
હૃદયવિદારક સમાચાર પર
વહે
સાંજનો વાયુ.
લોકો
દંતકથાઓ ઉકેલવાને મથતી શિશુ-આંખથી વાંચે,
સહુ ચાલે,
અમે ય સહુની સાથ ચાલીએ
અંધ નર્યો જે
સર્વમહીં તે
આત્મા ને દષ્ટિ વચ્ચે કંટક રાખી ચાલે.
અહીંય વાગ્યા પાંચ
ચા રહી ગઈ હાથ
જોઉં હું હજાર કપથી ઊઠતી વરાળ મહીં તવ નામ.

" ધરા પર આ માનવીએ કેમ ધર્યાં'તા ચરણ?
હતી શી એની માંગ?"

—"ઈશ ઘડયું હુ નાનું
માત્ર માટીનું પાત્ર ...
પાડશે
નહીં રહ્યું કૈં જ્યારે એના ખપનું."

ત્વરિત પાડયું
એણે
ત્વરિત,
થોડા હજીય રકતબિંદુઓ એમાં
હજીય ભીનું તારું હૈયું ...
વીરત્વભરી એ આભા ...
પવિત્ર શબ્દોમાં ... રેશમની ચાદરમાં
ગુલાબ નાનું ઝૂલતું ...
ભારત ને બ્રાઝિલની વચ્ચે કરે આવ-જા
સ્થિર સાંજનો વાયુ.

અહિંસા ઉત્તમ બંધુ
પણ અહીં દરેકની પાસે પિસ્તોલ સહુ ગજવામાં
ને તું ... નહીં તારે પિસ્તોલ ... નહીં ગજવું ... નહીં જુઠ્ઠાણુ
અરક્ષિત તું.
આજ અને આ કાલ થકી અવ મુક્ત.
હવા
તવ પ્રાણ અને આ ઉત્તમ મારો અંશ લઈ
ગઈ ચાલી.
ઢળે ધ્વજો,
જગ-ખંડેરે
એ
એક ઘૂમતો આત્મા.
ડૂસકાંઓની ભારી અવ ભારતની સૌ નારી.

ચિતા જલી ઊઠી તારી,
જળ લઈ જશે તવ ભસ્મ દૂર,
તવ મૂઠ્ઠીભર ભસ્મ ચૂમશે ગંગાના જળ.

સૂર્ય
તને
જળઅંકેથી લઈ ઈશ્વરના અનંત હાથ મહીં મૂકશે
ત્યારે
તું
આ માનવલોક વિશે ઈશ્વરને કહીશ શું.
હવા મહીં વહી જશે વાત, ફરી સૌ ફરશે મ્હોરાં પ્હેરી
ઉત્સવ અહીં
ફરી
નાચગાન
ફરી
ઉછળતા અવાજ
આ ટોળાનાં અવાજ અહીં પડઘાતા:
હત્યારાને આશિષ દેતા સંતો નીરવપણે મૃત્યુને ભેટે.

આ
અંતિમ સ્વર સંવાદી
ગગન તણા એકાંતે ફરતો.
મારાં વૃક્ષોનાં ફૂલ ખરતાં.

મને ભેટવા આવે આ એકાંત,
વાયુમાં
વાદળ વાદળ વાદળ
પડતા
હાથીના દળ
લોક રહ્યું નાસી
આવો
જે
સંતે તમને ચાહ્યાં તેની વ્હારે આવો
આવે
ઊતરી આવે
મારા હાથ મહીં સુંદરતા - વીરતા.
મારા ને તારા હૈયાની વચ્ચે કયા પ્રવાહો વ્હેતા
જેને લઈ રક્ત વહ્યું
તવ જાણી મારું રક્ત બધું કળપી ઊઠયું.

વ્હેતા આ પવને
વેપારી, ગુન્હેગાર સહુ ભાત ભાતના લોકો
ઘર ભણી ધકકેલાતા
પવન બૂઝવશે જવાળાઓને;
હળવી ભસ્મ લઈ જશે.
વ્હેશે શાંતિના આગારેથી તેં જે આંસુ રાખ્યા'તા
તે
વ્હેશે
કહેશે પ્રભુ :
"માનવ તો પશુ, પુત્ર આપણ તો ઘણું મથ્યા.
છો કરતા ફાવે તેમ
ભલે અટવાય ધૂમ્મસે અંધાધૂંધી મહીં જેથી

આ સાગર ઊકળે જેથી
આવે - જાય જાય અને આવે સહુ.
જો
મારા મહાલયેથી જો
કાતીલ ધમસાણ
ફરી આરંભે જવું જરૂરી
ત્યાં લગ હું ય આંખ દઉં વીંચી

મેં જ કરેલી આજ્ઞા એથી
કે તું હિસાથી છો ભાંગી પડનો,
નહીં અવ તારે માનવની નહીં વધુ કરવી સેવા,
મારા શ્વાસ મહીં તું મેળવ તારા છેલ્લા શ્વાસ
ફરી
જ્યારે માનવ કરશે સાદ
ખોલશું આપણ ત્યારે આંખ."

પવન વેરતો ઈશ્વરના આ શબ્દોને
સહસ્ર અગ્નિ જીહ્વામાં ને
સંત તમારા
પ્રાચીન અસ્થિઓની ભસ્મ મહીં ખીલતા હજારો ગુલ્મોમાં.
☐

[ ૧ ]
હળ્યે હોલિયે
રાત જાગતી : દીવો
હમણાં સૂતો.

[ ૨ ]
ત્રણ ઈંટમાં
બાંધ્યો અગ્નિ ! ઉપર
ઊકળે પાણી.

દ્વિદલ ☐ મનસુખ વાઘેલા

પૃથ્વી છંદ

અંગ્રેજી કવિતાના સંપર્કમાં આવ્યા પછી આપણા કવિઓ બ્લૅન્ક વર્સ જેવા અગેય વૃત્તની શોધમાં હતા. પ્રૉ. બલવંતરાય ઠાકોરે અગેય વૃત્ત માટે પૃથ્વીને યોગ્ય ગણ્યો અને એ છંદમાં સંખ્યાબંધ કાવ્યો રચી એ સિદ્ધ કરી બતાવ્યું કે કાવ્યને અનુરૂપ એવા તમામ ભાવોને વ્યકત કરવા માટે પૃથ્વી છંદ સમર્થ છે.

શરૂ શરૂમાં તો પૃથ્વી છંદનો માત્ર કાવ્યમાં જ ઉપયોગ થતો. બ્લૅન્ક વર્સની જેમ પૃથ્વી છંદ નાટકોમાં કે સંવાદકાવ્યોમાં પ્રયોજી શકાય તે માટેની શકયતાઓને ધીમે ધીમે અવકાશ મળવા માંડયો છે.

પૃથ્વી છંદનો સંવાદ કાવ્યમાં કદાચ સૌપ્રથમ પ્રયોગ ૧૯૩૩માં દુર્ગેશ શુક્લે કર્યો છે. એમનાં ‘ ઉર્વશી અને યાત્રી ’ કાવ્યસંગ્રહમાં ‘ ઉર્વશી ’ કાવ્ય વાંચતા એટલી પ્રતીતિ થાય છે કે પૃથ્વી છંદ ભાવાનુકૂળ બની શકે છે અને સંવાદમાં પણ કામયાબ નીવડે છે. હજી એના વિશેષ પ્રયોગો થવા જરૂરી છે.

‘ પૃથ્વીવૃત્તિય નાટિકા ’ ઉર્વશી ત્રણ અંકમાં રચાયેલી છે. તેના બીજા અંકમાં પુરુરવા અને ઉર્વશી વચ્ચે પૃથ્વી છંદમાં સંવાદ છે :

પુરુરવા : પ્રિય, પ્રિયતમે,
ઉર્વશી : અમીવચન મિષ્ટ કેવા અહા !
પુરુરવા : કહે, ખડક સાથ નાવ મુજ લાંગરું, કે વિના
 વિલંબ, પ્રિય આવશે તું મુજ સાથ પૃથ્વી પટે ?
ઉર્વશી : અરે ! વિધિ !
પુરુરવા : વિષાદપૂર્ણ કયમ ચિત્ત ત્હારું, પ્રિયે ?

ઉમાશંકરે ૧૯૫૧માં લખેલા ‘ નિમંત્રણ ’માં પૃથ્વીનો સંવાદમાં વિનિયોગ કર્યો છે :

આમ્રપાલી : અરે નહીં, નહીં ! ન વાત મુખથી વદો એહવી !
શ્રેષ્ઠિ : ભલે ! દસ સહસ્ર લે ગણી તું !
બીજો : આમ્રપાલી, રખે
 મળ્યું રમતમાં ખુએ મમતમાં !
આમ્રપાલી : ન રે !
શ્રેષ્ઠિ : શું, નહીં ?

ઉપર્યુક્ત બંને સંવાદો વાંચ્યા પછી લાગશે કે પૃથ્વી છંદ સૉનેટની અને કંઈક દીર્ઘ કહી શકાય તેવી કાવ્યરચનાઓમાં જ મર્યાદિત રહેવા સર્જાયો નથી. પૃથ્વીનો ઉપયોગ ચિન્તન

કાવ્યોમાં થઈ શકે એવું પણ નથી. દુર્ગેશ શુક્લે અને ઉમાશંકરે પૃથ્વીના નવીન પ્રયોગ દ્વારા એની ક્ષમતા દર્શાવી આપી છે.

પૃથ્વીની એક બીજી વિશિષ્ટતા બલવંતરાય ઠાકોરના 'એક તૂટેલી ડાળ' કાવ્યમાં જોવા મળે છે. પ્રૉ. ઠાકોર અગેયતાના હિમાયતી હતા અને અગેય કાવ્યરચનામાં એમણે પૃથ્વીનો બહોળો ઉપયોગ કર્યો છે. છતાં એમણે નીચેની પંક્તિઓમાં પૃથ્વી–અભ્યસ્ત પૃથ્વી પાસે ગેયતાનું કામ લીધું છે:

પડ્યૂં શ્રવણ નામ, ગર્વભરિ ડોક ઊંચી કરે,
તિહાં ઝટ થઇ સવાર હસિ ફેરવી ઘોડલી;
કરી તિલક ભાલ, વરમાલ કંઠ આરોપિ તે
સ્વિકારિ જરિ નાચતી, સખીનયન રાચતી,–
વિયોગ ન કળાવતી થઇ અલોપ એ ઘોડલી

આ પંક્તિઓની બંને બાજુ શિખરિણી છંદ છે. શિખરિણીના વાતાવરણના પ્રભાવમાંથી કવિ સહેજ પણ ખચકાયા વિના 'પૃથ્વી'માં સરી પડે છે. છેલ્લી બે પંક્તિમાં આવતા આંતરપ્રાસો કોઈ ગીતના અંતરાની સંગીતાત્મકતા સ્થાપિત કરે છે.

આવી વિવિધ ક્ષમતા ધરાવતો પૃથ્વી છંદ વર્તમાનયુગની શોધ નથી. એનો ઉપયોગ સંસ્કૃત સાહિત્યમાં પણ થયો છે. બલવંતરાય ઠાકોર પહેલાં મણિલાલ નભુભાઈ વગેરે કવિઓએ એને સમર્થ રીતે યોજ્યો છે. સુન્દરમે 'અર્વાચીન કવિતા'માં કહ્યું છે કે, "'પૃથ્વી' છંદ નવી 'વિચારપ્રધાન' કવિતામાં 'બ્લૅન્ક વર્સ'ની નજીકમાં નજીક આવતા પદ્ય તરીકે બલવંતરાયથી પુરસ્કારાવા લાગ્યો તે છંદ મણિલાલે એ જ સામર્થ્ય અને પ્રૌઢિથી વાપર્યો છે."

પ્રૉ. ઠાકોર પૃથ્વી છંદના પાલક પિતા છે. એનું જતન કરવાનું અને તેની અનેકવિધ શક્યતાઓને વિકસાવવાનું કાર્ય તેમણે ઉત્તમ રીતે કર્યું છે. પ્રૉ. ઠાકોરના રૂડા પ્રતાપે જ કાવ્યમાં નહિવત્ વપરાતો પૃથ્વી છંદ અસંખ્ય કાવ્યોનું વાહન બન્યો એમ કહી શકાય.

ચન્દ્રવદન મહેતાએ 'રતન' કથાકાવ્યમાં પૃથ્વીની ૧૯૩૩ પંક્તિઓ રચી સુદીર્ઘ કાવ્યમાં સફળતાપૂર્વક એનો ઉપયોગ થઈ શકે છે તે સિદ્ધ કરી આપ્યું છે.

આ પૃથ્વી છંદનું લગાત્મક સ્વરૂપ આ પ્રમાણે છે:

લગા લલલગા લગા લલલગા લગા ગાલગા

પ્રૉ. ઠાકોર અને રામનારાયણ પાઠક દૃઢપણે માને છે કે પૃથ્વી છંદમાં મધ્ય યતિ જરૂરી નથી. કેશવલાલ ધ્રુવ પણ માને છે કે પૃથ્વી છંદમાં આઠમે અક્ષરે યતિ

અનાવશ્યક ગણાય. પણ પૃથ્વીમાં આઠમે અક્ષરે લયના પલટાને યોગે યતિ છે એમ નરસિંહરાવ માને છે.

રણછોડરાય ઉદયરામ 'રણપિંગળ'માં પૃથ્વી છંદને સયતિક ગણાવે છે. પૃથ્વીનો લગાત્મક ન્યાસ જોઈએ તો એમાં બેથી વધારે ગુરુ અથવા ત્રણથી વધારે લઘુ સાથે આવતા નથી. આ સ્થિતિમાં યતિની આવશ્યકતા લાગતી નથી.

વિવિધ ભાવને વ્યક્ત કરવા કવિઓએ પૃથ્વી છંદને કેવી રીતે યોજ્યો છે તેની વિગતે ચર્ચા ન કરતાં કેટલાંક દૃષ્ટાંતો જોઈએ:

પરીગણ ન, ટ્રામકાર દિનરાત અહીં તહીં ઘૂમે (નિરંજન ભગત)

આ પૃથ્વી છંદ છે. અક્ષરો ગણીશું તો ભ્રમમાં પડીશું. ૧૯ અક્ષરનો પૃથ્વી છંદ હોતો હશે? અહીં છંદોભંગ છે; સહેતુક છે, સાર્થક છે. દોડાદોડ કરતી ટ્રામકારથી જે વેગ અને કર્કશતા ઊભાં થાય છે તેનો ખ્યાલ આપવા જ જાણે છંદોભંગ થયો છે.

અરે ક હમણાંનું આ હૃદયને થયું છે જ શું? (સુન્દરમ્)

આ પંક્તિમાં કવિ આશ્ચર્યના ઉદ્ગારને એની સહજતા સાથે પ્રગટ કરવા ભાષા-ને કેવો મીઠો મરોડ આપે છે!

શેખાદમ આબુવાલાએ પૃથ્વી છંદમાં એક ગઝલ લખી છે. એનો એક શેર જોઈએ:

ચલો સહચરો! સહે ચલનની મઝા માણીએ!
દિલે દિલ મિલાવવા દિલથી બૂમ પાડી હતી!

શબ્દસંયોજન, શબ્દ છટા કે આરૂઢ ભાષાની દૃષ્ટિએ બ. ક. ઠાકોરની પંક્તિ:

અહો ઉટજઝુંડ કુંજડુબ શાંત આ ગોકુલ!

પૃથ્વી છંદનું નવું પરિમાણ દર્શાવે છે.

ચહું જ ઉઘરાવવા મરણ એક હફ્તા વડે;
બિડાય ભવચોપડો, કરજમાં ન કાંધાં ખપે. (ચુનીલાલ મડિયા)

પૃથ્વીની સત્તર અક્ષરની નિશ્ચિત લગાત્મક સ્વરૂપઘટના હોવા છતાં કવિને પોતાના ભાવ સચોટ રીતે વ્યક્ત કરવામાં કેટલી સુવિધા છે! છંદ પોતે કાવ્ય નથી, એ તો સાધન છે. સત્તર અક્ષરના 'પૃથ્વી'માં પણ જો કવિ કવિ હોય તો કવિતાનું સ્વર્ગ રચી શકે છે.

**પૃથ્વીતિલક**: આ છંદના જનક બલવંતરાય ઠાકોર છે. તેનું સ્વરૂપ સમજાવતાં તેઓ જણાવે છે કે "પંક્તિ વચ્ચેના ત્રણ લઘુના ઠેકાણે છઓ રૂપનો; પણ—અર્થ સંવાદી લય જાળવીને— પૃથ્વીની પંક્તિમાં ગમે ત્યાં ત્રણ માત્રા ઉમેરવામાં આવે (લલલ, ગાલ,

લગા એમ ગમે તે રૂપની) અને એમ જે જે અતિ પૃથ્વી પંક્તિ થાય તે તે સર્વને પૃથ્વીતિલક નામ આપું છું." (મ્હારાં સૉનેટ, પૃ. ૫૬).

પ્રૉ. બ. ક. ઠાકોરે પૃથ્વી છંદમાં ગમે ત્યાં ત્રણ માત્રા ઉમેરવાનું કહ્યું છે પણ તેમણે મોટે ભાગે આઠમા અક્ષરે આવતા કોમળ યતિ પછી (રણછોડલાલ ઉદયરામ આવો યતિ સ્વીકારે છે; બ. ક. ઠાકોર અને રા. વિ. પાઠક નહીં) ત્રણ લઘુ અક્ષર ઉમેરી પૃથ્વી-તિલકનું આયોજન કર્યું છે.

પૃથ્વી છંદની લગાત્મક રચના એવી છે કે એક સામટા છ લઘુ આવવાથી પંક્તિમાં સંવાદ લાવવો મુશ્કેલ પડે છે. છતાં પ્રૉ. ઠાકોર ક્યાંક ક્યાંક આવી યોજના દ્વારા કવિતામાં ધારી ચોટ લાવી શકે છે. પૃથ્વી તિલકનું આવું એક ઉદાહરણ લઈએ :

ગયૂં તુજ જુવાનિજોમ, પ્રિયહૃદય ગાદલી યે ગઈ,
ગયાં પ્રિય સુતા સુતો, તડ તડ તુટિ ગૈ ઉમેદો બધી. (બ. ક. ઠાકોર)

રામનારાયણ પાઠક પૃથ્વીતિલકના આટલા દીર્ઘ સ્વરૂપ અંગે નોંધે છે કે "યતિ વિના આટલું વીસ અક્ષર જેટલું લંબાણ પંક્તિ ખમી શકે કે કેમ તે જોવાનું રહે છે. આ રીતે મને આમાં સુમેળ જણાતો નથી...અનેકને હાથે પ્રયોગો થતાં કંઈક નવો મેળ દેખાય તો કહી શકાય નહીં." (બૃહત્ પિંગલ, પૃ. ૨૬૩).

**અભ્યસ્ત પૃથ્વી** : પૃથ્વી છંદને મધ્યમાં યતિ નથી એવું બલવંતરાય ઠાકોર માનતા હતા છતાં આઠમા અક્ષર પછી યતિ હોય એમ માની પ્રથમ આઠ અક્ષરવાળા ખંડને બેવડાવી અભ્યસ્ત પૃથ્વી રચ્યો છે. ઉત્તર ખંડમાં આવતા નવ અક્ષરના લગાત્મક સ્વરૂપને બેવડાવવાથી પણ અભ્યસ્ત પૃથ્વી બને છે:

ભલે સજની, સંચરો,
ન નીર નયને ભરો,
કરો ચરણ સ્પર્શથી અવર દેશ કો' ઉજ્જવળો! (કરસનદાસ માણેક)

*　　　*　　　*

અયિ–, પરમ ગર્વિણી! પથ પ્રમાદનો તાણતી,
મૃદુલને રખે મારતી! (પતીલ)

દક્ષિણા-દિક્ □ સુન્દરમ્
( પ્રવાસમાંથી પાછા ફરતાં )

સૌન્દર્યનું સ્નાન હવે શરૂ થયું.

આ દક્ષિણા દિક્ – કશી દૂરદૂરની,
આવી હવે આ નયનો ભરંતી,
ઉચ્છ્વાસ એનો ઉરમાં સ્ફૂરંતી
આલિંગતી ગાઢ પીન-સ્તના શી.

ત્યાં દૂરદૂરે ક્ષિતિજે સજાવી એ
બેઠી – ત્યહીં ઓ ગિરિશૃંગમાળા
વેરાઈ એનાં નત-ઉન્નતાં મહા,
વિશાળ વક્ષ: –કુસુમે સુનીલ.

અને ત્યહીં વિસ્તરી આ રહ્યો પટ
હરિત્ ધરાનો; સુઘટ્ટ રાજિઓ
તાલી-તરુની, અણગણ્ય ઓ ઢળી,
શું મસ્તકો ગુંફિત કેશવંતાં
કો અપ્સરાનાં સુખમાં સજેલાં.

ને ક્ષેત્ર આ કૃષ્ટ-સુપુષ્ટ ધાન્યથી
સુવર્ણની જાજમ શાં, પદે પદે
રહી પ્રલંબાઈ સુચારુતા આ
આ નેત્રને ઉત્સવ બક્ષતી શો.

અખૂટ આ વિસ્તરતો જતો પટ
પ્રફુલ્લ, પૂર્યાં પ્રભુએ હતાં જે
પાંચાલીનાં ચીર અગણ્ય તે હા,
આવાં હશે શું–અભિરામ મોહક,
અદષ્ટથી ઊતરી અંગ રક્ષતાં?

ને શોધું મારો પછી કૃષ્ણ-દેવતા,
ક્યહીં ક્યહીં, દેવ, ખડા તમે, કહો.
આ વસ્ત્ર દીધાં–અવ હસ્ત આપો
સદાયનો જીવન – આર્તિહારક.

ઢળે જેને જ્યારે પ્રણય મધુરો ખીણ—ઉર ને
ગુલાબોથી ઢાંક્યો ગુપન થઈ જ્યારે વિરમતો,
હશે એને પાંખો નિજ ગગનમાં ઊડી ભમવા,
પુરાઈ વા માળે લઘુક વસતો, ત્યાં જ મરતો?

બને એનો ભેટો દ્યુતિરસિત એ પર્વત તણાં
મહા શૃંગે, ગર્વે છલકત, મહા મુક્તગતિ એ,
અરે શું ખીણો પે નફરતભરી દૃષ્ટિ ન કરે?
અરે શું એણે હા વિવશ થવું જંજીર ધરીને?

વળી શું કહેશો કે પ્રણય વસતો ખીણ મહીં તે
રહ્યો એ તો દાસ, ભ્રમરગતિ, ને શૃંગ પરનો
નિવાસી જે, એ તો અતિ અતિ રહ્યો શુષ્ક નારસ?
કહીશું કિંતુ કેવલ પ્રભુ જ છે દાસ, નૃપ એ,

પ્રભુ—એ પોતે હા પ્રણય, પ્રભુ છે બાલ, પ્રબળા
અમારી પ્રીત્યર્થે નિયમિત થયો દાસ બનવા,
પ્રભુ—એ પોતે હા ગરવ છલતો, મુક્ત, અમ સૌ
રહ્યો આત્મા કાજે નિરવધિ મહા જુલ્મી ઉચિત.

**કામદેવ ☐ શ્રી અરવિંદ ☐ સુન્દરમ્**

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪
[જુઓ રૂલ્સ નં. ૮]

| | |
|---|---|
| ૧ પ્રકાશનનું સ્થળ | : સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ - ૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯. |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૫. તંત્રીનું નામ | : સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : બનારસી ભવન, ૧૦ મો રસ્તો, ખાર, મુંબઈ - ૫૨. |
| ૬. જે વ્યકિતઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરો હોય તેમનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટએકટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ - ૧. |

હું, ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે, ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

પ્રકાશકની સહી: ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

# કવિતા

પસાર જન થૈ ગયાં ચરણનાં મૂકી ચિહ્નને,
કહો, કયમ મનાવવું હૃદય માહરા ખિન્નને!



વર્ષ ૩ : અંક ૪ : એપ્રિલ ૧૯૭૦
સળંગ અંક ૧૬
મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા
સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ:**
વરસમાં છ અંકો દર બે મહિને, આકટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**
દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું:**
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧

## My Grandmother ☐ Elizabeth Jennings

She kept an antique shop-or it kept her.
Among Apostle spoons and Bristol glass,
The faded silks, the heavy furniture,
She watched her own reflection in the bras.
Salvers and silver bowls, as if to prove
Polish was all, there was no need of love.

And I remember how I once refused
To go out with her, since I was afraid.
It was perhaps a wish not to be used
Like antique objects. Though she never s:
That she was hurt, I still could feel the g
Of that refusal, guessing how she felt.

Later, too frail to keep a shop, she put
All her best things in one long narrow
The place smelt old, of things too long kept
The smell of absences where shadows c(
That can't be polished. There was nothir
To give her own reflection back again.

And when she died I felt no grief at
Only the guilt of what I once refused
I walked into her room among the
Sideboards and cupboards-things she r
But needed; and no finger-marks wer
Only the new dust falling through tl



ી: સુરેશ દલાલ □ અંક ૧૭ □ જૂન ૧૯૭૦ □ એક રૂપિયો □ જન્મભૂમિ જૂથનું પ્રકાશ

હવે ફરવાનું બદલાઈ ગયું છે
આકાશ અને હરિયાળી સાથે મળેલા રંગની ઝાંય
મારા ઘરની ચીકણી જમીનની ઉપરથી
મારી આંખમાં ભરાઈ ગઈ છે.
હવે મારાં ટેબલ, ફૂલદાની, દીવાલો, આકાશ
મારી ચારે તરફ ફર્યા જ કરે છે.



અદ્વૈત □ ઉશનસ્

— અને હું આશ્લેષે લઈ લઉં તને મૌન થીજીને
સલજ્જાને, સામે અતડી ઊભીને વેગસભર,
અને ત્યાં અંધારું, ફૂંક ફરકી કે રાત્રિપ્રસર,
જતા હોલાઈ સૌ ઉડુ દ્યુતિકણો ને શશિયર,
લપેટાઈ જાતું લથપથ ઊભે અંગ તિમિર;
પ્રિયે, ચંપાતો જો સમય આમ બે વક્ષ વચમાં
ગયેલો આવી તે, અવ નહીં બચે, ચપ્પટ થઈ
દળાતો - ભીંસાતો; અનહદ હવે જો ક્ષણ થઈ
ખરી જાતો ક્યાંયે! ઉભય બિચ હાવાં કંઈ નહીં,
પથારીમાં થોડી હલચલ અને નષ્ટ સમય;
સમાધિ કેરી, આ નિબિડ ક્ષણમાં કાળવિલય;
ઊભેના રોમાંચે ગૂંથીલીધ જુદાઈતણું દ્રવ્ય;
હવે તારો—મારો અલગ નહીં કોઈ અવયવ,
પતંગુ છું તારે કુસુમદલ પોઢેલ અરવ.

## 'સર્ગ' વિશે ☐ મધુ કોઠારી

'સર્ગ'માં સંગ્રહાયેલી રચનાઓનું Random Sampling કરતાં જણાય છે કે, આગળ તરી આવતું તત્ત્વ એ વનસૃષ્ટિનું આલેખન છે. શ્રી જયંત પાઠક શૈશવના સંવેદનોને કાવ્યકલાની આધુનિક રીતિથી મૂર્ત કરી શક્યા છે—કેટલાંક કાવ્યોમાં તો આધુનિક કાવ્ય-કૌશલ અને વનપ્રદેશના ઘટકોનું Fusion રોમાંચક અનુભવ અર્પે છે. ઘણાંખરાં કાવ્યોનું ભાવન કવિમાં વ્યાપ્ત વન-સંપ્રજ્ઞાત પ્રત્યે અંગૂલિનિર્દેશ કરે છે. આથી ગૂર્જર કાવ્ય-પ્રદેશમાં એક નૂતન Poetic Phase ઉત્પન્ન થાય છે. 'સર્ગ'માં આપેલાં કાવ્યોમાં કોઈ પણ કાવ્ય લઈએ—પછી તે Traditional હોય કે Experimental હોય, 'ઓળખાણ' (પૃ૦ ૨) હોય કે 'અંધારું' (પૃ૦ ૨૩) હોય—કવિનું આંતર-જગત જે વનસૃષ્ટિના અધ્યાસોથી ખંચિત છે તે પ્રતિધ્વનિત થાય છે. વન કવિની રગેરગમાં વહેતું જણાય છે. કવિ જાણે વન બનીને ઘૂમે છે. પોતાનામાં રહેલી વનોન્મુખતા પ્રત્યે તેઓ સંપૂર્ણ સભાન છે. તેમનામાં તેનો પૂર્ણ આત્મવિશ્વાસ પણ છે. અભિમાનથી લૂઈ ૧૪માંની જેમ (I am a state) તેમનાથી પણ કહી દેવાય છે. (I am a tree—વૃક્ષો હું ... પૃ૦ ૭૨).

કેટલીક વખત એમની આ વનમય બની જવાની ક્રિયા પૂરી થતી હોય તેમ જણાતું નથી. આથી આવી તીવ્ર ઇચ્છા મધુર શબ્દ-પદાવલિમાં વ્યક્ત થઈ જાય છે:

> થાય: થાઉં ખીણ
> ઝરણ ને ઘાસ
> વન્ય પશુઓના ઊના શ્વાસ. (પૃ૦ ૨૪)

આ પંક્તિઓમાં કવિનું રહેલું Wishfull–Thinking જણાઈ આવે છે.

છતાં ય એમનાં વિવિધ સંવેદનો જોતાં સ્પષ્ટ થાય છે કે, તેઓ પોતે વનાભિમુખ થઈ ચૂક્યા છે. વનની ખીણ અને ઘાસ એમની પ્રિય કાવ્યસામગ્રી છે. વનના પરિવેશ-માંથી એમનાં સંવેદનો કાવ્યરૂપ ધરીને આવશે. આવાં સંવેદનોનું ઉદ્‌ગમસ્થાન તો ખીણ છે:

> 'ખીણ મારી સમણાંની આદિ સેજ'. (પૃ૦ ૨૪)

એવો તેઓ એકરાર કરે છે. પણ સ્વપ્ન હમેશાં સુંવાળાં અને સુખદ જ હોય એવું બનતું નથી.

> 'સમણે દીઠો સાપ .......' (પૃ૦ ૨૮)

એવું કહી કવિ પોતાનો ભયાવહ અનુભવ વર્ણવે છે. કવિ સાપનું ચિત્ર ખૂબ તાદૃશ રીતે આલેખે છે. કાવ્ય જોતાં જણાય છે કે, વનના ખોળે ઊછરેલી વ્યક્તિ જ આવું સૂક્ષ્માલેખન કરી શકે. આ કાવ્યની છેલ્લી પંક્તિઓ તપાસવા જેવી છે:

'સરે ભોણમાં
ખરે સુંવાળી ભીંતોમાંથી ભેજ,
જાગતાં જરા હૂંફાળી સેજ!' (પૃ૦ ૫૮)

કવિ જાગી જાય છે અને પથારીનો ખ્યાલ આવતાં રાહત અનુભવે છે. પણ સાપનું After–Image એટલું તીવ્ર છે કે, પથારી એમને સંપૂર્ણ રીતે તો હૂંફાળી લાગતી નથી. 'જરા' શબ્દ અહીં આમ ઘણો સૂચક છે.

કવિની વનોન્મુખતાએ એક લાભ કરી આપ્યો છે અને તે છે નવાં Imagesનો ઉદ્ભવ. બે Images જે તરત ધ્યાન ખેંચે છે તે છે: 'રીંછ' અને 'મધપૂડો'. આ બન્ને ઘટકો વનપ્રદેશનાં છે. અહીં કવિ તેમને નિપુણતાથી પોતાની કવિતામાં પ્રયોજે છે. પોતાના પરિવેશમાંથી Image શોધી લઈ સહજ રીતે કવિતામાં વણી લેવું એમાં જ કવિની કસોટી રહેલી છે. નવો પરિવેશ નવાં Images સ્વાભાવિક રીતે જ સુલભ કરી આપે છે. સાચો કવિ જેમ કોઈ વૈજ્ઞાનિક ચીપિયાથી સૂક્ષ્મ પદાર્થો પકડીને અન્વેષણ કરે છે, તેમ નવાં Image પકડી પાડી તેનામાં રહેલા કાવ્યબળને ચકાસી જોવા પ્રયત્ન કરે છે. આવા કાર્યમાં શ્રી જયંત પાઠક ઘણા સફળ થયા છે:

'(અંધારું) રીંછ બનીને ઊંચેરા
તાડે તાડી પીવા ચડે' (પૃ૦ ૩૭)

જેવી પંક્તિઓમાં કે જ્યારે પોતે એમ કહે છે કે, તેઓ અંધકારના આદિમ વનથી આવ્યા છે અને જ્યારે તેઓ આ સંદર્ભમાં આગળ કહે છે:

'છાતી ઉપર કાન મૂકીને સાંભળશો તો
ફરતું મળશે
ભૂખરું છાંકોટા કરતું મળશે
કાળું કાળું રીંછ' (પૃ૦ ૩૭)

ત્યારે 'રીંછ'નું Image કેટલી બધી સરળતાથી પ્રયોજાયું છે તેનો ખ્યાલ આવે છે. આ જ રીતે 'મધપૂડા'ના Imagesનો પણ તેઓ સંકુલપણે ઉપયોગ કરે છે. મધરાતની મંથરતા કેવી સુભગ રીતે 'મધપૂડા'ના Image દ્વારા વ્યક્ત કરી છે!

ટપ ટપ ટપકે રૂડો
મધરાત તણો મધપૂડો. (પૃ૦ ૬૯)

મૃત્યુ જેવી ગંભીર ઘટનાને પણ 'મધપૂડા'માં મૂકી તેઓ કેવી મિષ્ટતા આપે છે. મરકતાં મરકતાં તેઓ કહે છે:

મૃત્યુ એટલે મધમાખી
મૂંગી મૂંગી જે રચે મધપૂડો (પૃ૦ ૬૯)

કવિની બીજી સિદ્ધિ તે વનનાં તત્ત્વો જેની સાથેનું આપણું Conditioning ડર ઉત્પન્ન કરે છે, તે તત્ત્વો સાથે Re-conditioning કરીને તે ડર દૂર કરવાનું છે. કવિની કવિતા વાંચતાં પહેલાં જે તત્ત્વો ડરામણાં લાગે છે તે કવિતા વાંચ્યા પછી લાગતાં નથી અને પ્રીતિકર લાગવા માંડે છે. 'રીંછ' (પૃ૦ ૭૫) વિષે પોતે જે કહે છે કે સૂરજ ક્યારે ઊગશે કે જેથી રીંછ દ્વારા ગૂફા બહાર ન નીકળી શકાય અને રીંછ ડરાવી ન શકે. પણ ધીમે ધીમે Re-conditioning થાય છે. એ જ રીંછ હવે કવિને અને ભાવકને કાવ્યાનંદ આપે છે. એટલે સુધી પરિવર્તન થાય છે કે કવિને રીંછ બનવાનું મન થાય છે:

'થતું : રીંછ જેમ પડું આળોટી' (પૃ૦ ૨૪)

'વાઘ' થી ડરતો ભાવક હવે વાઘને નવી દૃષ્ટિએ નિહાળે છે. તે ચંદ્રમાનો પ્રકાશ વાઘની આંખમાં જોવા ટેવાય છે:

'(ચાંદ) ઝાડીમાંથી કાઢે ડોક,
વાઘ આંખમાં લે આલોક.' (પૃ૦ ૨૦)

આવી Re-conditioningની ક્રિયા વારંવાર શ્રી જયંત પાઠકની કવિતામાં થતી જોવા મળે છે.

એ જ રીતે વિવેચકને ઘડી મૂંઝવે તેવી બીજી condensationની ક્રિયા પણ જોવા મળે છે. કવિતામાં જેમ Imageનું કે Symbolનું સ્થાન છે, તેમ આ Condensation(સંઘટ્ટીકરણ)નું પણ સ્થાન હોવું જોઈએ એમ લાગે છે. સંઘટ્ટીકરણ એટલે બે જુદી સંસ્કૃતિ કે પરિવેશની સામગ્રીનો કાવ્યમાં સર્જનાત્મક રીતે વિનિયોગ. નીચેનાં ઉદાહરણો ઉપરથી આ સ્પષ્ટ થશે:

'પેટ ભરેલું પાણી ખખડે
બળી ગયેલા કાગળ જેવું બરડ.'

'પવનના પ્રવચનને ડોક હલાવી ચગાવતાં વૃક્ષો' (પૃ૦ ૭૨)

ઊંટના ઉદરનું પાણી, કે પવન એ સામાન્ય રીતે ગ્રામીણ સંસ્કૃતિનાં ઘટકો છે જેમને 'કાગળ' અને 'પ્રવચન' જેવાં આધુનિક સંસ્કૃતિઘટકો સાથે સંઘટ્ટીત કર્યાં છે.

મનોવૈજ્ઞાનિક રીતે જોતાં બાળપણના અનુભવો સમગ્ર જીવનને અસર કરે છે. કવિ જેવી વ્યકિતને તો બાળપણના અનુભવો ક્ષણે ક્ષણે સ્પંદિત કરે છે. અહીં વનપ્રદેશના શૈશવની ઝલક આપણને અભિનવ રીતે પ્રાપ્ત થાય છે. Ezra Pound રોબર્ટ ફ્રોસ્ટની કવિતા વિષે કહે છે: 'I know more of farm life than I did before I had read his poems. That means I know more of life'. 'સર્ગ' એટલે Lifeની નવી સમજ.

## ક્રેઈન □ સ્નેહરશ્મિ

એ નવી ક્રેઈનને જોતાં
મને લાગ્યું કે
હિમાલયને તો એનાં બધાંય
શિખરો સહિત સમૂળ ઉપાડી
રોપી શકે એ સહરાના રણમાં
ને નવપલ્લવિત બની જાય સહરા.
તો વળી પ્રશાન્ત મહાસાગરમાંથી
ઉપાડી એકાદ કટકો
સૂકા વેરાન ચંદ્રને પણ
કરી શકે એ લીલોછમ.

મારા આ મનોરથો
આકાર લઈ રહ્યા હતા ત્યાં
યાદ આવી મને તે ત્રિપુટી –
સ્ટૅલિન, મુસોલિની, હિટલર
યાદ આવ્યા મને
એમના આત્મા પરના પ્રચંડ ઓથાર,
એ ઓથારને ઉપાડી લઈ
આ ક્રેઈન એમને
હળવા ફૂલ નહિ કરી શકે?
ત્યાં કોક અંદરથી બોલ્યું :
"બીજાના ઓથારની
આટલી બધી ચિન્તા છે
તો તારી જાતને હળવી ફૂલ કરી લે ને!"
'ઓહો! એમાં શું?'
બોલતાં ફંગોળ્યું મેં મારા 'હું' ને
ક્રેઈનના આંકડા ઉપર –
ને 'હું' નું અનુસ્વાર
એ આંકડાને સ્પર્શે ન સ્પર્શે ત્યાં તો
પ્રચંડ કડકડાટ સાથે
ડગમગવા લાગી ક્રેઈન.

રમૂજભરી આંખે
પોતાના ભાર નીચેથી
જોઈ રહી પેલી ત્રિપુટી
મારી મુખમુદ્રાને
ને મંડયા એમના આત્મા પરના ઓથાર
વિસ્તારવા એમનાં મૂળ
અતિક્રમી પૃથ્વીને
ચંદ્ર, મંગળ ને સૂર્યમંડળની ય
પેલી પાર.

## નવું પરોઢ ☐ સ્નેહરશ્મિ

કાળા ડાયલ પરના
આગિયા જેવા આંકડાઓ પૈકી
૧૨ને વટાવી ગયેલા
કલાક ને મિનિટના
રેડિયમ કાંટા.

પાસેના ટાવરમાં
એકનો ટકોરો.
બંધ થતી સામેના
રેસ્ટોરાંની બત્તી,
થોડેક દૂર સૂતેલા
ઘાટીએ પડખું બદલતાં
ધીમાં પડેલાં તેનાં નસ્કોરાં.

બેના ટકોરા
કતલખાનામાંથી આવતી
ભરેલી ટ્રકોની કતાર સાથે
ટકરાઈ ઢોળાઈ જતાં
સ્થિર થવા મથતી
નિયોન ચાંદની.

૩ને આંકડે
ઘડીક થંભી
૪ તરફ ખસતો
કલાકનો મંદ તેજ કાંટો,
તંદ્રિત પોપચે
પરોઢની તાજગીનું,
હેરિયાં લેતું સોણું –
કૂકડાનું કૂક રે ...... કૂક ......
ઘમ્મરવલોણાની ઘમ્મક
તાંસળીમાં ઝીલાતી
દૂધની સેર –
"બાબુજી, દૂધ!"
આઘાત સાથે ઊઘડી જતી
અનિદ્રાશ્રમે થાકેલી આંખ
સરી જતી તંદ્રા –
ઊઘડેલા રેસ્ટોરાંમાં
નિયૉન લાઈટથી ભૂંસાતા
ચહેરાઓની હેરફેર –
અને નવું પરોઢ.

## તમે ક્યાંથી જાણો? □ જયન્ત પાઠક

તમે ક્યાંથી જાણો–સતત મઝધારે સલિલની
શીળી ગોદે ખેલો મછલી સમ તે, ઓટ વખતે
સરી આઘે જાતાં જળ પૂંઠળ જાવા તલસતા
કિનારાની તાણો ? !

તમે ક્યાંથી જાણો–ખળ ખળ વહેતાં ઝરણ શાં
પથે જે આવ્યા તે ઘડીક કરતાં આર્દ્ર ઉપલો
વહી જાતાં દેખી નિજની જડતામાં ઝૂરી ઝૂરી
રુવે જે પાષાણો ? !

તમે ક્યાંથી જાણો–નિજ સકલ રંગોથી નભને
ઘડી શોભાવીને વિલીન બનતાં મેઘધનુ શાં;
પછી સંભારીને વળી વળી ઝૂકી આભ પડતું
હજારો ધારામાં રડી રડી નિચોવી નીર બધું
ખુટાડે છે પ્રાણો ? !

તમે ક્યાંથી જાણો–ઉરધડક ત્રાકે ઋજુ ચઢી
વણાતું'તું કેવું વસન રૂડું બે તંતુ મળીને–
(અહો જો એ પૂરું પટ થઈ શક્યું હોત, તમને
પહેરાવીને મેં મુખ ચૂમી લીધું હોત મીઠડું!)
પરંતુ ખેંચાતાં વિષમ દિશ વ્રેહે પટ-તણો
તૂટે તાણોવાણો
તમે ક્યાંથી જાણો ? !

□

તરણા ઓથે ડુંગર છે
મારી ઓથે ભીતર છે.

ભ્રમણાની દીવાલો છે
ને દીવાલોનું ઘર છે.

હું છું ને પડછાયો છે
એ બેમાં પણ અંતર છે.
છલના તો આંખોની છે
પણ દિલનો થોડો ડર છે.

બે થડકારા વચ્ચે છે
એ પોલાદી પથ્થર છે.

**ઓથે □ ચિનુ મોદી**

## ત્રણ કાવ્યો □ કિરાત વકીલ

વાદળોના આવનજાવનથી શું થાય છે
એની જાણ માત્ર આકાશને હોય છે;
વૃક્ષ ઊખડી જાય છે પછી શું
એ તો માત્ર ધરતી જાણે;
બાજુના મકાનને તો
વૃક્ષ પડ્યું એટલી જ ખબર હોય છે.

તારું આવવું અને જવું એટલે શું ?

શબ્દનો પડછાયો પણ ન હોય
ત્યારે
આપણી એકાન્તની ક્ષણોને પૂછી લેજે !

□

ઘડિયાળેથી
ખરી ગયેલી પળને પાછી
કાળા કાળા આંકાઓની વચ્ચે જો હું મૂકી શકું તો–
ડૂબી ગયેલો સૂરજ પાછો
ડાળ ઉપર એક ફૂલ થઈને ખીલવા લાગે :
વહી ગયેલા ઝરણાંઓને પર્વત પાછા
હથેળીઓમાં ઝીલવા લાગે
શમી ગયેલા પડછાયાઓ
ચંદ્ર કિરણના તડકામાં અહીં તરવા લાગે.
ઝરી ગયેલા મીણની પાછી
મીણબત્તીઓ સળગે,–
ખરી ગયેલી પળને પાછી
મૂકી શકું તું તો !

□

સૂમસામ આ મેદાનોમાં
સમી સાંજના સૂકા સૂકા
પડછાયા આળોટે.
પડછાયાને પહેરી
હમણાં
અહીં ભટકશે
સૂનું સૂનું પ્રેત રાતનું :
ભયના માર્યા
છળી ઊઠેલાં તમરાંઓ
ને અવાક્ વૃક્ષો ...

## મંજરી પરિણય–આમ્રમંજરીનું ગીત □ ધર્મવીર ભારતી □ મુરલી ઠાકુર

યદિ જો હું કદી કદી ચરમ સાક્ષાત્કારની ક્ષણોમાં
બિલકુલ જડ અને નિસ્પન્દ થઈ જાઉં છું
એનો મર્મ તમે સમજતા કેમ નથી શામળા.

તમારી જન્મજન્માન્તરની રહસ્યમય લીલાની એકાન્તસંગિની હું

આવી ક્ષણોમાં અકસ્માત
તમારાથી પૃથક નથી થઈ જતી મારા પ્રાણ,
તમે એટલું પણ કેમ સમજી શકતા નથી કે લજ્જા
કેવળ દેહની નથી હોતી
મનની પણ હોય છે.

એક મધુર ભય,
એક અજ્ઞાત સંશય,
એક આગ્રહભર્યું ગોપન,
એક નિર્વ્યાખ્ય વેદના; ઉદાસી
જે મને વારંવાર ચરમ સુખની ક્ષણોમાં પણ વિવશ કરી દે છે.

ભય, સંશય, ગોપન, ઉદાસી
આ બધી ધૃષ્ટ, માથાભારે સાહેલીઓની જેમ
મને ઘેરી વળે છે.

અને હું કેટકેટલી ઇચ્છા છતાં તમારી પાસ ઠીક એ સમયે જ
નથી પહોંચી શકતી જ્યારે આમ્રમંજરીઓની નીચે
આપની બંસીમાં મારું નામ ભરી તમે બોલાવો છો.
તે દિવસે તમે પેલા મોરભર્યા આમ્રની
ઝૂકી ડાળીઓ પર લળી કેટલીવાર સુધી બંસી દ્વારા બોલાવી રહ્યા'તા!

ઢળતા સૂરજનાં ઉદાસ કંપતાં કિરણોએ
તમારા શિર પરના મોરપિચ્છની
વિવશ વિદાય માગવા માંડી-
છતાં હું ન આવી.

ગાયો થોડીક પળ તમને પોતાની ભોળી આંખોએ
મોં ઉચું કરી નિહાળતી રહી અને પછી

ધીરે ધીરે નંદગામની પગદંડી પર
વિના તમ પોતે એકલી જ વળી ગઈ
(પણ) હું ન આવી.
યમુના ઘાટ પર
માછીઓએ પોતાની નાવો બાંધી દીધી
અને ખભા પર સુકાન મૂકી ચાલ્યા ગયા -
પણ હું નહીં આવી.

તમે બંસીને હોઠથી અળગી કરી દીધી હતી.
અને ઉદાસ, મૌન, તમે આમ્રવૃક્ષના થડને ટેકે બેસી ગયા હતા
હું ન આવી, ન આવી, તે ન જ આવી.
તમે આખરે ઊઠયા
એક ઝૂકેલી ડાળ પર ખીલેલ એ મંજરી તમે તોડી -
અને ધીરે ધીરે ચાલતા થયા.
અન્યમના તમારા પાય પગદંડી પર ચાલી રહ્યા હતા
પણ જાણો છો તમારી અજાણતાં (પણ) તમારી આંગળીઓ શું કરી રહી હતી?

એ પેલી આમ્રમંજરીના ચૂરેચૂરા કરી
શ્યામલ વનઘાસમાં પડેલી સેંથીથી ઊજળી પગદંડી પર વેરાતી જતી હતી...

આ તમે શું કર્યું પ્રિય,
શું અજાણતાં પણ તમે
પેલી આમ્રમંજરીથી મારી કુંવારી ઊજળી પવિત્ર સેંથી ભરી રહ્યા હતા, શ્યામ?

પણ મને જુઓ તો હું એ વેળાએ પણ શિશ નમાવી
એ અલૌકિક સોહાગથી પ્રદીપ્ત બની
શિર પર પાલવ ઢાંકી
ઝૂકી તમારી ચરણરજ લઈ
તમને પ્રણામ કરવા -
ન આવી, ન આવી, ન જ આવી.

પણ મારા પ્રાણ
એ કેમ ભૂલી જાવ છો કે હું એ જ
બાવરી છોકરી છું જે - કદંબ નીચે બેસી
જ્યારે તમે 'પોઈ' ની જંગલી લતાનાં પક્વ ફળોને
તોડી, મસળી - એની લાલિમાથી મારાં ચરણોને
અળતો લગાડવા પોતાના ખોળામાં રાખો છો
ત્યારે હું તો લજ્જાથી ધનુષ્યની જેમ બેવડ વળી જાઉં છું
અને મારા પગ બળપૂર્વક સંકેલી લઉં છું
મારા બન્ને બાહુઓમાં મારાં ઘૂંટણ દબાવી
મોં ફેરવી નિશ્ચલ બેસી જાઉં છું
પણ સાંજે જ્યારે ઘેર આવું છું ત્યારે
નિર્જન એકાન્તમાં દીવડાના મંદ પ્રકાશમાં
મારાં એ જ ચરણોને
અપલક નિહાળી રહું છું
બાવરીશી એની સાથે પ્રેમ કરું છું.
જલ્દી જલ્દી હું આછેરી એ અળતાની રેખાઓને
ચારે કોરથી નિહાળી ધીમેથી
ચૂમી લઉં છું.

રાત ઘેરાતી જાય છે
ને તમે ચાલ્યા ગયા છો
અને હું કેટલી ય વાર હાથથી
એ જ આમ્રડાળને વળગી ચૂપચાપ રોતી રહું છું
જેને અઢેલી તમે મારી પ્રતીક્ષા કરતા'તા.

અને પાછી વળી રહી છું
હતાશ, ને નિષ્ફલ
અને આ આમ્રના તૂટેલા મોરના કણ કણ
મારા પગમાં બૂરી રીતે ખૂંચે છે.

પણ તમને તે આ કોણ કહે શ્યામ
કે મોડી મોડી પણ

તમારો પુકાર સૂણી આવી તો ગઈ
અને સેંથીથી ઊજળી પગદંડી પર વિખરાયેલ
એ મંજરી-કણ પણ જે મારાં ચરણોને વાગે છે તો
એ કારણે પણ કેટલો લાંબો માર્ગ
કેટલી જલ્દી પાર કરી મારે આવવું પડ્યું છે
અને આ કાંટા તથા કંકરોથી
મારા પગ પર કેવા ઉઝરડા પડ્યા છે :

આમ કેમ કરી કહું તમને
કે ચરમ સાક્ષાત્કારની આ અદ્‌ભુત ક્ષણ પણ
જે કદી કદી મારા હાથથી સરી જાય છે.
તમારી મર્મ પુકાર જે હું ક્યાંક ક્યાંક નથી સૂણી શકતી
તમારા મિલનનો અર્થ જો નથી સમજી શકતી
તો મારા શ્યામ, લજ્જા મનની પણ હોય છે.

એક અજ્ઞાત ભય,
અપરિચિત સંશય,
આગ્રહભર્યું ગોપન,
અને સુખની ક્ષણોમાં
પણ ઘેરી વળતી નિર્વ્યાખ્યા ઉદાસી -

તો ય એને ચીરીને
મોડી મોડી ય આવીશ પ્રાણ
તો શું તમે મને તમારી લાંબી
ચંદન - ભૂજાઓમાં ભીંસી મૂર્છિત નહીં કરી દો ?

'કનુપ્રિયા'માંથી ]



एक अभिशाप्त वृक्ष ☐ ग्रेगोर लिकोव ☐ मंगळ राठोड

(બલ્ગેરિયન કવિતા)

ઓ જાગ્રત વૃક્ષ!
તું નિદ્રા છે અંતહીન.
લીલા મગ જેવો તારો માંડવો.
રજત છાલ તારી.
તું પ્રશાંત, આચ્છાદિત અને ટટ્ટાર.
જાણે કે કોઈ તીર વીંધી રહ્યું ન હોય આકાશને!
તારા ચહેરા પર નથી મહોરા
તારું હરેક પર્ણ છે એક ચમકતી વાળી.
તું ખતરાની ઘંટડી છે.
તું બદ્ધ છે એક અનંત કંપનમાં.
તું છે ખેંચાયેલી તંગ પ્રત્યંચા -
આકાશગંગાને ભેદવા તત્પર.
આકાશમાં બાંધવામાં આવેલું એરિયલ તું.
સંસારના મેલા જળ પર ઊગેલી શેવાળ તું.
તું અંતરિક્ષના ધ્વનિઓને,
પોતાની ભુજાઓમાં જકડી લે છે.
આ બધું શક્ય છે તારા માટે,
કારણ કે,
તું બદ્ધ છે, એક જ જગ્યાએ છે સ્થિર!

☐

જાપાનીઝ કવિતા

દેડકાંને મારી નાખ્યો;
ગોળાકારે
ભૂલકાંઓ ટોળે વળ્યાં
ઊંચા કરી કરી હાથ.
એકસાથે
નિર્દોષ નઠારા હાથ ઊંચા કર્યા.
ચંદ્ર ત્યાં તો દશ્યમાન.
શિખર પર ઊભો રહ્યો માનવ.
હેટની હેઠળ એનું ઢંકાયેલું મુખ.

દેડકાનું મોત ☐ સાકુતારો હાગીવારા

બે ચીની કાવ્યો ☐ લિ–પો ☐ ગુલાબદાસ બ્રોકર

હે સુંદરી, તું જ્યારે મારી પાસે હતી
ત્યારે
ઘરને હું પુષ્પોથી શણગારી દેતો.
હે સુંદરી, હવે તું ચાલી ગઈ છો
ત્યારે
ઘરમાં ખાલી ખાલી લાગતો
પલંગ માત્ર પડ્યો છે.
હું ઊંઘી શકતો નથી.
તારા જવાને ત્રણ વર્ષ વીતી ગયાં છે.
તારી પાછળ રહી ગયેલી સૌરભ
હજીય મને વીંટી વળે છે.
તું ક્યાં છે, પ્રિયતમે ?
હું નિશ્વાસ મૂકું છું
ને વૃક્ષોની
શાખાઓમાંથી પીળાં પર્ણો ખરી પડે છે.
હું રડું છું
ને પીળી પડી ગયેલી શેવાળ ઉપર
સફેદ સફેદ રંગની ઝાકળ ઝળકી ઊઠે છે.



મારું કાવ્ય સમાપ્ત થયું છે.
હું હસું છું
મારો આનંદ ઉદધિ કરતાં યે ઊંડેરો છે.
અરે ! અમર્ત્ય કવિતા !
ચું - પિંગનાં કાવ્યો તો
સૂર્ય અને ચંદ્ર જેવાં જાજ્વલ્યમાન બનીને
હજીયે ઝળકી રહ્યાં છે;
જ્યારે ચાઉ રાજાના મહેલો અને મિનારાઓ તો
ક્યારના યે કાળને શરણે થઈ ગયા છે.

એક અભિશપ્ત વૃક્ષ □ ગ્રેગોર લિકોવ □ મંગળ રાઠોડ

(બલ્ગેરિયન કવિતા)

ઓ જાગ્રત વૃક્ષ!
તું નિદ્રા છે અંતહીન.
લીલા મગ જેવો તારો માંડવો.
રજત છાલ તારી.
તું પ્રશાંત, આચ્છાદિત અને ટટ્ટાર.
જાણે કે કોઈ તીર વીંધી રહ્યું ન હોય આકાશને!
તારા ચહેરા પર નથી મહોરા
તારું હરેક પર્ણ છે એક ચમકતી વાળી.
તું ખતરાની ઘંટડી છે.
તું બદ્ધ છે એક અનંત કંપનમાં.
તું છે ખેંચાયેલી તંગ પ્રત્યંચા -
આકાશગંગાને ભેદવા તત્પર.
આકાશમાં બાંધવામાં આવેલું એરિયલ તું.
સંસારના મેલા જળ પર ઊગેલી શેવાળ તું.
તું અંતરિક્ષના ધ્વનિઓને,
પોતાની ભુજાઓમાં જકડી લે છે.
આ બધું શક્ય છે તારા માટે,
કારણ કે,
તું બદ્ધ છે, એક જ જગ્યાએ છે સ્થિર!

□

જાપાનીઝ કવિતા

દેડકાંને મારી નાખ્યો;
ગોળાકારે
ભૂલકાંઓ ટોળે વળ્યાં
ઊંચા કરી કરી હાથ.
એકસાથે
નિર્દોષ નઠારા હાથ ઊંચા કર્યા.
ચંદ્ર ત્યાં તો દશ્યમાન.
શિખર પર ઊભો રહ્યો માનવ.
હેટની હેઠળ એનું ઢંકાયેલું મુખ.

દેડકાનું મોત □ સાકુતારો હાગીવારા

## બે ચીની કાવ્યો □ લિ–પો □ ગુલાબદાસ બ્રોકર

હે સુંદરી, તું જ્યારે મારી પાસે હતી
ત્યારે
ઘરને હું પુષ્પોથી શણગારી દેતો.
હે સુંદરી, હવે તું ચાલી ગઈ છે
ત્યારે
ઘરમાં ખાલી ખાલી લાગતો
પલંગ માત્ર પડ્યો છે.
હું ઊંઘી શકતો નથી.
તારા જવાને ત્રણ વર્ષ વીતી ગયાં છે.
તારી પાછળ રહી ગયેલી સૌરભ
હજીય મને વીંટી વળે છે.
તું ક્યાં છે, પ્રિયતમે?
હું નિશ્વાસ મૂકું છું
ને વૃક્ષોની
શાખાઓમાંથી પીળાં પર્ણો ખરી પડે છે.
હું રડું છું
ને પીળી પડી ગયેલી શેવાળ ઉપર
સફેદ સફેદ રંગની ઝાકળ ઝળકી ઊઠે છે.



મારું કાવ્ય સમાપ્ત થયું છે.
હું હસું છું
મારો આનંદ ઉદધિ કરતાં યે ઊંડો છે.
અરે! આશ્ચર્ય કવિતા!
ચું-પિંગનાં કાવ્યો તો
સૂર્ય અને ચંદ્ર જેવાં જાજ્વલ્યમાન બનીને
હજીયે ઝળકી રહ્યાં છે;
જ્યારે ચાઉ રાજાના મહેલો અને મિનારાઓ તો
ક્યારના યે કાળને શરણ થઈ ગયા છે.

ટૉમસ હાર્ડીના ત્રણ કાવ્યો ☐ સુન્દરમ્

## ઉજાણીની જગાએ

ઉનાળે દેવતા પાડયો હતો જ્યાં ડાળીઓ તણો,
દરિયા-કાંઠડા કેરી ટેકરીએ ચડું ધીમે,
ચાલું હું ખૂંદતો કાદવ, ઢૂંઢું જ્યાં આમતેમ હું,
સૂનું એ સ્થાન ત્યાં શીઘ્ર નજરે આવતું ચડી.

આજ છે વાયરો ટાઢો, લીલું છે ઘાસ ને અહીં
કૂંડાળું તેય છે કાળું બળેલી તે જગાનું, ને
ઠૂંઠાં બળેલ કૈં આંહીં વેરાયાં અવશેષ શાં,
અમારી આંહીં આવેલી તે દીની ટોળકી તણાં.

હા, રે હું છું અહીં આજ, ગઈ સાલ હતો જ્યાં,
વિચિત્ર દૂર લીટા શી પૃથ્વી-પાળ થકી અહીં
ખારુડી દરિયા લહેરો એવી ને એવી આવતી,
જેવી એ આવતી જ્યારે આવ્યાં ચાર જણાં અમે.

લીલી આ ટેકરી છોડી ગયા છે દૂર દૂર બે,
ઘોંઘાટે શ્હેરના જ્યાં ના ઉજાણીઓ કદી થતી,
અને એક-મીંચી આંખો સૂતી એ તો સદાયની.
☐

## કોઇ બી ગીત

ચાલશે કોઈ બી જૂનું ગીતડું, ગાવ ને તમે,
વ્હાલાનાં ઝંખિયાં ઝાઝાં વદનો વર્ણવંત કે
ભૂતની ભાવિની મોજો માંડતું ગીત માંડજો.

નવી નકોર ચીજો ના માગું ચાલાક બાજતી,
નવાં ગીતો તણાં મીઠા રોમાંચો યે ન ઝંખું હું,
મારે તો ઘરગથ્થુ આ હૈયાના તાર છેડતું
ચાલશે કોઈ બી જૂનું ગીતડું, ગાવ ને તમે.

છતાં તું ખચકાય, રે !

કહ્યું, 'કે' કથવ્યા પ્હેલાં એને હું લેશ સોડમાં.'
સંધ્યાની મધ્યરાત્રિ થઈ, તો યે હું આંહિ છું જાગ્યો.

અંધારું આછર્યું, એનાં દામાણાં નેણ કલ્પના —
વિષે હું વદતાં ભાળું : 'વાલમા, વાર કાં કરે ?
આંજ્યું છે ચક્ષિયારું, મેં, ઉઘાડો આગળો મૂકયો,
ન તારો આપુસારો કો, આશા શું રાખ થૈ જશે ?

કૂકડા બોલતા આઘે, ઓસરે રાત્રિ ઓળલા,
વાટડી જોઉં હું જોઉં, છતાં તું ખચકાય, રે !'
□

# પ્રતીક્ષા □ લિ પો □ મંગળ રાઠોડ

(ચીની કવિતા)

ઘનીભૂત ધુમ્મસ,
બાંહ્ય ફેલાવીને નદીઓ દોડે છે
મારા શબ્દો તેની પાસે પહોંચી શકતા નથી.
આકાશના નીલ વિસ્તારમાં
વાદળાઓથી ઘેરાયેલો ચંદ્ર —
વિરહમાં તડપતાં યુગલને
પોતાની એક આંખ વડે તાકી રહ્યો છે.
દિવસભરનાં રોજિંદા કાર્યોથી,
મારું મન સંતાપ અનુભવે છે.
મારી ઉદાસ પાંપણો,
જોડિયા કમાડની જેમ બંધ રહે છે.
એને ખોલવી મુશ્કેલ !
રાત પછી રાત અને —
ફરી હર એક રાત ...
હું મારી શૈયાનો અર્ધો ભાગ ખાલી રાખું છું
એ આશામાં કે કદાચ તું કંઈ નહિ તો—
સપનામાં તો આવી પહોંચે ક્યારેક !

હા, હું ગાઉં.... □ કાદો કાઉન્સિઆઓ □ રૉય કેમ્પબેલ □ રમેશ જાની

(પોર્ચુગીઝ કવિતા)

હા, હું ગાઉં છું
એ જ તો છે મારું ભાવિ.
પણ, હું ગાઉં છું
સળગતા મકાનની બાલ્કનીને બાઝીને ચીસો પાડતા
ભુલાઈ ગયેલા કોઈ બાળક જેવું ...

નીચે ચોગાન સાવ ખાલી છે
ઉપર આકાશ ઢંકાઈ ગયું છે
બાલ્કની તો તમ્મર આવે એટલી ઊંચી છે
સીડીઓ રાખ બનીને કણકણમાં વેરાઈ ગઈ છે
પાગલ થયેલો મજલો કડડભૂસ તૂટી રહ્યો છે.
વેદનાની માત્ર એક ચીસ જ
દૂર દૂર પડઘાઈ રહી છે...

અને કોઈ એને બચાવવા નથી આવતું.
હું જાણું છું કે કોઈ આવવાનું યે નથી,
કોઈ કરતાં કોઈ પણ નહીં!

જેનાથી હું મૃત્યુ પામી રહ્યો છું
એ એકલતા જ મારી બાંય ગ્રહે છે.
એની કરુણામયી દષ્ટિ જ
મારા આતંકિત મનને ઉગારી લે છે...

પણ, હવે દૂર દૂર સંભળાતા
પેલા પડઘાના રહસ્યને હું
કેટલી નિકટતાથી પામી શક્યો છું ,
કેટલી નિષ્ઠાથી મેં એનામાં
મારી શ્રદ્ધાને રોપી દીધી છે!...

એટલે જ તો હું હવે
પહેલાં કરતાં વધારે સારી રીતે,
વધારે બુલંદીથી,
ગાઈ રહ્યો છું!

### શમણાં ☐ જયન્ત પાઠક

તમે ક્યાંથી મારે નગર, ઘરને આંગણ પિયા!
બપોરી વેળાનું અલસ શમણું તો નથી તમે!
—મને એવા એવા બહુ અનુભવો થાય હમણાં—

હું સૂતી હોઉં ને અરવ પગલે—હોય ન હવા!—
તમે આવો શય્યા મહીં, વદન મારે ઝૂકી રહો;
હું જાગી જાઉં ને ચમકી લહું ઓષ્ઠદ્વય ભીના!

સવારે જ્યાં વાળું ઘર, અહીંતહીં જોઉં પગલાં
તમારાં ને થંભી જઉં ક્ષણ, પડું પાય વળગી;
છુપાવું લજ્જાને અમથું અમથું ગીત ગગણી!

જમું ને ઓચિંતો કવલ સરી જાયે કર થકી;
બધાંની આંખોથી જયમત્યમ કરી જાઉં સરકી;
ફરે પાછી ભીની નજર નીરખી બંધ ખડકી.

મને સાચાં-માચાં સુખ પણ હવે ભ્રાન્તિ, શમણાં;
પ્રતીતિ દો ચૂમી અધર, ભુજમાં ભીડી, હમણાં.

☐

શ્વાસમાં થોડીવાર અમારે ભળવું હતું,
એક તમારા ધબકારાને મળવું હતું.

મૂંગી મૂંગી કેટલી રાતો પાંપણમાં ટમટમતી રહી,
આંખથી ઓલ્યા ભવની ઓળખ ટીપેટીપે ઝમતી રહ
આજની એક જ પળનું જીવન રળવું હતું.
એક તમારા ધબકારાને મળવું હતું.

રણની તરસ ક્ષણમાં ભળી ઝાંઝવા જેવું વીંધતી રહી
એક-બે ટૂંકી યાદની ટેકણલાકડી કેડી ચીંધતી રહી;
વાટ અમારી અટકે ત્યાંથી વળવું હતું—

શ્વાસમાં થોડીવાર અમારે ભળવું હતું,
એક તમારા ધબકારાને મળવું હતું...

### ગીત ☐ માધવ રામાનુજ

## કોઈ લખો કાગળ તો ☐ ભાનુપ્રસાદ પંડ્યા

તમને લાગી ઠેસ અમોને ફૂલ અડયાનો કંપ!
વાટ વચાળે બેઠાં પલ બે થયો નજરનો સંપ!
થયો નજરનો સંપ અને આ વાટ ધસી થઈ ઝરણું!
અમે મટયા પથ્થર ને તરવા લાગ્યા થઈને તરણું!
હતા અમે મુકામ ભારનો એ ય જવાયું ભૂલી!
ભીંતિ હોત ચણાયા ને અહીં રહ્યાં લહરમાં ઝૂલી!
રહ્યાં લહરમાં ઝૂલી અમને સપને આવ્યા સિન્ધુ!
જોયું તો ના નીર અહીં સથવારે નભ ને ઈન્દુ!
અમને લાગી ઠેસ અમે ના મળશું કોઈ મુકામે!
કોઈ લખો કાગળ તો લખજો 'વહી ગયાં' ને સરનામે!

☐

કંઠમાં મેં આરોપી માળ, એનો મેર,
તારા પગના અંગૂઠાને ચૂમે,
જમુનાના નીરમાં ઝબોળ્યા જે પાય
એનાં પગલાં આકાશે જઈ ઘૂમે.

ભેદ એ ઉકેલવાને ભેગી મળે છે
બધી પટરાણી આઠે આઠ યામ,
ફરફરતાં રેંટાની ભાતે ક્યાં અંકાયું
રા ધિ કા નું લા ડ ક ડું ના મ?
ભૂખ્યાં ને તરસ્યાં એ પંખી બેઠાં છે
ઝાઝાં ફળથી લચેલ એક લૂમે.

દર્શનની ભીડમાં મેં ખોયું જે મૌન
તારી એકધારી મીટ વિશે જોયું,
હાથમાં ધરેલ એક ફૂલ મહીં મહેક્યું
એ જ ઉપવન, જે ગોકુળમાં ખોયું,
વાંસળીમાં જે ન તમે ઘૂંટ્યો, એ શ્વાસ
હવે ઘેરું આકાશ થઈ ઝૂમે.

ગીત ☐ હરીન્દ્ર દવે

**જલ જલ □ સુન્દરમ્**

જલ જલ ધૂપસળી!
કાં જલતી નહિ –
રહી સાચવી અંગ ધૂપ તવ
શા અરથે?
જે જલવાને સર્જાયું,
દિયો જલાવી,
ધગ ધગ અંતરથી તું.
જલ જલ ધૂપસળી!



**ગઝલ □ રાજેન્દ્ર શુકલ**

શ્વાસ અડિયલ અને પંથ અડબંગ છે,
કૂચ જોઈ રહ્યા કાફલા દંગ છે.
હાર કે જીતથી પ્રશ્ન પતતો નથી,
છેક એવો જ આ કાયમી જંગ છે;
આપણા સામટા શબ્દ ઓછા પડયા,
એમના મૌનને એટલા રંગ છે.
બેખૂદીમાં ય તે કો'કનાં છે રટણ
એ જ વૈચિત્ર્ય છે, એ જ તો વ્યંગ છે.
બ્હાવરું મન કદી પણ સમજશે નહીં?
—સાત ડગલા સુધીનો બધો સંગ છે.

**ઍમ્બેસેડર**

એની બેક–સીટના કાચ પાસે
શહેરના માણસની જેમ
ડોકું હલાવ્યા કરતો વાઘ,
રેડિયોમાંથી દદડતું ગીત
"હોલી ખેલો કન્હાઈ
ફાગુનકે દિન ચાર"
બારીમાંથી
પસાર થતા રસ્તાઓ
ધોળે દહાડે
નિર્જીવ લાગતા
મ્યુનિસિપાલિટીના થાંભલાઓ
મકાનો
શન્ટિંગમાં પડેલા
આગગાડીના ડબ્બા જેવા,
કર્યૂમાં ઊભેલા માણસો,
શો-કેઈસથી સજાવેલી દુકાનો,
પોસ્ટરોમાં જીવતા ચહેરાઓ
છાપાંની હેડલાઇન જેવી જાહેરખબરો
શ્રીમંતને ત્યાંની પાર્ટીમાં
ન ભળી શકતા
મધ્યમ વર્ગના માણસ જેવાં વૃક્ષો
વાહનોની શબયાત્રા
સિગ્નલના અલ્પવિરામો
આશ્ચર્યચિહ્નો ને પ્રશ્નાર્થચિહ્નો વચ્ચે
ખોવાઇ ગયેલું પૂર્ણવિરામ.

**□ સુરેશ દલાલ**

## ખલાસીનું ગીત □ રમેશ પારેખ

જન્મભૂમિ છૂટયા પછી અજાણ્યા દરિયામાં આ સવાર
અને તરાપામાં
વીતેલા કાંઠાની થોડીક ખૂંખાર રેતી
અને હાથમાં અનુમાનના થોડા પરપોટાઓ :
કદાચ આ પવન વહી જાય છે મારી શેરીઓ ભણી ...
કદાચ મારા અભાવનાં ફૂલ ઊગ્યાં હશે ફળિયાની બોગનવેલને ...
કદાચ યાદ કરતું હશે મને ઘર ...

પાણીની વ્યંજનામાં આ તરાપાને જળચર બની જતો જોયાનું
લખાયું હશે અહીં આંખમાં.

હવે બાવળનો અર્થ સમજાય છે અહીં.
દીવાસ્વપ્નમાંથી પણ ટાપુઓ ગાયબ
કોઈ વસંત આવીને ચાલી જાય ચૂપચાપ
ચૂપચાપ કોઈ વસંત આવીને ચાલી જાય
ને વૃક્ષના અભાવે દેખાય નહીં.

તરાપા પર સ્થાપી શકાતું હોત સામ્રાજ્ય
તો આ દરિયાને ક્યાંક થંભાવી દેત

અહીં તો પવન સુકાઈને ખરી પડે તેવો તાપ

હવે તો દરિયાની સભાનતા જ ડુબાવી દેશે મને
નહીં તો અનુભૂતિને કાટ વળી ગયો છે, તેવું નથી
નહીં તો હું કોઈકને ઓળખતો નથી, એવું નથી
નહીં તો એ કટાક્ષ કરે અને સદીઓ ગૂંચવાઈ જાય તે મને કેમ યાદ છે?

હથેળીમાં પૂરપાટ વતન વહ્યું હશે કોઈક દિવસ તેના ચીલાઓ?
મારું ગામ કોઈક દિવસ શું દરિયો હતું?

હે ગામ,
પવન નહીં, શું આ તું વાય છે મારા જલપ્રદેશોમાં?

અનેક સાંજ પછી
અનેક સાંજ પછી
અનેક સાંજ પછી
હાથ થાકી જશે
હલેસાં પડી જશે
એ પહેલાં અજાણ્યા દરિયામાં
મને એવું પ્રતીક્ષતું હશે કોઈ
જે મને કહે, તારો પ્રવાસ અહીં પૂરો થાય છે
અને હું એની છાતીમાં મોં છુપાવી રડી પડું?...



અષાઢી વાદળનો ઊડ્યો ઉમંગ
મારી આંખમાં ચણોઠિયું ઊગી રે સૈ
આંગળીની જેમ રાખી ઇચ્છાઓ હાથમાં
તે આજ હવે આકાશે પૂગી રે સૈ

મારી કમખાની કસમાં બંધાઈ ગઈ રાત–
–થાય તૂટું તૂટું રે મારી સૈ
કાચ જેવી હું તો કિરણ જોઈ ઝબકું ને
ફટ કરતી પળમાં ફૂટું રે મારી સૈ

પરસાળે પગલું હું કેમ કરી માંડું કે
મેંદીની ભાત પગે કરડે રે સૈ
મુઠ્ઠીની જેમ હું તો થઈ જાતી બંધ ને
મનમાં પરોઢ રાતું ઊઘડે રે સૈ

નળિયાને એવું તો થઈ બેઠું શું ય કે
આખો દિ' કાગ જેમ બોલે રે સૈ
આભને ઊતરતું રોકી લ્યો કોઈ
મારા સપનામાં ડુંગરા ડોલે રે સૈ.

ગીત □ મનોજ ખંડેરિયા

બે બંગાળી કાવ્યો ☐ જીવનાનંદ દાસ ☐ અનુ. ભોળાભાઈ પટેલ

## આ શાંતિ

અહીં એક દિન આવીને તું બેઠી હતી – તે પછી કેટલાયે દિવસ હું
તને ભૂલી ગયો હતો - એક દિન આવીને તું બેઠી હતી. ક્યારેક અહીં
ભૂંસાઈ ગયું છે તે જીવનમાંથી – તિતિઘોડા જેવો હું તો ડાંગરની કંટી પરે નમી

જીવનને સમજ્યો છું; પ્રેમ કર્યો છે મેં -એ બધો પ્રેમ પ્રાણમાં
વેદના લાવતો નથી કશી – માત્ર એક દિન વ્યથા બની આવી હતી ક્યારેક તું
– તે દિશે મેં જોયું નથી ફરી ચકલીની જેમ ઘાસ, ખડ, પાંદડાંના આહ્વાને હું

ચાલ્યો ગયો; આ જીવન ખેતરે ખેતરે ક્યારેક તો ઘાસ થઈ રહેશે
નીલ આકાશની નીચે એક માગશરની પરોઢે - આ શાંતિ પામ્યો છું હું જીવનમાં
શિયાળાના ઝાંખા પરોઢે જીવન આ વેલવેટ જાકીટ જેવું ચાપ પંખી થશે.

એક દિન – હેમંતનો આખો દિન વેદના તો તોયે આવી - તું આવી મનમાં
હેમંતનો આખો દિન – ઘણી ઘણી મોડી રાતો - અનેક અનેક દિન અને
તારા મોંની વાત – હોઠ રંગ આંખ કેશ – બધી આ વ્યથાને ભેગી કરતાં કરતાં

ઘણી ક્ષણો વીતી ગઈ, આહા, તે પછી તો – તોયે શાંતિ આવી મનમાં
જ્યારે વેંગણીનીલ ભમરી ફરીવાર ઊતરી છે ખેતરમાં વનમાં.

## જાણે એક દિવાસળી

કેટલી તે જૂની વાત આજે – જાણે આ જ જીવનની બહુ પહેલાંનું બીજું જ એક જીવન:
સીડીને મારગ તને વળાવીને ચાલ્યો આવ્યો જ્યારે ચુપચાપ
તેં પણ જોયું ના પાછા વળી–તેં પણ બોલાવ્યો ના ફરી; મારું પણ નિબિડ આ થયું મન

જાણે એક દિવાસળી બળી ગઈ–બળે જ ને! – સૂકાનતૂટયા આ જહાજના સ્તુપે
મારા જીવનના બંદરના; તે પછી તો માત્ર શાંતિ વેંગણી સાગર
મેઘના સોનેરી કેશ - આકાશ ભરાઈ ગયું છે આ સૂર્યમૂખી પુષ્પો કેરા રૂપે

આ જ મારું જીવન છે; તારું પણ એ જ છે જીવન; પૃથ્વી પર અહીં
શાંતિ આ જ મનુષ્યની; આ જ શાંતિ. જેટલા દિવસો ચાહતા ગયો છું તને
કોણ જાણે કેમ ખાડી જેમ અંધારામાં સમુદ્રના કક્ષ તણી

ઇચ્છા કરી છે મેં – ઇચ્છા કરી છે મેં; પ્રેમ કરીને કોણ રડ્યા વિના રહ્યો અહીં,
તો યે સીટીને મારગ તને વળાવીને ચાલ્યો આવ્યો જ્યારે ચુપચાપ
તેં પણ જોયું ના પાછા વળી – તેં પણ બોલાવ્યો ના ફરી; અંધારામાં મેં યે શોધ્યું નહીં.

જાણે એક દિવાસળી બળી ગઈ – બળે જ ને! સૂકાનતૂટ્યા આ જહાજના સ્તૂપે
સીટીને મારગ તને વળાવીને ચાલ્યો આવ્યો જ્યારે ચૂપચાપ.



આમ હવાની ફૂંક વાગે ને ધૂળને ફૂટે પાંખ
આમ આઘેની ટેકરીના ગુલમૉરની ખૂલે આંખ
થાય બપોરી વેળ ને ભીનો ઘોરિયો પોરો ખાય
રે પછી ઘોરિયો પોરો ખાય
ભથવારીના હોઠની પેઠે ભાથની છૂટે ગાંઠ
ને દોણી છાશની ઊણી થાય
પીંપળા હેઠે થાકની આંખો જાય ઘેરાતી
જાય ઘેરાતી જાય
કાંઈ નવાણે કાંઈ નવાણે
કાંઈ ધુબાકા ખાય હવે આ ચૈતર ને વૈશાખ
આમ આઘેની ટેકરીના ગુલમૉરની ખૂલે આંખ

પન્થને ફૂટે કેડિયું એવી કેડિયું
જોવા સીમમાં લામ્બા દંન ઊગે રે દંન
આવશે ક્યારે આવશે ક્યારે આવશે ક્યારે
સાંજનાં શીળાં વંન કે શીળાં વંન
ખોરડેથી કાં ગામથી આઘે જાય
ઠેલાતા જાય લીલા આષાઢ અને શ્રાવણ?

આભ વિના કોઈ આભ ના બીજે ક્યાંય ના
કાળુભારમાં વહે નીર કે વહે આભ
આમ હવાની ફૂંક વાગે ને ધૂળને ફૂટે પાંખ
આમ આઘેની ટેકરીના ગુલમૉરની ખૂલે આંખ.

**લમ્બાતા દંનનું ગીત □ મનોહર ત્રિવેદી**

## છાંદસી ☐ કાન્તિલાલ કાલાણી

છંદમાં શબ્દોની લયાત્મક લીલા રચાય છે. ક્યારેક શબ્દોનું નાનકડું જૂથ તો ક્યારેક મોટું જૂથ એવી સરસ રીતે ગોઠવાઈ જાય છે કે પંક્તિ મંજુલ રણકાર કરી ઊઠે છે. રૂપેરી ઘંટડીઓનો લયહિલ્લોલ પંક્તિના પ્રત્યેક શબ્દમાં પડઘાતો હોય એવો ભાવ વાચક અનુભવે છે.

કાવ્યની પ્રક્રિયા કવિના ચિત્તમાં ગુંજતી હોય ત્યારે છંદ સ્વત: રીતે ત્યાં ઘૂંટાતો રહે છે. શબ્દોની સાથે રસાઈને એ બહાર આવે છે. કાન્ત જ્યારે કહે છે:

પ્રણયની પણ તૃપ્તિ થતી નથી:<br>
પ્રણયની અભિલાપ જતી નથી.

ત્યારે દ્રુતવિલંબિત છંદમાં એ રચનાને મૂકવી એવો સંકલ્પ કરીને કલમ નથી ઉપાડતા. એ છંદનું લગાત્મક સ્વરૂપ

લલલગા લલગા લલગા લગા

કાવ્યમાં સહજ રીતે ઊતરી આવે છે, અને એ સહજતામાં જ એની સાર્થકતા છે. કવિઓએ અનેક ભાવો પ્રગટ કરવા માટે દ્રુતવિલંબિત છંદને યોજ્યો છે.

દ્રુતવિલંબિતમાં 'લલગા'નાં આવર્તન જોઈ શકાય છે. ભુજંગી અને તોટકનાં જેવાં સંધિઓનાં પૂર્ણ આવર્તનો જોકે અહીં નથી, પણ ત્રણ વખત લલગા આવવાથી યમક-ચમત્કૃતિ લાવવા આ છન્દ યોગ્ય વાહન બની રહે છે.

બાર અક્ષરના દ્રુતવિલંબિતનો વિચાર કરતાં ગજેન્દ્ર બૂચે 'ગિરનારની યાત્રા'માં એ છંદમાં સહેજ ફેરફાર કરી અગિયાર અક્ષરનો નવો છંદ બનાવ્યો છે તેનું સ્મરણ થાય છે. આ છંદને બ૦ ક૦ ઠાકોરે ગજેન્દ્ર બૂચને સ્મરણમાં રાખી 'ગજછંદ' એવું નામ આપ્યું છે. એના લગાત્મક સ્વરૂપમાં દ્રુતવિલંબિતના પડઘા સંભળાય છે:

લલલગા લલગા લગાલગા<br>
નવ હવે પળ એક ગાળવી<br>
ક્ષણ મહીં ગુજ માત ભાળવી. (ગજેન્દ્ર બૂચ)

ગજછંદમાં અને પ્રિયંવદા છન્દમાં પણ ઘણું જ સામ્ય છે. પ્રિયંવદા છંદ બાર અક્ષરનો છે:

લલલગા લલલગા લગાલગા

ગજછન્દના અને પ્રિયંવદાના પ્રથમ અને ત્રીજા સંધિ સમાન છે. પ્રિયંવદાના વચ્ચેના સંધિમાં શરૂઆતમાં એક લઘુ વધારે છે. આ છંદ ગુજરાતી કવિતામાં નહિવત્ જ વપરાયો છે:

પ્રણયના મધુર રંગની પીંછી<br>
હૃદયના પટ પરે ફરંતી જ્યાં,

સળગતો પ્રબળ અગ્નિ કષ્ટનો
નિકટ એ પટ પુઠે અદૃશ્ય ત્યાં. (રમણભાઈ નીલકંઠ)

દ્રુતવિલંબિત છંદનો વિચાર કરતાં પ્રમિતાક્ષરા છંદનું લગાત્મક સ્વરૂપ યાદ આવે છે:

લલગા લગા લલલગા લલગા

આમાં છેલ્લી બે સંધિઓ દ્રુતવિલંબિતના પ્રથમ બે સંધિઓ જેવી અને શરૂઆતની બે સંધિઓ દ્રુતવિલંબિતની છેલ્લી બે સંધિઓ જેવી છે. પણ એનો અર્થ એવો ન ઘટાવી શકાય કે, પ્રમિતાક્ષરાની લગાત્મક સંધિઓ આઘીપાછી–ગોઠવીને દ્રુતવિલંબિત બનાવ્યો છે અથવા દ્રુતવિલંબિતની લગાત્મક સંધિઓ આઘી-પાછી કરીને પ્રમિતાક્ષરા છંદ બન્યો છે. કવિ ગણિતજ્ઞની માફક છંદના કોષ્ટકો ગોઠવતો કવિતા રચે તો એ કવિતા ન પણ બને; બલકે ભાગ્યે જ કવિતા બને.

પ્રમિતાક્ષરા છંદ સંસ્કૃત કાવ્યોમાં વપરાયેલો જોવા મળે છે. ગુજરાતીમાં જવલ્લે જ વપરાયો છે:

હરિભક્તિ જો હૃદયમાં તું ધરે
સઘળા વિકાર મનના પિગળે.

પ્રમિતાક્ષરા અને મંજુભાષિણી વચ્ચે ઘણું સામ્ય છે. મંજુભાષિણીનું લગાત્મક સ્વરૂપ જોતાં એનો ખ્યાલ આવશે. વળી, રથોદ્ધતાના આરંભમાં બે લઘુ ઉમેરીએ તો પણ મંજુભાષિણી બને છે.

લલગા લગા લલલગા લગાલગા

બન્નેના પહેલા ત્રણ સંધિઓ સમાન જ છે: છેલ્લા સંધિમાં ફેર છે. આટલું સુંદર નામ અભિધાન કરતા આ છંદને પણ આપણા કવિઓએ વિશેષ સ્પર્શ્યો નથી.

દલપતરામે પણ કદાચ દષ્ટાંત આપવા પૂરતો જ તેને પ્રયોજ્યો છે:

સજ સાજ ગોખિ ગુણનો સુવાસિની,
વળિ થા ભલી જ વિધ મંજુભાષિણી;
જશ તો જરૂર જગ મધ્ય જામશે,
પરિપૂર્ણ સૂખ પણ તો તું પામશે.

આ બન્ને છંદોને મળતો જે ત્રીજો છંદ કલહંસ છે તે પણ કોઈ ગુજરાતી કવિએ મનમાં ગુંજ્યો લાગતો નથી. એનું લગાત્મક સ્વરૂપ ઉપર્યુક્ત બન્ને છંદો સાથે અતિનિકટનું સામ્ય ધરાવે છે. પ્રમિતાક્ષરાના અંતમાં એક ગુરુ ઉમેરવાથી કલહંસ બને છે.

લલગા લગા લલલગા લલગાગા

છેલ્લા સંધિમાં જ માત્ર તફાવત છે:

માઘ જેવા સમર્થ કવિને હાથે ખેડાયેલા પ્રમિતાક્ષરા અને મંજુભાષિણી જેવા છન્દોને ગુજરાતના કવિઓએ જવલ્લે જ પ્રયોજ્યો છે. કલહંસનો પણ માઘે જ પ્રથમ-

વાર ઉપયોગ કર્યો લાગે છે. માઘના પ્રિય છંદો નવી પેઢીને અથવા ભાવિ પેઢીઓને નહીં આકર્ષે એવું નથી. સંસ્કૃત સાહિત્ય દિનપ્રતિદિન આપણી પહોંચ બહારનું થતું જાય છે એ કારણે આવા છંદો કાળભક્ષ્ય થઈ જાય તો પણ નવાઈ નહીં.

આવું જ કંઈક રુચિરા, પ્રહર્ષિણી અને પ્રિયંવદા જેવા છંદો માટે બન્યું છે. બધું જ પ્રાચીન ટકી રહે એવી અપેક્ષા પણ બરાબર નથી. પણ કેટલાક છંદોને તેમની શકિત-અશકિત પારખ્યા વિના જ આપણે જતા કર્યા છે, અથવા ભાગ્યે જ તેને પ્રયોજ્યા છે.

છંદક્ષેત્રે અનેક પ્રયોગ કરનાર રામનારાયણ પાઠકે રુચિરા છંદની માત્ર એક જ પંકિત લખી છે. કદાચ તેઓ વધારે રચી શકયા હોત. પણ એમને એવી જરૂર નહીં લાગી હોય. આવો યોગાનુયોગ પ્રહર્ષિણી છંદની બાબતમાં પણ બન્યો છે.

રુચિરાનું લગાત્મક સ્વરૂપ:

લગાલગા લલલલગા લગાલગા
નિહાળતો વદન સખીનું મુગ્ધ થૈ! (રા૦ વિ૦ પાઠક)

દલપત પિંગળમાં રુચિરાનું પ્રભાવતી એવું નામ પણ મળે છે. કે૦ હ૦ ધ્રુવે બન્નેના લગાત્મક રૂપમાં સહેજ તફાવત બતાવ્યો છે. રુચિરાનો પ્રથમ સંધિ લઘુથી શરૂ થાય છે તો પ્રભાવતીનો પ્રથમ સંધિ ગુરુથી શરૂ થાય છે. એ સિવાય લગાત્મક સ્વરૂપમાં અન્ય કોઈ ભેદ નથી.

પ્રહર્ષિણી છંદ પણ રામનારાયણ કહે છે તેમ રુચિરાના જ ગોત્રનો છે.

ગાગાગા, લલલલગા લગા લગાગા

કલ્યાણી, મુજ સહુ ઉત્સવોની હેતુ,
રીસાતી મુજ સહ આ મિષે રખે તું
નારીનાં દિલ મહીં દોલતો છુપાતી,
ના આપ્યા વિણ કદિયે લઈ શકાતી! (પતીલ)

દ્રુતવિલંબિતના અપવાદ સિવાય ઉપર્યુકત છંદો જૂજ કવિઓએ જ પ્રયોજ્યા છે. પણ તોટક અને ભુજંગીની બાબતમાં છેક એવું નથી બન્યું. છતાં આ બન્ને છંદોમાં રહેલાં એકવિધ આવર્તનોને કારણે કદાચ સાંપ્રત કવિઓ એમનો ઉપયોગ કરવા ઉત્સાહ બતાવતા નથી.

તોટક: ૧૨ અક્ષર: લલગા લલગા લલગા લલગા
અધરે બસ એક જ ગાન હતું:
હ્રદયે નવ જીવન-ભાન હતું.

ભુજંગી: ૧૨ અક્ષર: લગાગા લગાગા લગાગા લગાગા
તમે સાંભળી કયાં હજી વાત આખી
હજી જિંદગીની કથા છે અધૂરી!

એવી જ રીતે પ્રમાણમાં ઘણા જ ઓછા વપરાયેલા વૈતાલીય ગોત્રના માલ્યભારા અથવા માલ્યભારિણી, પુષ્પિતાગ્રા અને વિયોગીની જેવા અર્ધસમવૃત્તો પણ હવે માગ્યે જ વપરાય છે. આ છંદો મૂળ તો માત્રાગર્ભ છંદો છે. પણ ધીમે ધીમે એ છંદોએ પૂર્ણ લગા-મકરૂપ ધારણ કર્યું છે:

માલ્યભારા: લલગા લલગા લગા લગાગા:

અથવા

માલ્યભારિણી લલગાગા લલગા લગા લગાગા

સુખના બહુ મેં કર્યા શિકાર,
પણ લાવી ન શક્યો હું સાથ એકે;
સરી તે ગઈ સેંકડો સ્હવાર
ગણી સાચી હું ખપ્યો જ મૂર્ખ લેખે. (પતીલ)

પુષ્પિતાગ્રા : લલલલલલગા લગા લગાગા (વિષમપાદ)

અને

લલલલગા લલગા લગા લગાગા (સમપાદ)

જગત બધું બહૂ જ શાંત લાગે,
અતિશય દૂર પ્રસન્ન વીણ વાગે;
ગગન પણ ખુશી જણાય છે આ,
પવન મનોહર રાગ ગાય છે હા! (કાન્ત)

પુષ્પિતાગ્રાના માત્ર સમપાદને જ કવિશ્રી બેટાઈએ નીચેની પંક્તિઓમાં પ્રયોજ્યો છે.

રુધિરભર્યાં મુખ ભાસતાં દિશાનાં,
વિકૃત, ભયપ્રદ રાક્ષસી મુખો શાં;
અવનિ ઊભી ઉર હેબતાઈને શું!
ગગન તણાં ઉડુનેત્ર શૂં મિંચાતાં! (જ્યોતિરેખા)

વિયોગિની અથવા સુન્દરી:

લલગા લલ ગાલગા લગા (વિષમ)
લલગાગા લલ ગાલ ગાલગા (સમ)

ક્ષણભંગુર ખોળિયે ચહું
પ્રભવો શાશ્વત ને અનંતના,
મરણાલયમાંય હ્યાં લહું
અમૃતાસ્વાદ મુદા આમંદના (પૂજાલાલ)

## દોહ્યલાં દોહદ □ હીરાલાલ ફોફલીઆ

સાહેલી મારે ઉગમણે આથમણે
કે ઝગમગ દીવા જડયા રે લોલ.
ને ઓત્તરી–દખ્ખણી : દસે દિશાએ
રે દીવડા કોણે કર્યા રે લોલ.

એ હાંરે સખી, શોધંતાં પડછાયો, હું
પાંખ બની ઊડી ગઈ રે લોલ.
ને ચૂલે ચડયાં મૃગજળમાં પછડાતી
બપોર વેળ રણે ચડી રે લોલ.

મેં જોઈ સખી ઊંટડી એક ઘૂમરાતી
નિજ છાંય ઓઢી પોઢતી રે લોલ.
રેસૈ, એની સળગી ધસમસ છાતી,
ભડકે બળી રે લોલ.

ઓ બેની, ઊંચે ભડકાંની હાંડલી ટાંગી
હું મુજને શોધ્યા કરું રે લોલ.
રે બેની, હું તો મધમહેરામણ પોંચી,
પાતાળને ખૂંદ્યા કરું રે લોલ.

કે કાદવ માછલીઓનાં મોજાં,
પહેરી હું મને શોધ્યા કરું રે લોલ.
પૂનમને કાંટે તે લટકે સૂરજ ચંદર
છાયા એને નથી જડી રે લોલ.

ઓ સહિયર વાટ જુએ છે રે રાત,
દિવસને કાંઠે ખડી રે લોલ.
અરે હાંરે ઝરે આભ થકી મિચકારા
સૂરજરજ નવી ખરે રે લોલ.

હું સૂરજ શોધું કોઈક પડછાયો,
પાગલ ! મને ક્યાંથી મળે રે લોલ.
ઓ બેની મારે વિશ્વવધૂને રે ક્યારે,
દોહદ કે'દિ પાંગરે રે લોલ.

## તમારા પત્રો ☐ સુરેશ દલાલ

તમારા પત્રોમાં ઝરમર ઝરે વ્હાલ નભનું.
અહો! શબ્દે શબ્દે સજલ ઊઘડે શાન્ત તડકો
તમે પાસે પાસે તદપિ દૂરના દૂર રહીને
અહીં મારી વીણા રણઝણી રહે એમ અડકો!

તમારું જોઉં હું મુખ, ચરણ ને સાદ સુણતી.
તમારા પત્રોને પથ વિચરતી, ક્લાન્ત ક્ષણમાં
રચું નાનું મારું વન મધુર એકાન્ત રણમાં
તમારા પત્રોનું જતન કરીને જીવી લઉં છું.

તમારા શબ્દોમાં સતત છલકે સાગર અને
પહાડો ઊભેલા પલક પીગળે; ઈન્દ્રધનુઓ
રચી આપે સેતુ વનકુસુમની સૌરભ લઈ
તમે તો શબ્દોની સરહદ વટાવી અહીં ઊભા.

તમારા પત્રો તો શયનગૃહના દર્પણ સમા
તમારા દીધેલા પ્રથમ શિશુના અર્પણ સમા!

સમર્પણ]



## તંબૂર ☐ સરોદ

અમથા અમથા અડ્યા
કે અમને રણઝણ ઝીણા ચડ્યા.
એક ખૂણામાં પડી રહેલા હતા અમે તંબૂર;
ખટક અમારે હતી; કોઈ દિ' બજવું નહીં બેસૂર:
રહ્યા મૂક થઈ, અબોલ મનડે છાના છપના રડ્યા.
કે અમને રણઝણ ઝીણા ચડ્યા.

જનમ જનમ કંઈ વીતી ગયા ને ચડી ઊતરી ખોળ;
અમે ન કિંતુ રણઝણવાનો કર્યો કદીયે ડોળ:
અમે અમારે રહ્યા અઘોરી, નહીં કોઈને નડ્યા.
કે અમને રણઝણ ઝીણા ચડ્યા

આ જનમારે ગયા અચાનક અડી અદીઠા હાથ;
અડયા ન કેવળ, બની ગયા એ તાર તારના નાથ:
રહ્યા સામટા સૂર સંચરી, અંગ અંગથી દડયા.
કે અમને રણઝણ ઝીણા ચડયા.

હવે લાખ મથીએ, નવ તો યે રહે હાથ અમ હૈયાં,
કરી રહ્યાં છે સતત સૂર લઈ સુંદરવર સામૈયાં:
જગ જગ ઝંખ્યા સરોદસ્વામી જોતે જોતે જડયા.
કે અમને રણઝણ ઝીણા ચડયા.

મિલાપ]



## કોને કે'વું ? □ ભાનુપ્રસાદ પંડયા

સીમે વાવેલ અમે સોબતનો છોડવો
ને ઓરડે ઉજાગરાનાં ફૂલ! બોલ, કોને કે'વું?
એને સંભારતાં બીજું ભુલાય બધું
એને ભૂલું એ મોટી ભૂલ! બોલ, કોને કેવું?

ઊછળ્યા કઈ દીમના ઉતાવળ્યુંના ડાબલા?
ના શેરિયું બોલે કે બોલે ધૂળ! બોલ, કોને કેવું?

એવાં તે મીણનાં પૂતળાં અમે કે
દીવો આઘો ત્યાં ઓગળીને ડૂલ! બોલ, કોને કે'વું?

સોડમના ચોકમાં નો'તી ખબર કે
આમ આવીને આંતરશે શૂલ! બોલ, કોને કે'વું?

અમે હટાણામાં એવું લાવ્યાં કે
જાત સાટે આપી ઈ એનું મૂલ! બોલ, કોને કે'વું?
['બુદ્ધિપ્રકાશ']

**કારણ કે □ મનહર ચરાડવા**

કારણ કે
તારી ઈચ્છાઓની ગલીઓમાંથી
હું પસાર થાઉં છું.
મારા જ ગામ જેતપુરની ખળખળ વ્હેતી
ભરી ભાદરના જેવી તારી બેય આંખમાં
સેલાર્યા કરું છું.
તારા મલકાટનું રેશમ
કેવળ આંખો દેખાય એટલું
ઓઢી લઉં છું
ને રૂંવે રૂંવે ઊછળતી ભાદરમાં
પૂર આવે છે.
એ સાચું છે કે ત્યારે એમાં –
મેં જોયેલી ઓલી ફૂલવાડી ડૂબી જાય છે
ને ડૂબી જાય છે.
(કદાચ મેં તો નહીં બાંધ્યાં હોય!)
ભદ્રેશ્વર અને ચન્દ્રમૌલીશ્વરનાં મંદિરો.
દરિયો થઈ પડેલી સરિતા પર
પથરાઈ ગયેલા
તારા ભૂરા ઘૂઘવાટમાંથી ફૂટી નીકળતાં
ઈ પહેલવહેલાં જોયેલાં,
પાંખમાં ગુલમ્હોરનું વન મહેકાવતાં છલકાવતાં
કેસરી વિહંગો,
મારા કંઠના ગોરંભાયલા આભમાં
ભીંજાઈ જાય છે.
ધીરે ધીરે લોચનમાં ઊઘડતી સવારોથી
તને બાંધવાનો મિથ્યા યત્ન
ટાળી શકાતો નથી.
તારી સૂરજ સમી આંગળીઓમાં
તર્યા કરતી પીળી પીળી હોડીઓને
નજીક લાવી શકાતી નથી.
ક્યાં ય સુધી
એ જોયા કરી, જોયા કરી
ક્ષણેક તો નૈન મીંચી લઉં છું.
ને ફરી ઉઘાડું છું એટલામાં
હોડીઓ જ કેવી!
આપણે જ કેવાં!
ચોમેર આ જળરાશિ ફાટફાટ ઘૂઘવાય છે! ...
કારણ કે,
તારી ઈચ્છાઓની ગલીઓમાંથી
હું પસાર થાઉં છું ......

ગઝલ ☐ અમૃત ઘાયલ

એવું નથી કે આજનાં ફૂલોમાં રસ નથી,
દૃષ્ટિ મહીં જ દમ નથી રુચિમાં કસ નથી.

મોસમ સરસ છે કોણ કહે છે સરસ નથી,
પણ એનો શો ઈલાજ કે આજે તરસ નથી!

વસ્તી ય હોવી જોઈએ થોડીક ઘર વિષે,
ઘર વાસ્તે આ ચાર દીવાલો જ બસ નથી.

મળશું અવશ્ય આપણે વિશ્વાસ છે મને,
ખૂબ જ નિકટ છે દૂર બહુ એ દિવસ નથી.

પામી શક્યું છે કોણ ભલા દિલની ચાલને,
પકડી શકાય હાથેથી આ એવી નસ નથી.

જ્યારે કે એક સરખી છે તાસીર બેઉની,
એની શી ખાતરી કે રતિ પણ હવસ નથી!

બુલબુલ હજી ય ભયથી - નિયંત્રણથી મુક્ત ક્યાં,
છે એટલું કે ટહેલતાં હતાં એ કફસ નથી.

હાંફી રહી છે હામ હુરેરી ગયા છે શ્વાસ,
મારી ગતિ કે તેમ છતાં ય અલસ નથી,

'ઘાયલ' સુકાળમાં જ છે મરવા તણી મજા
મરવું જ છે તો આ બહુ માઠું વરસ નથી.

ગઝલ ☐ શ્યામ સાધુ

પીળાં ને લાલ ફૂલનાં રંગો જ હોય છે.
ખુશ્બો તો એનાં ચિત્ર સમી એક હોય છે.
આકાશ જેવી યાદને ઓઢી ફર્યા કરું,
આંખો મીંચું કે એક બીજો સૂર્ય હોય છે.

તમને ગમે એ ફૂલ ખરી જાય ડાળથી,
મૃગજળ સમા ઘણાંય અહીં દશ્ય હોય છે.
કૈં યાદ જેવું હોય અને હોય પણ નહીં,
ભૂલી જવાનાં અર્થ બધાં એમ હોય છે.

દર્પણમાં ચાંચ મારીને ચકલી ઊડી જતાં,
આંખોમાં કોઈ સૂની સૂની યાદ હોય છે.

**બપોરની ચા વખતે □ યૉસેફ મૅકવાન**

દૂર
ગુલમ્હોરના વૃક્ષો પર
હાંફતો સૂર્યનો અશ્વ ......

કાફેના રેડિયોમાંથી ટપકતું આછું ગીત–
ગીતમાં ઓગળી જતી સંવેદનાઓ

- ચામાં ભળેલાં દૂધની જેમ -
શબ્દોનો સ્વાદ હવામાં ......

વિશ્વ જાણે
કપ - રકાબીનો ખડખડાટ !

રહી રહીને પીઉં છું
બપોરની ચા ......

હું–તમે–આપણે
ટીંગાયા છીએ
સિગારેટની તૂટી જતી ધૂમ્રરેખામાં ...

દૂર
ગુલમ્હોરના વૃક્ષો પર
ઝૂકી રહેલો સૂર્યનો અશ્વ ...



પ્રતીક્ષામાં આખો દી જોવાય રસ્તો –
ને વરસાદ વિણ કેવો ધોવાય રસ્તો !
તમારાં સ્મરણને ચરણ સાંપડે ત્યાં
કશો ભૂત જેવો ઊભો થાય રસ્તો !
ચમનમાં શહરના હું શોધું છું તમને
સુગંધે સુગંધે શું સરજાય રસ્તો :
મને નિત્ય એકાંતમાં સાથ દેતો
હું સંગાથ શોધું ને અકળાય રસ્તો !
અજાણ્યાં નયનની અજાણી નજરથી
અહો પોડશી જેમ શરમાય રસ્તો !
ઘણાં લોકથી ત્રાસી જઈ - મારી માફક,
ફરી કેડી થવાને લલચાય રસ્તો !
શરૂ થઈને મારા આ ઘરથી સ્મશાને
સરકતો સરકતો વિલોપાય રસ્તો !

**રસ્તો □ હેમન્ત દેસાઈ**

## એક વૃક્ષની એકોક્તિ □ જ્યોતિષ જાની

કહો
કહો કહેવાય કોને –
લીલું લીલું લીલું
પાન?
કહો તો –
કહેવાય કોને
ઝીણું ઝીણું
મર્મર
ગાન?
નજર નજરના બખિયાથી સતત સાંધી રહું
કોને?
એ ક્ષિતિજ
છે ક્યાં?
ક્યાં છે –
મારી ઝૂકેલી ડાળીઓમાં એકદા ઊગેલી
આંખો
આજે
તૂટી ગઈ પાંખો
આકાશ ઓઢીને હવે થાકી ગયો છું

મૂળિયાં સાથેનો મારો
સંદર્ભ
શોધી શકું તો –
તો ફૂટે
મને
લીલાં લીલાં પાન-?
કહો,
ફૂટે?

# કવિતા

તારો તે સંગ ઊન્હે પ્હોર જાણે પીપળો



વર્ષ ૩ : અંક ૫ : જૂન ૧૯૭૦

સળંગ અંક ૧૭

મુખપૃષ્ઠ સજાવટ | દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, આકટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧

# કવિતા

રમેશ પારેખ
મનોજ ખંડેરિયા
ખામોશ
પિયુષ પારાશર્ય
શ્યામ સાધુ
જયંત પાઠક
મનોહર ત્રિવેદી
પિનાકિન ઠાકોર
ફિરાક ગોરખપુરી
નીરવ મહેતા
નલિન રાવળ
મુરલી ઠાકુર
સનત જોશી
ચંદ્રકાન્ત 'ઝૂદિલ'
નિરંજન ભગત
મકરંદ દવે
સિતાંશુ યશશ્ચન્દ્ર
રાવજી પટેલ
ભાનુપ્રસાદ પંડયા
અમૃત 'ઘાયલ'
બરકત વીરાણી
આશ્લેષ ત્રિવેદી
કિરાત વકીલ
સુરેશ દલાલ
ઉશનસ્
હરીન્દ્ર દવે
કાન્તિલાલ કાલાણી

હરિવલ્લભ ભાયાણી
પુરુષોત્તમ રેગે
ઈરી કોલાર
ગાન કેસલ
દીપક મહેતા
સ્ટીફન ગ્રે
પેબ્લો નેરુદા
ટેડેઉઝ રોઝેવીઝ
રૉબર્ટ પેક
જગદીશ જોષી
જીવનાનન્દ દાસ
મંગળ રાઠોડ
ઉંગારેત્તી
લૉરી નેલ્સન
રમેશ જાની
બર્તોલ્ટ બ્રેખ્ટ
હાન્સ એન્ઝેનબર્ગર
આશા દલાલ
રામચંદ્ર પટેલ
માધવ રામાનુજ
પેટ્રિક કાવાનાઘ
જયુલ સુપરવિલ
પેટ્રિસિયા ટેરી
પૉલ એલાર્દ
સેમ્યુઅલ બૅકેટ
યોસેફ મેકવાન
નીતિન મહેતા



## તને યાદ છે? મને યાદ છે □ રમેશ પારેખ

મારી આંખમાં તું વહેલી સવાર સમું પડતી ને ઘેરાતી રાત મને યાદ છે:
ઘેરાતી રાત તને યાદ છે?
સોનેરી પોયણીઓ ઊઘડતી હોડમાં ને થાતું પ્રભાત મને યાદ છે:
થાતું પ્રભાત તને યાદ છે?

ખરબચડું લોહી થતું રુંવાટીદાર
એવું ચોમાસું ચાર ચાર નેણનું
ધોધમાર પીંછાંનો પડતો વરસાદ
ગામ આખું તણાઈ જતું વેણનું
છાતીની ધુમ્મસરીમાં ઘૂમી ઘૂમીને ક્યાંક ખોવાતી જાત મને યાદ છે:
ખોવાતી જાત તને યાદ છે?

સૂરજ વિનાના અને છાંયડા વિનાના
ઘોમ તડકા સૂસવાટે હવે રાતના
લોચનની ભાષામાં ઘટના કહેવાય
અને જીવતરની ભાષામાં યાતના
આવેલું શમણું પણ અવસર થઈ જાય એવા દિવસોની વાત મને યાદ છે:
એવા દિવસોની વાત તને યાદ છે?

### ગીત ☐ મનોજ ખંડેરિયા

વાતમાં તું આવે ન વાયરાની જેમ
તારી વાતોમાં વેણ મારાં ખૂટે રે લોલ
આખું આકાશ આવી ડાળી પર બેસે ને
એકેયે પાંદડું ન તૂટે રે લોલ

માળાનાં મોતીમાં ઘૂઘવે છે દરિયો કે
દરિયામાં કાય મારી બૂડે રે લોલ
તોરણના આભલાને તોડતા તડાક દઈ
તોરણના પોપટ તો ઊડે રે લોલ

પગલું માંડું કે ફૂટે બાર બાર કેડી ને
તેર તેર દરવાજા ખૂલે રે લોલ
હાથની હથેળિયુંની પાતળી આ રેખા તો
મોગરાની ડાળ થઈ ઝૂલે રે લોલ

ભીંત્યું પર કંકુના થાપા ને થાપામાં
આઘેનું ગામ એક ઝળકે રે લોલ
ચોમાસું છલકાતું ખેતરને ચાસ એવું
રોમ રોમ નામ તારું છલકે રે લોલ



કહેવું ય કેમ રાહ ભૂલ્યો રાહદાર છું,
આકાશ કોડિયા સમું માથે હજી બળે.

અજવાશ તૂટવાના અવાજે ભર્યું ગગન,
આંખો થઈ જયાં બંધ ત્યાં અંધાર ઝળહળે!

શીશામહીં ઉજાસ મથું છું ઉતારવા,
ડર છે કે સૂર્ય કોક સવારે ન નીકળે!

જળની બહાર શબને ધકેલે વહેણ, પણ
કેવાં મજેથી માછલાં વળ ખાય છે જળે!

રેખા વગરનું ચિત્ર બની જાય તે પછી
'ખામોશ'નાં નિશાન રઝળતાં નહીં મળે.

☐ ખામોશ

### □ પિયુષ પારાશર્ય

ઘરની ખાલી ખીંટી ડંખે
શૂન્ય કણસતી દીવાલ પરથી
ઉતારી નીચે ને બાંધો
ઘરવખરીની સાથે અમને
એક વખત બસ આજ.

હવે તો શહેર વિષે આ
પ્રેત બની આથડિયેં
ને ખોપરીઓમાં વિષાદનું જાંબુડિયું પાણી
ભરી ભરીને ઘટઘટ ઘૂંટડે પીયેં
– ને ગલી ગલીએ
બંધ ઘરોમાં ભીખ માગતાં ફરીયેં.

અમે તો રિક્ત વાવનાં ચામાચીડિયાં
–બનશું આવ વગરના કૂવા,
કરોળિયાનાં જાળાંમાં કોઈ
સૂરજને તો પકડો
–અમારા લાલ રક્તની ઇચ્છા
આંબાની મંજરીઓને તો
આજ જઈને કહીએ.

હવે
બધે જ ઊગશે થોર સામટા
તે પર બેસે મોર એકલા
થોર કાંઈ મ્હેંકે નહીં
મોર કાંઈ ગ્હેકે નહીં
અમારી ટહૂકવાની ઇચ્છા
બંધ દિશામાં
પડઘા થઈને રેલે.



કેતકીનાં વનમાં
ભૂલો પડી ગયેલો
પવન
મારાં ગયા જનમનો દોસ્ત છે.



યાયાવર પંખીઓની જેમ
થાકી જઈને
મારાં ચરણ
બની ગયાં છે તમારા શહેરમાં
ગુલમહોર.



અષાઢનાં
વાદળી અવાજોને
મોર ગણી
ચીતરી લઉં છું
મારી ભીંતે.

### ત્રણ લઘુ કાવ્યો □ શ્યામ સાધુ

બે કાવ્યો □ જયંત પાઠક

## પછી

પછી આવો ના'વો બધું ય સરખું :
અહીં આંખો સામે સમયશીશીમાં રેત ખરતી;
ખરે, ચારે બાજુ કણ કણથી ર્‌હે વિસ્તરી રણ;
પિપાસાનું માર્યું મૃગજળ પિયે ભોળું હરણ.
દગે ધીમે ધીમે નભથી ઊતરે કલાન્ત વરણ.
હું મારી આંખોમાં છલછલતું અંધારું નીરખું
પછી આવો ના'વો બધું ય સરખું.

વસંતો વીતી ને કલિકુસુમના ઉત્સવ ગયા;
હવે વેરાનોમાં તરુવિટપ કાંટા રહી ગયા;
મૂકું જ્યાં હું મારો પગ, ભચ દઈ ભોંકાઈ જતા.
ખાણું ખેંચું ઊંડા ત્યમ ત્યમ અરે ઊતરી જતા!
દુ:ખાવામાં હૈયું વિલપી વિલપી મૂર્છિત થતું
પછી આવો ના'વો બધું ય સરખું.

અહો એ તોફાની સમય ભરતીનો! ફરકતું
તમારાં વસ્ત્રોનું નીલ જલ તરંગ સ્તન પરે
હું કાંઠે બેસીને નીરખું : હમણાં આવી સમીપે
મને છાંટી દેશે, ફીણ ફીણ હસીને થઈ જશે!
ગયો એ છોળોનો સમય, તટ-હોઠે રહી ગઈ
ઝીણી ચૂમી-રેખા –
કિનારે ઠેલાયું તફડી તફડી મત્સ્ય મરતું
પછી આવો ના'વો બધું ય સરખું –



## ગિર–જંગલમાં

સદીઓથી શત શત સિંહોની
ઊછળતી આકાશ ભણી જે ત્રાડ
ને આ પ્હાડ;

સંભોગે રત વન્ય પશુનાં સોનલ શરીરે
રોમહર્ષ . .

ને ધીમે વાયરે અહીં ફરકતાં વૃક્ષ;
મૃગ ટોળાંનાં શૃંગ વધીને
        વધતાં વધતાં વગડો થૈ ફેલાયાં;
નેસનાં ગાય–ભેંસની ખરીઓમાંથી
        ખળ ખળ ઝરણાં જળ રેલાયાં;

દીપડાના દિલનાં ચિતરામણ
        ગોળ ગોળ થૈ તળાવડીઓ નાની;
સદીઓથી દિન-રાત રખડતાં રીંછે ખોદી
        અહીં ગુફાઓ અંધકારની છાની.
કાળના કાળા ઘોડા ઉપર સવાર-સાંજે
        સૂરજ-શશીનાં છોગાં ખોસી સાફે
નીકળે રાજકુમાર ...
ખંડેરો ખખડે ને ધ્રૂજે જીરણ દરવાજાનાં દ્વાર.



સીમ સીમ રખડે સૌ ખેતર ને વગડે,
ના તરણું ય એક તો ય લાધ્યું,
કોકે દીધેલ આ લીલાગ્ર કેરા સગડે,
રામનું વેરાન જાય વાધ્યું. –સીમ૦
અલ્લડ વાછરડું એક ઠેક ઠેકે ખૂંદતું,
        આડે ધડ દોડતું ભુરાંટું;
કાળગરો મોલ બધો છીંકોટે છૂંદતું,
        શિંગડિયે થાય ફાટું ફાટું,
આફરાનાં અડાબીડ વન વન ઝગડે
ને તરસ્યું શું તોફાન બાંધ્યું. –સીમ૦

લીલા દુકાળમાં રામનાં રણ ઊભર્યાં
ને વાદળાંનાં ખીચોખીચ પગલાં;
વ્હેતાં પાણીના લાખ ડુંગરાઓ ઊતર્યા
ને વાયરાના ખડક્યા છે ઢગલા.
અંકાશી શેઢાએ ઘાસ નર્યું બગડે
ને ભૂખ્યું આ ધણ વલુબાંધ્યું. –સીમ૦

ભૂખ્યું □ પિનાકિન ઠાકોર

તરડેલા પથ્થરની વચ્ચે
કૂણું કૂણું ઘાસ ઊગે છે
એવી તારી બે આંખોમાં
મારી કોઈ યાદ ઊગે છે?
□ મનોહર ત્રિવેદી



## 'ફિરાક' ગોરખપુરી ☐ નીરવ મહેતા

'ફિરાક' ગોરખપુરી(જન્મ. ૧૮૯૬)ને ૧૯૬૯ના વરસનું જ્ઞાનપીઠ પારિતોષિક પ્રાપ્ત થયું છે. એમની કેટલીક રચનાઓમાંથી અહીં પસંદગીના શેરો રજૂ કર્યા છે.

**કિસીકા કૌન રહા યોં તો ઉમ્રભર, - ફિર ભી,**
**યે હુશ્નો - ઇશ્ક તો ધોકા હૈ સબ, મગર - ફિર ભી.**

[આમ તો આખું યે જીવન કોણ કોનું રહી શકે છે? છતાં પણ; આ સૌન્દર્ય અને પ્રેમ તો મૃગજળ છે એ માન્યું ... છતાં પણ – ]

આહીં 'ફિર ભી' એ શબ્દ પર કવિતા એક નાજુક વળાંક લે છે. બન્ને પંકિત અધૂરી છે; અને એ અધૂરપમાં જ કવિતા રહી છે.

હવે મૃત્યુ વિશેનો એક શેર જોઈએ:

**યે મોડ વો હૈ કિ પરછાઈયાં ભી દેગી ન સાથ,**
**મુસાફિરોં સે કહો ઉસકી રહગુઝર આઈ.**

[આ એક વળાંક છે, જ્યાં પડછાયાઓ પણ સાથ નહીં આપી શકે. મુસાફરોને કહો કે હવે એમનો રસ્તો આવી ગયો!]

**કહાં હર એક સે ઇન્સાનિયતકા બાર ઉઠા,**
**કિ યે બલા ભી તેરે આશિકોંકે સર આઈ.**

[દરેક માણસથી માનવતાનો ભાર ક્યાં ઊંચકી શકાયો? માનવતા નભાવવાનું કર્તવ્ય તારા આશકો પર જ આવી પડ્યું છે.]

**દિયે જાતા હું તેરી યાદ કો રાહ**
**તુઝે સૌ સૌ તરહ ભુલાતા હું.**

[તને સો સો રીતે ભૂલી જવાનો યત્ન કરું છું. અને એમ કરીને તારી સ્મૃતિ માટે જ રસ્તો બનાવું છું.]

**તુમ મુખાતિબ ભી હો, કરીબ ભી હો,**
**તુમ કો દેખું કિ તુમસે બાત કરું.**

[તું કૈં વાત પણ કરે છે, અને તું પાસે પણ છે: મારી વિમાસણ એ છે કે તને જોઉં કે તારી સાથે વાત કરું?]

**મહોબ્બત મેં મેરી તનહાઈયોં કે હૈ કંઇ ઉન વા,**
**તેરા આના, તેરા મિલના, તેરા ઉઠના, તેરા જાના.**

[ પ્રણયનાં મારી એકલતાઓનાં કંઈ ઘણાંએ શીર્ષકો છે: તારું આવવું, તારું મળવું, તારું ઊઠવું, તારું જવું.]

## વિલિયમ વર્ડ્ઝવર્થ ☐ નલિન રાવળ

કમ્બરલૅન્ડમાં આવેલું રળિયામણું કૉકરમાઉથ્ વર્ડ્ઝવર્થનું જન્મસ્થળ. હૉકશેડની ગ્રામર સ્કૂલમાં અભ્યાસ દરમિયાન પ્રકૃતિ સાથે મૈત્રી કેળવી. શાળા તરફથી છાત્રગૃહની ત્યારે વ્યવસ્થા નહીં. ગામની કેટલીક સ્ત્રીઓ નદીકાંઠે કે સીમને અડી ઊભેલા નાના કૉટેજમાં પરગામના છાત્રોને સંભાળતી. આવા એક કૉટેજમાં વર્ડ્ઝવર્થે શાળાજીવનનો મોટો સમય પશુ, પંખી, ફૂલ અને પતંગિયામાં રસ લેવામાં જ ગાળ્યો. વનશ્રીમાં ઘૂમતા તેમ જ ચાંદની રાતે હોડી લઈ નદીમાં દૂર સહેલગાહે નીકળી જતા કિશોર વર્ડ્ઝ-વર્થનાં ઘણાં ચિત્રો Prelude માં અંકાયેલાં છે. વસંત, વર્ષા અને શિશિરમાં પ્રગટતી ઋતુચક્રની લીલાને અહીં વર્ડ્ઝવર્થે આનંદ અને વિસ્મયથી ચકિત નેત્રે પ્રથમવાર આકંઠ માણી. To a Butterfly; The Sparrow's Nest; The Redbreast and Butterfly; The Cock is crowing; To The Daisy; To The Small Celandine; The Green Linnet, To A Skylark; To The Cuckoo; The Primrose of The Rock અને Daffodils આદિ ઘણી નાની રચનાઓમાં કવિએ કિશોર વયમાં માણેલું કુદરતનું નિર્દોષ કાવ્ય છે. રસાળ રચનાવાળું નાનું કાવ્ય – Lines written In March – ઈંગ્લૅન્ડના ગ્રામ્ય પ્રદેશોમાં સર્વત્ર પ્રસરતી વસંતનું કેવું સુરેખ ચિત્ર આપે છે! તન્મય થઈ તૃણ ચરતું પશુટોળું જોઈ એક એવો અનન્ય ભાવ ઉદ્‌ભવે છે કે જે જાણે અનેક નહીં પણ એક પશુ ચરી રહ્યું છે:

The Cattle are grazing
*Their heads never raising;*
They are Forty Feeding like one !

ગણિતની આંખે નહીં પણ કલ્પનાની આંખે જોતા સંખ્યામાં વિભક્ત નહીં પણ અવિભક્ત એવું એક અખંડ ચિત્ર અહીં આલેખાય છે. સૌંદર્યની તીવ્ર અનુભૂતિને કવિ પ્રકૃતિના વિશાળ વ્યાપમાં પથરાઈ રહેતા આવા કાવ્યોદ્‌ગારમાં બદ્ધ કરે છે:–

My heart leaps up when I behold
  A rainbow in the sky :

Ten thousand saw I at a glance
Tossing their heads in sprightly dance.

O Cuckoo ! Shall I Call Thee Bird,
Or but a wandering Voice ?

આ વિસ્મયજન્ય માધુર્યવાળી પંક્તિઓ ઉદ્‌ભવે છે પ્રકૃતિમાં રસળી રહેલા આનંદમય સૌંદર્યમાંથી, પણ પરિણમે છે ગહન સત્યને ગોપવતી કાવ્યાનુભૂતિમાં:

The child is father of the Man,
And I could wish my days to be
Bound each to each by natural piety.
They flash upon that inward eye
Which is the bliss of solitude.

No bird, but an invisible thing
A voice, a mystery;

જે પ્રકૃતિદત્ત આનંદ શિશુવયમાં અને યૌવનમાં જીવનનું સત્ત્વ બની રહ્યો તે આનંદશિશુમાંથી મનુષ્ય થતા પણ એટલો જ અક્ષુણ્ણ અને શાશ્વત રહે તે મનીષા કવિની છે. જીવનનો પ્રત્યેક દિવસ પરસ્પર પાવિત્ર્યભરી નિષ્ઠાથી સંલગ્ન રહે તેવી મનીષા પણ કવિની છે. અને આ શુભનિષ્ઠા પર જીવનનું સ્વરૂપ ઘડવાનો પરમ કવિ-પુરુષાર્થ વર્ડ્ઝવર્થે કર્યો છે. મનુષ્ય તરીકે સાતત્યપૂર્ણ જીવવું એ એક કપરું કવિકર્મ છે. વિશ્વપ્રકૃતિમાંથી પ્રાપ્ત થતો આનંદ હૃદયમાં વહી રહે છે અને પુનઃ પુનઃ અંતર્ચક્ષુ સમક્ષ પ્રગટ થાય છે. હૃદયના પરમ એકાંતમાંથી ઉદ્‌ભવતી ઊંડા પરિતોષની અનુભૂતિ માત્ર આનંદ સાથે યુકત નથી પણ અકળ એવી ગહન સત્યની કોઈ ને કોઈ રેખા સાથે જોડાયેલ પણ છે અને આ કારણે તો પંખી, પંખી ન રહેતાં અદૃશ્ય તત્ત્વ બની રહે છે, ધ્વનિ બની રહે છે, રહસ્ય બની રહે છે. વર્ડ્ઝવર્થમાં સૌંદર્ય નિસર્ગના મધુર અંશ તરીકે તેમ જ ગહન અંશ તરીકે આવે છે તેને લઈ એમના કાવ્યસૌંદર્યનું માધુર્ય ગહન બને છે. Lucy Grayમાં માનવીના દ્વારે કોળેલો મધુરતમ છોડ:

The Sweetest thing that ever grew
Beside a human door!

એમ કહી પ્રકૃતિમાંથી ઊગેલી કન્યકાનું મધુર ચિત્ર કવિ વિષાદ ઘેરા બરફછાયા વાતાવરણમાં ઉપસાવી એ આખા ચિત્રને કરુણભાવમાં પલટાતું નિરૂપે છે. બરફના તોફાનથી ભરી રાત્રિમાં પિતા, દીકરીને લૅન્ટર્ન આપી ગામમાંથી માતાને તેડી લાવવા મોકલે છે. ઘણી રાત વીતે દીકરી ન આવતા પિતા અને પાછળથી આવેલી માતા બન્ને શોધમાં નીકળી પડે છે, છેક સવારમાં માત્ર બરફ પર પડેલા પગલાં જુએ છે. અને એ પગલાં તો બ્રિજ તરફ અને તેની ય આગળ જઈ લુપ્ત થતા જુએ છે. પણ આજેય કોઈને કોઈ લ્યુસીને એ બરફીલા વિસ્તારમાં પગલાં માંડતી અને દૂર દૂર જતી જુએ છે. કોઈ તો વળી પવનમાં ફરકતા એના ગાનનો એકાકી સૂર પણ સાંભળે છે:

And sings a solitary song
That whistles in the wind.

'લ્યુસી' કાવ્યના પાંચ ખંડકોમાં પાત્ર પ્રેયસી અને પ્રકૃતિ પરસ્પરમાં પોતાનું રૂપ અને રહસ્ય પ્રગટ કર્યા કરે છે. 'માત્ર પ્રેમીજનના કાનમાં જ મારી પ્રેયસી પ્રત્યેના મારા અદમ્ય પ્રેમની કથા કહીશ' – એવા ઉદ્‌ગારથી આરંભાતા કાવ્યમાં પ્રકૃતિના સહ-ચારમાં ખીલતી લ્યુસી અને ... એનાં મૃત્યુની કથા છે. પ્રકૃતિ સ્વયં પૃથ્વીમાં પોઢેલી લ્યુસીને ઊછેરે છે ને કહે છે:

'A lovelier flower
On earth was never sown'

મધ્યયુગીન અલૌકિક કલ્પનાજન્ય કથાસૃષ્ટિને કાવ્યપોતમાં વણી રચાતા Ballads-ની અંતરંગ અદ્‌ભુત આબોહવાને વર્ડ્ઝવર્થે અહીં નરી સહજતાથી રચી છે. સ્કૉટ કે બાયરન કે કૉલરિજ જે દીર્ઘ કૃતિઓમાં કરી શક્યા તે - બૅલાડ્‌ના આત્માને વર્ડ્ઝવર્થે ઊર્મિકાવ્યોમાં ઉતાર્યો. 'A Slumber did my spirit seal – થી આરંભાતો છેલ્લો ખંડક બૅલાડની સૃષ્ટિને અતિક્રમી જાય છે. બૅલાડિસ્ટ કથાવસ્તુમાં બંધાઈ રહે છે. કવિ કાવ્યમાં બંધાતો નથી. કાવ્યોર્મિ વહે અને એટલે વર્ડ્ઝવર્થે સૂચક રીતે કૉલરિજના સહલેખનમાં પ્રગટ કરેલા કાવ્યસંગ્રહનું નામ Lyricall Ballads રાખેલું. અહીં આ ખંડકમાં વર્ડ્ઝવર્થ કાવ્યના પેલા અકળ સ્તરમાં પ્રવેશે છે જ્યાં અનનુભૂત એવા કાવ્યસૌંદર્યનો, કાવ્યાર્થનો પ્રથમવાર બોધ થાય છે. પ્રકૃતિના અંત-સ્તલમાં વિશ્વક્રમ અનુસાર ખડક - પહાણ - વૃક્ષોમાં પરિવર્તિત થતી લ્યુસી વિશ્વ-પ્રકૃતિનું તત્ત્વ બની રહે છે:

No motion has she now, no force;
She neither hears nor sees;
Rolled round in earth's diurnal course,
With rocks, and stones, and trees.

વર્ડ્ઝવર્થની રચનાઓનું એક અન્ય તત્ત્વ છે એકાંતની આહ્‌લાદક ક્ષણોમાં હૃદગત થતી શાંતિ. એમનાં કાવ્યોનો લય શાંત એકાંતનો લય છે. એકાકી – એકાંત Solitary અને જોવું – નિરખવું, Behold એમના પ્રિય શબ્દો છે. 'The Solitary Reaper' કવિએ એકાંતમાં અનુભવેલા પરમ શાતામય આનંદનું કાવ્ય છે. ખેતરમાં ધાન્ય લણતી બાલાનું ગુંજન ખીણોમાં છલકી ઊઠી સર્વત્ર વ્યાપી વળ્યું છે. એ ગાન સંઘર્ષનું હશે? યુદ્ધનું હશે? મૃત્યુનું હશે? અતીતના કોઈ ઘેરા વિષાદનું હશે? કે રોજની ઘટમાળનું હશે? અર્થને – કવિતાના અર્થને એક ભાષા નથી હોતી, મનુષ્યનું

જીવન જે સૃષ્ટિ સાથે યુકત છે તે સૃષ્ટિના આનંદ અને વિષાદને આશ્લેષમાં લેતું નિર્દોષ પહાડી કન્યાનું ગાન એટલું વ્યાપક અને ગહન છે કે કવિના સ્મૃતિલોકમાં પોઢેલી સાગરની શાંતિને જગવી ગયેલ કોયલના સૂરને ઝંકૃત કરે છે. અરેબિયાના ધીકતા રણ-પ્રદેશના ત્રસ્ત યાત્રીઓને આવકારતી અને એમને શાતા આપતી મેનાનો સૂર પણ આ કન્યાના કંઠથી મીઠો નહીં હોય. અફાટ તૃષ્ણાભર્યા ભવરણમાં માનવીનું ગાન જ માનવીનું સંજીવક બળ છે એવો ધ્વનિ વાંચી શકાય. કવિને શાંતિનો, એકાંતનો, અસ્તિત્વના રોમાંચિત આનંદનો અને આત્મસભરતાનો જે અનુભવ કન્યાનું ગીત કરાવે છે છે તે અનન્ય છે. કાવ્યની અત્યંત ગહન અને મધુર પંકિતઓ છે આ:

A Voice so thrilling ne'er was heard
In spring-time from the cuckoo-bird,
Breaking the silence of the seas
Among the Farthest Hebrides.

સાગર શાશ્વત સર્જન અને વિસર્જનનું પ્રતીક છે, વસંત ચેતનાનું અને કોયલ આનંદનું પ્રતીક છે, પણ કન્યાનું ગીત શાતાદાયક સત્ત્વનું પ્રતીક છે. ગાન પૂરું થયું પણ જીવનનો ધર્મ ગતિ છે. કવિ ચાલે છે, આગળ ... કન્યાના ગીતને હૃદયમાં લઈને The music is in my heart I bore. ગીત હવે ગોરંભાયું મન-હૃદયના અર્થસભર અવકાશમાં. કવિનો આ ધર્મ છે. એ માનવીય ગીતની – મનુષ્યના કાવ્યની હૃદયમાં પ્રતિષ્ઠા કરે છે. વર્ડ્ઝવર્થને મન જીવનમાં કાવ્યપ્રતિષ્ઠા એ જ સાચી જીવન-પ્રતિષ્ઠા હતી. કૅમ્બ્રિજમાં અભ્યાસકાળ દરમિયાન એમને થયેલો એક ગૂઢ અનુભવ એમના જીવનનું નિર્ણાયક બળ બની રહ્યો. પહેલા લાંબા વૅકેશનમાં કૅમ્બ્રિજથી ઘર તરફ પગપાળા વનરાજિ અને ગિરિમાળાઓ ખૂંદતા આવતા વર્ડ્ઝવર્થને ફૂટતા પ્રભાતમાં અંતઃસ્ફુરણ થયું કે પોતે કવિ થવા નિર્માયા છે. કાવ્યને પામવું એ જ ધ્યેય, એ જ ધર્મ એવું અંતસ્ફુરણ વર્ડ્ઝવર્થમાં અંતર્જ્ઞાન તરીકે સતત વિકસ્યું. ૧૭૯૫માં ડૉરસેટ ખાતે કૉલરિજ સાથેનું પ્રથમ મિલન બની રહ્યું. ડૉરોથી, પોતે અને કૉલરિજ માટે વર્ડ્ઝવર્થ 'વ્યકિત ત્રણ, આત્મા એક' Three persons with one soul એમ કહેતા. આ મૈત્રી અંગ્રેજી કાવ્ય-સાહિત્યનું મહાન પરિબળ બની. કવિ તરીકેનો ઉત્તમ સર્જનાત્મક સમય પણ આ મૈત્રી પછી શરૂ થયો. આમ છતાં કેટલાક અત્યંત અંગત અનુભવોએ એમની કાવ્યદૃષ્ટિને કેળવી આપી હતી. ફ્રેન્ચ રેવોલ્યુશનના આરંભના દિવસોમાં કવિ પૅરિસમાં ક્રાન્તિકારીઓના દળમાં હતા. અહીં એ Annette Vallon નામની ફ્રેન્ચ છોકરીના પરિચયમાં આવ્યા જેનાથી એક દીકરી જન્મી. વર્ડ્ઝવર્થના ઊર્મિતંત્રને સંક્ષુબ્ધ કરે એવા બનાવો ટૂંકા પણ અત્યંત અગત્યના એવા પેરિસ નિવાસ દરમિયાન બન્યા. જે પ્રજાની સાથે રહી વર્ડ્ઝવર્થ માનવમુકિતના ઉદાત્ત આદર્શ સાથે ક્રાન્તિમાં સક્રિય બન્યા હતા તે પ્રજાની

સામે ઇંગ્લૅન્ડે યુદ્ધ જાહેર કર્યું. વર્ડ્ઝવર્થને માટે આ પ્રથમ આધ્યાત્મિક કટોકટીનો પ્રસંગ હતો. માનવમુક્તિનો એમનો આદર્શ અને ઇંગ્લૅન્ડ પ્રત્યેની એમની ફરજ; એ બે વચ્ચેનો એ સંઘર્ષ-સમય હતો. ફ્રાન્સથી પાછા ફરતાં ઇંગ્લૅન્ડના ગામડાના એક દેવળમાં ગામ આખું, ઇંગ્લૅન્ડ વિજયી બને તેની પ્રાર્થના કરી રહ્યું હતું ત્યારે વર્ડ્ઝવર્થ દેવળના ખૂણામાં અટૂલા ઊભા ઊભા શૂન્યમનસ્ક ચિત્તે નિહાળી રહ્યા હતા. એ પ્રાર્થનામાં ભાગ ન લઈ શક્યા. વર્ડ્ઝવર્થનું આ વ્યથાપૂર્ણ મૌન મનુષ્ય પ્રત્યેના એમના પ્રેમનું, એની વેદના પ્રત્યેની એમની સહાનુભૂતિનું દ્યોતક છે. નિસર્ગના પરમ આહ્લાદક અને શાંત વાતાવરણમાં કવિની માનસયાત્રા વેળાએ જે એક સૂર એમને સ્પષ્ટ સંભળાતો હતો તે સૂર માનવીય વ્યથાનો ધ્રુવ સ્વર હતો :

.. but hearing oftentimes
The still sad music of humanity.

પ્રભાતના સુંદર આચ્છાદનમાં પોઢેલા લંડનનું ભવ્ય શાંતિમય ચિત્ર નીરખી 'Earth has not anything to show more fair' બોલી ઊઠેલો કવિ 'The world is too much with us' અને 'London 1802' જેવાં કાવ્યોમાં મનુષ્યથી વ્યથિત થઈ ઊઠે છે. પ્રકૃતિના આનંદ અને સત્ત્વથી સભર એવો કવિ 'Immortality Ode'માં વૈફલ્યનો, કશુંક ગુમાવ્યાનો, જીવનની નિ:સારતાનો અનુભવ કરે છે. પ્રકૃતિ પરની શ્રદ્ધા ડગી જાય છે એ અને જીવનનો મહદ અંશ નિસર્ગથી ઘડાય છે આદર્શ કવિ ત્યજી દેવાની ક્ષણ લગી આવી પહોંચે છે. એ સ્પષ્ટ એકરાર કરે છે :

'The things which I have seen I now can see no more'.
'Whither is Fled the visionary gleam ?
Where is it now, the glory and the dream ?'

કાવ્યના અંત ભાગમાં કવિ વિષાદમાંથી પુન: પ્રસન્નતાનો - આનંદનો અનુભવ કરે છે, પુન: માનવીમાં, પ્રકૃતિમાં શ્રદ્ધા સ્થિર કરે છે :

'The innocent brightness of a new-born Day is lovely yet'
'Thanks to human heart by which we live'

અને અંતરના આંસુનો સંબંધ વનાન્તે ખીલતા અજાણ ફૂલની સાથે કવિ જુએ છે. પ્રકૃતિ અને માનવભાવનું સાયુજ્ય શાશ્વત છે એવી પ્રતીતિ કવિ પુન: પ્રાપ્ત કરે છે.:

'To me the meanest Flower that blows can give
Thoughts that do often lie too deep for tears'

'The Prelude' – આત્મકથનાત્મક,

કૃતિના ભવ્ય બ્લેન્ક વર્સમાં કવિએ શિશુવયના-યુવાવયના અસંખ્ય અનુભવો મૂકયા છે. નિસર્ગના રમણીય પરિવેશમાં કવિએ અનુભવેલી કેટલીક આધ્યાત્મિક રહસ્યગર્ભ અનુભૂતિઓનું પણ અહીં આલેખન છે. પ્રકૃતિ અને મનુષ્ય આંતરસંબંધથી યુકત છે એવી ઊંડી પ્રતીતિ 'Tintern Abby'ના એક શ્લોકમાં કવિએ મૂકી છે. ટીન્ટર્ન ઍબીની નિસર્ગ યાત્રાએ પુનઃ આવેલો કવિ અતીત અને સાંપ્રતના સંદર્ભમાં ભાવિને પ્રકૃતિના સાન્નિધ્યમાં મૂલવે છે: કવિના નિસર્ગ પ્રેમની વિકાસયાત્રાનો આલેખ અહીં છે. પ્રકૃતિ પ્રત્યે પ્રથમ આદિમ પ્રેમ, પછી પ્રકૃતિનો રહસ્યમય તત્ત્વ તરીકે સાક્ષાત્કાર એમ અનુભૂતિના ત્રિવિધ સ્તરમાંથી કવિ પસાર થાય છે. આત્માના એકાંતમાં આનંદમય શાંતિમાં ગૂઢ અસ્તિત્વના ઊઠતા પ્રથમ પ્રસ્પંદનો કવિ અનુભવ કરે છે. એક એવા અસ્તિત્વનો કવિએ અનુભવ કર્યો છે કે એનું આખું અંતરંગ આનંદથી રોમાંચિત થઈ ઊઠયું છે. આ આનંદ ઉદ્‌ભવ્યો છે તે ઉદાત્ત વિચાર અને ભવ્ય ઊર્મિના સંમિલનમાંથી જેનું આદિ મૂળ છે તે અપાર્થિવ તત્ત્વ જે સર્વત્ર છે - એ અસ્ત પામતા ભાનુના ભર્ગમાં, સાગરમાં, પ્રાણપ્રદ વાયુમાં, નીલ આકાશ અને માનવીના ચિત્તમાં છે:

And I have Felt
A presence that disturbs me with the joy
of elevaled thoughts; a sense sublime
of something far more deeply inter fuesd,
Whose dwelling is the light of the setting suns,
And the round ocean and the living air,
And the blue Sky, and in the mind of man.

વિશ્વાત્માનો તેજોમય પ્રકાશ મનુષ્ય અને પ્રકૃતિની અંતર્ગ્રંથિ છે અને કવિતા સર્વજ્ઞાનના સારરૂપ એવા તત્ત્વની સૌંદર્યમય, દીપ્તિમંત વૈશ્વક અનુભૂતિ છે. Poetry is the breath and finer spirit of all knowledge એવી ઊંડી અંતરની સમજ આ મહાન પ્રકૃતિપૂજક અને મનુષ્યપ્રેમી કવિએ કાવ્ય દ્વારા પ્રકટ કરી અને જીવન દ્વારા સતત કેળવી.



ડાળ પોતાની
લાંબી કરતાં વૃક્ષ
તડકો ભાગે.

●

વૃક્ષ બિચારાં
કેમ કરીને હાલે
પોઢયાં પંખીડાં.



વાદળછાયો
દિન, સ્તબ્ધ જોગીડો
તડકા ઢૂંઢે.

●

વરસ્યો મેઘ
અમળાય યૌવને
સીમ-સુંદરી



સીમમાં ઊભી
વાટ એકલી રૂવે
આખી રાત.

●

ડુંગરીઓની
ટૂંકે ટૂંકે તડકા
લિયે વિસામા

હાઈકુ ☐ મુરલી ઠાકુર

બે કાવ્યો □ સનત જોશી

કેટલીયે વાર સખી, થાય છે મને કે દુ:ખ સાજનની આંગળીનું ટેરવું.

કોઈના તે કહેવાથી આપણે ન ચાલીએ,
આપણાંમાં ડૂબેલા રહીએ.
કોઈવાર કહેવાનું મન થાય કોઈને –
તો આપણાં જ મનને કહીએ.
આપણાં જ ઉપવનમાં નાખવી નજર ને દુ:ખમાંય સ્મિત સદા વેરવું.

પોપટના ટોળાનું ઊડવું થયું ને –
મારા ખેતરને પાંખ ગઈ ફૂટી.
ઓચિંતુ મૌનનું મોજું આવ્યું ને –
હવે શબ્દોની પાળ ગઈ તૂટી.

આપણી તે જાતને ઢાંકવી જો હોય તો ખૂલ્લા શરીરને જ પહેરવું.
કેટલીયે વાર સખી, થાય છે મને કે, દુ:ખ સાજનની આંગળીનું ટેરવું.
□

સાંકળ ખખડતી સાંભળુ ને થાય કોઈ છે.
હું બારણું ઉઘાડું તો આકાશ હોય છે.
આ ઊંબરે પડેલ પગરખાંની હારમાં –
કંઈ કેટલાંય યુગનો પ્રવાસ હોય છે.
લાગે છે કંઈક મારામાં ખખડી રહ્યું છે આજ,
નીચે નમીને જોઉં તો ઉચ્છ્‌શ્વાસ હોય છે.
બારી ને બારણાઓ બધાં બંધ છે છતાં –
તિરાડમાંથી આવતો ઉજાસ હોય છે.
વૃક્ષોમાં આજકાલ કશીક ગુફ્તુગુ હતી,
ફૂલોની જેમ ડાળીઓને પ્યાસ હોય છે.
□

સ્ટેશન

'ક્યું તે ખબર નથી' તેમ
સ્ટેશન માસ્તર જ મને કહે છે.
પણ બિસ્તરા–પોટલાં બાંધીને
રહેવા
ખુદાબક્ષ જ આવ્યો છું.
પાછા જવાની
ટ્રેઈન પણ ઊપડી ગઈ છે
હવે
હું અને પ્લેટફોર્મનો લીમડો.

□ ચંદ્રકાંત 'ઝેદિલ'

પાત્રો ☐ નિરંજન ભગત

કવિ :

...બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો!
તમે બોલ્યા વિના રહેશો નહીં,
તો જાઓ માનવમેદની મહીં
'દીનતા – દારિદ્ર પર ભાષણ ભલેને લાખ ભાંડો!
એ તમારા નાટયના સૌ નટ અહીં જોતાં નથી જાગી જશે!
આંખો મીંચીને કંઈક એ શોધી રહ્યા,
વાણી વિના પણ કોઈને એ કંઈક સંબોધી રહ્યા;
ત્યાં ચૂપ જો રહેશો, નથી શું લાગતું
કે એમનું મૂંગું હૃદય જે માગતું
એ હાથ પણ લાગી જશે,
ને જો અગર રહેશો નહીં તો સ્વપ્ન જેવું સ્વપ્ન પણ ભાંગી જશે?

ફેરિયો :

જોકે મને સૌ ફેરિયો કહે છે છતાં ફરતો નથી,
પણ એમ તો મારું નસીબે ક્યાં ફરે છે?
એટલે આ ભીંત પણ ક્યારેક તો મારી હવે ઈર્ષા કરે છે.
હું ફર્યાથી એમ તો ડરતો નથી,
ફરવું જ મારે હોય, સોનાપુર
અહીંથી માત્ર છે બસ સો જ ડગલાં દૂર,
પણ મરતો નથી.
હું સાત વરસોથી અહીં આ ભીંતને ટેકે
ઊભો રહું છું, દિવસ ખોયો નથી એકે;
પુરાણી એની એ આ ભીંત,
મારે એક એની પ્રીત,
ને તો પણ અજાણી આજ લાગે, આજ પ્હેલાં માત્ર જાણે સ્વપ્નમાં દીઠી;
હજૂ ગઈ કાલ સુધી જે અદેખી, એ હવે આડું

જુવે, જાણે થતું એને અહીંથી ચાલવા માંડું;
ઘરે વરસોવરસ એવી ચુનાની એ ચમક મીઠી,
અને વરસોવરસ કેવું કચ્ચલીથી વધુ ચીતરાય આ ચાડું!
અરે આ ભીંત પર હું આડ શેને શીદને તે ના ઝૂક્યો?
સાને વસંતો વહી ગઈ ને ફૂલ હું નાહક ચૂક્યો!

આંધળો:

કે શું હજૂ હું ગર્ભમાંથી નીકળ્યો ના બહાર
તે મારા જનમને કેટલી છે વાર?
કે શું આળ પાણ ઝંપી ગઈ છે ચેહમાં
તે હું હવે વસતો નથી મુજ દેહમાં?
કે કંઈક એની આંખથી આ આંખમાં છે ભૂલથી જોવાઈ ગયું?
જેથી અચાનક આમ મારું તેજ બસ ખોવાઈ ગયું.
મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી સ્વર્ગમાં ને આવવાની લહાયમાં ને લહાયમાં
હું કીકીઓ ભૂલી ગયો ત્યાં કલ્પદ્રુમની છાંયમાં!
ત્યારે જગતનું રૂપ જોવાનું મને કેવું હતું સપનું!
હવે ચશ્મું થવા ચાહે સળગતો આ સૂરજ રે તો ય શા ખપનું?
ઊંચે માથું ઉઠાવી આભ સામે પાણ હવે ધરવું નથી,
આ એકમાંથી એ બીજા અંધારમાં સરવું નથી.
ને કોણ કહે છે ચન્દ્ર-સૂરજ-તારલા એ સૌ જલે?
એ તો પલક અંધારનું હૈયું હલે!
મેં જોઈ લીધો છે જગતનો સાર
કે અહીં તેજની ભીતર વસ્યો અંધાર.
હું તો નીંદમાં ચાલી રહ્યો, ફિલસૂફ છું, એવું કશું કહેશો નહીં;
તો આંધળો છું એમ કહીને આંધળા રહેશો નહીં!

ભિખારી:

આ હાથ જે સામે ધર્યો
એ હાથને ઘડનારનો પાણ હાથ
એના જેટલો લાચાર ને પામર ઠર્યો,
ત્યાં કોણ કોને આપશે રે સાથ?
કરશે કોણ કોની બંદગી?

આ વણહસ્યે ગુજરી ગઈ છે જિંદગી,
એમાંય હસવાનું મને એકાદ તો જો કે મળ્યું બ્હાનું,
પ્રભુનો કેટલો તે પાડ માનું?
હો તમે એણે ઘડ્યો આ હાથ
જેણે આ જગત સરજ્યું? જગતનો નાથ
ક્હો છો? આ જ ને એનું જગત કે હુંય તે જેમાં વસું?
ને તે છતાં જો 'ના' કહો તો નહીં હસું.
'હા' તો તમે ક્યાંથી કહો? જ્યાં હાથ મેં સામે ધર્યો
તેવો જ તે નન્નો સર્યો!
પણ ચન્દ્ર-સુરજ-તારલા
હું આ હથેલીમાં રમાડું, કોઈ તો આપો ભલા!
જે કેમ કે હું ક્યારનો એમાં વહું છું કેટલાયે ભારને,
સૂનકારને.

વેશ્યા:

હું તો ભવોભવ સ્રી હતી,
ને કોઈ ભવમાં તો સતી;
આજે હવે? જાણે નનામી,
કોઈ રાધા કહે વળી તો કોઈ રામી!
દેહ છે, દેખાવડો? એ તો ઉપરની છે સુગંધો;
લાગણી? લટકાં ક્હો, ને ચાલશે ક્હેશો અગર જો માત્ર ધંધો.
લોક તો કૈં કૈં મળે છે, નિતનવા;
પણ હા, મળે છે માત્ર સૌ ભૂલી જવા.
દિનભર ન જોતું કોઈ મોં સામું,
છતાં રાતે ન ર્હેતું કોઈ સરનામું.
તમે વાળ્યો હશે ક્યારેક કાગળનો ડૂચો,
ટાળ્યો હશે જે બારીએથી બ્હાર; રસ્તા પર;
પવનને પ્યાર તે પાડે-ઉપાડે જે કદી નીચો કદી ઉચો;
કહોજી કેટલા છ સસ્તા દર!
સલામત છે તમારા મ્હેલની ભીંતે
મઢેલી કો છબી જેવી કુંવારી કન્યકા નિત્યે;
અમારી જાત જીવે છે, પ્રભુની મ્હેરબાનીથી સદા જીવશે જ·ધરતી પર,
નજર સૌ નાખશે ને ત્યાં લગી તો રોજ 'ફરતી' પર?

ઓરીબંદર પડખેથી કવિ પસાર થાય છે, એને જોઇને પતિયો:
વેશ્યા, ભિખારી, આંધળા ને ફેરીઓ,
કહો, કેમ લાગે છે મને સૌ આ જનમના વેરીઓ?
મધરાત, એકાંતમાં એની કાવ્યપોથીમાં કવિ:
બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો ...
છંદોલય ]

## રામજી માલમ □ મકરંદ દવે

હે રામજી માલમ, નજરું માંડી ક્યાંય,
ઘરડી તારી આંખથી પીતો, કોઈ નશીલા બેટની લીલી ઝાંય!

દરિયો તારી નસમાં, તારા શ્વાસમાં, તારે કાળજે, તારે રોમ,
પગલાં મૂકે ત્યાંય તે તારા પગ નીચે તો કોઈ મોજાળી ભોમ
હે રામજી માલમ, જોઈ લીધું મેં આપણે ગામે
હરતોફરતો, હેતથી મીઠી વાત બે કરતો, કોઈની સામે
ક્યાંય નથી ફરિયાદ ને તોયે પ્રીતની ઘેરી
આઘે આઘે વાંસળી વાગે, – આ દેરાસર, આ દુકાનો, ધણની શેરી
ઓગળી થાય અલોપ ને તારો રૂદિયો રૂવે,
ઘૂઘવી રહે ઘોર સમંદર નેણને કૂવે.

વારંવાર આ જોઉં છું તારી જાય બુઝાતી મીટ ને મીટે
મેશ ખંખેરી, મોગરો ખેરવી જાય આ વારંવાર અદીઠે,
બોલને બેલી, કોણ છે તારો રાંક દીવો અજવાળતી, સૂકી
ધરતી માથે ફીણમોજાં શી જાય છે ઝૂકી?
વાવડો મીઠો કોઈ દિલાસો વાય, વળી ઉપહાસની આંધી
કોઈ મચાવે તો ય તેં મૂંગી નજરું બાંધી
સાચવી દોલત નહીં બતાવે? રામજી માલમ, સાવ અકારો
મુલક ભેદી નાંગર્યો તે ક્યાં બેડલો તારો?

હે રામજી માલમ, નેજવું માંડી ક્યાંય –
ઘરડી તારી આંખથી પીતો, ક્યા નશીલા બેટની લીલી ઝાંય?
સમર્પણ ]

## ફરી પાછું વૃક્ષ □ સિતાંશુ યશશ્ચન્દ્ર

જૂના સમયના એ તપખીરિયા થડને
હવે તો ઠીક ઠીક વરસોથી વહેરી, છોલી, ઘાટઘૂટ આપી
ઘરમાં વાપરવાનું ફર્નિચર બનાવી દીધું હતું.

ઉતાવળે જમવા બેસવાનું ટેબલ અને ખુરશીઓ, હમણાંના સંબંધીઓને
અને ઉપરીઓને કાગળ લખવાનું મેજ. રોજ સાવ તાજા સમાચારો
સંભળાવતા રેડીઓને મૂકવાનું સ્ટેન્ડ - કેં કેટલાયે કામની વસ્તુઓ બનાવી લીધી હતી
જૂના સમયના એ તપખીરિયા થડમાંથી.

કંઈ કોઈ ઝંઝાવાત નહોતો થયો. ના કોઈ વીજકડાકા.
યાદે નથી આવતું કેવું હતું એ વૃક્ષ – વૃક્ષ?!
રમૂજ થાય. ને માનીયે ના શકાય આજે તો મારાથી
કે આ ટેબલ, ખુરશીઓ, મેજસ્ટેન્ડ, બુક શેલ્ફ, અભેરાઈઓ આ બધું,
વળી જૂના સમયનું વૃક્ષ હતું! મારાથી તો આજે
કદાચ માની યે ના શકાય ને હસવું આવે.

ક્યારેક જો કે થાક્યા આવી, બરાબર જમી, હિતેચ્છુની ભેટ રૂપે આવતા
'જનકલ્યાણ'નો નવો અંક વાંચતાં વાંચતાં ક્યારેક, જો કે, જાણે કે ભ્રમણા થાય
કે
આ બારણા કનેથી ખુરશીના હાથામાંથી જાંબલી રંગનું ફૂલ ખીલ્યું,
કે આ ભાપણોની નોંધના કાગળોથી છવાયેલા મેજના ખાનામાં
ખાટા સવાદનું મીઠું ફળ ઝૂલ્યું,
કે આ 'જનકલ્યાણ' અને 'અખંડ આનંદ'ની ફાઈલોવાળા શેલ્ફ પરથી
અચાનક એક રાતું પંખી ઊડ્યું ને લીલી કૂંપળ ફૂટી,
કે આ રોજ પહેરવાનાં કપડાં ગડી કરીને મૂકવા બનાવેલા ખાનામાં અણધારેલી
વસંતનો માદક સુગંધી રસ ઝર્યો –

ને પછી વળી જરા હસવું આવે, અને રમૂજ થાય, ને યાદ આવે
કે જૂના સમયના એ તપખીરિયા થડને
હવે તો ઠીક ઠીક વરસોથી વહેરી, છોલી, ઘાટઘૂટ આપી
ઘરમાં વાપરવાનું ફર્નિચર બનાવી લીધું છે.
નવનીત]

## ફેરી પાછું વૃક્ષ ☐ સિતાંશુ યશશ્ચન્દ્ર

જૂના સમયના એ તપખીરિયા થડને
હવે તો ઠીક ઠીક વરસોથી વહેરી, છોલી, ઘાટઘૂટ આપી
ઘરમાં વાપરવાનું ફર્નિચર બનાવી દીધું હતું.

ઉતાવળે જમવા બેસવાનું ટેબલ અને ખુરશીઓ, હમણાંના સંબંધીઓને
અને ઉપરીઓને કાગળ લખવાનું મેજ. રોજ સાવ તાજા સમાચારો
સંભળાવતા રેડીઓને મૂકવાનું સ્ટેન્ડ - કૈં કેટલાયે કામની વસ્તુઓ બનાવી લીધી હતી
જૂના સમયના એ તપખીરિયા થડમાંથી.

કંઈ કોઈ ઝંઝાવાત નહોતો થયો. ના કોઈ વીજકડાકા.
યાદે નથી આવતું કેવું હતું એ વૃક્ષ – વૃક્ષ?!
રમૂજ થાય. ને માનીયે ના શકાય આજે તો મારાથી
કે આ ટેબલ, ખુરશીઓ, મેજસ્ટેન્ડ, બુક શેલ્ફ, અભેરાઈઓ આ બધું,
વળી જૂના સમયનું વૃક્ષ હતું! મારાથી તો આજે
કદાચ માની યે ના શકાય ને હસવું આવે.

ક્યારેક જો કે થાક્યા આવી, બરાબર જમી, હિતેચ્છુની ભેટ રૂપે આવતા
'જનકલ્યાણ'નો નવો અંક વાંચતાં વાંચતાં ક્યારેક, જો કે, જાણે કે ભ્રમણા થાય
કે
આ બારણા કનેથી ખુરશીના હાથામાંથી જાંબલી રંગનું ફૂલ ખીલ્યું,
કે આ ભાષણોની નોંધના કાગળોથી છવાયેલા મેજના ખાનામાં
ખાટા સવાદનું મીઠું ફળ ઝૂલ્યું,
કે આ 'જનકલ્યાણ' અને 'અખંડ આનંદ'ની ફાઈલોવાળા શેલ્ફ પરથી
અચાનક એક રાતું પંખી ઊડ્યું ને લીલી કૂંપળ ફૂટી,
કે આ રોજ પહેરવાનાં કપડાં ગડી કરીને મૂકવા બનાવેલા ખાનામાં આગુધારેલી
વસંતનો માદક સુગંધી રસ ઝર્યો –

ને પછી વળી જરા હસવું આવે, અને રમૂજ થાય, ને યાદ આવે
કે જૂના સમયના એ તપખીરિયા થડને
હવે તો ઠીક ઠીક વરસોથી વહેરી, છોલી, ઘાટઘૂટ આપી
ઘરમાં વાપરવાનું ફર્નિચર બનાવી લીધું છે.

નવનીત]

## આભાસી મૃત્યુનું ગીત ☐ રાવજી પટેલ

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
મારી વે'લ શંગારો વીરા, શગને સંકોરો
રે અજવાળાં પહેરીને ઊભા શ્વાસ!

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા ...
પીળે રે પાંદે લીલા ઘોડા ડૂબ્યા;
ડૂબ્યાં અલકાતાં રાજ, ડૂબ્યાં મલકાતાં કાજ
રે હણહણતી મેં સાંભળી સુવાસ!

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
મને રોકે પંછાયો એક ચોકમાં;
અડધા બોલે ઝાલ્યો; અડધો ઝાંઝરથી ઝાલ્યો
મને વાગે સજીવી હળવાશ!

મારી આંખે કંકુના સૂરજ આથમ્યા...
☐

તરસ તણી બોલીમાં થોડું પૂછી જાણીએ
સમજે તે વરસીને ઉત્તર આલે!

બે પગલાંના અંતર વચ્ચે લખી ઉતાવળ
ઉકેલતાં જાણે તે પાછળ પવન થઈને ચાલે!
આંગળિયુંના વેઢા ઉપર ઊગે - આથમે
સૂરજ તેની હોય ખબર લવલેશ,
'આવ' કહી આદરતા લાગે મારગ
તેને સાવ સમીપ આ થડકારાનો દેશ!
આગ સરીખું રાતું રાતું અડી જાણીએ
બુંદ હોય તે ગળે લગાવી મ્હાલે!

મૂંઝારાનો સમદર ચારેકોર ઊછળતો
અને વચાળે રહ્યો શ્વાસનો ટાપુ!
પગલી પણ જ્યાં પડી નથી એ ધરા કહેતી:
'તરી પધારે તેને સઘળું આપું!'
છીપલી જેવું મૂંગું મૂંગું રહી જાણીએ
હસીએ—જો કોઈ જીવને સાટે ઝાલે!

**તરસ તણી બોલીમાં ☐ ભાનુપ્રસાદ પંડયા**

## બે ગઝલ □ અમૃત 'ઘાયલ'

મારી કને જે ઘોટાંયલાં આ પ્રતીક છે,
મરકત મણિ છે ખૂબ મજાના અકીક છે.

પૂછે શું કોઈ હાલ કે જાણે છે સર્વ કોઈ,
આ 'કેમ છે' નો એ જ છે ઉત્તર કે 'ઠીક છે'.

તકલીફ આપવી ન ઘટે સાંજે અન્યને,
દિલ ચાલ ત્યાં જ ચાલ સુરાલય નજીક છે.

મન જાણે છે કે કેવો મનોમન હું બીઉં છું
કહેનો ફરું છું તો ય મને કોની બીક છે!

ઘાયલ કયે રહ્યો જ છે ક્યાં છાંટો લોહીનો,
નસ સઘળી આપણી હવે પાણીની નીક છે.



લોહીનું કોઈ પાણી કરે છે શરીરમાં,
અવિરામ શ્વેત અગ્નિ ઝરે છે શરીરમાં.

ખાલીપણું જ જાણે ખરે છે શરીરમાં,
બસ એ જ કાળી રેત સરે છે શરીરમાં.

જન્મે છે ત્યાં જ થાય છે એની દફનક્રિયા,
ઇચ્છા અનેક જન્મી મરે છે શરીરમાં.

ઉષ્મા નહીં તો રક્ત વિષે આવી હોય ના,
લાગે છે સૂર્ય આવી ઠરે છે શરીરમાં.

અંદર, બહારનો જ હવે વાય છે પવન,
લોહી નહીં, જમાનો ફરે છે શરીરમાં.

બીજે તો જાય ક્યાં ભલા પડછાયો રાતના,
એ રાત આખી પ્હેરો ભરે છે શરીરમાં.

ઘાયલ ઘડી મને ય નથી દેતું જંપવા,
એક દર્દ છે કે ટહેલ્યા કરે છે શરીરમાં.



એક પછી એક
એક પછી એક
ગોઠવાતી ઈંટોની જેમ
ચણાય છે આપણો સંબંધ,
સુવાસના રૂપાળા આકારની જેમ
ઊગતો નથી!
દીવાલોમાં જ સચવાય છે અકબંધ
ફરફરતા મૃદુ પવનની જેમ
એ હેર હેર પૂગતો નથી!
છાતી કાઢીને ઊભી રહે છે
સંબંધની ઇમારતની અક્કડાઈ
ફળલચ્યા કોઈ વૃક્ષની જેમ
એ ક્યારે ય ઝૂકતો નથી!
નાના સરખા ભૂકંપમાં ય
એ ઢળી જાય
પછી તૃણની જેમ
એ ક્યારે ફૂટતો નથી!

એક કાવ્ય □ ભાનુપ્રસાદ પંડ્યા

## ઝેર તો પીધાં □ બરકત વીરાણી–'બેફામ'

થઈ ગયાં વેરાન ઘર ને સૂનાં આંગણ રહી ગયાં,
અવસરો વીતી ગયા ને શુષ્ક તોરણ રહી ગયાં.

થઈ ગયું બરબાદ ઉપવન, એનાં કારણ રહી ગયાં;
વૃક્ષના માળા ગયા સળગી ને બળતણ રહી ગયાં,

જ્યાં હતી મસ્તી સતત ત્યાં માત્ર આળસ છે હવે,
ઘેન સૌ ઊતરી ગયાં ને માત્ર ધારણ રહી ગયાં.

મનને પીડે છે હજી ભૂતકાળનાં સંભારણાં,–
ના રહ્યો સામાન કિન્તુ એનાં ભારણ રહી ગયાં.

માનવી ગુમ થઈ ગયા વ્યકિતત્વના વિસ્તારમાં,
રૂપ સૌ ઊડી ગયાં ને માત્ર દર્પણ રહી ગયાં.

એમ સંકેલાઈ ગઈ જીવનકથા તારા વિના,
થઈ ગયું પુસ્તક પૂરું ને કંઈક પ્રકરણ રહી ગયાં.

એ હવે જોતાં નથી તો પણ નથી હું ભાનમાં,
ના રહી દૃષ્ટિ છતાં દૃષ્ટિનાં કામણ રહી ગયાં.

હર પ્રસંગે યાદ આવે છે હજી પણ એમની,
એ પરાયાં થઈ ગયાં ને તોય સગપણ રહી ગયાં.

એટલે બેફામ મારે જીવતાં મરવું પડ્યું,
ઝેર તો પીધાં પરંતુ એનાં મારણ રહી ગયાં.

□

પડઘાને જઈ કહો કે હવે ટળવળે નહીં,
સ્મરણોનાં જંગલો તો કશું સાંભળે નહીં.

ખંડેરની દીવાલનો આધાર લઈ લીધો,
એકાંતના પહાડો હવે ઓગળે નહીં.

ફૂલોથી જે સુગંધ બનીને ઝરી જતી
ઉચ્છ્વાસભીની એ પળો પાછી મળે નહીં.

કોલાહલોની પાર ભલે ઝૂરતો સમય!
ટોળાંઓ મૌનનાં કદી પાછાં વળે નહીં.

મૃગજળની પ્યાલી માહીં ઉદાસીને પી ગયો
એવું બને કે અહીંથી ફરી નીકળે નહીં.

ગઝલ □ આશ્લેષ ત્રિવેદી

☐ કિરાત વકીલ

હવે આપણે નહીં મળીએ!

કોઈક હૉટેલના ખૂણામાં
ક્યારેક
જ્યાં બે ખુરશીઓ હશે
ત્યાં હું બેસીશ
અને ખાલી ખુરશીને નજરથી ભરી લઈશ.

સડક ઉપરના ટોળામાં ભળી જઈ
ઓગળી જઈશ.

કૉફીના કપની વરાળમાં
સાંજની ઉદાસ હવામાં
ફ્લાવરવાઝમાં ગોઠવાયેલાં ફૂલોમાં
બારી કનેથી પસાર થતા વાદળમાં
અંધકારભર્યા એકાંતમાં
તારો ચહેરો દેખાશે
તો નહીં જોઉં

આંખની કીકીઓ થઈ જશે
પથ્થર
ને
ઘાસની કુટિર થઈ
સળગશે રાત.

અનંતકાળને ઝરૂખે
ભલે ઝૂર્યા કરે પ્રતીક્ષા.

હવે આપણે નહીં મળીએ!
☐

એક એક શબ્દને મેં ખોલી ખોલીને જોયો
તો એની ભીતર હતું
પારદર્શી મૌન
સૂર્યમાં ઝળકતા જળ જેવું
વરસાદમાં ભીંજાયેલા તૃણ જેવું.
સાંજ ઢળ્યા પછી પંખી વિનાના આકાશ જેવું.

હવે તો
મૌન એ જ વાચા
અને મૌન ખોલીને જોશો
તો એમાં હશે
અશબ્દ શબ્દો.

☐ સુરેશ દલાલ

આણું □ ઉશનસ્

'હવેને જન્મારે જરૂર મળીશું,' એમ કહીને
તમે તો દેવોની રીતથી વર દૈ અંતરહિત.
પ્રભાતે આવેલા શુભ સપન જેવા નયનથી!
અમારે તો કેમે દિન ખુટવવો દીર્ઘ અહીંનો ...

અધૂરાં સ્વપ્નાંની અસર મહીં આ જાગરણમાં
તમારા શબ્દોને વિધિસરનું આણું જ ગણીને
હું તો સ્વામી! એવી પડી ગઈ છું તૈયારી મહીં કે
રહી છું આટોપી ઈહ જનમને સંભ્રમવતી:

અડોશી–પાડોશી, શિશુ, સ્વજન ને ભાંડુગણને
અહીંની સંચેલી ઝીણી ઝીણી બધી પ્રીત જણસો
દઈ સોંપી; સૌને જરી જરી મળી, નીકળી પડી,
પિયા, મારું હાવાં હર પદ હવેના ભવ ભણી;
હું તો વ્હાલા, ત્યાંની રહી જ નથી ને; આપણ તણી
સજાવી રહૈ મેડી મધુ રજનીની–ઓ જનમની.

□

કાળની કાળી શેરી
એમાં હું તો ચાલતો રહું
આજની ક્ષણો પ્હેરી.

પતંગિયાના રંગ થઈને ઊડતી રહે ક્ષણ,
ક્યારેક એ તો રણ ને તરસ, દૂઝતો રહે વ્રણ.
દેવ વિનાની અપૂજ રહે હવડ ક્યારેક દહેરી.

ક્યારેક એને પાંખ ફૂટે ને ક્યારેક અપંગ, લૂલી;
ક્યારેક એ તો સૌને ભૂલી નિજમાં રહે ઝૂલી.
ઘાસને દરિયે ડૂબતો સૂરજ: ઊઘડે રાત રૂપેરી!

□ સુરેશ દલાલ

□ હરીન્દ્ર દવે

કાલે સવારના સવાદસ ક્યારે વાગશે
એની પ્રતીક્ષા અત્યારથી આરંભાઈ
ચૂકી છે

ત્યારે આ જગતી આંખોના પલકારામાં
ખુશાઈ જવા હું અહીંથી વિસ્તરી ત્યાં
પહોંચી ગયો છું એનાથી આજુબાજુ એવી તું
—આ ક્ષણે મારી જ પાસે છે, છતાં કોને ઝંખે છે?

ક્યારેક કોઈકના અંકમાં તું બેઠી હતી
એ વાત તું મારા અંકમાં આવીને બેસે
ત્યારે જ કેમ યાદ આવે છે?
તારા દેહના કણેકણમાં મારે પથરાવું છે -
પણ ત્યાં કોઈક પથરાઈ ચૂક્યું હતું
એ સ્મરણ તને ખાલી રાખે છે -
મને ખાલી થવા દેતું નથી.

આપણી વહેંચાયેલી વફાદારીઓના
સરવાળામાંથી એક નવી વફાદારી
રચાઈ છે -
આપણે એને વફાદાર રહીએ
ત્યારે ક્યાંક બેવફા ન બનીએ એવી
હૈયાધારણ મેળવી શકાતી નથી -
મૂંઝાયેલું મન તારી સાથે, એની
સાથે, કોની કોની સાથે કૈં ને કૈં
ગોષ્ઠિ કરે છે:
બધા જ નિરુત્તર છે - અને મારી
વાતોના પડઘા પાછા ફરે છે
ત્યારે તેમાં છુપાયેલા નિસાસામાં
કોના કોના અવાજો સાંભળાયા કરે છે?

## છાંદસી ☐ કાન્તિલાલ કાલાણી

કાલિદાસે રઘુવંશના પ્રથમ સર્ગમાં કહ્યું છે કે प्रणवश्छन्दसामिव। પ્રણવ એ છન્દ-સૃષ્ટિનું આદિરૂપ છે. છંદ દ્વારા બ્રહ્મનો વૈભવપ્રકટ થાય છે. ઋગ્વેદના પુરુષ– સૂક્તમાં એક ઋચા છે: પુરુષમાંથી જ છંદ–ઋક્ યજુ અને સામની ઉત્પત્તિ થઈ છે. વેદ દ્વારા બ્રહ્મ પોતાની અભિવ્યકિત કરે છે ત્યારે પ્રથમ તે ‘ 'छन्दस्य' પુરુષનું રૂપ ધારણ કરે છે. પછી એ छन्दस्य, ઋઙ્મય, યજુર્મય અને સામમય રૂપમાં ત્રિવૃત્ત થાય છે.

तस्माद् यज्ञात्सर्वहुत् ऋचः सामानि जज्ञिरे।
छन्दांसि जज्ञिरे, तस्मात् यजुस्तस्मादजायत ।।

શતપથ બ્રાહ્મણમાં દિશા, પ્રાણ, મન, સમુદ્ર, અન્ન, લોક, અંતરિક્ષ અને આદિ-ત્યને છંદની સંજ્ઞા આપવામાં આવી છે. એ રીતે આ બ્રહ્માંડ જાણે છંદનો આવિષ્કાર છે. એટલે જ લાગે છે કે યોગીઓને સમાધિમાં સંભળાતા અનહદ નાદનું કે કવિઓના ચિત્તમાં ગુંજતા છન્દનું ઉદ્ભવસ્થાન કોઈ એક જ સ્થળે હશે.

ક્રૌંચવધ વખતે વાલ્મિકી સમક્ષ જે અનુષ્ટુપ છંદ પ્રકટ થયો તે વેદોમાં વપરાયેલા અનુષ્ટુપથી ભિન્ન હતો. એમાં વર્ણોને અપૂર્વ એવો ક્રમ પ્રાપ્ત થયો હતો. मा निपाद...વાળી પંકિતઓને લક્ષમાં રાખી રવીન્દ્રનાથ ટાગોરે કહ્યું છે કે “કવિનો આ શાપ છન્દને વાહન બનાવીને અદ્ય-પર્યન્ત ચાલી રહ્યો છે, અને શાશ્વત રૂપવડે કાલકાલાન્તરથી અનેક કંઠો દ્વારા ધ્વનિત થઈ રહ્યો છે. આ શાશ્વત કથાને પ્રકટ કરવા માટે જ છન્દ છે.” એક સ્થળે છન્દનો મહિમા ગાતાં કહે છે : “ રૂપસૃષ્ટિનો પ્રવાહ જ વિશ્વ છે. એ રૂપમાંથી જ છન્દ જાગે છે. વર્તમાન પરિમાણુતત્ત્વથી આ બાબત અધિક સ્પષ્ટ થાય છે. સાધારણ વિદ્યુત્-પ્રવાહ પ્રકાશ આપે છે, ગરમી આપે છે, પણ એથી એનું રૂપ જોવા મળતું નથી; પરંતુ જ્યારે વિદ્યુત્કણ વિશેષ ગતિથી આપણા ચૈતન્યના દ્વારા પર આવે છે, ત્યારે આપણી સમક્ષ પ્રકાશનું રૂપ ધારણ કરે છે... વિશેષ સંખ્યાની માત્રાઓ અને વિશેષ વેગની ગતિ એમ બંનેથી છંદ ચાલે છે.”

આ વિશેષ સંખ્યાની માત્રાઓની લીલામય સૃષ્ટિને નિહાળવા માટે આપણે માત્રા-મેળ છંદો તરફ વળીએ. માત્રામેળ છન્દોમાં અક્ષરનું લઘુ કે ગુરુ સ્વરૂપ નિશ્ચિત નથી, પણ દરેક સંધિમાં કેટલા લઘુ-ગુરુ મૂકવા તે નક્કી હોય છે. એટલે માત્રામેળ છંદમાં ગુરુને સ્થાને બે લઘુ કે બે લઘુને સ્થાને એક ગુરુ મૂકવાની છૂટ મળે છે. આ છૂટ લેતાં સંધિની જે કુલ લઘુ-ગુરુ માત્રા નક્કી થઈ હોય તેમાં ફેરફાર ન થવો જોઈએ. આમ માત્રાના મેળથી જે છંદ રચવામાં આવે છે તે માત્રાછંદ કે માત્રાજાતિ કહેવાય છે.

માત્રાજાતિમાં પણ સમ, અર્ધસમ અને વિષમ એવા ત્રણ પ્રકાર પાડવામાં આવે છે. ચારે ય ચરણોમાં માત્રાઓની સંખ્યા સમાન હોય તે સમમાત્રિક. એમાં ઉધોર, તોમર, ચોપાઈ, પદ્ધરી, ચરણાકુળ, પ્લવંગમ, હરિગીત, સવૈયા વગેરે છંદો ગણાવી શકાય. અર્ધસમજાતિમાં પહેલું અને ત્રીજું તથા બીજું અને ચોથું ચરણ સમાન માપનું હોય છે.

એમાં દોહરો સોરઠો, આર્યા, ગીતિ છંદો આવે છે. જે સમ કે અર્ધસમમાં ન આવે એવા કુંડલિયા, છપ્પય, ચન્દ્રાવલા જેવા છંદો વિષમજાતિના માત્રામેળ છંદો છે.

માત્રામેળ છંદોમાં એક માત્રા દર્શાવવા લ અને બે માત્રા દર્શાવવા દા યોજાય છે. કોઈક ક્યારેક ગા પણ લખે છે.

માત્રામેળ છંદને ઓળખવો હોય તો એનું મૂળ લક્ષણ એ આવર્તનાત્મક છે એ ધ્યાનમાં રાખવું જોઈએ. આ આવર્તનો શેનાં? સામાન્ય રીતે માત્રામેળ કે જાતિછંદોમાં કોઈ એક સંધિનાં અમુક આવર્તનો નિયત થયેલાં હોય છે. પછી એ ત્રિકલ, ચતુષ્કલ, પંચકલ કે સપ્તકલ સંધિનાં હોઈ શકે.

આ સંધિઓની વિશિષ્ટતા દર્શાવતાં રામનારાયણ પાઠક કહે છે કે "આ સંધિઓ પંક્તિમાં છૂટા પડતા હોવા જોઈએ એટલે કે દરેક સંધિ સ્વતંત્ર અક્ષરથી શરૂ થતો હોવો જોઈએ. તેની પહેલી માત્રા આગલી સંધિના અંત્યાક્ષરમાં ભળેલી ન હોવી જોઈએ... સંધિઓ અલગ રાખવાનું કારણ તાલની માત્રા તાલ માટે ઉપલભ્ય-ખુલ્લી રાખવી એ છે. અર્થાત્ જાતિછંદોના નિયમો તાલના રક્ષણ માટે છે. આથી જાતિછંદોનો મેળ તાલમાં હોવાનું આપણને પ્રબળ સૂચન મળે છે."

આ 'તાલ' શું છે? 'ગાયન વાદન પાઠમાળા'માં ગણપતરાવ ગોપાલરાવ બર્વે એનો અર્થ સમજાવતાં કહે છે કે "તાલ શબ્દનો મુખ્ય અર્થ તો એવો છે કે, બંને હાથે તાળી આપવી. એ જ અર્થ ગાયનવિદ્યામાં સ્વીકારવામાં આવેલો છે...તાલ શબ્દની ગાયનવિદ્યાને લગતી વ્યાખ્યા કરીએ તો એવી રીતે થઈ શકે કે, મુકરર કરેલા કાળને અંતરે બંને હાથથી તાળી આપવી, અથવા બીજી કોઈ રીતે ટકોરો કે આઘાત કરવો તે."

તાલની જાળવણી માટે દલપતરામ એક મહત્ત્વની ટીપ આપે છે:

"તાળનિ કળ ને પાછલી, મળે ન તૂટે તાળ;
આવિ મળે જો આગલી, તાળ તૂટે તતકાળ.

જેટલામી માત્રા ઉપર તાળ કહ્યો હોય તે માત્રા અને તે પછીની માત્રા મળીને ગુરુ થાય તો તાળ તૂટે નહિ. જેમકે પાંચમી માત્રા ઉપર તાળ કહ્યો હોય તો પાંચમી ને છઠ્ઠી મળીને ગુરુ થાય તો તાળ તૂટે નહિ. પણ પાંચમી માત્રાથી અગાઉની માત્રા એટલે પાંચમી અને ચોથી મળીને ગુરુ થાય તે તાળ તૂટે."

તાલને અટકાવવાની કોઈક યુક્તિ ન હોય તો તે અનંત રીતે ચાલ્યા જ કરે. એમ હોય તો તાલમાંથી જ પ્રાદુર્ભાવ પામતી સંધિઓની પરંપરાનો પણ અંત ક્યાંથી આવે? રામનારાયણ પાઠકે મહત્ત્વનો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે કે સંધિઓની પરંપરા અનંત ચાલ્યા કરે તો છંદની પંક્તિઓ કેવી રીતે એક બીજીથી જુદી પડે? તેઓ કહે છે: "વિચ્છેદ માટે પિંગલ મુખ્યત્વે કરીને બે હિકમતોનો ઉપયોગ કરે છે. એક તો પ્રાસનો, બીજો પંક્તિના અંત્ય સંધિ કે સંધિઓનો અને તે સાથે ક્વચિત્ પ્રથમ સંધિને અમુક ચોક્કસ રૂપ આપવાનો."

માત્રામેળની ચર્ચા કરતી વખતે યતિનો પ્રશ્ન પણ વિચારવો જોઈએ. સંસ્કૃત વૃત્તોમાં ચરણની મધ્યમાં કે ચરણાન્તે યતિ આવે છે. માત્રામેળ અથવા જાતિછંદોમાં

સંધિઓનું સ્વરૂપ જ એવું છે કે એમાં વિલંબનાત્મક અથવા પઠનવિચ્છેદનાત્મક યતિ ન આવી શકે, શબ્દાન્ત યતિ આવી શકે. માત્રામેળની બીજી વિશિષ્ટતા એ છે કે સંસ્કૃત વૃત્તોમાં યતિ ગુરુ પછી આવે છે જ્યારે માત્રામેળમાં યતિ પૂર્વે લઘુ પણ આવી શકે છે.

આ માત્રામેળ છંદો સંસ્કૃત–પ્રાકૃત કાળમાં અસ્તિત્વમાં આવ્યા. અપભ્રંશકાળમાં એનો બહોળા પ્રમાણમાં ઉપયોગ થયો છે. ફારસી-અરબીમાં તેમ જ જૈન સાહિત્યમાં માત્રામેળ નોંધપાત્ર પ્રમાણમાં જોવા મળે છે. ગુજરાતી સાહિત્યમાં પંડિત યુગમાં અને રાજેન્દ્ર શાહ અને નિરંજન ભગત પહેલાં સંસ્કૃત વૃત્તોનું પ્રમાણ માત્રામેળ કરતાં વિશેષ છે. પણ ઉપર્યુક્ત બે પ્રમુખ કવિઓમાં અને ત્યાર પછીના કવિઓમાં માત્રામેળ છંદોનો વૈભવ પુનઃ પ્રકટ થવા લાગ્યો છે અને નવી પેઢી એની ક્ષમતાઓને વિવિધ રીતે બહાર લાવવા લાગી છે.

માત્રામેળના દીર્ઘ કાલફલકને પામવા પ્રથમ હરિગીત લઈએ.

પરંપરાથી ચાલ્યું આવતું હરિગીતનું સ્વરૂપ :

દાદાલદા દાદાલદા દાદાલદા દાદાલદા – ૨૮ માત્રા. તાલ ૩, ૬, ૧૦, ૧૩, ૧૭, ૨૦, ૨૪, ૨૭ માત્રાએ.

સંત કવિ તુલસીદાસે હરિગીતમાં રામસ્તુતિ યોજી છે :

શ્રીરામચંદ્ર કૃપાલુ ભજ મન, હરન ભવભય દારુણં;
નવકંજલોચન કંજમુખ, કરકંજ પદ કંજારુણં.

હરિગીત કરુણતા, આર્દ્રતા અને પ્રાર્થનાના ભાવો વ્યકત કરવા માટે ખૂબ વપરાયો છે. ઘણાં સ્તવનો હરિગીતમાં રચાયાં છે એ સર્વ વિદિત છે. પરંપરાગત રીતે હરિગીતનો ઉપયોગ થયો છે તેમાં ન રોકાતાં એમાં જે નવા નવા પ્રયોગો થયા છે તે જોઈએ.

મણિલાલ નભુભાઈ દ્વિવેદીએ હરિગીતનો નવો પ્રયોગ કર્યો છે :

મન્દ મન્દ સમીર વ્હે તરુકુંજમાં બહુ મ્હાલતો : ૨૬ માત્રા
ગિરિગહવરે અથડાઈ મીઠા રાગ મૃદુ આલાપતો : ૨૮ માત્રા
લહરિ જલમાં ચાલતી વાંકીચૂંકી લચકાઈને : ૨૬ માત્રા
એકાગ્રતાથી મળી મળી તટ પર પડે મીઠે રવે : ૨૮ માત્રા

મણિલાલે આ રચનાને હરિગીત જ નામ આપ્યું છે. નરસિંહરાવે આ રચનાને 'વિષમ હરિગીત' એવું નામ આપ્યું છે. એનું સ્વરૂપ આ પ્રમાણે છે :

દાલદાદા દાલદાદા દાલદાદા દાલદા

આના ઉપરથી જ ખંડ હરિગીતની રચના થઈ લાગે છે.

નરસિંહરાવે જે ખંડ હરિગીત યોજ્યો છે તેમાં—

દાલદાદા દાલગા / દાલદાદા દાલગા / દાલદાદા દાલગા / દા દાલદાદા દાલગા / એવી નિયમિત માપવાળી પંક્તિઓ આવે છે. પણ સુન્દરમ્ – ઉમાશંકર અને તેમના પછીના કવિઓ હરિગીતના ટુકડા કર્યા પછી એના નિયમિત કે અનિયમિત માપની ચિંતા કર્યા વિના એની વિવિધ શક્તિઓને સમર્થ રીતે પ્રકટ કરે છે – એ હરિગીત, ખંડ હરિગીત, વિષમ હરિગીત કે પરંપરિત હરિગીત હોય એની ફિકર વિના.

ઉદાહરણ તરીકે:

આટલાં ફૂલો નીચે ને આટલો લાંબો સમય
ગાંધી કદી સૂતા ન'તા – (હસમુખ પાઠક)

* * *

મારા તમારામાં કશો યે ભેદ ના,
કોક છાપાની હજારો પ્રત સમા સૌ આપણે. –(પ્રિયકાન્ત મણિયાર)

* * *

હરિગીતનો ગઝલમાં પ્રયોગ:

જ્યાં જ્યાં નજર મારી ઠરે યાદી ભરી ત્યાં આપની. –( કલાપી )

ગીતમાં હરિગીતનો પ્રયોગ:

કોને કહું? છું એકલો!
રૂપની રંગત બધી જોઈ રહું છું એકલો!
... ... ...
રુદ્રનું લોચન દહે ક્યારેક તો મધ્યાહ્નમાં,
મુગ્ધ મારું મન રહે ત્યારે રતિના ગાનમાં;
આભ જેવા આભનો રે ભાર વહું છું એકલો!
કોને કહું છું એકલો? –(નિરંજન ભગત)

હરિગીતમાં ભળી જતા વાક્યખંડો ઉમાશંકરના 'છિન્નભિન્ન છું' માં પણ આવી જાય છે: "કોણ બોલી? કોકિલો કે?... તરુઘટામાં ગાજતો આ બુલબુલાટ –".

ગદ્યની નજીક જતા લયોની શોધ કરી તે પહેલાં હરિગીતમાં ગદ્યના જેવું narration શક્ય છે કે નહીં તે ચકાસવાનું નિરંજન ભગતથી અત્યાર સુધીના કવિઓએ કર્યું. પણ આ છંદમાં પ્રાસાનુપ્રાસ અને ઝડઝમક એટલી બધી આવી જાય છે કે કવિ એનાથી ભોળવાઈ જાય છે.

મનહરમાં ચતુરાક્ષર હોવાને લીધે જે flexibility રહે છે તે માત્રાના નિશ્ચિત આવર્તનોને લીધે હરિગીતમાં શક્ય નથી. હરિગીતમાં સાતસાત માત્રાનાં ચાર આવર્તનોને લીધે લયનું નિશ્ચિત સંગીત ઉમેરાય છે, જે ગદ્યની નજીક જવામાં વિક્ષેપ કરે છે. લયના સંગીતનું Variation થઈ શકે ત્યાં ગદ્યની નજીક જવાની શક્યતા વધારે રહે છે. મનહર છંદમાં આ શક્યતા વિશેષ લાગે છે.

પાંચ સ્પેનીશ કાવ્યો □ પેબ્લો નેરુદા □ હરીન્દ્ર દવે

## ઘણાં બધાં નામો

સોમવારો મંગળવારોમાં અળપાઈ જાય છે.
સપ્તાહ આખાયે સંવત્સર સાથે સંકળાય છે.
તમારી થાકેલી કાતરોથી
સમયને કાપી શકાતો નથી
અને દિવસનાં બધાં જ નામો
રાત્રિનાં જળમાં ધોવાઈ જાય છે.

નીરવ નામ મારું જ છે એમ કોણ કહી શકે?
કોઈ વિરાજ નથી, કોઈ વિશાખા નથી,
આપણે સૌ રજકણ કે રેતી છીએ,
આપણે બધા જ વરસાદ હેઠળનો વરસાદ છીએ,
તેઓએ મારી સાથે હિંદુસ્તાન,
સિલોન કે ઇન્ડોનેશિયાની વાતો કરી છે:
તેઓ શેની વાત કરે છે તેનો મને ખ્યાલ નથી.
હું તો માત્ર ધરતીની ત્વચાને જાણું છું.
અને જાણું છું કે તેને નામ જ નથી.

જ્યારે હું મૂળિયાઓ વચ્ચે રહ્યો
ત્યારે તેઓ પુષ્પો કરતાં પણ વધુ આહ્લાદક બન્યા;
અને જ્યારે મેં પથ્થર સાથે વાતો કરી
ત્યારે એ ઘંટની માફક રણકી ઊઠયો.

આ વસંત: કેટલી લંબાય છે એ!
આખો યે શિયાળો ભરીને:
સમયનાં પગરખાં ખોવાઈ ગયાં છે,
એક વરસ એટલે ચાર શતાબ્દીઓ.
દરરોજ રાત્રે હું સૂતો હોઉં
ત્યારે મને કયા નામે બોલાવાય છે, કયાં નામે નહીં?
અને સૂતો હોઉં ત્યારે હું, હું ન હોઉં
તો જ્યારે જાગું ત્યારે હું કોણ છું?

એટલે કે હજી આપણે
જીવનની ધરતી પર ઉતરાણ પણ ન કર્યું હોય ત્યાં
નવજન્માની માફક આવીએ છીએ;
આપણે આપણાં મુખોને ઢાંસી ન દઇએ -
આટઆટલાં ભાંગતાં નામોથી,
આટઆટલા ઉદાસ ઉપચારોથી,
આટઆટલા ભભકાદાર પત્રોથી,
આટઆટલા મારા-તમારાથી,
આટઆટલા પત્રો પર સહી કર્યાથી—

જ્યાં સુધી આ જગતના પ્રકાશમાં
મહાસાગરની એકતા છે,
— ઉદાર, વિશાળ સમગ્રતા
ખંડિત ધ્વનિઓવાળી સુવાસ છે -
ત્યાં સુધી
વસ્તુઓને ગૂંચવતું, એક કરતું,
જન્મ આપતું, મિશ્રિત કરતું,
અનાવૃત કરતું, મન છે મારી પાસે.



## નારીનો દેહ

નારીનો દેહ, શ્વેત ટેકરીઓ, શ્વેત જંઘાઓ:
તું શરણભાવે પડેલી ધરતી જેવી લાગે છે.
મારો - બરછટ કિસાનનો - દેહ તારામાં ચાસ પાડે છે
અને ધરતીના પેટાળમાંથી પ્રગટે છે પુત્ર.

હું હતો બુગદા જેવો એકાકી. પંખીઓ મારાથી દૂર નાસતાં.
અને રાત્રી તેના ચગદી નાખતા તાણવાળા કાંપથી મને ઘેરી લે છે:
આમાં ટકી રહેવા માટે મેં તને શસ્ત્રરૂપે સંયોજી
મારા ધનુષ્યમાંના બાણ તરીકે, મારી ગોફણમાંના પથ્થર તરીકે.

પ્રતિકારની ક્ષણ વીતી જાય છે - અને હું તને પ્રેમ કરું છું
ત્વચા, ભેજ, આતૂર - દૃઢ દૂધનો બનેલો દેહ.
ઓ સ્તનોનાં પાત્રો! ઓ અનસ્તિત્વનાં નેત્રો!
ઓ જઘનાસ્થિનાં ગુલાબો! ઓ તારો ધીમો અને ઉદાસ અવાજ.

ઓ મારી પ્રિયતમાના દેહ, હુ તારા લાવણ્યમાં ટકી રહીશ.
મારી તરસ, મારી અસીમ કામના, મારા ચલિત પથો!
શાશ્વત તૃષાને વહેવડાવતા અંધારા સરિતાપટો,
અને એને અનુસરે છે થાક અને અનંત વેદના

□

**સવાર છલકાયેલી છે**

ગ્રીષ્મના હૃદયમાં
સવાર તોફાનથી છલકાયેલી છે.

વાદળો વિદાયના શ્વેત રૂમાલોની જેમ ફરફરે છે,
પસાર થતાં પવન તેને પોતાના હાથોમાં ફરફરાવે છે:

આપણી સ્નેહાળ શાંતિ પર પાંખો ફફડાવતા
પવનનું સંખ્યાતીત હૃદય.

યુદ્ધો અને ગીતોથી સભર ભાલા જેવો
વૃક્ષોમાં પડઘાતો સંગીતમય અને દિવ્ય પવન.

ત્વરિત સપાટા દ્વારા મૃત પર્ણોને હટાવી દેતો
અને પંખીઓના ધબકતા તીરોને વાળી લેતો પવન

છંટકાવ વિનાનાં મોજામાં, વજન વિનાના પદાર્થમાં
અને લપકતી જવાળાઓમાં તેને ઢાળી દેતો પવન

ગ્રીષ્મના પવનના દ્વાર પર ધસી આવતા
તેનાં ચુંબનોનું દળ ભાંગી પડે છે, ડૂબી જાય છે.

□

**તું મને સાંભળી શકે એ માટે...**

તું મને સાંભળી શકે એ માટે
મારા શબ્દો
કયારેક કિનારા પરથી ઊડી જતા
સાગરપંખીઓની રેખાની જેમ
પાતળા બને છે

દ્રાક્ષ જેવા સુંવાળા તારા હાથ માટે
સ્નિગ્ધ રણકતો હાર

હું દૂરથી નિહાળું છું મારા શબ્દોને
એ હવે મારા કરતા તારા વધારે છે:
એ વેલાની માફક મારી પુરાણી યાતના પર ચડી જાય છે.

એ એ જ રીતે ભેજવાળી દીવાલો પર ચડે છે.
આ ક્રૂર લીલા માટે તું જ દોષિત છો.
મારી અંધારી પથારીથી એ દૂર નાસે છે.
તું સમસ્તને છલકાવી દે છે, સમસ્તને છલકાવી દે છે.

મારું જે એકાંત આજે તારાથી સભર છે
એની જ એ વસ્તી બન્યા હતા -
તું આવી એ પહેલાં:
તારાથી પણ વધારે તેઓ ટેવાયા છે મારી ઉદાસીથી.

મારે જે તને કહેવું છે, તે હવે તેઓને કહેવા ઇચ્છું છું,
જેથી હુ તને કહેવા માગું છું, એ તું સાંભળી શકે.

વ્યથાનો પવન હજી તેના પર હમેશ માફક સૂસવે છે:
કેટલીકવાર સ્વપ્નોનાં વાવાઝોડાં હજી તેમને ઉથલાવી નાખે છે:
મારા દર્દપૂર્ણ અવાજમાં બીજા અવાજો સાંભળ.

જૂનાં મુખોનું રુદન, જૂની આજીજીઓનું રક્ત.
મને પ્રેમ કર, મિત્ર, મને દોષ ન દે, મને અનુસર.
વેદનાનાં આ મોજાં પર મને અનુસર, ઓ મિત્ર !

પરંતુ મારા શબ્દો તારા પ્રણયના ઝણકાર સાથે વહે છે.
તું સકલમાં વસી છો, સમસ્તમાં વસી છો.

હું એની અનંત માળા ગૂંથું છું
તારા દ્રાક્ષ જેવા સુંવાળા, શ્વેત હાથ માટે.

□

**ઢળતા મધ્યાહ્નોમાં ઝૂકીને**

ઢળતા મધ્યાહ્નોમાં ઝૂકીને હું મારી ઉદાસ જાળને
તારાં સાગરનેત્રોની દિશામાં પાથરું છું.

ત્યાં સર્વોચ્ચ ઉજાસમાં મારું એકાંત લંબાઈને
પ્રજ્વળી ઊઠે છે,
ડૂબતા માણસની જેમ તેના હાથ તરફડે છે.

સાગર કે દીવાદાંડી પાસેના કિનારા જેવી ગંધવાળી
તારી અવિદ્યમાન આંખોની આરપાર હું
પાઠવું છું રક્તિમ સંકેતો.

તું રાખે છે માત્ર ગહન અંધકાર, ઓ મારી
અતીતની સંગિની,
તારા આદરમાંથી ક્વચિત છલકે છે ત્રસ્ત કિનારો.

ઢળતા મધ્યાહ્‌નોમાં ઝૂકીને, હું તારાં
સાગરનેત્રોમાંથી છલકતા દરિયામાં ફેંકું છું
મારી ઉદાસ જાળોને.

હું તને પ્રેમ કરતો હોઉં એ ક્ષણના અમારા અંતરાત્મા
માફક ચમકતા પ્રથમ તારાઓને
રાત્રિના પંખીઓ ચાંચથી ટોચે છે.

રાત્રિ તેની છાયા-ઘોડલી પર સવાર થઈ.
રેવાલ ગતિએ ચાલે છે.
ભૂરી પર્ણ - ઝૂલોને ખેરતી.

[પોલીશ કાવ્ય]

અમારી તો માંડવાળ જ કરજો.
માણસ તરીકે જીવતી
અમારી પેઢીની
માંડવાળ કરજો.

અમે છોડવા અને પથ્થરોની
અદેખાઈ કરી છે
કુત્તાઓની પણ અદેખાઈ કરી છે
હું એને કહેતો રહ્યો'તો
કે હું ઊંદર થાઉં તો સારું.

તેણે મને બંધ આંખે કહ્યું:
હું ન હોઉં એ જ મને ગમે છે
મને તો ઊંઘતી પડી રહેવાનું એટલું બધું ગમે છે
કે યુદ્ધ પતી જાય પછી જ જાગું.

અમારી તો માંડવાળ જ કરજો
અમારા યૌવન વિષે કશું યે પૂછશો ના
અમને એકલા પડયા રહેવા દો.

□ ટેડેઉઝ રોઝેવીઝ

## રૉબર્ટ પેક □ જગદીશ જોષી

[અમેરિકન કવિતા]

ઝૂરું છું હું
પંખી માટે:
હું તો છું એક પીંજર.

મારું ભાગ્ય સ્વયં ઘડાય;
મારી કૃતિ એ જ મારી આકૃતિ:
બેહૂદું ત્યારે જ જ્યારે પડી રહું હું ખાલી.

તેથી જ તો મારે
શોધવું રહ્યું
એક એવું પંખી
જેની મર્યાદા...માત્ર આકાશ:
જેની પાંખોને છે પરિચય જંજીરોનો:
જેનાં ગીતનું ગુંજન
ગોંધી રાખે એને
આજીવન.

એ
મારા સળિયાને
માને પોતાનું ઘર
એવું
જે વાયુમંડળથી પણ પરખે પેલે પાર:

એ
મને જ,
માત્ર મને જ
સંભળાવે પોતાનાં ગીત,

એવાં
જેને ગમના પણ સ્પર્શી ન શકે શ્વાસોચ્છ્વાસ.

અને
દખ્ખણ ભણી ઊડતું, લહરાતું
કો' પંખી
કદાચ ...
પીંજર પાસે આવી અટકે
અને કહે: 'બહાર આવવું તારે માટે દુર્ગમ':
ત્યારે,
પેલું મારું પંખી,
એને સંભળાવી દે –
હસતાં હસતાં –
'તારે માટે...
પીંજર પ્રવેશ ...
અશક્ય!'

## સ્વપ્ન □ જીવનાનન્દ દાસ □ મંગળ રાઠોડ

[ બંગાળી કવિતા ]

દીવાના મંદ પ્રકાશમાં પાસે રાખીને વ્યાજ
બેસી રહ્યો સ્તબ્ધ બનીને આખી રાત આજ...
ઝરી રહ્યાં હતાં ઝાકળનાં વજનદાર બિંદુ
લીમડાની ડાળ પરથી એકાએક ઊડી ગયું કોઈક એકલવાયું પંખી
અદશ્ય થઈ ગયું અપારદર્શક ધુમ્મસમાં.
ધુમ્મસ છે.
ધુમ્મસ પછી, ધુમ્મસની પેલે પાર, ઓર ધુમ્મસ છે.
અંધકાર કેટલો સઘન છે, ગહન છે!
તેની જ પાંખોની હવાથી શું હોલવાઈ ગયો દીવો?
કોણે આ અરસિક વ્યંગ કર્યો!?
(અંધકારમાં શોધું છું બાકસ).
જ્યારે દીવો પેટાવીશ ત્યારે સામે આવીને ઊભો રહી જશે –
કોનો ચહેરો? –
કહી નથી શકતા? વિવશ છો?
રહસ્યહીન – આવરણ રહિત રહી નથી શકતા?
કોનો ચહેરો –
આમળાના વૃક્ષની શાખાની પાછળ,
હાંસડી જેવા બાંકિમ નીલવર્ણો ચંદ્રમા;
એક દિવસ તેને જોયો હતો!
તે ધૂંધળો પળભર દેખા દઈ ગયેલો ચંદ્ર –
આજે આ પૃથ્વી તળે છે...
તેમ છતાં,
એક દિવસ જ્યારે આ પૃથ્વી પરનો સઘળો પ્રકાશ હોલવાઈ જશે,
ખતમ થઈ જશે અચાનક આ પૃથ્વીની સર્વ કથાઓ.
અંત પામશે મનુષ્ય જાતિનું અસ્તિત્વ...
રહી જશે માત્ર માનવીનું સ્વપ્ન:
અને,
એ સ્વપ્નની ભીતર ડૂબેલો,
એ ચહેરો રહી જશે, અને હું રહી જઈશ!
પોતાની અને તેની સર્વ કથા, સર્વ વ્યથા સહીશ!

## ત્રણ ઇટાલીઅન કાવ્યો □ ઉંગારેત્તી □ લૉરી નેલ્સન □ રમેશ જાની

**યાતના**

લ્હેરાતા મૃગજળ સામે
તરસ્યા તરફડતા ચંડોળની જેમ –

કે

આખો ય સાગર પાર કર્યા પછી,

હવે તો એક વહેંત પણ
આગળ ઊડવાની
પોતાની બધી યે ખેવના ખોઈ બેઠેલી,
કાંઠા પરની પહેલી જ વૃક્ષડાળીઓમાં
પરોવાઈ ગયેલી
પેલી લાવરીની જેમ –

ભલે, મરી જવાય!

પરંતુ, પેલી આંધળીભીંત
મેનાની જેમ
વિષાદના વ્યર્થ કલબલાટને આધારે
તો
ક્યારે ય ન જ જિવાય!

□

**પ્રાણી**

સંત માઈકેલના
આ ખડક સમો
છું હું :
ઠંડોગાર
કઠોર
શુષ્ક
સાવ જડ,
સત્ત્વહીન.

આ ખડક સમાં છે
મારાં આંસું :
અદૃષ્ટ,
અંતર્હિત.

જીવવામાં જ
રહી છે
મૃત્યુથી મુક્તિ.

□

**મન** ('પ્રૉમિસ્ડ લૅન્ડ' માંથી)

તોળાઈ રહેલા અગ્નિ વડે
સંધ્યા હજી ટકી રહી છે
અને વનપાદપોમાં એક કંપ
જાગી ઊઠે છે –
અલસગતિએ નિયતિનું
જાણે અનન્ત પ્રત્યાગમન!
—
પછી તો,
ચન્દ્રનો પેલો ઉપેક્ષિત
નવજાત પ્રતિશબ્દ
ધ્રૂજી ઊઠેલા તરંગોમાં
ઓગળી ગયો.

મને ખબર નથી,
વધુ ચેતનામય કોણ હશે :
કલાન્તમંથર ઝરણ પ્રતિ ઊઠતો
પેલો મર્મર ધ્વનિ
કે
માર્દવતાથી એને શાન્ત કરતો
પેલો નિર્ભ્રાન્ત અવધાતા?

## કાયદાની કચેરીઓનું ગીત □ બર્તોલ્ટ બ્રેખ્ટ □ મંગળ રાઠોડ

[ જર્મન કવિતા ]

બહારવટિયાઓનાં, લૂંટારાઓનાં ટોળાની પાછળ
કાયદાની કચેરીઓ આવેલી હોય છે.
જ્યારે નિર્દોષ માર્યા જાય છે –
ત્યારે ન્યાયધીશો એકઠા થાય છે.
અને (તેમના કૃત્યોને) વખોડી કાઢે છે.
જેમની કરપીણપણે કત્લેઆમ કરવામાં આવી હોય છે –
તેમની કબરો પાસે,
તેમના હક્ક, તેમના અધિકાર પણ ઢળી પડેલા હોય છે!
કાયદાની કચેરીઓનો ચુકાદો,
કસાઈના છરાના પડછાયાની જેમ આવી પડે છે.
આહ! કસાઈનો છૂરો ઠીક ઠીક આતુર લાગે છે!
તેને, પ્રસૂતિની વેદના જેવા,
ચુકાદાની શી જરૂર?
માથા પર ઊડી રહેલા ગીધોને જુઓ,
તે ક્યાં જઈ રહ્યાં હશે?
ઉજ્જડ રણે તેમને હાંકી કાઢ્યા લાગે છે.
કાયદાની કચેરીઓ તેમના માટે ખોરાકની વ્યવસ્થા કરશે.
એટલે કે, જ્યાં ખૂનીઓનો અડ્ડો છે,
જ્યાં જુલ્મીઓ સહીસલામત છે,
અને જ્યાં –
ચોર પોતાનું લૂંટેલું ધન;
કાગળના એક ટૂકડામાં
વીંટાળીને સંઘરે છે –
જેના પર,
કાયદાઓ છપાયેલા હોય છે!
□

ના આવવાના હો, તો કહું કેમ 'આવજો?'
પગલાં તમારાં હોય, એ ભ્રમણામાં રાખજો.

સમજણની સાથે જીવવું ગમતું નથી મને
નાદાન થઈ શકું એ ક્ષણોમાં જિવાડજો.

પગલાંને ઓળખું ને પ્રતિબિમ્બ ઓળખું
રસ્તા ઉપર બને તો અરીસા મઢાવજો.

આ શું કે સતત ભય રહે, તૂટી જશે સંબંધ,
વીજળીની ડાળ પર કોઈ માળો નહિ હજો!

ગઝલ □ હરીન્દ્ર દવે

## મધ્યમ વર્ગનો વિષાદ □ હાન્સ મેગ્નસ એન્ઝેનબર્ગર □ આશા દલાલ

[જર્મન કવિતા]

અમે ફરિયાદ કરી શકીએ એમ નથી.
અમે કૈં કામ વિનાના નથી.
અમે કૈં ભૂખ્યા રહેતા નથી.
અમે ખાઈએ છીએ.

ઘાસ ઊગે છે,
રાષ્ટ્રીય પેદાશ
આંગળીના નખ,
ભૂતકાળ.
ગલીઓ સૂની છે.
સોદાઓ મુઠ્ઠીમાં છે.
સાયરન્સ મૂંગા છે.
એ બધું જ પસાર થઈ જશે.

મૃત્યુ પામેલાઓ પોતાનું વસિયતનામું કરી ગયા છે.
વરસાદના કરા થયા છે.
યુદ્ધની હજી જાહેરાત થઈ નથી.
અને એની કોઈ ઉતાવળ પણ નથી.

અમે ઘાસ ખાઈએ છીએ.
અમે રાષ્ટ્રીય પેદાશ ખાઈએ છીએ.
અમે આંગળીઓના નખ ચાવીએ છીએ.
અમે ભૂતકાળ વાગોળીએ છીએ

અમારે કશું છુપાવવાનું નથી.
અમારે કશું ગુમાવવાનું નથી.
અમારે કશું કહેવાનું નથી.
અમારી પાસે છે.

ઘડિયાળને ચાવી અપાઈ ચૂકી છે.
બિલ ચુકવાઈ ગયાં છે.
સાફસૂફી થઈ ગઈ છે.
છેલ્લી બસ પસાર થઈ રહી છે.
તે ખાલી છે.
અમે રાવ - ફરિયાદ કરી શકીએ એમ નથી.
અમે શાની રાહ જોઈ રહ્યા છીએ?

## એક અનુભૂતિનું મૃત્યુ □ રામચંદ્ર બ. પટેલ-'સુક્તિ'

બેઠો હતો એકલ હું અમસ્થો
આજે અજાણ્યા સ્થળમાં –

આભાસનું નીલમ વસ્ત્ર પ્હેરી
બેસી રહેલી ચૂપચાપ શૂન્યતા.
પીળાશ પીને વનસૃષ્ટિ ઊંઘે.

આકાશ ઝૂકી જરી છાનુંમાનું
લાંબો કરી હાથ અડી ગયું મને –
–ત્યાં; પાસ બોલ્યો હળવેક કૂવો
'જો હોય થોડો કટકો જ રોટલો
તો આપશો બાપ...ઘણો છું ભૂખ્યો.'
ને પૂંઠ પાછળ ભરી ડૂસકાં ઘણાં
ઊઠયો રડી પીપલ એક જૂનો.
'મનેય બાઝી ગઈ છે ઊધેઈ.'
મેં ડોકને ફેરવી જોયું કેડે
તાકી રહી વાનરખોપરી મને.
ને સાપની કાંચળીને હલાવી
વેરાન વેરાન થઈ હવા વહે ...

જોતો રહું આ બધું હું ઘડીભર ...
ત્યાં એક સૂકા તરણાની ટોચે
મરેલ કીડી - મુખમાં પડેલું
અસ્તિત્વ મારું ચીસ પાડી ઊઠયું:
બચાવો ... બચાવો ... બચાવો ... બચાવો ...



જ્યારે આપણે
પ્રેમ કરીએ છીએ ત્યારે
સૂર્ય આથમતો નથી
અને રાત ઊગે છે!

જ્યારે આપણે
પ્રેમ કરીએ છીએ ત્યારે
દીવાલોમાંથી સમુદ્ર ઘૂઘવે છે
અને રેતી સુકાતી નથી!

જ્યારે આપણે
પ્રેમ કરીએ છીએ ત્યારે
આસપાસ અરીસા ગોઠવાય છે
અને પ્રતિબિંબ દેખાતું નથી!

જ્યારે આપણે
પ્રેમ કરીએ છીએ ત્યારે
આપણે ત્યાં જ હોઈએ છીએ
અને રસ્તો ચાલે છે!

□ કિરાત વકીલ

## બે કાવ્યો □ મંગલ રાઠોડ

### તણખલું

આમ જ અમસ્તાં,
અલ્હડ બની મસ્તીમાં
તું,
ચાવી રહી છે જે -
તણખલાને,
તે,
નાભિ-કમલની જેમ અંકુરાશે.
પછી એક વૃક્ષ બની પર્ણાશે.
અને પછી -
ધીરે, ધીરે,
તારું સ્મિત, તારા સ્તન -
તારી આંગળીઓના રતુમડાં ટેરવા
પાકા ફળ બની ખરી પડશે!
......
મારે તને,
તણખલું ચાવતાં અટકાવવી જોઈએ!
□

### એક ટીસ

દર્ભાંકુર પર,
ઝાકળબિંદુ વીંધાય
પળ
બે પળ
ને ખરી પડે છે!
એમ મારો સ્પર્શ,
તારી આંખોમાંથી સરી પડે છે.
.........
હું જાણું છું
કે, એક ટીસ તારા હૃદયમાં ઊઠે છે.
જેવી રીતે,
ક્યારેક એકાદ શબ્દ મારી કવિતામાં ખૂટે છે.
—જેની તને ખબર નથી!

## વિપર્યય □ કિરાત વકીલ

કાંટાની વાડ પરે બેઠો છે કાગ
એને જોયા કરે છે એક ઝાડ

## એક સાંજે □ માધવ રામાનુજ

સુકાઈ ગયેલી નદીમાં ઊભેલા
પૂલ જેવો હું
આ વાદળછાયા વિશ્વમાં ક્યાં સુધી ટકી રહીશ?

એક સાંજે
આથમતો ઉજાસ મને સીમાડે પહોંચાડશે.
કિરણોની ચાદર વેગળી કરતું ગામ દેખાશે.
આસપાસ વિસ્તરીને ઊભેલી સીમને અઢેલીને
થોડીવાર ઊભો રહીશ;
પછી –
સ્મૃતિમાં સ્મૃતિ બનીને સચવાઈ રહેલાં પ્રસંગોને
નેળિયાને છેડે બાંધવાની વ્યર્થ ચેષ્ટા...
પછી શબ્દોમાં અવ્યક્ત રહેતી વેદનાનું ખરવું...
પછી થોડાંક નામનું છેલ્લું સ્મરણ...
થોડુંક અટકીને આગળ વધીશ.
સફરનો થાક પગલાં બનીને ચીલાની ધૂળમાં
ભળતો જશે.
મારી સાથે થોડુંક ચાલીને ઊભી રહેશે સીમ.
ચીલા મને કેડીએ ચડાવશે
શુક્રના તારામાંથી ઝરતો ઝાલરનો રણકાર
કાનને આંબી જશે.
પાળ ઊતરતા એકાદ બેડામાંથી
ભીનું ભીનું છલકાઈને છેલ્લું કિરણ લપાઈ જશે.
ખરીઓમાં ખીલતી સંધ્યાને શ્વાસમાં ભરીશ.
પાદર રમતું હશે.
હનુમાનની દેરીનો ચોતરો
ઊભડક બેસીને ચલમ ફેરવતો હશે.
પગ ફરતાં વીંટળાઈને, ફળિયાં
બોખ્ખા મોંમાંથી ઝરતો ભૂતકાળ ઝીલતાં હશે.
– પછી
એક ઘરનું ફળિયું
દૂધની શેડના રણકારની ભાપામાં
મને આવકારશે.
ઓવારણા લેવાને તત્પર એવું ઘર
ઊંબરે ઊભું ઊભું
મને ભાળીને ધ્રૂસકે ધ્રૂસકે ભીંજાતું જશે!

## નિરુદ્દેશે □ પેટ્રિક કાવાનાઘ □ નીરવ મહેતા

અંગ્રેજ વિવેચકો મને ખાસ ગણનામાં લેતા નથી. હું ધારું છું કે, આ મારે ન કહેવું જોઈએ. પરંતુ વરસો થયાં, હું આ બધાંની ઉપેક્ષા કરતા શીખ્યો છું અને હું એ પણ શીખ્યો છું કે સાહિત્યવિવેચનના પાયાઓ સામાન્યતઃ અલ્પાયુ હોય છે. સમ-નિરપેક્ષ ધોરણો કલ્પી લઈએ તો પણ કેટલાયે જીવંત સાહિત્યકારોને ચૂપ કરી દેવા પડે.

કોઈ વિવેચક એમ કહે કે હું કવિ નથી, તો એ સામે મને વિરોધ નથી. પોતાની જાતને કવિ તરીકે વિચારવી એ કંઈક વિચિત્ર લાગે છે. કવિ થવું એટલે શું?

હું હમેશાં મારી જાતને કવિ તરીકે ઓળખાવતાં સંકોચ પામું છું અને કેટલાક તરુણો અને ક્વચિત્ પીઢ પદ્યકારો પોતાના કવિપદને જાહેર કરે છે ત્યારે આ હિંમત જોઈ હું દંગ બની જાઉં છું. તમે એમને પૂછો કે તમે શું છો, તો ઉત્તર આપશે: કવિ.

કવિતાના ક્ષેત્રે આ સમગ્ર પ્રક્રિયાને ભૌતિક દૃષ્ટિએ ઉપલક્ષતું આંદોલન છે. આ કક્ષાના રચનાકારો કવિમાંના અનુભવાતીત સ્વરૂપને જોઈ શકતા નથી. તેઓ વ્યવહારુ માણસો હોય છે, ઉત્તમ કસબીઓ હોય છે, પરંતુ કોણ જાણે કેમ મારી એક માન્યતા છે કે, કવિતા એ કોઈક રહસ્યમય પદાર્થ છે, જોખમી પદાર્થ છે.

માણસ નિર્દોષપણે શબ્દો અને લયની રમત કરવા બેસે છે. (હું મારી વાત કરું છું) અને એકાએક એને લાગે છે કે આ જ એની જિંદગી છે. પદ્યરચનાની પ્રવૃત્તિ એને પ્રણાલિકાગત અસુખના રસ્તાઓથી દૂર લઈ જાય છે. હું કયારેય સમજી શકયો નથી એવાં કારણોસર પદ્યરચના એક માણસના ભવિતવ્યને પલટી નાખે છે. આયર્લૅન્ડના કોઈ પણ પૃથક્જનની માફક હું પણ સુખેથી અજંપો સેવતો જીવ બની શકયો હોત; આખું યે જીવન નીતિની એક જ વય પર રહીને વિતાવી શકયો હોત; એના બદલે કવિતાએ મને કંક અંશે પંગત બહાર મૂકી દીધો. હું અવિહિત રીતે વિહિત છું.

સામાન્ય રીતે બે પ્રકારના કવિઓ હોય છે. હું એ બેમાંથી એકેય પ્રકારમાં આવતો નથી. એક તરુણ વિદ્યાપીઠમાં જાય છે અને ત્યાં અધ્યાપકો એને કવિતાના મૂલ્યોનો બોધ આપે છે! બીજા પ્રકારના કવિઓને આપણે પ્રેરિત કહી શકીએ — ડિલન થૉમસ કે બર્ન્સ જેવા.

હું મારા જીવનનું વિહંગાવલોકન કરું છું ત્યારે લાગે છે કે, કવિ માટે સૌથી મોટી કરુણાંતિકા દરિદ્રતા હોય છે. મારી પાસે પૈસા ન હતા અને નાનકડી ખેતી સિવાયનો કોઈ વ્યવસાય ન હતો. મારા જીવનમાં વસમાં વર્ષો વીત્યાં ત્યારે તરુણ કવિના લાભાર્થે કોઈ આર્ટ કાઉન્સિલો, ફાઉન્ડેશન કે ફેલોશીપ અસ્તિત્વમાં આવ્યાં ન હતાં.

પરંતુ મારો પયગમ્બરી આવેગ મેં ખોઈ નાખ્યો. ૧૯૫૫ની એક વસંતમાં હું 'ગ્રાન્ડ કેનાલ'ના તટ પર બેઠો અને મારા ચિત્તના કિનારા પર પાણીને નિરુદ્દેશ અથડાવા દીધાં. જીવનમાં મારો ઉદ્દેશ નિરુદ્દેશ રહેવાનો જ હતો.

ત્રણ ફ્રેન્ચ કાવ્યો □ રમેશ જાની

## જ્યોતિશિખા □ જ્યૂલ સુપર્વિલ □ પૅટ્રિસિયા ટેરી

આખું જીવતર એણે
મીણબત્તીના પ્રકાશમાં
વાંચવાનું પસંદ કર્યું હતું.
અને
કેટલી યે વાર એ પોતાની હથેલી
જ્યોત પર ધરી રાખતો,
પોતે જીવતોજાગતો છે
એની ખાતરી કરવા માટે.

પોતાના મૃત્યુદિનથી એણે
હમેશાં પોતાની પાસે
મીણબત્તીનો પ્રકાશ જાગતો રાખ્યો છે.
પણ પોતાના હાથ તો એણે કોણ જાણે કેમ
પીઠ પાછળ જ સંકોરી રાખ્યા છે.

□

## કવિ

હું કંઈ હમેશાં મારી જાતના
તલપાતાલમાં એકલો ડૂબકી મારતો નથી,
ઘણી યે વાર મને એમાં પુરાઈ રહેલા જીવતા
બંદીજનોની સોબત મળી રહે છે
જેમણે મારી એ હિમશીતલ કરાડોમાં
એકાદવારે પ્રવેશ કર્યો છે.
એ શું ફરીવાર એમાંથી બહાર ક્યારેય નીકળી શકશે?

કોઈ ડૂબતી મનવારની જેમ
રાત્રીના મારા અંધકારમાં
હું બધા ય યાત્રીઓ અને નાવિકોને
ઉપરાઉપરી જેમતેમ સીંકી દઉં છું
પછી એક પછી એક
કેબિનની બત્તી બુઝાવી દઉં છું...

સાગરનાં રાતલ ઊંડાણો જ
પછી તો મારાં મિત્ર થઈને
મારી સામે દોડી આવે છે.

## પ્રિયતમા ☐ પૉલ ઍલાર્દ ☐ સૅમ્યુઅલ બૅકેત્

એ મારી પાંપણોમાં વસી છે, અને
મારા વાળમાં એના કેશ ફરફરી રહ્યા છે.
એના વર્ણમાં મારી આંખનો રંગ છે,
મારો હાથ એનો દેહ છે,
મારી છાયમાં એ વિગલિત થઈ ગઈ છે -
આકાશમાં સમાઈ ગયેલ તારાની જેમ!

એ કયારેય પોતાની
આંખ બંધ નહીં કરે,
અને મને કરવા પણ નહીં દે;

તેજમઢ્યા દિવસમાં
એનાં ઝળહળતાં સ્વપ્નો
કંઈ કેટલાયે સૂર્યોને શોષી લે છે;
અને હું
હસું છું, રડું છું,
વળી પાછો હસી પડું છું.
અને ...
જયારે કશું યે કહેવાનું નથી હોતું
ત્યારે બોલી ઊઠું છું.

☐

સૂર્ય ઑગળી ગયો છે પીળી હવામાં –
સફેદ ઉઝરડાઓ વચ્ચે
ફસાયાં છે ઊડતાં પંખીઓ
વચ્ચે વચ્ચે ઉપસેલાં નીલરંગી ધાબાઓમાં
કોકડું વળી ગયેલું મત્સ્યનું ચાંચલ્ય –

વૃક્ષોનાં પર્ણો પર
ટકી રહ્યું છે આકાશ!
વૃક્ષોનાં મૂળમાં ફસાયેલો આદમનો પગ
બહાર નીકળવા મથતો, અટકી ગયો –
રકતના પ્રવાહીમાં –

ઠરી જતા શ્વાસોચ્છ્વાસ;

કવિતાની જયોતે...બની જાય ઝરણું
આપણામાં પુરાયેલું તરસ્યું હરણું
બહાર નીસરી આવે ...
પીળી હવા ખરી પડે
ઉઝરડા ઊડી જાય
નીલરંગી ધાબાઓમાં
હલબલી ઊઠે મત્સ્યનું ચાંચલ્ય!

**ચાંચલ્ય ☐ યૉસેફ મેકવાન**

## બે ગદ્યકાવ્ય □ નીતિન મહેતા

### એક એક એક જ

ઘડિયાળી હાથ હસે છે હવામાં. સમયથી આચ્છાદિત આપણી એક એક વાતો પર ભમે છે સૂરજનું તામ્રવર્ણ તેજ અને ડૂબે આંગળીઓના પછડછાયામાં મકાનોના લાલપીળા અવાજ. રેકોર્ડ ચેંજરમાં ચીની જાદુગરની કમાલો આછા પ્રકાશમાં હૉટેલમાં ઘૂઘવે છે. લાલ ટેબલ કલૉથ પર હાથમાં પથ્થર લઈ હસે છે. સિસિફસ અને આપણા પરથી ગબડે આ આકાશ. દીવાલમાંથી ખસે ઇજિપ્તિયન પિરામિડના કેદ મમીઓના પડઘા. કૉફીની વરાળમાં તરતા રંગીન હાસ્યો ટેપરેકોર્ડરની જેમ હું-તું સાંભળીએ. દરિયો-બારીના કાચ પર હવા બની અમળાય ને આંખમાંથી ધીમે ધીમે રણ ખરે પણ મકાનના પડછાયાઓના અવાજની સાથે પાંપણો પર ડૂબે આ નગર અને તારી વાતોના રંગ થર-કયા કરે મારી વાતોમાં, પછી ફરીથી થીજી જાય હવામાં ઘડિયાળી હાથ.

□

રાતમાં દીવો ટાંગીને ફરતી મારી લાશ. હું ખબરઅંતરની જેમ પુછાઉં તે મને ક્યારેય ન ગમે. પીળી વેદનાનો અંધકાર તાવ બની શરીર પર ઘડિયાળની જેમ ટીકટીક થયા કરે. વાંસનાં મકાનોથી બંધાયેલી દીવાલમાં ગુંજ્યા કરે તારોના ઝણઝણાટ. સુકાઈ ગયેલાં બરફનાં રણો વચ્ચેના અવકાશમાં નિબિડ અંધકાર બની સર્યા કરું છું. ક્ષણમાં ક્ષણ અને પ્રતિક્ષણમાં મંથનની સુવર્ણરેખાઓ દોરાઈ જાય. શાની મૃગલાલચ બની અરણ્યમાં દોડયા કરે આ મન? ભૂરા કાગળોમાં ગતિશૂન્ય દોડતા અશ્વરથ અને તેના લયકેફમાં તીરની જેમ સૂસવાતો ફેંકાઉં પણ જઈ ન શકું ક્યાંય. માત્ર હવા વીંધી શકું, પણ હું જ રાતમાં દીવો ટાંગી મારી લાશ પર ફર્યા કરું આમતેમ પીળી ઘડિયાળમાં ટપકતા વાંસના મેદાનોમાં દીવાલ બની ઝણઝણ્યા કરતા અવકાશમાં ભૂરો અશ્વ બની હવામાં તીરની જેમ ભટકયા કરું પણ ચોપાસ રણનો વંટોળ બની મારી આસપાસ ઘૂમરીઓ ખાધા કરું પણ બરફના મેદાનોમાં ખબરઅંતર રણની જેમ મારી આસપાસ ઘૂમરીઓ બની દટાઈ જાય મારામાં તો?

# કવિતા

અહો! આંદોલંતી પરમ મુદની રંગલહરી!



વર્ષ ૩ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૭૦
સળંગ અંક ૧૮

મુખપૃષ્ઠ સજાવટ | દિનેશ દલાલ

**સૂચનાઓ:**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ:**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું:**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરૂભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧

# કવિતા

મનોજ ખંડેરિયા
જગદીશ જોષી
મૌન બલોલી
ઈન્દુકુમાર ત્રિવેદી
કિરાત વકીલ
રમણ પટેલ
ભાનુપ્રસાદ પંડ્યા
સુરેશ દલાલ
મનહર ચરાડવા
સૈફ પાલનપુરી
રમેશ જાની
મુરલી ઠાકુર
વિપિન પરીખ
ઉશનસ્
સુન્દરમ્
મીનાક્ષી દોશી
હરીન્દ્ર દવે
રમેશ પારેખ
રોબર્ટ ફ્રોસ્ટ
કાન્તિલાલ કાલાણી
ઉમાશંકર જોશી
રાજેન્દ્ર શુક્લ
અનિલ જોશી
આદિલ મન્સૂરી

શ્રી અરવિંદ
વસુકલ્પ
હરિવલ્લભ ભાયાણી
નીરેન્દ્રનાથ ચક્રવર્તી
નગીનદાસ પારેખ
નિકોનાર પારા
કંચન પારેખ
નારાયણ સુર્વે
નઝીમ હિકમત
દીપક મહેતા
રિલ્કે
મકરંદ દવે
યોસેફ મેકવાન
ગુલાબદાસ બ્રોકર
જ્યોતિષ જાની
પીયૂષ પારાશર્ય
માધવ રામાનુજ
ભગવતીકુમાર શર્મા
હોમેન બરગોહાઈ
ભોળાભાઈ પટેલ
વ્લાડીમીર ગોલેવ
મંગળ રાઠોડ
જયંત પાઠક
જ્યોર્જ થિમેલિસ



ગીત ☐ મનોજ ખંડેરિયા

આયનાની જેમ હું તો ઊભી'તી ચૂપ
　　ગયું મારામાં કોઈ જરા જોઈને.

ભાનનો તડાક દઈ તૂટી જાય કાચ
　　એના જોયાની વેળ એવી વાગે
છૂંદણાના મોર સાથે માંડું હું વાત
　　મને એટલું તો એકલું રે લાગે

આજ તો અભાવ જેવા અંધારે ઊભી છું
　　પડછાયો મારો હું ખોઈને
આયનાની જેમ હું તો ઊભી'તી ચૂપ
　　ગયું મારામાં કોઈ જરા જોઈને

એવું તે કેવું આ સિંચાતું નીર
　　મારા નામના સુકાય પાન લીલા
લેતી આ શ્વાસ હવે એમ લાગે જાણે કે
　　　　છાતીમાં ધરબાતા ખીલા

પરપોટો ફૂટે તો જળને શું થાય?
　　નથી જાણ થતી કોઈ દિવસ કોઈને
આયનાની જેમ હું તો ઊભી'તી ચૂપ
　　ગયું મારામાં કોઈ જરા જોઈને!

## ત્રણ કાવ્યો □ જગદીશ જોષી

ચાલો
હવે હું સૂઈ જાઉં.

રોજ આથમી જતાં
સૂરજનું ઓશીકું કરી
ચાલો, હવે હું સૂઈ જાઉં.

બહુ ઝંખેલી
હવાની વેગીલી સુંવાળપનો
હવે મને કોઈ ખપ નથી
મારા શ્વાસમાં તેનું
શિલ્પ ભંડારીને
ચાલો, હવે હું સૂઈ જાઉં.

ક્યારેક ઊગેલા પેલા ચંદ્રમાંથી
સંઘરેલા મધુને
સપનાંની પાંપણોમાં આંજી દઈ
ચાલો, હવે હું સૂઈ જાઉં.

મારી બારીઓથી કજળતા
દીવાઓના અજવાળાંને
મારે અંગે ઓઢી
ચાલો, હવે હું સૂઈ જાઉં.

પેલા સમુદ્રને કહી દો
કે તેનો ઘૂઘવાટ બંધ કરે:
તેને આખેઆખો ઉલેચીને
તેની ખારાશને તળિયે
લંબાવ્યું છે મેં.
કહી દો, મને ખલેલ ન કરે.

ચાલો, હવે હું સૂઈ જાઉં.

મારી આસપાસ ગોઠવાયેલી દિશાઓ
કદાચ થોડીવાર બેચેન થશે.

□

સમુદ્રોની શાંતિ વિહગ ચીસથી શીર્ણ પળમાં,
બળેલા પ્હાડોને બદરી પલમાં વીંટી વળતી;
વિશાળાં મેદાનો ગગનભરીને વિસ્તરી રહ્યાં
રચે લીલા કંપો તૃણતૃણ વિષે વાયુલહરી.

ખર્યાં જેનાં પર્ણો વિટપ પણ એ પંખી ટહુકે
ફરી પાછું મ્હોરે: અરવ રવની મર્મર મહીં:
અરીસા જેવા આ સરવર વિષે એક કિરણ
ધરી રહે સૂર્યોની અગનઝરતી દીપ્તિ ક્ષણમાં

તમારા વેરાને રઝળીરખડીને કલરવો
વળ્યા ઘોંઘાટો થૈ: બધિર કરતા મારી દુનિયા.
તમારા માર્ગે હું ફૂલ થઈ રહ્યો: તો ય કશું ના.
હવે પાંખો શાને વ્યરથ ફફડે આ થડ વિષે.

તમારી ને મારી અકથ કથનીઓ નહીં કહું:
રહી મૂગો. જાણે ખડક થઈને સાગર ચહું.



આંગળીએ ફરકી કહ્યું 'આવજો' ને તો ય અહીં આંસુ કેમ ટપક્યું રે આંખથી?
હોઠેથી ચપટું એક ખરી ગયું સ્મિત અને અમળાયું મૌન મારા શ્વાસથી!
પારેવાની પાંખ પરે અક્ષર આંકીને, આછો
સંદેશો કહાવે તણખલું
એકાંતે અટવાતું સાંભળે ના તાડ, છતાં
આભ શાને છળતું આછકલું...

પાદરની પરસાળે બેસીને મોરલો ચીતરતો ટોડલાને ચાંચથી;
આંગળીએ ફરકી કહ્યું 'આવજો' ને તોય અહીં આંસુ કેમ ટપક્યું રે આંખથી?

ભીની આ લહેરખીને વીંધીને વહી ગઈ
ફૂલોની ફોરમતી ચેતના
કોકિલના કંઠે કાં વ્હેતી મૂકી છે આજ
વણસેલી વાસંતી વેદના
લીમડાની ડાળીઓની વચ્ચેથી મોગરાનું ખરતું મેં ફૂલ જોયું ક્યાંકથી?
આંગળીએ ફરકી કહ્યું 'આવજો' ને તો ય અહીં આંસુ કેમ ટપક્યું રે આંખથી?



**અંધકારનાં વ્હાણ □ મૌન બલોલી**

ફરકતા શ્વેત સઢે એ હિલ્લોળાશે ક્યારે
ગાઢાં અંધકારનાં વ્હાણ?
મૃગજળને આ દેશ
વાગતી પગલે પગલે ઠેસ,
જલપરીનો મૃગજળિયો દેહ
પહેરે ભીનાશનો જો વેશ;
મળે કે ભ્રમણાને કંઠાર,
વહેતી ખળખળ ખળખળ જળતાનો અણસાર.
હવાના પગરવમાં અટવાય
શ્રાવણનાં બધિર શહેરો
દસે દિશામાં અવાજનો બસ ચ્હેરો...ચ્હેરો...
અવાજનો બસ ચ્હેરો...
જાણે સતત ભરે દર્પણિયો પ્હેરો
અવાજનો બસ ચ્હેરો.
તણાઈ જાયે દસે દિશાનાં તાણ,
ઊતરે માથા પરથી નિજ ભવનાં કમઠાણ;
ઊંચકી મને લિયે જો ધીરેથી દખણાદાં ગાઢાં
હિલ્લોળાતાં અંધકારનાં વ્હાણ

## વિભૂતિ યોગ ☐ ઈન્દુકુમાર ત્રિવેદી

### અધ્યાય શૂન્ય

અંતરાત્મા ઉવાચ :
હે જીવ !
આદિ કાળથી સમસ્ત સંસારનાં,
સર્વપ્રાણીમાત્રમાં
જે વહી રહેલ છે,
અને
છતાં
વિશેષ
અવગણનાપાત્ર ઠરેલ છે,
એવો
એક 'ભાવ' છે
તે
હું જ
છું.

તેમાંની
માત્ર થોડીક ભાવ-વિભૂતિઓ
હવે
તને
કહું છું
તે
સાંભળ.

કશાકને માટે
ઝાંવાં મારતા,
વનેવન રઝળતા,
આદિ કાળના
જીવોની જિજીવિષા માટેની
જન્મજાત અશાંતિ
હું
છું.

આદિ કવિ વાલ્મીકિનો,
શ્લોકમાં પરિણમેલો
શોક
હું
છું.

પરસ્પરના
વિરહમાં
દ્રવતું
સીતા અને રામનું
હૃદય
હું
છું.

મથુરા ગયેલ
ગોપાલકૃષ્ણ માટે
પલપલ
તલસતી રાધાની
તડપન
હું
છું.

કૌરવસભામાં
ખેંચાતાં વસ્ત્રને
રોકવા મથતી
પરાધીન પાંચાલીની
હૃદયદ્રાવક ચીસ
અને
ઉપસ્થિત ભીષ્મદ્રોણની
લાચારી,
હું
છું.

દ્વારકાધીશને
એ બાલસખાને
ઝંખતા
દારિદ્રમાં ડૂબેલા
અયાચક સુદામાની
અકથ્ય
મૂંઝવણ
હું
છું.

વગડા
વચ્ચે
કાબાઓથી
લૂંટાયેલ
વાસુદેવવિયોગી
અર્જુન
હું
છું.

મહાભારતને
અંતે,
'મારું કોઈ સાંભળતું નથી'
કહેનાર

☐ કિરાત વકીલ

વાતોડિયા આ આભને કોઈ
આજ રાતોરાત મૂંગું કરો!
શબ્દનો કેટલો વલોપાત ...
એવો આ એકધારો વરસાદ;
દાદુર ને આ વીજકડાકા
કાદવ કીચડ ગારો
એવો આ વરસાદ રે એકધારો.

પોચું પોચું પલળી ગયું ધરતીનું આ પાંદડું
એને કિરણતણા સ્પર્શે જરા સૂકું કરો!

વાતની પેલે પાર વસી છે મૌનની મોસમ.
કુમળા એના અજવાળાંની શાલને ઓઢી તાપવા દેજો;
સુખ ને દુ:ખનાં પારેવાંની કંપી રહી જોડ
એને પંપાળવા દેજો.

☐

મહાકવિ વ્યાસની
મનોવ્યથા
હું
છું.

હે જીવ!
મારી વિભૂતિઓનો
અંત નથી,
પરંતુ
તને
આ સર્વ કહીને
તથા
જણાવીને
પણ
શું?

☐

☐ રમણ પટેલ–'રશ્મિન્'

આપણા સમ્બંધો
અમુક ચોક્કસ
આકૃતિ —
ગોળ, ત્રિકોણ,
ચોરસ કે પછી ચતુષ્કોણ
ફ્રેમમાં ગોઠવાયેલા
ફોટા જેવા
કાચ સચવાઈ રહે
ત્યાં સુધી જ
ટકે.
પછી —
આપણે જ
એક પછી એક
આવરણ ઉતારી
છિન્નભિન્ન કરી
જોઈએ તો
કોણ કોને ઓળખે?

## એક ગીત □ ભાનુપ્રસાદ પંડ્યા

બે પગની ચાલ અને ચિતરાય સાપ!
નખમાં હજી ય તીણા ન્હોરતણી છાપ!

શબ્દોના ચંદનમાં મહુડાંની વાસ!
ધ્રાણોની સુંદરીઓ અકળાય પાસ!

સામાં મળ્યાં કે જુઓ પૂતળાંનો ખેલ!
પથ્થર બોલે કે અમે ઝાઝું નીગળેલ!

વાટકીમાં માય એવા ઘૂઘવતા દરિયા
અંજલિએ ચાખ્યા ન જાય - ભલે-ભરિયાં!

કરે પડઘા દાવો કે અમે મૂળગો અવાજ
પણે ગઈકાલી શૂળિયે ચડી ગઈ આજ!
□

## આધુનિક લોકગીત □ સુરેશ દલાલ

જન્મ્યા છો તો ભલે જનમિયા: મૂગા મરજો.
દુનિયાદારીની છે દુનિયા: મૂગા મરજો.

કાગળ કેરા ફૂલ ફળે અહીં: મૂગા મરજો.
ચૅકબુકના દીવા બળે અહીં: મૂગા મરજો.

કાગળ આખો, માણસ ડૂચા: મૂગા મરજો.
અહીં નહીં રુચિ કે ઋચા: મૂગા મરજો.

ઈંટ અને પથ્થરનો માણસ: મૂગા મરજો.
ટ્યૂબલાઈટમાં સૂરજ ફાનસ: મૂગા મરજો.

પ્રેમબેમનું નામ અહીં નહીં: મૂગા મરજો.
કામ, કામ, ને કામ રહ્યા અહીં: મૂગા મરજો.

## થઈ ગયાં □ મનહર ચરાડવા

આકાશ - ઊંચો પહાડતણો પિરામિડ;
હરણ કાં સમયનાં પસાર થઈ ગયાં!

અબ્ધિ ઊછળતો રહ્યો ઉજાશનો સતત
ખડક અંધારના બહાર થઈ ગયા.

ઘૂઘવતો કશો ચોમેર રેત - દરિયો!
તરસનાં નાવ તરત પાર થઈ ગયાં.

તપતો સુગંધે લીલોતરીનો સૂર્ય;
તમસ - રૂપ ખરતાં અપાર થઈ ગયાં.

સકળ તાણી ગયું પૂર ઝંઝાજળનું;
કુટિરનાં છતાં અડગ દ્વાર થઈ ગયાં.
□

## ગઝલ □ સૈફ પાલનપુરી

એ રીતે એની યાદમાં સરકી જવાય છે.
બીજા તો ઠીક, એને ય ભૂલી જવાય છે.
સંગાથમાં જો હોય છે લાંબા અનુભવો
ઘરની બહાર આવતાં થાકી જવાય છે.
કેવી નિરાંતનો છે તબક્કો હવે જીવન
મનગમતી વાત પણ હવે ભૂલી જવાય છે.
પહેલાં સમું તરસનું યે ધોરણ નથી રહ્યું
પાણી મળે છે તો ય હવે પી જવાય છે
કોઈ ઉછીની ઊંઘનો મોહતાજ છું હવે
હું તો મીંચું છું આંખ ને જાગી જવાય છે.

## મારા ગામને મારી નદીએ □ રમેશ જાની

સાંભળ્યું છે,
મારા ગામને
મારી નદી
ઘુમરાતાં ચકરાતાં અકરાંતિયાં
વમળોમાં
અકળાવી આમળાવી મમળાવી
પોતાની સાથે તાણી ગઈ છે:
પેલી ગાંડી કંકુડીની જેમ–

પોતાના
હસતા રમતા ગેલતા
નાનકા શિશુને
ફેરફૂદડી ફેરવતાં ઘુમાવતાં ફેરવતાં
ગામની નિંદરતી નિ:સહાય શેરીઓમાં
છુટ્ટાં જટીઆંએ ચીખતી દોડતી ધૂમતી કૂદતી
ફીણ ફીણ થતી હાકોટતી મધરાતે
અંધકારમાં ફેલાઈને એ
પ્રેત બની ગઈ હતી તેમ!

પણ,
મારી સીમને ભરી દેતી
ગુપત ગોઠે સદા યે મર્મરતી
પેલી હલેતી
તાડની જોડીનું શું થયું હશે?
આમલા-આમલી પીપળા-પીપળી
અને
વડની ઘટાળી છાયામાં ઊગેલા
પેલા મંદિરને–
એ સૌએ છેલ્લે શું કહ્યું હશે?

રોજ સવારે
હિલ્લોળાતી ડાળીએથી
ઘરને મોભેથી
નીચે ઊતરી આવતાં
પેલાં પંખી-પારેવાંનો
ચણતો કલબલાટ
પાછો કયાં જઈને
રાત્રે લપાઈ જશે?

સાંભળ્યું છે,
મારા ગામનાં કેટલાં ય જણ...
સાંજને પ્હોરે
પાણી પીને પાછાં વળતાં
રૂમઝૂમતાં ગોધણ...

સાંભળ્યું છે,
મારા ગામને
મારી નદીએ
ઘુમરાતાં ચકરાતાં
ભમરાતાં વકરાતાં વમળોમાં...

## હાઇકુ □ મુરલી ઠાકુર

અજવાળાને
આંખ મીંચીને રહેવું
અંધકારમાં

તમરાં બોલે
ગણગણતી જાણે
રાત અટૂલી

સમી સાંજના
વાટ એકલી ઊભી
નભને તાકે.

આતમ પંખી
જન્મ જન્મના વૃક્ષે
લિયે વિસામા

આભ છવાયાં
વાદળ પેલાં જુઓ
સસલાં જાણે!

અંધારી રાત
જંગલ ગીચ, વચ્ચે
રમે આગિયા.

વગડો વીંધી
વાટ દોડતી, ક્યાંના
એ અભિસાર!

લાંબા ડગલાં
ડાધુ ભરતા જાય
માર્ગ ટૂંકવે !

## ત્રણ લઘુ કાવ્યો □ વિપિન પરીખ

### સાંજ - સવારે

આ સૂરજનું
પૂરવ ઊગી પશ્ચિમ ઉપર
ધીમું ધીમું ડૂબવું
ને

સાંજ ઢળે ત્યાં
ક્લાન્ત ચાંદનું
વાદળ વચ્ચે
ફિક્કું ફિક્કું સરવું
આ મારી જેમ જ
સાંજ – સવારે
સવાર – સાંજે ...

□

### વિસ્મય?

ભીંત પરના ચિત્રમાં
આકાશ પણ
કેવું વિશાળ
૧૦ × ૧૨ની ઓરડીમાં!

□

મંદિર બહાર
ભિક્ષુક, ભીતર હું;
ફર્ક આટલો?

## અરેરે રેખાઓ □ ઉશનસ્

રૂપાળી રેખાઓ ઊતરી હતી જે એ મુખપરે
ફરીથી ત્યાંથી યે ઊકલી ગઈ ને થૈ ગઈ હવા
ઊડંતી આકાશે રઝળતી સીધી સર્પિણી સમી-
મને યે સંગાથે ફરી રખડતારામ કરી ગૈ;

અરે, ઓ રેખાઓ, જ્યહીં જ્યહીં ઠરો ત્યાં અટકવું
ક્ષણું, ને ઊઠો કે ઊઠી જવું અને એ ... રઝળવું
વિરાનોમાં પાછું, અનુસરી પૂંઠે ઝૂરી મરવું,
ન મારે કો ચ્હેરે ઘર કરી અરેરે સ્થિર થવું;

અરે રે રેખાઓ! જરીક વરતુલાવ જ તમે
બને કોઈ રહેશે રણદ્વીપ સુરેખાઈ સરસ,
અને એ ચ્હેરાથી ઊખડી ઊકલી જાવ જરી કે
નર્યાં આકાશોનું રણ ઊઘડતું નિષ્પથ નર્યું,

તમે તો આકાશી અરૂપ ઊડનારા લય રૂડા,
અમો પૃથ્વી-ખોડયા ચરણ, કરું ક્યાં ક્યાં ઢસરડા?



## તારા અભાવનું ગીત

તારો અભાવ સખી! ઊગ્યો છે રોમ રોમ, તારો અભાવ કાળો ડંખ!
ઘરનું લૂ - ઝરતું આ આભ ગળે વીંટાતા
તરસે છે રૂંધાતો સાદ,
પ્રતીક્ષાના મોર રડી થાકયા ને તો ય તું
આવ્યા-નો ના'વ્યો વરસાદ!
દરિયો વલોવી જે શોધ્યો'તો આપણે ટેરવે ઈ. વાગે ક્યાં-શંખ!
તારો અભાવ સખી! ઊગ્યો છે રોમ રોમ, તારો અભાવ કાળો ડંખ!

## સબ રંગ □ સુન્દરમ્

સ્મરું ક્યારે ક્યારે તવ વદન લજ્જાની સુરખી,
ગુલાબોની સૃષ્ટિ ક્ષણભર શું ત્યાં મૂર્તિ જ બની,
હતી એ તો મારે અરથ બસ એવું લિધ ગણી
દરિદ્રી હૈયાંએ નિજ સકલ ત્યાં રિદ્ધિ નિરખી.

અને જાણ્યું સદ્યે નહિ જ હતી એ આદિમ ઉષા,
જ્યહીં છૂપી ભાવિ બહુલ દિન - રંગોની રમણા,
અહા, એ તો બીજી ક્ષણ નિવડી સંધ્યાની અલુણા
નિશા – રંગો કેરી તિમિર - ભરતી વાહક સ્નુષા,.

પછી રાત્રિ આવી, તિમિર - ભરતી ભૂરિ છલતી
છતાં તેમાં દીઠી અકલ ઉડુઓની કંઈ કલા,
સહુ રંગો - વંતી પરમ નિરખી મૂર્તિ સબલા,
ઉષા - સન્ધ્યા જેને ચરણ નિજ સર્વસ્વ ઢળતી

હવે બેઠો દેખું સમય-જલથી ઊર્ધ્વ શિખરે,
બધાં દ્રવ્યો-રંગો ક્ષણિક પણ શાં સત્ય ઉચરે.

□

## મનહર ચરાડવા

પાંપણના ભીંજાતા દોરાએ દોરામાં
ઊગે છે બાવળની શૂળ,
લીલા આણસારાની આંખ્યું ઊઘડશે ને
ક્યારે રંગાશે હ્યાં ધૂળ!
રણ ને વેરાન જેમ ફેલ્યા કરું છું મારાં પંખીની ખૂલે ના પંખ!
તારો અભાવ સખી! ઊગ્યો છે રોમ રોમ, તારો અભાવ કાળો ડંખ!

## સાંપ્રત કવિતા ☐ સુરેશ દલાલ

[ એક નોંધ ]

સાંપ્રત કવિતા એટલે હમણાં કેટલાંક સમયથી, એટલે કે અત્યારે લખાતી કવિતા. વર્તમાનની કોઈ ક્ષણ એવી નથી જેને ભૂતકાળ સાથે ઓછોવત્તો પણ સંબંધ ન હોય. પરંપરાના પ્રવાહમાંથી જ કે પરંપરાના પ્રત્યાઘાતમાંથી કોઈ ને કોઈ નવા ચૈતન્યની કૂંપળ ફૂટતી હોય છે. એટલે સાંપ્રત કવિતા વિશે વાત કરતા પહેલાં આપણી કવિતાનો ભૂતકાળ જોઈ લેવો અનિવાર્ય છે.

સુન્દરમ, ઉમાશંકર હજી લખતા રહ્યા છે. સુન્દરમમાં હજી વૈપુલ્ય છે અને આટલું લખે છે છતાં પણ તાઝગી એવી ને એવી છે. ઉમાશંકરની કલમ પદ્યનાટક તરફ ગતિ કરે છે. પણ સહૃદયોને વિશેષ આકર્ષે છે તે નાટકમાં રહેલું કાવ્યતત્વ. સ્નેહરશ્મિ અને મુરલી ઠાકુર હાઈકુ તરફ વળ્યા છે. અને કેટલીય નવી નવી કલમો હાઈકુને પોતાનો કાવ્યપ્રકાર કરવાનો પ્રયત્ન કરી રહી છે. જેમ નવો લખનારો ઘણીવાર સહેલાઈથી ગઝલ તરફ વળતો એમ આજે કોઈ નવો જીવ મુગ્ધતાથી હાઈકુ તરફ વળે છે. સહેલો લાગતો આ કાવ્યપ્રકાર એ ખરેખર સહેલો નથી. મનસુખલાલ, બેટાઈ અને માણેકની કલમ પહેલાં જેટલી પ્રગતિશીલ નથી રહી પણ કયારેક અલપઝલપ દેખા દે છે.

નિરંજન ભગત નથી જ લખતા એમ કહી શકીએ. પણ કદાચ ગુજરાતી કવિતાને નવે સ્વરૂપે અવતરવાનું થશે તો ફરી પાછું એમનાથી જ થશે એમ કહેવામાં કશું વધુ પડતું નથી. રાજેન્દ્ર લખે છે ખરા – પણ 'ધ્વનિ'ના રાજેન્દ્ર – કવિ રાજેન્દ્ર તત્ત્વજ્ઞાનની પરિભાષામાં અટવાઈ ગયા છે અને એમની કલમ પોતાની જ પ્રદક્ષિણા ફરતી હોય એવું લાગે છે. ઉશનસ્ લખ્યે જ રાખે છે. સંખ્યાની દૃષ્ટિએ એમને કોઈ નહીં પહોંચે. 'મર્મર' અને 'વિસ્મય' પછી જયંત પાઠકની કવિતામાં વિકાસ થયો છે. વેણીભાઈની કવિતાની મુદ્રા ભાષાના છાક પરથી પણ ઓળખાય એવી હજુ રહી છે. 'પરિક્રમા'માંથી જે અપેક્ષા જાગી હતી એને હવે બાલમુકુન્દ સંતોષી શકતા નથી. મકરન્દ દવેની કલમની નૈસર્ગિકતા એવી ને એવી છે. અલબત્ત, અંત સુધી પહોંચે ત્યારે એમનું કાવ્ય કયારેક કથળી પણ જાય છે. પ્રિયકાન્તની કવિતાની ભૂરકી હવે એવી રહી નથી.

સાંપ્રત કવિતા વિશે બોલવું એના જેવું બીજું સાહસ એકેય નથી. જે ખૂબ નજીક છે એના વિશે યોગ્ય ખ્યાલ કયારેક ન પણ આવે. આંગળીને નાક પાસે રાખીએ એટલે એ થાંભલા જેવી લાગે. સાંપ્રતમાં લખાતી કવિતા – કવિતા લેખે કેવી છે – કવિતા છે કે નહીં એનો સાચો ખ્યાલ હું કે બીજું કોઈ નહીં પણ કાળ જ આપી શકે.

As in life so in literature we don't act we react આપણા કવિતા સાહિત્યમાં પણ આમ જ થતું રહ્યું છે. કલાપીની ગઝલોની લોકપ્રિયતા તથા નાનાલાલના ગીતોની ભાષાના પ્રત્યાઘાતરૂપે ઠાકોરની વિચારપ્રધાન કવિતા આવી. ગાંધીયુગમાં વિચારપ્રધાન કવિતાનું સાચું ખોટું અનુકરણ થયું. અને એ છંદોબદ્ધ કાવ્યોના પ્રત્યાઘાતમાં ગીતોનું પૂર આવ્યું અને એ ગીતોના અતિરેકમાં આપણે હવે અછાંદસ તરફ વળ્યા. અત્યારે ગીતો અને અછાંદસનું વહેણ વિશેષ વહે છે :

"મૌન" પછી "તાજા ફૂટેલા ઘાસ શી ભીની નજર જેવી" હરીન્દ્રની કવિતા ગીતમાં, અછાંદસમાં તેમ જ ગઝલમાં ગતિ કરી રહી છે. એમની કવિતાનો મિજાજ કેવો છે એ આ ઉદાહરણ પરથી પણ ખ્યાલ આવ્યા વિના નહીં રહે

"ક્યાંક તું હતી, ક્યાંક તું હોત...
ફૂલ પર ઝીણું ઝાકળ પોત.
સૂરજની સામે સળગે જ્યોત.
બરફ આ ક્યાંય ગળે તો કહેજો.
મિલન મેં વિરહ ભોમમાં વાવ્યું
એ ફળ ક્યાંય ફળે તો કહેજો.

સુરેશ જોષી, લાભશંકર ઠાકર અને સિતાંશુની કવિતાથી આપણી કવિતાને એક નવી જ આબોહવા મળી છે.

સુરેશ જોષીની કવિતામાં વર્તમાન જીવનની વિચિત્રતાઓ અને તેમાંથી જન્મતી વિષમતા કેવી પ્રગટ થાય છે એ જોવા માટે આ કાવ્ય પૂરતું છે.

એકદંતઃ રાક્ષસના ખુલ્લાં જડબા જેવું આ ઘર
મગરબરછટ તેની સિમેન્ટ ત્વચા
દાખલ થતાં હીંચકો
ચીંચવાતો કચવાતો ડાકણ ડચકારે
ઝૂલે એના પર હવાનું પ્રેત.
પછી આવે દીવાનખાનું
ભીંત પર ફોટા
પીળાં પડી ગયેલા ભૂતકાળનાં ચાઠાં
આ શયનગૃહની અંધ ખાંધી બારી
જોતી ગુહ્ય આદિમ સ્વપ્ન
એની પાસેથી ચાલી જાય છે.
વીજળીના તારની સીધી નૈતિક રેખાઓ

પણે ગોખલો
એમાં બે ચાર દેવનો સરવાળો
ઘીનો દીવો —
ધર્મનું આશ્ચર્ય ચિહ્ન!
ડાલડાના ડબ્બામાં ઉછરેલા તુલસી
ખૂણાઓમાં શ્યામ સાથેના વિવાહના કોડભર્યા અન્ધકાર
ટ્રૅજડીના નાયકની અદાથી કર્યા કરે છે આત્મસંલાપ.
માળિયામાં આપઘાત કરવાનું ગમ્ભીરપણે વિચારતો બેઠેલો ઊંદર
જાળિયામાંથી દેખાતું મેલું મરિયલ આકાશ
કદીક એકાદ તારો. એની પછી જ હશે ને સ્વર્ગ?

માત્ર સુરેશ જોષીની કવિતાનું નહીં પણ સાંપ્રત કવિતાનું એક વિશિષ્ટ કાવ્ય તે "એક ભૂલા પડેલા રોમેન્ટિક કવિનું દુઃસ્વપ્ન!" આ કાવ્યમાં પ્રતિરૂપોથી, શૈશવની સૃષ્ટિની સ્વપ્નિલતાથી, સામાજિક સંદર્ભથી તથા વચ્ચે વચ્ચે આવતા લોકગીતના કેટલાક લય ટૂકડાઓથી સુરેશ જોષીએ એક જુદું જ પરિમાણ આપ્યું છે. એ દીર્ઘકાવ્યમાંથી થોડીક પંક્તિઓ ઉદાહરણરૂપે મૂકી સંતોષ માનું છું.

મૃણાલ, જોને
ચારે બાજુ ઊડી રહ્યા પવનના લીરા
કૂવાના ચોર — ખિસ્સામાં થોડા સૂરજના ટૂકડા
શહેરના બાગમાં ફૂલોની શિસ્તબદ્ધ કવાયત
પાનની દુકાનના અરીસાઓની ચાલે મસલત
પૂલ નીચે સૂકી નદી વાગોળે મરણ
રસ્તે રસ્તે તગે આસ્ફાલ્ટના રણ
ચૂંથાયેલા રેશનકાર્ડ જેવા બધે ચહેરા
ફરીશું શું અહીં કહે સપ્તપદી ફેરા?

લાભશંકર ઠાકરની કવિતાના વ્યક્તિત્વમાં પરંપરા અને પ્રયોગ બન્નેનો મહિમા રહ્યો છે. તડકાના એમણે આપેલા બે રૂપો પરથી પણ એમની દ્વિમુખી કવિતાનો ખ્યાલ આવ્યા વિના નહીં રહે

જલભીંજેલી લથબથ ધરતી
અંગેઅંગે ટપકે છે કૈં રૂપ મનોહર
ને તડકાનો ટુવાલ ધોળો
ફરી રહ્યો છે ધીમે ધીમે

તો એક કાવ્યમાં કહે છે:

**તડકો બમ બમ**
**તડકો ભમ ભમ**
**નાગર તડકો વાનરતડકો**

"સરરીઅલ" કવિતા સાથે જેમનું નામ સંકળાયેલું છે તે સિતાંશું કદાચ આવતી કાલના કવિઓમાં સૌથી વધુ પ્રતિભાશાળી છે. "જન્મગાંઠ"ના આપણે ત્યાંના થોકબંધ કાવ્યમાં સિતાંશુંનું કાવ્ય કેવું જુદું તરી આવે છે! એના પરથી એટલું તો નક્કી કરી શકાશે કે આ કવિની સંવેદનશકિત અને અભિવ્યકિત કોઈ જુદે જ માર્ગે પોતાનાં પગલાં પાડી રહી છે. વહી ગયેલાં વર્ષને ગુડસ ટ્રેનનાં નંબર લગાવેલા ડબ્બા તરીકે જુએ છે.

**આ એક ડબ્બો ગયો ને પછી બીજો રાતો તાળા**
**લગાવેલો, પણ અડધો ખુલ્લો સીલ વગરનો પણ**
**ઓછામાં ઓછી સ્પ્રીંગ કમાનોવાળો સાદો વિચિત્ર બીજો**
**ડબ્બો આ આવ્યો, હવે ત્રીજો કદાચ ખુલ્લો હશે સાવ,**
**લોખંડના ગર્ડરોવાળો, પણ સાદો તે ગયો. આ ડબ્બો તે**
**પંદરમો કે તેરમો તેત્રીસમો? ના, ના સત્તરમો કે**
**પહેલાવાળો જ તો કયાંથી હોય એના નવો જ હશે**
**સત્તાવીસમો. લાંબી ગુડઝ ટ્રેન ખખડે છે ખાંસી જેવી, મને ચેન નથી,**
**ચેન ખેંચો, મરે દંડ ભરી દઈશું. ? ચેન જ નથી**
**ગુડઝ ટ્રેનને? મને ચેન નથી, કોને? શું? શું શું હે?**

કોઈનું પણ અનુકરણ કરવાને બદલે પ્રબોધ પરીખની કવિતાને પોતાનો અવાજ છે.

મણિલાલ અને રાવજીની અકાળે વિલીન થયેલી કવિતાના સૂર કયારેક સાંપ્રત કવિતામાં સંભળાય છે.

રમેશ પારેખ અને અનિલ જોશી એ આવતી કાલના આપણા ઉત્તમ ઊર્મિકવિઓ છે. રમેશ પારેખનું એક ગીત જોઈએ;:

**ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ,**
**સળવળ વહેતી કેડસમાણી લીલોતરીઓમાં તરતા ખેતરશેઢે, સોનલ...**
**અને તમારી ટગરફૂલ શી આંખે ઝૂલ્યાં ટગર ટગર તે યાદ**
**આમારી બરછટ બરછટ હથેળીઓને તમે ટેરવાં ભરી કેટલીવાર પીધાનું યાદ**
**ધીમે ધીમે ઢાળ ઊતરતી ટેકરીઓની સાખે તમને ફૂલ દીધાનું યાદ**

અનિલ જોશીની કવિતાનો લય પણ કાનથી વાંચવા જેવો છે:

અમે બરફના પંખી રે ભાઈ ટહુકે ટહુકે પીગળ્યા.
લૂમાં તરતો ઘોર ઉનાળો
અમે ઉઘાડે ડિલે
ઓગળતી કાયાનાં ટીપાં
કમળ પાંદડી ઝીલે.
—ખરતાં પીંછે પછડાતી બપ્પોર મૂકીને નીકળ્યા!
અમે બરફના પંખી રે, ભાઈ ટહુકે ટહુકે પીગળ્યા.

"મરીઝ", બરકત વીરાણી વગેરે પછી આપણને આદિલ મન્સૂરી જેવો ગઝલકાર મળે છે " Whereever I journey Greecc wounds mc "—" એવી ગ્રીક કવિ સેફ્રિસની કવિતાની ઉક્તિ જેવું લાઘવ અહીં કહું છું એ ગઝલમાં જોઈ શકાશે:

નદીની રેતમાં રમતું નગર મળે ન મળે,
ફરી આ દૃશ્ય સ્મૃતિપટ ઉપર મળે ન મળે.
ભરી લો શ્વાસમાં એની સુગંધનો દરિયો,
પછી આ માટીની ભીની અસર મળે ન મળે,
ભરી લો આંખમાં રસ્તાઓ, બારીઓ, ભીંતો,
પછી આ શહેર, આ ગલીઓ, આ ઘર, મળે ન મળે.

આ ઉપરાંત કેટલીક નવી લેખિનીઓ પણ મળી છે. જેમાં યશવંત ત્રિવેદી, મનોજ ખંડેરિયા, જગદીશ જોશી, રાજેન્દ્ર શુક્લ, નીતિન મહેતા, જગદીશ ત્રિવેદી, ભાનુપ્રસાદ પંડયા, પ્રાણજીવન મહેતા, ચંદ્રકાંત શેઠ વગેરેને ગણાવી શકીએ. ચંદ્રકાંત શેઠની એક ગીતની સફાઈ સ્પર્શી જાય એવી છે:

શોધતો હતો ફૂલ ને ફોરમ શોધતી હતી મને,
એકબીજાને શોધતાં ગયા દૂર તો આવ્યા કને,
ક્યાંક રે આંબો ટહુકયો
એની મનમાં મ્હેકી વાત,
કમળ જેવો ખીલતો દિવસ
પોયણા જેવી રાત.

કોઈ પણ યુગમાં આ પરિસ્થિતિ તો રહી જ છે. જેટલી સંખ્યામાં કવિઓ હોય છે એટલી કવિતા પણ ક્યાં હોય છે? છતાં પણ સાંપ્રત કવિ પોતાના અનુભવની સૃષ્ટિને શબ્દ દ્વારા સાકાર કરવાનો નિષ્ઠાપૂર્વક પ્રયત્ન કરી રહ્યો છે. આ બધા પ્રયત્નોની પાર રહેલી કવિતા કોઈકને ક્યારેક તો મળશે જ મળશે એવી શ્રદ્ધા સાંપ્રત કવિઓ આપી

રહ્યા છે એ નાનીસૂની વાત નથી. લાભશંકર ઠાકરે એમની એક કવિતામાં જે કહ્યું છે તે આપણે સૌ સાંપ્રત કવિઓને સંબોધીને કહી શકીએ એમ છીએ :

અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન
હે વિપ્લવખોર મિત્રો!'
આપણી રઝળતી ખોપરીઓને
આપણે દાટી શકતા નથી
અને આપણી ભૂખરી ચિતાઓને
આપણે સાંધી શકતા નથી



વાગીશ્વરીના નેત્રસરોવરમાંથી
ખોબોક પાણી પી
ફરી પાણી પી
ફરી કામે વળગતા
થાકી ગયેલા મિત્રો!
સાચે જ
અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન

"વાગીશ્વરીના નેત્રસરોવર"માંથી સાંપ્રત કવિઓને ખોબોક પાણી પણ મળ્યું છે એની ધન્યતા ઓછી નથી ……



## હાઇકુ ☐ મીનાક્ષી દોશી

વહેતાં પાણી
સંગે તાણે રેતી
દઢ પથરા

સૂરજ શોધે
ધરાની ભાગ્ય-રેખા
સૂકા તળાવે?

## પ્રાર્થના

તારાં નીલમ નેત્રના ગગનમાં ખોવાઈ જવું ગમે,
તારા હોઠ પરે પ્રસન્ન સ્મિત થૈ ફેલાઈ જાવું ગમે,
તારા બાગ મહીં બની કુસુમ, મા, ચૂંટાઈ જાવું ગમે,
તારો જ્યાં પથ હોય ત્યાં રજ બની વેરાઈ જાવું ગમે.

છાયું ધુમ્મસ એટલું, નજરમાં ના દૃશ્ય એકે તરે,
આંખો ધુંધળી સૃષ્ટિમાં સતત કૈં ટેકા વિના આથડે;
જાવા ઉત્સુક પાયને પથ હવે એકે નહીં સાંપડે
ત્યારે હે પરમેશ્વરી તવ કૃપા ગંગા થઈ ઊતરે.

પંખીના કલશોરનો પથ રચો - ત્યાં પાય માંડી રહું
આરોહું કિરણોની સીડી પર કો આનંદના લોકમાં:
તારી સંનિધિની વસંત મહીં હું ફેલાઉં થૈ ફોરમ
તેં સીંચ્યા તરુ કેરું મૂળ થઈને ઊંડે જઉં તો ગમે.

મા, મારા સુખની મને ગમ નથી, તું જાણતી ઈષ્ટ જે
મા, મારા મનની કશી કળ નહીં, સંકલ્પ તારો જ છે:
મા, મારાં નયનોથી ક્યાં નીરખતો તારા પરા રૂપને
તું જે નેત્ર દિયે, મને મન દિયે એમાં જ સંતોષ છે.

જેણે યોગ વડે સમસ્ત જગનો સંયોગ શાંતિ સહે
સાધ્યો, ને અહીં પંકમાંથી અમને આપી ગતિ ઊર્ધ્વની:
જેનું નામ રટું અને ઉદધિ શો આશ્લેષ પામી રહું
શ્રી અરવિંદ તણા પ્રશાંત ચરણે નિત્યે પ્રણામી રહું.

મા, તેજોમય ભાવિ આ જગતનું નિર્મ્યું તમે, એ મહીં
મારે શું કરવું મને ગમ નથી, રસ્તો સુઝાડો તમે:
આ બ્રહ્માંડ મહીં તમારી રચના સર્વત્ર છે વિસ્તરી
મારા જીવનનું નિમિત્ત ક્યું તે મા, ફોડ પાડી કહો.

હરીન્દ્ર દવે

મારું ચિત્ત રહે સદા ભટકતું કોલાહલોના જગે
કેવો શોરબકોર ભીતર ભર્યો - મારાથી હું બ્હી જતો;
તારી નીરવ શાંતિનો પલકનો સંબંધ: પાછો તૂટયો
એને જોડી શકું અતૂટ રસથી એવી કૃપા સ્થાપજે.

સામે એક વિટંબણાનું ઝરણું, મેરુ અહંકારનો,
લીલાનું વન - જ્યાં ન કોઈ પગથી, સંતપ્તતાનાં રણો;
મા, મારા પથની બધી અગવડો, જો તું મળે તો ટળે
ઝાલી અંગુલિ તારી જો હું નીકળું - મુશ્કેલ કૈં એ નહીં

મા, સૌની રસના પરે વસી રહો વાણી બનીને તમે
મા, સૌના મનમાં તમે બની રહો સમૃદ્ધ શા ચિંતનો;
મા, સૌના પથમાં તમે ઉપવનો મીઠાં રચો અમૃતા,
મા, કોઈ પણ હો સ્થિતિ તવ કૃપા ક્યારેય ઓછી ન હો.

પંખીનો ટહુકો બની કદી કદી તારી સ્મૃતિ આવતી,
આકાશે તડકો બની કદી કદી તારી છબિ વ્યાપતી,
આંખોમાં થઈ અશ્રુ તારી કરુણા ભીંજાવી જાતી તનુ
ને હોઠો પર મૌન થૈ તવ સ્તુતિ આવી વસે એ સમે.

મારા જીવ મહીં ઘણું બધું રહ્યું જે ના કદી જીવતું,
મારા ચેતનમાં અચેતન ઘણું, વાચા મહીં મૌન છે:
મારા ધ્યાન મહીં અભાન બનતો, છે નમ્રતામાં અહં,
છું હું આમ અપૂર્ણ પાત્ર, પણ ત્યાં તારી કૃપા પૂર્ણ હો.

મારા જો અપરાધ છે નિરવધિ તારી કૃપા કેટલી!
મારા જ્યાં ચરણો મહીં બળ નહીં, ત્યાં પંથ પોતે વધે;
જોવા જે દગમાં ન શકિત હતી તે, પાસે જ આવી રહે
તારું તેજ પ્રસન્ન, મારું ઉર આ કો ફૂલ શું ઊઘડે.

# તને જડયો હોજી

મારા છ અક્ષરના નામ પછી હું ભૂલો પડયો હોજી
તું રસ્તે જાતાં ઊભી રહી તે તને જડયો હોજી

અભાવ સઘળો ખરી પડયાના થતા અનુભવ એવા
કોઈ તરફ પણ ગયા વિના હું બધે લાગતો વહેવા

હંસો જેવા હારબંધ આ અવસર ફળિયે આવ્યા
બેઉ નેણ સાચાં મોતીનો થાળ ભરીને લાવ્યાં

હું એક દિવસને કાંઠે એવું ... તને રડયો હોજી
તું રસ્તે જાતાં ઊભી રહી ને તને જડયો હોજી

અરે, સ્પર્શનું આતુર પંખી વસ્યું લોહીની ડાળે
હવે નીડની સળીઓ નીડમાં ખાલીપો નહીં પાળે

બાવળના રહેવાસ એટલે વસંત આવી લાવ્યો
લોહીઝાણ આ ટહૂકો તારી આંગળીએ પહેરાવ્યો

પથ્થરમાં પણ અર્થ હતો કં રડયોખડયો હોજી
તું રસ્તે જાતાં ઊભી રહી તે તને જડયો હોજી

**રમેશ પારેખ**

# Acquainted With The Night

I have been one acquainted with the night.
I have walked out in the rain--and back in rain.
I have outwalked the furthest city light.

I have looked down the saddest city lane.
I have passed by the watchman on his beat.
And dropped my eyes, unwilling to explain.

I have stood still and stopped the sound of feet.
When far away an interrupted cry
Came over houses from another street,

But not to call me back or say good-by;
And further still at an unearthly height,
One luminary clock against the sky

Proclaimed the time was neither wrong nor right.
I have been one acquainted with the night.

Robert Frost

# નવપરિણીતાનું ગીત

ભલે દાદાજી ખૂંખારે દોઢીએ
છાનું છાનું રે ઠેઠ શમણે જઈને અમે પાછા રે આવતા પરોઢિયે

આવ-જાનો થાક જાણે ઘૂઘરીઓ હોય
એમ પાંપણની કાંગરીમાં વાગે
ઉપાડે માંડમાંડ નજરુંનો ભાર: વળી
આંખ ભોંય ખોતરવા લાગે
દિવસના દર્પણમાં ઊગે વનવાસ. રાત બાવળના પાથરણે પોઢીએ
છાનું છાનું રે ઠેઠ શમણે જઈને અમે પાછા રે આવતા પરોઢિયે

ખોરડાની આબરૂનો ઊંચેરો મોભ
કોઈ કાગડો બેસેને તો ય શોભે
ચરણોમાં ઘૂઘવતું કેડીઓનું નૂર પૂર
હવે ઊંબરની આડશે ન થોભે
સરી જાય ઘડી ઘડી મહિયરનું ભાન અને ઘડી ઘડી આઘેરું ઓઢિયે
છાનું છાનું રે ઠેઠ શમણે જઈને અમે પાછા રે આવતા પરોઢિયે
ભલે દાદાજી ખૂંખારે દોઢીએ.

રમેશ પારેખ

પુષ્પનો પરિચય કરાવવા કોઈ પ્રત્યેક પાંદડી છૂટી કરી બતાવે તો પુષ્પનું સમગ્ર સૌંદર્ય પ્રકટ થાય ખરું? પુષ્પથી વિખૂટી પડેલી પાંદડીને જોઈને તો વ્યથા થાય. પાંદડીનું સહજ સ્થાન પુષ્પ છે. પુષ્પથી અળગી પડેલી પાંદડી સ્વયં અખંડ સૌંદર્ય રૂપ ન નિર્માણ કરી શકે. છંદનું પણ તેવું જ છે. એટલે છંદને કવિતાથી વેગળો કરીને ન જોવાય.

પ્રત્યેક કાવ્યમાં કે કાવ્ય પંક્તિમાં છંદ એનું સ્થૂળ સ્વરૂપ ઓગાળી નાખતો હોય ત્યારે જ એની સાર્થકતા.

દા. ત., ઝૂલણા છંદમાં પાંચ પાંચ માત્રાનાં એટલે કે પંચકલ સંધિનાં સાત આવર્તનો હોય છે અને અંતે ગુરુ આવે છે. એનું બંધારણ આ પ્રમાણે છે:

દા લ દા  દા લ દા  દા લ દા  દા લ દા  દા લ દા  દા લ દા  દા લ દા  દા

માત્રા ૩૭; યતિ ૧૦, ૨૦, અને ૩૦મી માત્રાએ. તાલ આઠ: ૧, ૬, ૧૧, ૧૬, ૨૧, ૨૬, ૩૧ અને ૩૬મી માત્રાએ. કવિઓ સામાન્ય રીતે આ બંધારણને વળગી રહેતા હોય છે, પણ આ પંચકલ સંધિઓ કવિતામાં સમરસ થઈ જતાં વિવિધ ભાવો પ્રકટ કરવાની એનામાં અપૂર્વ ક્ષમતા ઉપસ્થિત થાય છે. આનું વિશેષ કારણ એ છે, કે કવિતાનો છંદ સાથેનો સંબંધ અપ્રત્યક્ષ છે. પ્રત્યક્ષ સંબંધ હોય તો કવિતાને અને છંદને અલગ કરવાનો અવકાશ રહે. પણ સૃષ્ટિ સાથે ઈશ્વરનો જેમ અપ્રત્યક્ષ જ સંબંધ છે તેમ કવિતાનો છંદ સાથે અપ્રત્યક્ષ સંબંધ છે. કવિતા વાંચતાં છંદ વેગળો થઈને વર્તાય તો એ science of beauty બને પણ sense of beauty નહીં. આપણને કવિતાની sense of beautyમાં રસ છે.

ઝૂલણા છંદમાં 'દા લ દા'નાં નિયમિત આવર્તનો કાવ્યની પંક્તિમાં એકરસ થઈ જાય છે ત્યારે એમાં વ્યક્ત થતો ભાવ અને સૌન્દર્યવૈભવ કવિએ કવિએ આગવો હોય છે.

નરસિંહનાં પ્રભાતિયામાં તત્ત્વજ્ઞાનને કવિતામાં ઘૂંટતો ઝૂલણા છંદ:

જાગીને જોઉં તો, જગત દીસે નહીં, ઊંઘમાં અટપટા ભોગ ભાસે;
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે.

તત્ત્વજ્ઞાનનાં ઉન્નત શિખરોમાં ઝળકતો ઝૂલણા કાન્તમાં શીતળ રૂપ ધારણ કરી ચાંદનીની જેમ ઉજાસે છે:

આજ, મહેરાજ! જલ પર ઉદય જોઈને
ચન્દ્રનો હ્રદયમાં હર્ષ જામે.

ઉમાશંકરના ઝૂલણામાં ગતિનો કોઈક જુદો જ આંદોલ જોવા મળે છે:

ચાલને ચૈત્રની ચાંદની રાતમાં ચાલીએ.
લહરી હળકી જતી,
વનવનોની કુસુમસૌરભે મત્ત છલકી જતી,
દઈ નિમંત્રણ અમસ્તી જ મલકી જતી,
સ્વૈર પથ એહનો ઝાલીએ,
ચૈત્રની ચાંદની રાતમાં ચાલીએ,
ચાલને!

મુક્તિદિનનો સભય છતાં શ્રદ્ધાપૂર્ણ મને સત્કાર કરતાં કવિહ્રદયમાં ઊઠતાં સ્પંદનો અનોખી રીતે જ ઝૂલણામાં પરિસ્ફુટ થાય છે:

પૃથ્વી પર વિરલ આ સ્વર્ગના નંદને
કલિ કલિ
થી કથા કહીઁ રહી કન્દને કન્દને! —(નિરંજન ભગત)

ઝૂલણામાં પંચકલ સંધિનાં આવર્તનો છે તો કટાવમાં એક ચરણમાં ચતુષ્કલનાં બે આવર્તનો અથવા દ્વૈતીયીક અષ્ટકલનો અવિરામ પ્રવાહ હોય છે. આ છંદમાં ચરણોની સંખ્યા અનિશ્ચિત છે અને દરેક પંક્તિના સંધિઓની સંખ્યા સરખી હોવી આવશ્યક નથી.

કટાવ છંદનો ઉદ્‌ગમ વ્રજભાષામાં જોવા મળે છે. આપણે ત્યાં દયારામ, દલપતરામ, નર્મદાશંકર, ગોવર્ધનરામ અને મણિલાલ નભુભાઈ આદિ કવિઓએ કટાવમાં કાવ્યો લખ્યાં છે.

આ જ છંદ રાજેન્દ્ર વોરા જેવા નવકવિની કૃતિમાં વિશિષ્ટ પરિમાણ પામે છે.

રહી રહીને
શ્રાવણ આવી કરે ડોકિયું.
ફરી ફરીને
આંખ બેઉ જે ગણ્યા કરે છે
હવે કેટલાં રહ્યાં વાંચવાં પાનાં—ને
બારીની આ બા'ર ઝુકાવી
ત્યહીં રઝળતી મૂકી જાતો.

કટાવનું બીજ ' દા દા ' છે.

અડકણ દડકણ, દહિંનાં ટાંકણ
દહીં દડૂકે, પીલૂ પાકે, શ્રાવણ મહિને,
વેલો ચાલે ...

' દા દા ' બીજ ઘણું ટૂંકું હોવાથી શ્રી રામનારાયણ પાઠક કહે છે તેમ " જાણે ઘણે જ ટૂંકે પગલે ચાલવું પડતું હોય એમ લાગે છે. અને ' દા દા ' માં પહેલા દા ઉપરનો તાલ ઘણો જ જોરદાર છે, તેથી વાક્ય તાલથી એટલું બધું થડકાય છે કે લાંબાં-ટૂંકાં વાક્યોનો અર્થ વિરામોની અને ધ્વનિના આરોહ-અવરોહથી સંવાદ ઉત્પન્ન થઈ શકતો નથી, એ સંવાદને અવકાશ જ મળતો નથી. "

રોળા છંદમાં ચતુષ્કલનાં એટલે કે ચાર ચાર માત્રાનાં છ આવર્તનો હોય છે. ૨૪ માત્રાના આ છંદમાં ૬ તાલસ્થાનો છે: ૧, ૫, ૯, ૧૩, ૧૭ અને ૨૧મી માત્રાઓ. છંદનાં ચરણ ચાર છે:

બોટાદકરે રોળાને આ રીતે લાડ લડાવ્યા છે:

પણ આવળનાં ફૂલ ! તમે મુજ અંતર ગમતાં,
આ નિર્જન વનમાં ય સદાય રહેજો રમતાં;
ઉગ્ર તપે આદિત્ય, પાંથ ભિંજે પ્રસ્વેદે,
બળતાં લોચનમાં ય શીતતા કોઈ ન સિંચે.

રોળા છંદ સાથે સંબંધ ધરાવતો છંદ કુંડળિયો છે. ખરેખર તો એ સ્વતંત્ર છંદ નથી. એ દોહરા અને રોળાના સંયોજનથી બનેલો છે. છ ચરણવાળી આ રચનામાં ૧૪૪ માત્રા હોય છે. પ્રથમ ૨૪ માત્રાનો દોહરો આવે છે. દોહરાના અંત ચરણને એટલે કે ચોથા ચરણને પાંચમા ચરણના પ્રથમ ખંડમાં નિયોજવામાં આવે છે અને પાંચમા ચરણના બીજા ખંડથી રોળા છંદ શરૂ થઈ જાય છે.

વર્તમાન કવિ કુંડળિયાનો કવચિત જ ઉપયોગ કરે છે, પણ એ દલપતરામના કુંડળિયા કરતાં આગવું જ વ્યકિતત્વ લઈને જ આવે છે:

જાદુ પેટી જિંદગી, બહુ ખાના, બહુ સંચ,
એકે એકે ખોલતાં, પામું બધો પ્રપંચ.
પામું બધો પ્રપંચ, વંચના કેવી કરી છે
ઉપર શોભા ખૂબ માંહી પણ ભૂખ ભરી છે.
કેવળ ફાંફાં ? યંત્ર માત્રમાં લીધો લપેટી
કે ના જાણું મંત્ર જિંદગી જાદુ પેટી (વિનોદ અધ્વર્યુ.)

## સંસ્કૃતિ □ ઉમાશંકર જોશી

ખંખેરી ફેંકી દે વૃક્ષ પાંદડાં, ના કદી થડ,
રૂઢિઓ ખરતી રુક્ષ, ટકી રહે સંસ્કૃતિ-વડ.

## □ રાજેન્દ્ર શુક્લ

ઊંટ ભરીને આવ્યું રે
અંધારું લ્યો ...
આ પોઠ ભરીને આવ્યું રે
અંધારું લ્યો ...

કોઈ લિયે આંજવા આંખ,
કોઈ લિયે માંજવા આંખ;
અમે તો ઉંબરમાં ઉતરાવ્યું રે
અંધારું લ્યો ...
અમે તો આંગણમાં ઓરાવ્યું રે
અંધારું લ્યો ...

એના અડયા આભને છોડ;—
—એવાં અડયાં આભને કોડ
અમે તો મુઠ્ઠી ભરી મમળાવ્યું રે
અંધારું લ્યો ...
અમને ભોર થતાં લગ ભાવ્યું રે
અંધારું લ્યો ...

કોમલ રિષભ ]

## અધકચરા માણસનું ગીત □ અનિલ જોશી

[ મિત્ર આદિલને ]

વિખરાતા ડાયરાની ધૂળથી ભરેલ
તારા માથાની મ્હેંક મને વીંધી ગઈ.
અક્ષરમાં રેલાતી આંગળીઓ આજ
મને ખરતું ગુલાબ એક ચીંધી ગઈ.

નદીઓની રેતીમાં રમતા શહેર
તને મિત્રોની જેમ રોજ મળશે.
અધકચરા માણસના ગીત તારી આંખમાં
આવી આવીને રોજ બળશે.

આપણે તે કોણ જાણે કેવાં પંખીઓ!
કાલ માળો બાંધીને આજ વીંખીએ.
કાયમી જુદાઈની વેળા આવે તો વળી
પ્રેમ જેવું કૈંક હજી શીખીએ.

ચોગરદમ પથરાયા ઈશ્વરની જેમ
તારું દેખાતું બંધ થતું જોઈશું
બ્હાવરી તે આંખ હવે રડવાનું ભૂલી ગઈ
કેમ કરી ધોધમાર રોઈશું.

કદાચ ]

☐ આદિલ મન્સૂરી

દિનરાત વધતો જાય છે વિસ્તાર શબ્દનો,
ફાવી ગયો બધાયને વ્યાપાર શબ્દનો.

ને મૌન દ્વારા વાત હું સમજાવી ના શક્યો,
લેવો પડ્યો ન છૂટકે આધાર શબ્દનો.

વાણીનું રણ સતત હજી ફેલાતું જાય છે,
ઊંચકીને ક્યાં લગી હું ફરું ભાર શબ્દનો

થાકીને અંતે આંગળાં થીજી ગયાં બધાં,
બંધાયો ક્યાં છતાંય તે આકાર શબ્દનો.

જ્યાં અર્થ અન્ધકારની ભીંતો ચણી રહ્યો,
ત્યાં કેવી રીતે થઈ શકે વ્હેવાર શબ્દનો.

સતત ]

રસ્તા વસંતના ☐ મનોજ ખંડેરિયા

આ ડાળ ડાળ જાણે કે રસ્તા વસંતના.
ફૂલો એ બીજું કૈં નથી, પગલાં વસંતનાં

મલયાનિલોની પીંછી ને રંગો ફૂલોના લૈ,
દોરી રહ્યું છે કોણ આ નકશા વસંતના.

આ એક તારા અંગે ને બીજો ચમન મહીં,
જાણે કે બે પડી ગયા ફાંટા વસંતના.

સમૂહગીત ☐ રમેશ પારેખ

વૃક્ષો જોયાંનો થાય લીલોછમ વ્હેમ
એવો માર્યો આ ડંખ કઈ સાપણે?

કોની ઇચ્છાઓ તને આકરી કે આપણા આ શબ્દોને ફૂટે નહીં જીભ?
બાંધી ગયું છે કોણ હોવાની ડાળીએ ખાલીખમ બોલ્યાની ઠીબ?
દશ્યો જોયાનો ભાર લાગે કે ઊગે ને આથમે છે પ્હાડ હવે પાંપણે? ... વૃક્ષો ૦

નિશ્ચય તો તૂટીને તળિયે ડૂબ્યા ને બધે ઘૂઘવાતું સ્થિતિનું તાણ,
આયનાના દરિયામાં શોધે છે આપણને સદીઓથી ડૂબેલું વહાણ
પોતાની કડકડતી એકલતા લઈને સૌ બેઠા છે ટોળાને તાપણે ... વૃક્ષો ૦

સામેની ટેકરીના ઊભા અનન્ત ઢાળ વીંધીને પહોંચવું છે ક્યાંક,
પગના અભાવ વિશે જોયા કરવાનું: કદી આપણને ફૂટવાની પાંખ;
જીવતરના કાચમાં પડેલી તિરાડ સમા કારણ વિનાના છીએ આપણે. ... વૃક્ષો ૦

ક્યાં?]

મ્હેકી રહી છે મંજરી એકેક આંસુમાં,
મ્હોર્યા છે આજ આંખમાં આંબા વસંતના.

ઊડી રહ્યાં છે યાદનાં અબીલ ને ગુલાલ,
હૈયે થયા છે આજ તો છાંટા વસંતના.

ફાંટુ ભરીને સોનું સૂરજનું ભરો હવે,
પાછા ફરી ન આવશે તડકા વસંતના.

અચાનક]

## નરક અને સ્વર્ગ ☐ શ્રી અરવિંદ ☐ સુંદરમ્

નિશા તણી નીરવ એ પળોમાં,
અરૂપ ને ધૂસર સાંજ ટાણે
આંખે ચડી કંઈ સ્મૃતિ સ્નેહહીણી
આ ચિત્તમાં, જે ન ત્યજી શકે એ,

જ્યારે ઉપા મેઘભર્યું ચિડાયલું
આકાશ ઓચિંતું કરંત સુંદર,
વર્ષા અને મંદ રડી રહી હો
ને વાયુ દે કંઈક વિચિત્ર ઉત્તર,

ત્યારે સદા સંમુખ મારી આવે
મુખાબ્જ એનું, સ્વર કર્ણ મારે
એનો વહે, સુંદર તે ઉદાસી
ને ક્રૂર, નીલાં દગ લૈ કઠોર.

હે મેઘલી આકૃતિ, તેજથી ભરી
તું એકદા ભીતરી પ્રાણ-તેજે
આત્મા યદા સ્પંદત બ્હાર આવ્યો
ને હોઠ રાતા હસી પાપને રહ્યા,

આવે તું તે આરસ શું લઈ મુખ
દર્દે ભર્યા કોણ જગેથી, જ્યાં અમે
ચૂકાવીએ કિંમત કામનાની
આમ અંતરે ધિક્કૃત કાયદાથી?

તે ફેંકી દે તું નિજમાંથી, દેવિ હે;
આ શોકઘેરાં સહુ કલ્પનોથી
લે મુક્તિ સાધી સ્મિત તું કરીને,
સ્વર્ગીય શાંતિ મહીં ઊર્ધ્વ પ્હોંચ.

જા તું ચલી સ્થાનથી તેજહીણાં
જેને રચે મર્ત્ય ભયો અમારા
જ્યાં સ્વર્ગ માગી તુજને રહ્યાં તવ,
ને દેવ, બાંધુ તવ, રાહ દેખતા.

થૈ દીપ્તિમંતી પછી તું આવ
નીચે હું પાસે, ધરતીની ભોંયને
પ્રકાશની એ પદથી, ઉજાળતા,
જે સ્વર્ગને, નૃત્ય વિરાટ જ્યારે

મચી રહે, ને ત્યહીં તાલ દેતા
દેવો મહા ભૂલવણી વિશે પળે
જે તારકોને નિજ તેજસી ગતે
ભમાવતી શાશ્વતીના મહા પથે.

નીચે બધું તો રહ્યું આંધળી ગતિ
ઝૂઝંતી ને ક્રન્દતી કામનાઓ –
તણી, રહી કૈંક નિષિદ્ધ એ કંઈ
સાધંતી આનંદ પછી મહાવ્યથા.

છે કિંતુ ઊર્ધ્વ અમ સ્થાન ઉજ્જવલ
જ્યાંથી અમે થયા ચ્યુત શંક સેવી,
અમે હવે કેવળ સ્વર્ગ વાંછતા,
ને સાધતા માત્ર નિવાસ નરકે.

હૈયું બનો શાસક ભૂપ, સ્વામી,
બની રહો ઉન્નત ચિત્ત ને ઝુમો,
ન માનજે ભદ્ર-અભદ્રને તું,
લેજે રચી મેળ પ્રકૃતિ શું ઈશનો.

તેં એટલે, માધુરી બંડખોર હે,
શસ્ત્રો સજ્યાં પ્રેમ આનંદ અર્થે
લે સાધી તો તે! કબ્જે કરી લે
તે ઊર્ધ્વમાં જે અમ ધામ ઉજ્જવલ.

## તરંગ જાળનો ઊર્ણનાભ □ વસુકલ્પ □ હરિવલ્લભ ભાયાણી

[સંસ્કૃત કવિતા]

ઉત્તાન ગગન ઉદ્યાન
અહીંતહીં ઊજળી તારા કળી
સંધ્યાવર્ણ રતૂમડાં પર્ણ
તે પર તુચ્છ તિમિરના ગુચ્છ (મક્ષિકા - વૃંદ ?) ભરખતો,

અસ્ત - ઉદય - ગિરિ તરુદ્વય
વચ્ચે વિસ્તરી કિરણમાળ (કે તંતુજાળ ?) પર
ચંદ્ર લટકતો શ્વેત :
કળાતો ઊર્ણનાભ-સંકેત !



## ‘ઈશ્વર! ઈશ્વર! □ નીરેન્દ્રનાથ ચક્રવર્તી □ નગીનદાસ પારેખ

બંગાળી કવિતા]

ઈશ્વરની સાથે મેં ઝઘડો કર્યો નથી,
તેમ છતાં ઈશ્વર
અચાનક મને છોડીને ક્યાં ચાલ્યા ગયા ?

અંધારો ઓરડો
હું એ ઓરડાની બારીમાં
મોં રાખીને
જોઉં છું આખા આકાશમાં લાલ આભા,
એકલવાયો પથિક દૂર દૂર દિગંત ભણી ચાલ્યો જાય છે.

અસ્ફુટ અવાજે હું બોલી ઊઠું છું :
‘ઈશ્વર ! ઈશ્વર !

[ સ્પેનિશ કવિતા ]

જતાં પહેલાં
મારી છેલ્લી ઇચ્છા
પરિપૂર્ણ થવી જ જોઈએ:
ઉદાર વાચક,
આ પુસ્તકને સળગાવી દેજે.
મારે જે કહેવું હતું
તેમાંનું કશું જ એમાં નથી;
એ રકતથી આલેખાયું હતું
તે છતાં યે
મારે જે કહેવું હતું
તે એમાં જરા યે નથી.

મારા કરતાં કોઈનું ભાગ્ય
વધારે વિષાદભર્યું નહીં હોય!
મારા જ પડછાયાથી
મારો પરાજય થયો હતો.:
શબ્દો મારા પર વેર વાળતા હતા!

ક્ષમા કરજે મને વાચક, સહૃદય વાચક!-
જો હું તને કોઈ શ્રદ્ધાપૂર્વ સંકેત
આપ્યા વિના તારી વિદાય લેતો હોઉં તો!
હું તો તારાથી છૂટો પડું છું,
મુખ પર એક બળજબરીથી આણેલા
અવસાદભર્યા સ્મિત સાથે!

કદાચ હું એવો જ હોઈશ
પણ મારા છેલ્લા શબ્દને સાંભળતો જા:
મેં જે કંઈ કહ્યું છે તે બધું ય
હું પાછું ખેંચી લઉં છું
વિશ્વની સમગ્ર કડવાશથી
મેં જે કંઈ કહ્યું છે તે બધું યે
હું પાછું ખેંચી લઉં છું.

શબ્દનો ઈશ્વર □ નારાયણ સુર્વે

[મરાઠી કવિતા]

કવિતા લખવાને બદલે જો મેં સ્ત્રી વેચી હોત તો સારું થતે.
કાંઈ નહીં તો છેવટે ઉધરાણીવાળાઓનો તગાદો તો હું ચૂકવી શકતે.
પણ એમ થયું નહીં: હું એટલો બધો શબ્દની પાછળ પડ્યો, બહેકી ઊઠ્યો:
જો એમ ન થયું હોત તો કદાચ હું બંગલાઓ બાંધી શક્યો હોત!

લોકસેવકની છટાથી મેં સારું યે જીવન સમર્પી દીધું હોત;
ગરજુ પ્રત્યેક યાચકોએ ઝૂકીને મને સલામ ભરી હોત.
'ફિયાટ'ની સુંવાળી ગાદીમાં બેસીને મેં પવનને પણ ગુલામ કર્યો હોત.
એ જામ્યું હોત તો ગામમાં ચાર કારખાનાં નાખ્યાં હોત!

શરાબનો ઘૂંટ પીતાં ગાલ પરનો ચંદ્ર જોયો હોત.
રોમિયો અને મજનૂની યાદમાં (હાય) આયુષ્ય વ્યતીત કર્યું હોત.
પ્રત્યેક સભાસંમેલનનું અધ્યક્ષસ્થાન અમે શોભાવ્યું હોત.
ગરીબાઈમાં મરી ચૂકેલા કવિનું સ્મારક રચ્યું હોત!

અમે ન હોત તો સૂર્ય, ચંદ્ર, તારા બિચારા ફિક્કા ફિક્કા થઈ જતે.
હે પૂર્વજો! તમારી વ્યથાને શબ્દોમાં અમર કોણે કરી હોત?
જન્મમરણના પ્રવાસમાં અમારા સિવાય તમારું કોણ સાથી થતે?
ચાલો સારું થયું: અમારે કવિતામાં જ ખરાબ થવાનું હતું.

## આવ, પ્રિયે આવ □ નઝીમ હિકમત □ દીપક મહેતા

[તુર્કી કવિતા]

આવ, તું આવ.
તું થાકી તો હશે જ
પણ તારા કોમલ ચરણ હું કેમ કરી પખાળું?
નથી મારી પાસે સોનારૂપાની ઝારી કે નથી ગુલાબજળ
તું તરસી તો હશે જ;
પણ તને આપવા મારી પાસે ઠંડું શરબત નથી.
તું ભૂખી તો હશે જ:
પણ ભરત ભરેલી સફેદ બિછાત પાથરીને
હું તને મિજબાની આપી શકું તેમ નથી.
મારો ઓરડો મારા દેશ જેટલો જ દરિદ્ર છે.

આવ, પ્રિયે! આવ.
તેં મારા ઓરડામાં પગ મૂક્યો અને-
ચાલીસ વર્ષ જૂના પથ્થરો ઘાસ બની ગયા.
તું હસી અને –
બારીના લોઢાના સળિયા ગુલાબનાં ફૂલો બની ગયા.
તું રડી અને –
મારો ખોબો મોતીથી છલકાઈ ગયો.
મારી કોટડી મારા હૃદય જેટલી સમૃદ્ધ અને
સ્વતંત્રતા જેટલી ઉજમાળી બની ગઈ છે.

આવ, મારી પ્રિયે! આવ, આવ.

## શિશુ અને સાંજ અને વ્હાણુ અને તમે ☐ યોસેફ મેકવાન

પથ્થરોનાં
પથ્થરોનાં વ્હાણ આ ચોમેર તરતાં ...
અવાજોનાં ફીણ ...

બારીમાં
દાદીનો ચ્હેરો
– પુસ્તકમાં મૂકેલાં પીપળાનાં પાન શો –
આથમતા સૂરજનું ઝીલી તેજ
મલકે
આંગણામાં ખેલતાં શિશુઓની આંખમાં
ફેલાયેલી સાંજની
ખરતી રજકણોમાં

પથ્થરોનાં
પથ્થરોનાં વ્હાણ આ ચોમેર તરતાં...

☐

## શું કરશો હરિ? ☐ રિલ્કે ☐ મકરંદ દવે

[જર્મન કવિતા]

બોલીને, શું કરશો હરિ?
મારા વિના એકલા, જ્યારે જઈશ હું મરી?

હું, તમારો ઘટ બનું જો ચૂરેચૂરા,
હું, તમારા પ્રાણની ઊડી જાઉં જો સૂરા,
હું, તમારે કસબી હાથ વણાતો જામો
જાઉં સરી તો હાથ તમારો થાય નકામો.

મારા વિના હાય, થાશો, ઘરબાર વિહોણા,
નેહથી તમને નોતરી કરશે કોણ પરોણા?
હું, તમારી ચાખડી, મારા વિણ ઉઘાડા
થાક્યાં – પાક્યાં ચરણ ઘૂમશે ટેકરા - ખાડા

સરી પડશે અંગથી તમ વિરાટનો વાઘો,
આપણો સંગ જ્યાં ઓગળી થશે આઘો આઘો
મારા ગાલપે હેતભરી જ્યાં નજરું ઠરી,
તમને પાછી મળશે ક્યાં એ હૂંફ, ઓ હરિ?
નજરું નમશે ક્યાંય તમારી સાવકી પળે
હિમ – શિલાની ગોદમાં જેવી સંધ્યા ટળે

જીવ આ મારો કાંઈ મૂંઝાતો ફરી ફરી,
શું કરશો હરિ?

## એક દિવસ □ ગુલાબદાસ બ્રોકર

હા, એક દિવસ
આપણે પેલા સાગરના કિનારા પરથી
ચંદ્રને જોયો હતો.
ને જોઈને એને ઊછળતો જે હતો
તે કયો સાગર?

હા, એક દિવસ
આપણે ઘરની અગાશીની ઉપરથી
સૂર્યને જોયો હતો.
ને જોઈને એને થયું'તું રક્તરાતું જે જગત,
એ તે ક્યું?

હા, એક દિવસ
વૈશાખની બળતી બપોરે
માણી હતી સુષમા કશી.
ને નશીલી આંખથી જોયું હતું
તે શું હતું?

એ બધું વીતી ગયું
ને આજ એ તો આજ છે.

આજ પણ
ઊછળી રહ્યો સાગર
તે રહ્યું છે રકતરાતું એ જગત
ને નશીલી આંખની સુષમાય તે,–
છતાંયે આજ એ વણસી રહ્યાં સૌ
ભૌતિક નિયમોને આધીન થઈ તે બધાં કણસી રહ્યાં
ને
આપણે પણ!

## □ કિરાત વકીલ

કેમિસ્ટની દુકાન જેવી
માનવીની કાયા:
ચશ્માનું લટકતું બોર્ડ
પોતામહીં રત
એવી ખોપરીમાં અદાવત,– અદાલત.
કાળા ટાયરના પગ.
રગેરગ મહીં
છૂપા છૂપા ફરી રહ્યા વિમાનના પંખા
કોણ જાણે
કયા આકાશને એને આંબવું હશે?

## બે કાવ્યો □ જ્યોતિષ જાની

મને
કોણ
ક્યાં ઘસડી જાય છે?

ભૂરું ભૂરું ભૂરું આકાશ
આજે તો
ઑક્ટોબર બનીને મારી ડાયરીનાં પૃષ્ઠ ઉપર
છવાઈ ગયું છે
જન્મદિનની ખુશાલીમાં અભિનંદન આપવા
કોણ જાણે ક્યારનો ય
એક મિત્ર
બારણે ટકોરા પાડી રહ્યો છે
હમેશાં કશાક ભણકારા
વાગ્યા કરે છે

કોણ –
કોણ હશે?
મારા બરડ સ્નાયુઓની ભૂરી નસોમાં
ઉપસી આવેલા અસંખ્ય પર્વતોની આડશે
એક આરામખુરશી બિછાવી
મારે હવે કડક કાળી કૉફી પી લેવી જોઈએ

ડાયરીમાં ઊલટસૂલટ થઈ ગયેલા
મારા નામના અક્ષરો
હું સતત શોધ્યા કરું છું.
સખ્ત રીતે ભિડાયેલી મારી આંગળીઓમાંથી
ટપક ટપક કશુંક –
કોણ –
કોણ સતત ટપક્યા કરે છે?
વેદની ઋચાઓ ભણાવામાં હવે મારે મન પરોવવું જોઈએ.
હાંફી જવાય છે?
હું શું કરું?

ઑક્ટોબર મહિનામાં
ભૂરી ભૂરી શાહીથી
મારી ડાયરી લખવામાં
મગ્ન હોઉં છું
ત્યારે
કોણ –
મને ક્યાં ઘસડી જાય છે?

□

□

જાગતી ન હોઉં
ઊંઘતી ન હોઉં
એવી પળોમાં

પવનનું પાણીદાર મોતી બની
મારા નાકની નથમાં
ઝૂમે છે.
આ નાનકડી બારી –
– ની બહાર જોઉં તો
જોઉં શી રીતે?

☐ પીયુષ પારાશર્ય

વિષાદ ઘરની અંધ બારીનું નામ
કદી જે ખૂલે નહીં ને બંધ થાય ના.

વિષાદ અહીં તો
નહીં ટપકેલાં આંસુનો આપાઢ બનીને
પહેલા દિવસે
વાદળ થઈ છવરાય.

વિષાદ હ્યાં તો નહીં વરસેલા
ચોમાસાનું આભ બનીને
ધીરે ધીરે
નેવાંમાંથી ટપકે.

વિષાદ મારી સુક્કી વેળુના ભવરણમાં
મૃગજળ થઈને
ઘોડાપૂરે દોડે.

વિષાદ ખાલી લુખ્ખા–સુકકા દિવસો ગણતી
બરછટ આંગળીઓનાં ઊંચા તાડવનોમાં
તરસ બનીને
ભટકે.

વિષાદનોયે ઉમંગ જાણે ચૈતરકેરી ભરબપ્પોરે
ડમરી થઈને આકાશે ચકરાય.

વિષાદ સૂનાં ખંડિયેરમાં કરોળિયાનાં
જાળાં ઉપર
ધૂળ બનીને ઝૂલે.

વિષાદ અહીંના રસ્તા પરની ધૂળ મહીં
સંતાઈ ગયેલા
પગલાંની વણઝાર

વિષાદ મૂંગો 'કશુંક બનશે' - ના શહેરોમાં
કરે પ્રતીક્ષા

કશુંક બનશે, કશુંક બનશેઃ
— જ્યાં કાંઈ કશુંયે થાય કદી ના.

વિષાદ ઘરની અંધ બારીનું નામ
કદી જે ખૂલે નહીં ને બંધ થાય ના.

## સાપ □ હોમેન બરગોહાઈ □ ભોળાભાઈ પટેલ

[અસમિયા કવિતા]

કેવી દુ:સહ સુન્દર રાત,
ઉધ્ધૃ આવેગ અને ઉત્તાપ,
રોમાંચિત થાય મારું મન
(જે મનની સાથે હું રમ્યા કર્યુ છું)

જાણે એક ઉજ્જવળ સાપ
સોનેરી છે તેના શરીરનો રંગ
તેની દષ્ટિમાં છે મૃત્યુનો ક્રૂર આવેગ
(કેવી રીતે આ સ્વપ્ન સફળ થયું
મારી આ વંધ્ય સૃષ્ટિમાં)?

અનુભવું છું મુકિતનો વિપુલ આનંદ
મારા અસ્તિત્વમાં, મારી ચેતનામાં;
જીવનના અનાયાસ છંદ
વહે છે સર્પિલ ગતિમાં રાતના અંધકારની નદીમાં
ઉદ્દામ, ઉત્તાલ, અવારિત.
ઉન્માદની જેમ ચાહું છું રાત્રિનો આ રકતસ્નાત અંધકાર
જેમ ચાહું છું એક મન
ડામરના જેવો છે કોઈ એક વેશ્યાના શરીરનો રંગ
સ્વપ્નના અરણ્યમાં વિચરતો એક ઉજ્જવળ સોનેરી સાપ
ચારે બાજુએ તેની છે સોનેરી સ્તબ્ધતા,
છે દુ:સહ વિસ્મય,
અને ઉત્તાપ અને અંધકાર અને અંધકાર.
ચાહું છું હું રાત જેવા આ સુંદર સાપને,

અને તેના અવાક્ અહંકારને:
ડામરના જેવો છે કોઈ એક વેશ્યાના શરીરનો રંગ
જાણે ગલિત હૃદય,
મૃત્યુ અને સૌન્દર્યનો આ સમાહાર.

## વ્લાડીમીર ગોલેવ ☐ મંગળ રાઠોડ

[બલ્ગેરિન કવિતા]

આવ અને જુઠાણું ચલાવ,
મને કહે કે: તું થાય છે મારા માટે દુઃખી.
કે તું મને ચાહે છે.
કે, તું છેક નાનકડી બાળા હતી ત્યારથી -
કરી રહી છે મારી પ્રતીક્ષા વર્ષોથી.

રંગમંચ પર,
તું ભજવે છે, સત્યો, જુઠાણાં, દગો, છેતરપિંડી.
અને એ રીતે તું, જીવન બક્ષે છે -
અનેક માનવકથાઓને.
તું પ્રેમમાં પડી શકે છે.
અને પ્રેમ હોવાને લીધે જ -
તું તેની સાથે રમત પણ રમી શકે છે.
પરંતુ આ બધું બને છે ઈર્ષ્યા વિના, રુક્ષતા વિના.
આ બધું ખરેખર સુંદર છે.
અરે, અંત સુદ્ધાં ...

તેથી સંધ્યા સમયે, આવ અને મારી સાથે –
જુલિયેટનો પાઠ ભજવ.
તેની તારે કશી કિંમત ચૂકવવી પડશે નહિ.
આવ, અને જુઠાણું ચલાવ!
હું આનંદથી પાગલ થઈ જઈશ –
અને માનીશ કે આ સપનું નથી.
અને એ વખતે હું કોશિશ કરતો હોઈશ
કે, ક્યાંક એકાએક હું રડી ન પડું!

## ગણો તો ☐ જયન્ત પાઠક

અહો એ રૂપાળું વદન મનમાંથી નવ ખસે!
અરીસામાં જોઉં: અધર મુજ એનું સ્મિત વસે;
ઉદાસીમાં મારે નયન નીર એનું જ છલકે;
હવે રોમાંચોને વન પુલક એની જ ફરકે!

અમસ્તો એકાન્તે ગીત ગણગણું કે લય બધે
અહો વર્ણે, શબ્દે, ચરણગતિમાં એ જ ઊઘડે!
હવે જાગર્તિ ને સપન–બધું એનું જ, રુધિરે
શિરાઓમાં એની પ્રણયની જ લાલાશ નિખરે.

હવે જાણે હું તે હું જ નથી; પ્રવાહે જીવનના
ભળી કો ઊંડેથી ફૂટી ગુપતગંગા, સરિતના
પથે ઘાટે ઘાટે અવ તીરથની રમ્ય શુચિતા;
તણાતા દીપોમાં ટમ ટમ થતી પ્રીતની શિખા.

ગણો તો જાદુ છે: ઉભયનું મટી એક બનવું
પહાડોનું વ્હેતાં જલ મહીં અશેષે દ્રવી જવું.



# કવિતા

Beauty breaks ground, Oh, in strange places.



વર્ષ ૪ : અંક ૧ : ઑક્ટોબર, ૧૯૭૦
સળંગ અંક ૧૯
મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા
સજાવટ : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ :

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક. વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, **મુંબઈ-૧**

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧

Regd. No. R. N. 16800/67

## DESOLATION ☐ George Themelis

Outside of us things die.

No matter where you walk at night you hear

Something like a whisper coming out
Of streets you have never walked upon
Of houses you have never visited
Of windows you have never opened
Of rivers over which you have never stooped to drink water
Of ships on which you have never sailed.

Outside of us die trees we have never known
The wind passes through vanished forests
Animals die from anonymity and birds from silence.

Bodies die slowly, by being abandoned
Together with our old clothes laid away in coffers.
Hands we have never touched die out of loneliness.
Dreams we have never seen, from lack of light.

Outside of us begins death's desolation.



# કવિતા

તંત્રી : સુરેશ દલાલ

અંક : ૨૦

ડિસેમ્બર, ૧૯૭૦

એક રૂપિયો

જન્મભૂમિ પ્રકાશન



# કવિતા

જયંત પાઠક
સુન્દરમ્
બરકત વીરાણી
મેઘનાદ ભટ્ટ
કિરાત વકીલ
ચંદુલાલ સેલારકા
કાન્તિ કડિયા
આઝમ કરીમી
નિશીથ વ્યાસ
ટી. એસ. એલિયટ
બા. ભ. બોરકર
રમેશ પારેખ
કબીર
રમેશ જાની
બોટાદકર
સ્વપ્નસ્થ
પ્રબોધ પરીખ
મંગળ રાઠોડ
પ્રહ્લાદ પારેખ
હરીન્દ્ર દવે
વિપિન પરીખ
સુરેશ દલાલ
નિરંજન વ્યાસ
કાન્તિલાલ કાલાણી
રાજશેખર
શિલ્હણ
હરિવલ્લભ ભાયાણી
નઝીમ હિકમત
દીપક મહેતા
દીનો કોમ્પાના
કાર્લો ગોલિન્નો
એલન બ્રાઉનજહૉન
કંચન પારેખ
એકનાથ
જ્યોર્જ શૅામલ્યો
વિંદા કરંદીકર
પીયૂષ પારાશર્ય
નિરંજન ભગત
શ્યામ સાધુ
રમણ પટેલ
માધવ રામાનુજ
આદિલ મન્સૂરી
પ્રાણજીવન મહેતા
અનિલ જોશી
ભાનુપ્રસાદ પંડ્યા
જગદીશ જોષી
મનસુખલાલ ઝવેરી

## આદિમતાની એક અનુભુતિ □ જયન્ત પાઠક

હું આવું છું પાછો, બહુ દિન પછી, ઘેર : વનમાં
ઉતારી નાખું છું વસન પુરના સભ્ય જનનાં;
પહેરી લઉં લીલું પટ ઊડતું વાતા પવનમાં;
હું આદિવાસી શો ફરું અસલ વાતાવરણમાં.

ફૂલોમાં ઊંડેરો ઊતરી મધુ પીતો ચસચસી,
રજોટાતો, પાવા વિહગ ગણ કેરા બજવતો;
મહેકી માટીમાં વૃષભ મદીલો શૃંગ ઘસતો;
હું તાડોમાં ડોલું અસલિયતનો આસવ ઢીંચી.

સ્તનો શી ઘાટીલી અહીંતહીં ફૂટી ટેકરી પરે,
તૃણોના રોમાંચે તરવરતી, મારા કર ફરે;
સુંવાળી ને લીસી દ્રુત ઝરણજંઘા ગીતલયે
ખીણોમાં ઊંડેરી ઊતરું રતિના ગૂઢ નિલયે.

પુરાણું આ મારું વન ઘર, નહીં છપ્પર-ભીંતો;
અહીં અંધારાથી, શરમ મૂકીને, સૂર્ય રમતો.

## ત્રણ કાવ્યો □ સુન્દરમ્

### હે રાજા!

હે સકલ સૃષ્ટિના
પરમ પિતા મહારાજા!
ઓ મુજ અંતરવાસી રાજા!

પુષ્પ પરે જ્યમ ભ્રમર ભમે,
મન ભમતું ત્યમ મુજ તુજમાં,
જ્યમ બાળ ઢળે જઈ માતૃગોદમાં,
હું ઢળું આવી તુજ ભુજમાં.—હે સકલ૦

હું કુસુમકળી શું વિકસી
તારી સૌરભ દિશ દિશ વેરું,
હું પર્ણ બની તરુ ડાળ ડાળ પર
તુજ તેજ દુપટ્ટા પહેરું. —હે સકલ૦

હું નીલ કમળ થઈ તવ ચરણે મુજ
સહસ્ર દલ ઓવારું,
હું ઝાકળ જળ સમ નિર્મળ થઈ
તુજ ચરણો નિત્ય પખાળું —હે સકલ૦



### સીડી સુન્દરતાની

આ ચડે–ઊતરે ચક્ષુ
રચી તેં સીડી સુન્દરતાની,
આ કોણ મહોબ્બત મચી,
ઉચરતી કથા તું છાની છાની.

જ્યાં શૂન્ય હતું ત્યાં સભર ભરી તેં
દિશ દિશ સજ્યા સિતારા,
આ પલક મહીં પ્રગટાવી જ્યોતો,
માંડ્યા મહેલ મિનારા,

ને સનન કરતી ત્યહીં વછૂટી
કો પાગલ પ્રેમલ ધારા.

આ ડુંગર પર ડુંગર ખડકી
તેં બહાર તારો ધસમસ અહીં જમાવ્યો,
આ ખીણ ખીણ તેં ભરી દીધી તવ
ઠસી ઠસીને અનુપમ અંતર આવો.
ને સકલ આભનાં જલ આમંત્રી
તેં મલ્હાર મંત્ર બજાવ્યો.

## તું–હું

એક દીપ તું દે મુજને,
　　હું સૂર્ય તને દઉં સામે,
એક મને તું તારક દે
　　આ વ્યોમ તને દઉં સામે.

તું એક પુષ્પ દે, ફૂલ ફૂલનો બાગ તને દઉં મારો,
તું એક ગીત દે, રાગ તણો આ રસસાગર મુજ તારો.

તું એક તારું સ્મિત દે, મુજ આ સૌ અટ્ટહાસ્ય છે તારાં,
આ એક તારું આંસુ, આશ્વાસન કેરાં અખિલ ભવન મમ તારાં,

તું એક કદમ લે, તુજ યાત્રાની પૂર્ણ ગતિ ત્યાં મારી,
તું એક આહ ઉચ્ચાર, સકલ તુજ વ્યથા લઉં ઉદ્ધારી.

તું કર ફેલાવી આવ, સભર આશ્લેષ અહીં છે મારો,
તુજ જીવ શરણ મુજ લાવ, પરમ શિવ મુજ તુજ હો સહિયારો.



આ ઊડી રહ્યો તવ પલ્લવ, શત શત
રંગતરંગ ચગ્યા ત્યાં,
હું પવન–પાંખ લૌ ધસું સહાવા
થા મબલખ ફાગ મચ્યા ત્યાં,
ને ગુલાલનાં વાદળ શતરંગી
મત્ત પ્રમત્ત ઢળ્યા ત્યાં,

આ આંખ ચઢી કો પુષ્પક વહી રહી
કો ગેબી ગગન મિનારે,
આ તાર તાર મુજ ભીતરના તેં
જકડયા તવ અણસારે.
ને મૂર્છિત મન મારું લઈ તું
જાય હરી કો પરાપારની પારે.

## રેતી □ બરકત વીરાણી 'બેફામ'

કલાપૂર્વક ઉખેડી રંગ ખરતી હોય છે રેતી,
દીવાલો પર ગરીબીને ચીતરતી હોય છે રેતી.

સમયની જેમ એને પણ તમે પકડી નથી શકતા,
કરો જો બંધ મુઠ્ઠી તો ય સરતી હોય છે રેતી.

ચરણને પડવા દે છે, છાપને પડવા નથી દેતી;
બહુ નિર્લેપ થઈ સત્કાર કરતી હોય છે રેતી.

નદી પોતે નથી કિન્તુ નદી જેવું હૃદય તો છે,
બનાવો વીરડી તો નીર ધરતી હોય છે રેતી.

પૂરે છે ઓટને વખતે એ સઘળી ખોટ સાગરની,
કે ખુદની જાતથી કાંઠાને ભરતી હોય છે રેતી.

ફક્ત એથી જ એના પર ચણેલું ઘર નથી ટકતું,
કિનારા પરનાં તોફાનોથી ડરતી હોય છે રેતી.

સમંદર સાથનો સંબંધ એ ભૂલી નથી શકતી,
મળે છે રણ તો મૃગજળથી ઊભરતી હોય છે રેતી.

સદા એને ય સહરામાં પડી રહેવું નથી ગમતું,
કદી વંટોળની વાટે વિહરતી હોય છે રેતી.

દિવસ ને રાત સૌ બેફામ છે પળનાં પરિવર્તન,
સમયના ફેરફારે માત્ર ફરતી હોય છે રેતી.

## નથી જોવું આ આંખોથી ☐ મેઘનાદ ભટ્ટ

ન જોવાનું જોવાનો
અને જોવાનું ન જોવાનો કીમિયો
શીખી ગઈ છે મારી બે આંખો!
હવે મારે કશું જ જોવું નથી આ આંખોથી.
જન્મસમયે માની ગોદમાંથી
નિરભ્ર નિરાકાર જે જોયું'તું આકાશ
તે તો કદાચ માને ય યાદ નથી આજે.
મારા ફળિયાની નાનકડી નીલુડીએ
શિશુક્રીડામાં ઢાંકી દીધી'તી મારી આંખ
ત્યારે એની નાની આંગળિયો વચ્ચેથી
જોયું'તું જે નિતાંતરમ્ય વિશ્વ –
ક્યાં છે મને એ યાદ?
પ્રણયરાજ્ઞી સાથેનું તારામૈત્રક તો
પરિણયની પ્રથમ રાત્રે જ હું ભૂલી ગયો'તો.
કેવી અવળચંડી થઈ ગઈ છે આ આંખો!
હવે મારે કશું જ જોવું નથી આ આંખોથી.
હજી કાલે જ –
(હદ થઈ છે ને હવે તો!)
મારા નામનું વિશેષણ બની બેઠેલો એક બાળક
મારા જ ચશ્માં પ્હેરી
"પપ્પા" બનવાનો રમવા લાગ્યો ખેલ!
હવે મારે કશું જ જોવું નથી –
–આ આંખોથી.

### અ-વિષ્ણુ ☐ કિરાત વકીલ

ક્યારનો
અવકાશમાં
ભમતો રહ્યો છે કાળ
ગરુડની પાંખ પર
ને
નભનું 'નહીં હોવાપણું' ઓઢી લઈને આંખ પર
અહીં માનવી
કાળી ડિબાંગ શૈય્યા ઉપર
ગૂંચળું વળી
પોઢી રહ્યો છે ક્યારનો

### ? ☐ કિરાત વકીલ

મારી ચારેકોર ઘૂઘવતાં વૃક્ષ
સૂસવતો લીલો લીલો રંગ;
ઊછળતાં સફેદ ખારાં મોજાં.
ટહૌકાઓના રણમાં ડૂબ્યાં સૂર્યકિરણનાં ઊંટ

મારી ચારેકોર ઘૂઘવતા દરિયાને
હું ક્યાં દાટી દઉં?

### વનમાં ☐ ચંદુલાલ સેલારકા

આ રાત કેવી?
ભૂખ્યા વરુના સંગાત જેવી?

ઉજાગરાનો અજગર મને આ
ભીંસી રહ્યો છે;
વિચારના ડંખ સહસ્ર સર્પ શા!
ભીંતે ચડેલું ઘડિયાળ કાંટા
વેરી રહ્યું છે શૈયામહીં આ.

ભમી રહી રે નિદ્રા અવાક્
ભયત્રસ્ત વનમાં!

□ કાન્તિ કડિયા

ખાલી ડબ્બામાં
નિરર્થક શોર કરતા
કાંકરાની જેમ
શબ્દોને
કચરાના ઢગલામાં
ફેંકી દી...ધા...!
સપાટ પગદંડી પર
રોપી દીધી પર્વતમાળાઓ.
હવાને સંકેલીને
વળગણી પર નાખી દીધી.
ચોકખા આંગણામાં
પાથરી દીધી ધૂળ ...
પાડવા માટે
મારા જ પગનાં નિશાન.
અને...
દીવાલોને સજાવીને
મૂકી દીધી
કબાટમાં
બ... સ!
હવે કંઈક
મનને સારું લાગે છે.

બે લઘુ કાવ્ય □ આઝમ કરીમી

*

આથમી ગયેલાં સૂરજનાં કિરણો
આજની ટપાલમાં
તમને મોકલાવ્યાં છે.
તમારી વાટ જોઈ જોઇને
રાતરાણીનાં ફૂલ
ઊંઘી જાય તો
મારે શું કરવું ?
રસ્તાની બન્ને બાજુ
ઊગી ગયેલા
હાથલિયા થોર
હવે
મારી ઉદાસ આંખોને ખૂંચે છે.

□

બધું સાંખું, સાંખું નહિ પ્રણયમાં
દ્રોહ કદિ પે.

બે કાવ્યો □ નિશીથ વ્યાસ

## શહેર

મારી અંદર ધુમ્મસિયું એક શહેર, ભૂખરું
ધૂળ ચડી ગયેલા
મોગલાઈ ઝુમ્મરની જેમ લટકે છે, પાસાદાર.
એની નસોમાં વહે છે ભૂરું લોહી
અને બેકાબૂ ઇચ્છાઓ......
ગઈ પેઢીના લોકોનો મરવાનો કણસાટ શેરીઓમાં
મેદાનોમાં ઊભેલાં બાવલાંનો ઉચ્છ્વાસ
ખાલી નારિયેળોનો શબ્દ રેતીમાં
અને મકાનો પેજમાર્ક જેવાં
આકાશ તરફ અણી કાઢીને ઊભેલાં
ભૂખરાં
પણ સ્ટેડિયમમાં તાળીઓ પાડે છે હજારો હાથપગવાળું
એક વિરાટ પશુ
એનું વિકરાળ હાસ્ય...
વાગોળતો બેઠો છું હું ડઘાઈને
મારી અંદર.

□

## પર્યાય

દાડમની પાતળી છાલ જેવા!
જલાવરણથી ઢંકાઈ છે ધરતીની નગ્નતા
એના ગર્ભને કોરે છે દરિયાઈ સર્પો
પણ લીલ તો સમયખંડનો પર્યાય છે
અને સમયખંડ પર્યાય છે મૃત્યુનો.
અંધકારના ગ્રાફ પર દોરાય છે
ઊંચીનીચી રેખાઓ.
નાટકમાં પડદો પાડનાર છોકરાની જેમ
કિનારે દરિયાને ખેંચી લાવે છે
એક કાગડો ...
ચાલો, સમય પૂરો થયો ...
પણ સમયખંડ છે પર્યાય લીલનો.

## A Dedication to My Wife

To whom I owe the leaping delight
That quickens my senses in our wakingtime
And the rhythm that governs the repose of our sleepingtime,
    The breathing in unison

Of lovers whose bodies smell of each other
Who think the same thoughts without need of speech
And babble the same speech without need of meaning.

No peevish winter wind shall chill
No sullen tropic sun shall wither
The roses in the rose-garden which is ours and ours only

But this dedication is for others to read:
These are private words addressed to you in public.

T. S. Eliot

## પારિજાત રોજ ઝરે ફૂલ □ બા. ભ. બોરકર

પારિજાત રોજ ઝરે છે ફૂલ
પણ ગણે નહીં
સુક્કો કાળ આવે, પૂછે ન કોઈ
એવું કહે નહીં
તું જ કેમ ફૂલ્યો ફરે છે કાવ્યની પોથી
ક્ષણમાં ભરી છે એથી ?
તું જ કેમ છાનું ઝૂરે છે, પાગલ !
નવી કોરી છે તેથી !

---

* આ જ અંકમાં કવિના હસ્તાક્ષરમાં છાપેલી મરાઠી કવિતાનો અનુવાદ

## ગઝલ □ રમેશ પારેખ

નડતી નથી દીવાલને બાબત વિચારની
માણસની આસપાસ છે હાલત વિચારની

આંખોનું લોહી સાવ ઉઘાડુ પડી ગયું
ઘર ઢાંકતી તે તૂટી પડી છત વિચારની

એનો કયો મુકામ હશે કંઈ ખબર નથી
રઝળ્યા કરે છે આખી વસાહત વિચારની

આંખોથી છેક દશ્ય સુધી શૂન્યતાની આણ
આવી ગઈ છે જાણે કયામત વિચારની

લોહીમાં કોણ જાણે શું ગુનો ભળી ગયો
રૂંવે રૂંવે ભરાય અદાલત વિચારની.

**જહિયા કિરતમ ના હતા, ધરતી હતી ન નીર;**
**ઉતપતિ પરલય ના હતા, તબકી કહે કબીર!**

**જયારે** કર્તા (કિરતમ) ન હતો, આ ધરતી ન હતી, પાણી ન હતું, ઉત્પત્તિ અને પ્રલય ન હતો ... ત્યારની વાત કબીર કહે છે!

પણ, એ વાત તો કહી શકાય એવી નથી. એ તો અનુભવગમ્ય જ છે. વાણીથી પર છે. કછૂ કહી ન જાઈ એવી પ્રેમકી એ અકથ કથની છે. ગૂંગેકી સરકરા છે. સાકરની મીઠપને એ કેવી રીતે વર્ણવી શકે? બહુ બહુ તો એ બેઠો બેઠો મુસકરાયા કરે, એટલું જ ...

અને છતાં યે કબીરે આત્મા-પરમાત્માની લગનને, એનાં મિલન-બિછૂડનને, ઓજસ્વી વાણીમાં ગાયાં છે. એમાં ગોપીભાવ અને સૂફી મતની આરત-આરઝૂ છે; ખુદાવાદ અને બ્રહ્મવાદનો વિલક્ષણ સમન્વય છે; યોગ માર્ગની તિતિક્ષા અને પરિભાષા છે. એ બધાંમાંથી કબીરની નિર્ગુણ ભકિત જન્મે છે. એ નિર્ગુણ ભકિતનું ભાજન છે રામ. રામ અને હરિ એને માટે જુદા નથી. રામ અને રહીમમાં, કાશી અને કાબામાં એને ભેદ નથી. જાતિ પાઁતિ પૂછે નહીં કોઈ, હરિકો ભજે સો હરિકો હોઈ! પોતાના લાલની લાલી એને સર્વત્ર દેખાય છે; પોતે જ એને જોવા છતાં એનાથી રંગાઈ જાય છે, 'લાલ' થઈ જાય છે - 'તે' થઈ જાય છે. હવે એને માટે જન્મ-મરણ રહ્યાં નથી: હમ ન મરૈં, મરિહૈ સંસારા ...! એ ગાઈ ઊઠે છે:

**હરિ મોર પીવ ભાઈ, હરિ મોર પીવ;**
**હરિ બિન રહિ ન સકૈ મોર જીવ.**
**હરિ મોર પીવ, મૈં રામકી બહુરિયા;**
**રામ બડે મૈં છુટક લહુરિયા!**

કબીરના એ રામ ગુણાતીત છે, નિર્ગુણ છે. એ નિર્ગુણ પરમાત્માના મિલનની આડે માયા દૂંદ (દ્વંદ્વ) મચાવે છે. મહા ઠગની છે એ માયા! કબીરે એને જાણી છે. એને લીધે જ આ દુ:ખભર્યો સંસાર પોતાને 'સુખીઓ' માને છે; અને ક્ષણિક આનંદમાં મહાલીને નિશ્ચિત મને ગાવૈ, ખાવૈ કે સોવૈ છે. પરંતુ, દુ:ખીઓ દાસ કબીર તો એ જોઈ જોઈને હમેશાં જાગૈ છે અને રોવૈ છે. એને આ બિરાના દેશમાં રહેવું નથી કારણકે એ જાણે છે કે પોતાનો ખરો દેશ તો બે-ગમ (દુ:ખદર્દ વિનાનો) છે. કાગદકી પુડિયા જેવો સંસાર ખોટો છે. સાચો તો છે પેલો રામ, પોતાનો સાંઈ! એ સાંઈ વિના એને કલેજે દરદ ડંખ્યા કરે છે; રાત્રે એને નીંદ નથી, દિવસે ચૈન નથી. એ વિલપે છે: તલફૈ બિન બાલમ મોર જિયા ...!

એવો છે કબીરનો પ્રિયતમ. એ નિર્ગુણ છે, નિરાકાર છે; અને છતાં યે એને 'રામ' કહીને એ એને ઝંખે છે. પરંતુ, અદ્વૈતભાવના ભકિતના માર્ગમાં બાધક નથી. નદીના પ્રવાહનું પ્રત્યેક બિન્દુ સિન્ધુની અસીમતામાં વિલીન થઈ જવાને દોડે છે એ એવા જ અભેદ - પ્રતીતિજન્ય પ્રેમને કારણે! પરબ્રહ્મના ચૈતન્ય સાથે પોતાના ચિત્-સ્વરૂપને અભિન્ન સમજીને એને માટે ઝંખના સેવવી એ જ ભકિત, બ્રહ્મજિજ્ઞાસા—બ્રહ્મને જાણવાની ઈચ્છા—શ્રદ્ધા અને પ્રેમ વગર કેવી રીતે ઉત્પન્ન થાય? ઈશ્વરમાં પરમ અનુરકિત એટલે જ બ્રહ્મજિજ્ઞાસા.

આવી ભક્તિમૂલક જ્ઞાનાનુભૂતિ કે જ્ઞાનમૂલક ઈશ્વરાનુરક્તિ એટલે જ સંત કબીરની નિર્ગુણ રામભક્તિ. જ્ઞાનની સૂઝ અને ભક્તિની આરતમાં જ નિર્ગુણ આરાધનાનું રહસ્ય સમાયેલું છે. એ રહસ્ય અગમ, અગોચર અને અનિવાર્ય છે. એટલે જ તો કબીરે વારંવાર કહ્યું છે: સન્તો, ભક્તિ સતો ગુરુ આની! – 'હે સન્તો, ભક્તિપદાર્થને તો પેલા સતો ગુરુ (સદ્ગુરુ) લઈ આવ્યા છે. કેવા છે એ સદ્ગુરુ? સારા-સુતરા, કાયર-શૂરા, સાચા-ખોટા તો બહુ મળે છે આ જગતમાં, પણ ... ...

સારા - સૂરા બહુ મિલૈં, ઘાઈલ મિલે ન કોઇ;
ઘાઈલ હી ઘાઈલ મિલૈં, તબ રામભક્તિ દિઢ્ હોઇ!

– એવા ભક્તિઘાયલ, અનન્ત દિખાવણહાર, સતો ગુરુનો મહિમા એણે મન ભરી ગાયો છે. પિયાને એમણે ચીંધેલો મારગ એને હાથ લાગી ગયો છે. ઘૂંઘટકો પટ હવે ખૂલી ગયો છે. પિયાને હવે મળ્યા વગર ચાલવાનું નથી.

જે કંઈ બોલે તે નામરટન, જે કંઈ સાંભળે-વિચારે તે સુમિરન, ચાલે સોઈ પરકમ્મા, જો કછુ કરે સો પૂજા! દૂંદ(દ્વંદ્વ - દ્વૈત)ભાવ જ હવે તો ટળી ગયો છે. અસ્તિત્વ આખું પ્રિયની સહજ-સમાધિ બની ગયું છે. સન્તો, સહજ-સમાધિ ભલી! સૉંઇ મિલન ભયો જા દિન તે, સુરત ન અન્ત ચલી...

અજબગજબની છે આ સમાધિ! ઇન્દ્રિયોનો સકલ સંઘાત્, બુદ્ધિ અને મન એકાકાર થઈ ગયાં છે. આંખ સાંભળે છે, કાન જુએ છે ... ! બધું જાણે ઊલટું-સૂલટું થઈ ગયું છે. ફૂલોની સૌરભ મુખરિત બની ગઈ છે, સૂરધ્વનિ ઝળાંહળાં થઈ રહ્યા છે, શબ્દ પ્રિયનો સુકુમાર સ્પર્શ બની જાય છે, સ્થૂલ સૂક્ષ્મ અને સૂક્ષ્મ સ્થૂલ બની જાય છે. વાણીની ઊલટી ગંગા પોતાનામાં અર્થનો મહેરામણ સમાવી દે છે. કબીરની ઊલટી ધારા, અવળ વાણી, કેવાં કેવાં અચરજ દિખાવે છે! - ચરન પાખે(વિના) નિરતિ-(નૃત્ય) કરવાનું છે. બિનજિભ્યા (જીભ વિના) ગુણગાન કરવાનું છે, સૂખા સરવરમાં હિલોળા જાગે છે, બિનુ જલ ચકવા કિલોલ કરે છે; તો વળી ક્યારેક...

સમંદર લાગી આગિ, નદિયાં જલિ કોઈલા ભઈ;
દેખિ કબીરા જાગિ, મચ્છી રૂખોં ચઢ઼િ ગઈ!

– સંસારસાગરમાં આગ લાગી ગઈ, દેહમનની વૃત્તિપ્રવૃત્તિઓ જલીને કોયલા થઈ ગઈ. એ વાત જાણીને કબીરો જાગી ગયો છે. હવે; ભવસાગરની માછલી એ માયા-જલમાં ગૂંગળાઈ જઈને, દાઝી જઈને, પેલા ઊર્ધ્વ બ્રહ્માંડના વૃક્ષ પર (રૂખોં) ચડી ગઈ.

સંસારથી પર રહીને પણ કબીરે એને પૂરેપૂરો જોયો - જાણ્યો છે. માનવીના રાગદ્વેષાદિને એણે પિછાણ્યા છે. હિન્દુકી હિન્દુવાઈ અને તુરકનકી તુરકાઈ પણ એણે દેખી છે. એ દુનો(બન્ને) રાહનું ધ્યેય તો એક જ છે એ વાત એણે વારંવાર ગાઈ છે. એ નિરક્ષર હતો, પણ પ્રેમના અઢી અક્ષરનો પાર પામીને જ્ઞાનીનો યે જ્ઞાની બની ગયો. કહેવાય છે કે કાશીના લહર તળાવ પર હિલોળા લેતા એક કમલપત્ર પર ત્યજી દેવાયેલો એ કોઈ વિધવા બ્રાહ્મણ યુવતીનો પુત્ર હતો.

મુસલમાન જુલાહા(વણકર) નિરુએ અને એની પત્ની નીમાએ એને ઉછેરેલો. શ્રી રામાનંદના પાદસ્પર્શે રામ-મંત્ર પામીને ન-ગુરો કબીર સ-ગુરો બનેલો. વેરાગણ લૉઇ સાથે સંસાર માંડીને એણે સાળ પર જીવનનિર્વાહ કરેલો. જીવનભર (ઈ. સ. ૧૪૦૦-૧૫૧૯) એણે જડતા, વહેમ, અંધશ્રદ્ધા અને ધર્માન્ધતાનો વિરોધ કરેલો. એટલે જ તો એ કાશીમાં જન્મી-જીવીને જ્યાં મરવાથી નર્ક મળે છે એવી અવમાનના ધરાવતા મગહર ગામમાં મૃત્યુ પહેલાં થોડાક દિવસ અગાઉ જાણી જોઈને ગયેલો.

પોતાની ભકિતમાં અને જીવનની નિર્મલતામાં એને પૂર્ણ શ્રદ્ધા હતી. જીવનના આ મરમી જુલાહાએ એને 'ચદરિયા' કહ્યું છે. જીવનની એ ઝીની ઝીની બીની ચદરિયાને સુર - નર - મુનિઓએ પણ પોતાની માયા–મમતાના વિહારથી મૈલી કરી દીધી; પરંતુ દાસ કબીરે તો એને ખૂબ જતનસે ઓઢી હતી. પોતાને એ જેવી મળી હતી તેવી જ, જ્યોં કે ત્યોં, ઈશ્વરના ચરણોમાં પાછી ધરી દીધી.

તિવિર[1] સઁાઝકા ગહિરા આવૈ, છાવૈ પ્રેમ તન-મનમેં;
પચ્છિમ દિસકી ખિડ્કી ખોલો, ડૂબહુ પ્રેમ–ગગનમેં.
ચેત–કઁવલ-દલ રસ પીયો રે, લહર લેહુ યા તનમેં;
સંખ-ઘંટ-સહનાઈ બાજૈ, સોભા-સિંધ[2] મહલમેં.
કહે કબીર સુનો ભાઇ સાધો, અમર સાહબ લખ ઘટમેં!

૧. તિમિર; ૨. શોભા-સિંધુ.

□

રિતુ ફાગુન નિયરાની[1], કોઇ પિયાસે મિલાવે;
પિયાકો રૂપ કહઁા લગ બરનૂં, રૂપહિ મૉંહિ સમાની.
જો રંગેરંગે સકલ છવિ છાકે, તનમન સભી ભુલાની
યોં મત જાને યહિ રે ફાગ હૈ, યહ કુછ અકહ[2] કહાની;
કહૈં કબીર સુનો ભાઇ સાધો, યહ ગત બિરલે જાની!

૧. નજીક આવી છે; ૨. અકથ્ય.

□

જાગ પિયારી અબ કા સોવૈ, રૈન ગઈ દિન કાહેકો ખોવૈ;
જિન જાગા તિન માનિક પાયા, તૈં બૌરી[1] સબ સોય ગઁવાયા.

પિય તેરે ચતુર તૂ મુરખ નારી, કબહુઁ ન પિયકી સેજ સઁવારી;
તૈં બૌરી બૌરાપન[2] કીન્હી, ભરજોબન પિય અપન ન ચિન્હી.

જાગ દેખ પિય સેજ ન તેરે, તો હિ છૉંડિ ઉઠિ ગયે સબેરે;
કહૈં કબીર સોઈ ધુન જાગૈ, શબ્દ-બાન ઉર-અંતર લાગે!

૧. ભોળી; ૨. ભોળપણ.

સખિયો, હમહુ ભઈ બલમાસી[1]...
આયો જોબન વિરહ સતાયો, અબ મૈં જ્ઞાન ગલી અટિલાતી!
જ્ઞાનગલીમેં ખબર મિલ ગયે, હમેં મિલી પિયાકી પાતી[2].
વા પાતીમેં અગમ સંદેસા, અબ હમ મરને કો ન ડરાતી.
કહત કબીર સુનો ભાઈ પ્યારે, બર[3] પાયે અબિનાસી.

1. બાલમ (વ્હાલમ) ને પામવાની અભિલાષાવાળી: 2. પત્ર, ચિઠ્ઠી; 3. વર

□

તરવર[1] એક મૂલ બિન ઠાઢા,[2] બિન ફૂલે ફલ લાગે;
સાખા પત્ર કછૂ નહિ તાકે[3], સકલ કમલ-દલ ગાજે.
ચઢ તરવર દો પંછી બોલે, એક ગુરુ[4] એક ચેલા[5];
ચેલા રહા સો રસ ચુન ખાયા, ગુરુ નિરન્તર ખેલા.
પંછીકે ખોજ અગમ પરગટ, કહ કબીર બડી ભારી;
સબ હી મૂરત[6] બીચ અમૂરત[7], મૂરત કી બલિહારી!

1. સંસાર, મૂલ વિનાનો–માયાજન્ય; 2. ઊભું છે; 3. તેને; 4. પરમાત્મા:
5. આત્મા; 6. મૂર્તિ, રૂપ, આકાર; 7. અમૂર્ત, રૂપહીન, નિરાકાર.

□ દુહાવલિ

નૈનોંકી કરી કોઠરી, પુતલી[1] પલંગ બિછાય;
પલકોંકી ચિક[2] ડારિકે, પિયકો લિયા રિઝાય.

1. કીકી; 2. પડદો.

પ્રીતમકો પતિયૉં લિખૂઁ, જો કહૂઁ હોય બિદેસ;
તનમેં મનમેં નૈનમેં, તાકો કહા સંદેસ?

લિખા–લિખીકી હૈ નહીં, દેખા-દેખી બાત;
દુલહા–દુલહિન મિલ ગયે ફીકી પરી બરાત.

લિખા-લિખીકી હૈ નહીં, દેખા-દેખી બાત;
દુલહા-દુલહિન મિલ ગયે, ફીકી પરી બરાત.

પિંજર પ્રેમ પ્રકાસિયા, અન્તર ભયા ઉજાસ;
સુખ કરિ સૂતિ મહલમેં, બાની ફૂટી બાસ.

કહના થા સો કહ દિયા, અબ કછુ કહા ન જાય;
એક રહા દૂજા ગયા, દરિયા લહર સમાય!

ગગન ગરજિ બરસૌ અમી, બાદલ ગહિર ગંભીર;
ચહુઁ દિસિ ચમકે દામિની, ભીંગે દાસ કબીર.

## ભાભી □ બોટાદકર

ટહુકે વસન્તકુંજ કોકિલા રે લોલ,
ઘરમાં ભાભીનાં એવાં ગીત રે,
ભાભીના ભાવ મને ભીંજવે રે લોલ.

વીરા મારાની મધુર મોરલી રે લોલ,
નવલા એ રાગ વહે નિત્ય રે. —ભાભીના૦

છોડી પિયરની એણે પાલખી રે લોલ,
મૂકી માયાભરી માન રે. —ભાભીના૦

સહિયરનો સાથ ત્યજ્યો સામટો રે લોલ,
દાદાનો દૂર કર્યો દેશ રે. —ભાભીના૦

ખાંતનાં ભરેલ ત્યજ્યાં ખેલણાં રે લોલ,
છોડ્યો બાળાપણ વેશ રે. —ભાભીના૦

એ તો અમારી અન્નપૂરણા રે લોલ,
વીરાના વંશ કેરી વેલ્ય રે. —ભાભીના૦

રાસતરંગિણી ]

□

## એક સવારનો સ્પર્શ □ સ્વપ્નસ્થ

ન એક પણ વાદળી, ગગન સાવ ચોક્ખું દિસે,
સુદૂર નયનો જતાં પણ ન અંત શોધી શકે,
અહો ગગન જેમ આ હૃદય આજ સીમા વિના
અસીમ બનતું હતું પરમ મુગ્ધ આશ્ચર્યમાં!

'અજંપાની માધુરી' ]

## હવે ☐ રમેશ પારેખ

હવે પીપળો ન ઊગે પછીતમાં
છાતીમાં એમ તું તો ઘૂઘવતી જેમ કોઈ ઘૂઘવતો હોય ભાવ ગીતમાં

સુખને આકાશ સમું કહીએ, છતાંય
થતું કહેવાનું કંક હજુ ખૂટે
આવી વસંત નથી ભાળી કે મંજરીઓ
ચીતરેલા ઝાડને ય ફૂટે
ઓરડાને કલરવથી ભર્યોભર્યો કરવા કૈં ભર્યોભર્યો કરવા –
હું ચકલીનું નામ હવે ચકલીનું નામ નહીં ચકલીનું નામ લખું ભીંતમાં

શેરી પગથાર ભીંત પાદર ને ચોક –
જાણે ડમરીમાં ધૂળ ઊડી જાતી
આટલી ભીનાશ જોઈ એવું થતું કે
આ તે દરિયો હશે કે મારી છાતી
આભમાંથી ખરતી આ કૂણી સવાર આજ ખોબે ઝિલાય –
એની મ્હેકને અડાય, મારો ખોબો છલકાય, બધું તરતું રે જાય.

હવે પ્રીતનો ય ભાર નહીં પ્રીતમાં
હવે પીપળો ન ઊગે પછીતમાં

નવનીત ]

અહીં ☐ પ્રબોધ પરીખ

અહીં બરફ પર ફૂલ છે મારા શોકના પડછાયાઓનું.
કાંઠાવિહોણા દોડે જતા સમુદ્રો
લિપિ વિનાનાં
ઊંડાં
આ વરસોના જંગલમાં.
અજાણ્યા આકાશખંડોનાં ફળો
અહીં ઘોઘરા અવાજમાં નાશ પામ્યાં છે તે.
અશક્ય ભૂગોળોની નસોમાં ગતિ.
લોહીમાં ગુફાઓના સ્મરણનો ભય,
દરેક શ્વાસોમાં ચરતું હોય મૃત્યુ
હવે આ હું કઈ તરફ ફરી રહ્યો છું?

દેશ મારો પથરાયો છે મારી હથેળીના પટ પર.
સ્મૃતિઓની જાજમ ઓળંગી છે મેં ઊડીને.

પાંખોમાં નશો સ્ટેશન પર ઊભા રહેલા છૂટા પડતા શબ્દોનો.
લીલા રંગનું નામ છે મારા મગજના કિલ્લાની આસપાસ આ શહેરમાં
મેં મારા હાથોથી તોડી છે આ પૃથ્વી.
ફર્યો છું સાતતાળી રમતા અનેક મેઘધનુષી કેલેન્ડરોમાં.

અહીં દરિયામાં પથરાયેલી હોડીઓનું આવ્યું છે
મને અમાનુષી સ્વપ્ન
મારાં હાડકાંઓને
લોહી માંસ ચામડીને ઓળંગીને
હવામાં અદૃશ્ય ફરતા ગર્ભ પાસે પાછા જવાનું.
કોઈ અરીસો છે નહીં.
કોઈ સંબંધ નહીં.
બારીમાં ફૂલો લોખંડની બેડીથી પત્તા રમતાં બેઠાં છે.
ગળાફાંસો મારી નસનસમાં.
પિયાનોમાં ફેલાતો જતો દેહ કઈ તરફ, ક્યા રહેઠાણમાં, કઈ બરફીલી સફેદ
છાતીઓમાં?

—આ સમયને ઓગળી જવા દો.
ફેલાઈ જવા દો બળતી કૉફીને આ હોઠ પર
અગ્નિનો ભલે વાસ થતો આ રેડિયોમાં
સાપના રંગો હવે સભાખંડોમાં ભલે સ્થપાતા.

સમર્પણ ]

**બાગમાં ☐ મંગળ રાઠોડ**

પર્ણ મર્મરનાં મોજાં પર મોજાં ઊછળે છે.
પુષ્પોની રંગબેરંગી માછલીઓ સેલારા મારે છે પવનમાં.
મેંદીની વાડનાં ઢગલાબંધ શેવાળની ઓથે,
એકબીજામાં ગોટપોટ થઈ બેઠેલાં યુગલો —
એક વખત તૂતક પર ટહેલતાં મુસાફરો હતા શું?
નાળિયેરીનાં વૃક્ષોના પડછાયા એક્ટોપસ બની
પકડવા મથે છે પતંગિયાંઓને —
પગરવોના પરપોટા સપાટી પર જઈ ફૂટે છે —
દૂર રમતાં બાળકોનાં ટોળાંની જેમ ...
આસપાસનાં મકાનો અને મિનારાઓનાં સ્થાપત્યનો
ખડકાળ આકાર હવે ખૂંચતો નથી કેમ ...?
સપાટી પર પથરાઈ ગયેલી આકાશની વિરાટ જાળમાં
ઈશ્વર નામના માછીમારના હાથે
હું શું હવે ઊંચકાઈને બહાર ફેંકાઈ શકીશ કયારેય?
એવો સંદેહ ઊપજે તેવો —
કોઈક ડૂબી ગયેલી સ્ટીમરના કપ્તાન જેવો બની
હું દિશામાપક યંત્ર પર ઊંધે માથે ઢળી પડયો હોઉં—
એમ બેઠો છું બગીચાના ખૂણે આ તૂટેલા બાંકડા પર!

સમર્પણ ]

## ચલ પવનપાવડી ☐ સુન્દરમ્

ચલ પવનપાવડી
છે જવું ગગનને પાર જી
જ્યાં નહીં સૂરજ, જ્યાં નહીં ચંદર,
જ્યાં અજબ ગજબ ઝબકારજી.
ચલ ઉમડ–ઘુમડ ઘન આયો આભમાં
ને શત શત વીજ ચમકારજી.
આ રાત આવી સાવન કેરી
તારા સજ લે સબ સિંગારજી – ચલ૦

ચલ, બહુત ચલ્યા, નહીં મંદિર આવ્યાં
ના ક્યાંય જડયાં કો' નિશાનજી,
અબ ચલતા-ફિરતા છોડ પટક કર
ઊડ અધર અધર આસમાનજી.– ચલ૦

ચલ પાંખ પવનની પરી કરી
થા અગનઝાળ અસવાર જી,
પહેર પીતાંબર પાવક, કરી લે
રોમ રોમ કરતાલજી – ચલ૦

ચલ બીન સજી લે, રાગ રચી લે
સૌ સૂરો બાંધી લે સાથ જી,
અબ પળની નહીં દેર બને
તેરો તલસ રહ્યો જગનાથજી.
ચલ પવન પાવડી
પ્રવાસી ]

## રખડવા નીકળ્યો છું ☐ પ્રહ્લાદ પારેખ

રખડવા નીકળ્યો છું.
તરસ ને ભૂખ મારી તૃપ્ત કરવા કાજ
આજે આ ભટકવા નીકળ્યો છું.

વર્ષા નથી, છે વાદળાં;
શીતલ અને ધીમી ગતિની છે હવા;
મેદાન હરિયાળાં હસે,
ને દૂર એમાં ગાય કોઈ ભાંભરે;
કોઈ રંગીલું ગળું,
આ સીમને માધુર્યથી વળગી પડયું.
ક્યાંક છે તડકા તણું કો ચોસલું,
તાજું અને થોડું ગરમ;
એકાદ બે બટકાં લઉં એને ભરી,
ને પછી તેની ઉપર
માટી તણી સોડમ ભરેલી આ હવા
ગટગટાવી લઉં જરી.

શી છે કમી? જહાંગીર છું,
–ને જહાંનું નૂર આ સામે ખડું!
બારી બહાર ]

## બે કાવ્યો ☐ હરીન્દ્ર દવે

### રેસકોર્સ – ૩.૧૫/૩.૪૫

પ્રવેગે દોડે એ તુરગ સ્થિર આંખો મહીં થયો,
ક્ષણાર્ધે દેખાયા યુગ યુગ: ઘડી ચાર ચરણો
ધરા પે, તો પાછા ઉપર પળમાં, ને મુખ લળ્યું
અગાડી: સૌ શ્વાસો લયવિલય એના જ શ્વસને.

અને એ શ્વાસો સૌ અગણિત જનોના, પલકમાં
નિસાસાઓ થૈને કણ કણ વિખેરાય ગગને:
ફરી પાછો કોલાહલ, કર મહીં કોલબુક, ને
રહ્યા દોડી અશ્વો મન મહીં અને કાગળ પરે.

હવે અશ્વો ઊભા–જન સકલ દોડે અહીંતહીં
ફરે અંકો, સાથે ગતિ કરી રહે ચક્કર ઘણાં:
ધસે સૌ મુઠ્ઠીમાં જકડી નિજનું ભાવિ પળમાં
તરે કે ડૂબે કૈં મનખ અહીં ફોટોફિનિશમાં.

ફરી આંખો ઝીણી થઈ ગતિ કરે દીર્ઘ પટમાં
રહે હાંફી અશ્વો: હણહણી રહે માણસ બધા.

### જંપી ગયા

સૂર્યના પ્હેલા કિરણના સ્પર્શથી
ચળકી ઊઠેલાં પર્ણ વચ્ચે
પંખીઓએ
કેટલી કલકબલ કરી મૂકી –
પર્ણ પર તડકા સહે
ટહુકા મૂકી ઊડી ગયા.

આ ભરી બપ્પોરના આતપ મહીં
એકેક પર્ણે જે પડ્યા
એ સૂરનું તો કોણ જાણે શું થયું?

સાંજના
ચુપચાપ આવી પંખીઓ
બે આંખમાં તરતી નજરથી
વૃક્ષ આખું જોઈને

જંપી ગયા.

## ચલ પવનપાવડી □ સુન્દરમ્

ચલ પવનપાવડી
છે જવું ગગનને પાર જી
જ્યાં નહીં સૂરજ, જ્યાં નહીં ચંદર,
જ્યાં અજબ ગજબ ઝબકારજી.
ચલ ઉમડ-ઘુમડ ઘન આયો આભમાં
ને શત શત વીજ ચમકારજી.
આ રાત આવી સાવન કેરી
તારા સજ લે સબ સિંગારજી – ચલ૦

ચલ, બહુત ચલ્યા, નહીં મંદિર આવ્યાં
ના ક્યાંય જડયાં કો' નિશાનજી,
અબ ચલતા-ફિરના છોડ પટક કર
ઊડ અધર અધર આસમાનજી.– ચલ૦

ચલ પાંખ પવનની પરી કરી
થા અગનઝાળ અસવાર જી,
પહેર પીતાંબર પાવક, કરી લે
રોમ રોમ કરતાલજી – ચલ૦

ચલ બીન સજી લે, રાગ રચી લે
સૌ સૂરો બાંધી લે સાથ જી,
અબ પળની નહીં દેર બને
તેરો તલસ રહ્યો જગનાથજી.
ચલ પવન પાવડી
પ્રવાસી ]

## રખડવા નીકળ્યો છું □ પ્રહ્લાદ પારેખ

રખડવા નીકળ્યો છું.
તરસ ને ભૂખ મારી તૃપ્ત કરવા કાજ
આજે આ ભટકવા નીકળ્યો છું.

વર્ષા નથી, છે વાદળાં;
શીતલ અને ધીમી ગતિની છે હવા;
મેદાન હરિયાળાં હસે,
ને દૂર એમાં ગાય કોઈ ભાંભરે;
કોઈ રંગીલું ગળું,
આ સીમને માધુર્યથી વળગી પડ્યું.
ક્યાંક છે તડકા તણું કો ચોસલું,
તાજું અને થોડું ગરમ;
એકાદ બે બટકાં લઉં એને ભરી,
ને પછી તેની ઉપર
માટી તણી સોડમ ભરેલી આ હવા
ગટગટાવી લઉં જરી.

શી છે કમી? જહાંગીર છું,
–ને જહાંનું નૂર આ સામે ખડું!
બારી બહાર ]

## બે કાવ્યો ◻ હરીન્દ્ર દવે

### રેસકોર્સ – ૩.૧૫/૩.૪૫

પ્રવેગે દોડે એ તુરગ સ્થિર આંખો મહીં થયો,
ક્ષણાર્ધે દેખાયા યુગ યુગ: ઘડી ચાર ચરણો
ધરા પે, તો પાછા ઉપર પળમાં, ને મુખ લળ્યું
અગાડી: સૌ શ્વાસો લયવિલય એના જ શ્વસને.

અને એ શ્વાસો સૌ અગણિત જનોના, પલકમાં
નિસાસાઓ થૈને કણ કણ વિખેરાય ગગને:
ફરી પાછો કોલાહલ, કર મહીં કોલબુક, ને
રહ્યા દોડી અશ્વો મન મહીં અને કાગળ પરે.

હવે અશ્વો ઊભા-જન સકલ દોડે અહીંતહીં
ફરે અંકો, સાથે ગતિ કરી રહે ચક્કર ઘણાં:
ધસે સૌ મુઠ્ઠીમાં જકડી નિજનું ભાવિ પળમાં
તરે કે ડૂબે કૈં મનખ અહીં ફોટોફિનિશમાં.

ફરી આંખો ઝીણી થઈ ગતિ કરે દીર્ઘ પટમાં
રહે હાંફી અશ્વો: હણહણી રહે માણસ બધા.

### જંપી ગયા

સૂર્યના પ્હેલા કિરણના સ્પર્શથી
ચળકી ઊઠેલાં પર્ણ વચ્ચે
પંખીઓએ
કેટલી કલબલ કરી મૂકી –
પર્ણ પર તડકા સહે
ટહૂકા મૂકી ઊડી ગયા.

આ ભરી બપ્પોરના આતપ મહીં
એકેક પર્ણે જે પડ્યા
એ સૂરનું તો કોણ જાણે શું થયું?

સાંજના
ચુપચાપ આવી પંખીઓ
બે આંખમાં તરતી નજરથી
વૃક્ષ આખું જોઈને

જંપી ગયા.

## ચાર કાવ્યો ☐ વિપિન પરીખ

### લૉટરી

આડું
ખસી જાય પાન
પછી ખૂલે આસમાન
ધરતી પર સૂરજમુખીનું થઈ ફૂલ
અવતરે સૂર્ય.

પેલે પાર
રત્નજડિત સિંહાસને બિરાજેલી લક્ષ્મી:
એના આછા આછા સ્મિતનો રણકાર
અહીં સાંભળું છું!

જોઉં છું હું
લીલું લીલું ઘાસ,
ગરુડની પાંખ પહેરી ઊડી રહ્યું પતંગિયાનું ટોળું
વહી જતા ઝરણની ગતિ મહીં ઝાંઝરનો ધ્વનિ
પછી વેગે ભર્યાં હરણનાં ચરણ
તરસની દોટ ...

હાંફી રહ્યા શ્વાસ ...

☐

બરફના સ્તર નીચે સૂતો રહી
આજે હવે જાગું.

ક્ષિતિજ સુધી વિસ્તરેલાં સફેદ રણ –
–ની ઉપરથી વહી આવે છે
લીલો પવન.

નવજાત શિશુની ત્વચાનું આવરણ
વૃક્ષ પર
ને સૂર્યનાં કિરણો અને ટહૌકા ...

ને, મને વિસ્મય!

હું કોણ જાણે
કેટલો લાંબો સમય સૂતો રહ્યો
મારા બરફ નીચે!

## કવિની રાત

આકાશ ભણી મીટ માંડી
વાદળની અપેક્ષાએ
ઝરણુ વહી જાય છે
રણને સીમાડે.

શિશુનું સ્મિત
જરઠ થતું
સમયના જળમાં સલવાયેલું
શોધે છે
બહાર નીકળવાનો રસ્તો.

સ્વપ્ન
આવાવરુ ઘરનાં ચામાચિડિયાંની જેમ
અફળાયા કરે
ચાર ભીંતની વચ્ચે

રાત આખી
ચંદ્ર જાગતો રહ્યો
ને કોરા કાગળ
ઊડી રહે આસપાસ

વહેલી સવારે

ધી એન્ડ !
પડદા ઉપર
ત્રિરંગી ધ્વજની ફરફર

અસ્વસ્થ પગ
ઊભા છે
લાચાર
'એકઝીટ' ના બંધ બારણે.

આ
જન ગણ ?

બે કાવ્યો □ સુરેશ દલાલ

હું આવતી કાલમાં માનતો ન હોત
તો મેં કવિતા લખવી બંધ કરી હોત!

ગઈ કાલે જ
મારી પત્નીને મેં તુલસીનો છોડ ઊછેરતાં જોઈ હતી.
સાંજને સમયે સૂર્યનાં કિરણો
એના પાન પર લખતાં હતા યાત્રાની લિપિ.

હું આજમાં માનું છું
એથી તો હું ગઈ કાલના કવિઓની કવિતા વાંચું છું.
સવારનો સૂર્યનો તડકો
મારી બાલ્કનીમાં આવીને મારા ઘરને અજવાળી જાય છે
પંખીનો ટહૂકો ઘણી યે વાર મને ગીતનો ઉપાડ આપે છે

શિશિરમાં
જેનાં સઘળાંયે પાન ખરી ગયાં છે
એવા વૃક્ષને તો
પંખીનો ટહૂકો પણ પાંદડું લાગે.

હું એ ટહૂકાને
આંખમાં આંજી લઉં છું
અને
લખું છું મારી લિપિ.

આવતી કાલ
એ ઈશ્વરનું બીજું નામ છે!
□

હું મારા વળમાંથી છૂટી વહી રહ્યો દેવળમાં!
પર્વતની આ પીળી માયા પીગળતી વાદળમાં!

અલકમલકને દેશ મને લઈ જાય સાંજની હવા;
ડાળ ડાળ પર ફૂલ ફૂલ આ લાગે રણઝણવા.
કદી નહીં બંધાઉં હવે આ શિખરોની સાંકળમાં;
હું મારા વળમાંથી છૂટી વહી રહ્યો દેવળમાં!

અહો! તૃણને સરવર વ્હેતા પતંગિયાના રંગ;
કશું ન લેવું મારે એનો જંપ્યો અહીં ઉમંગ.
અનંતનો ગુંજારવ મ્હેકે પળના ખીલ્યા કમળમાં;
હું મારા વળમાંથી છૂટી વહી રહ્યો દેવળમાં!

□

## હવે ઝંખું છું □ નિરંજન વ્યાસ

અંધારું વરતાવે કાળો રે કેર હવે ઝંખું છુ ચાંદલિયો આભમાં

આકાશે ટમટમતા તારલિયા ભાળું ને સાંભળતી તમરાના ગાનને
રઝળતી એકલતા ચારે ય તે કોરથી સૂસવતી આમળે છે કાનને

રાતી તે રાણ જેવા મીઠા કોઈ અવસરને ચૂંટું છું શમણાંની છાબમાં
અંધારું વરતાવે કાળો રે કેર હવે ઝંખું છું ચાંદલિયો આભમાં

ધૂંધવતું પાનેતર પીળું ધમરખ જોઈ નેવાયે થાતો ઝબકાર
આખું યે ગામ થાય પાણીમાં રેબઝેબ એવું તો વરસે મોઝાર

ચોમાસું છાતીમાં એવું તો વાય, થાય કલરવતું પંખી પણ ગાભમાં
અંધારું વરતાવે કાળો રે કેર હવે ઝંખું છું ચાંદલિયો આભમાં

## છાંદસી ☐ કાન્તિલાલ કાલાણી

કાવ્યની લીલા વૃક્ષ જેવી છે. વૃક્ષની રચના ડાળ, પાંદડાં, ફૂલ અને ફળની બાહ્ય ગોઠવણીથી થાય ખરી? એ રીતે જ છંદ એ કવિતાનો બાહ્ય આવિષ્કાર-નથી. કાવ્યની સ્વરૂપઆભાનો એ પર્યાય બની જાય છે. જેમ બરફનાં નાનાં ચોસલાં પાણીમાં તરતાં તરતાં સહજ રીતે પાણીમાં ઓગળી જઈ જળમાં અદૃશ્ય થઈ જાય છે, તેમ કવિતામાં રસિત નહીં થયેલો છંદ શરીરથી વિખૂટાં પડેલાં અવયવ જેવો લાગે છે! એટલે જ પ્રતિભાશાળી કવિ કાવ્યસર્જન સમયે છંદને એક શાસ્ત્ર તરીકે નથી જોતો. એવું કરે તો તે ગણિત સર્જે, કાવ્ય નહીં.

ઉદાહરણ તરીકે દોહરો છંદ લઈએ. એમાં ૨૪ માત્રા હોય છે, તેરમી માત્રાએ યતિ આવે છે, ચાર ચરણ હોય છે અને છ તાલ હોય છે, એવું ગણિત કોઈ રજૂ કરે તો દૂહાનો દેહ પામી શકાય પણ એની પ્રાણપ્રતિષ્ઠા એ કવિની પ્રતિભા પર નિર્ભર છે. એના વિષમ ચરણોમાં ૧૩ અને સમ ચરણોમાં ૧૧ માત્રા આવે અને સમ ચરણોની ૧૧ મી માત્રા લઘુ હોવી જોઈએ એમ કોઈ કહે તો એ છંદના ગણિતની દૃષ્ટિએ બરાબર છે. પણ આપણા સાહિત્યમાં એ નિયમ જળવાયો છે એ કારણે જ ઉત્કૃષ્ટ કોટિના દૂહા લખાય છે તેનો ખ્યાલ આવે ખરો?

જીવનનાં કેટલાંક સનાતન રહસ્યોને સંક્ષેપમાં પ્રકટ કરવામાં સંસ્કૃત કવિઓને જેમ અનુષ્ટુપ મળ્યો છે, ઉર્દૂ શાયરોને શૅર મળ્યો છે, તેમ ગુર્જર ગિરાના કવિઓને દૂહો મળ્યો છે. દૂહો આપણા જનજીવન સાથે એટલો વણાઈ ગયો છે કે કોઈ લોક-કવિના કંઠમાંથી આંતરસંવેદનને વાચા આપતી હલક આવે છે ત્યારે અકળ રીતે આપણું અસ્તિત્વ તલ્લીન થઈ જતું હોય છે.

દૂહા બોલતી વખતે આલાપ લેવા શરૂમાં એ… ઈ… જેવા અક્ષરોનો ઉપયોગ કરાયો હોય છે. હવે દૂહો આવી રહ્યો છે એ દર્શાવવા જાણે છડી પોકારતા હોય એમ પ્રતિપાળો તરીકે 'એ… ઈ…' અક્ષરો એક પ્રકારનું વાતાવરણ સર્જે છે.

દૂહાની ઉત્થાપનિકા આ પ્રમાણે છે :

| | | | |
દાદા દાદા દાલદા' દાદા દાદા ગાલ

કુલ ૪૮ માત્રા, ચાર ચરણ, દરેક ચરણમાં ત્રણ તાલ, ૧,૫,૯મી માત્રાએ. એ રીતે ચારેય ચરણમાં થઈ ૧૨ તાલ છે. દૂહાના વિષમ ચરણોમાં ૧૩ અને સમ ચરણોમાં ૧૧ માત્રા છે.

મૈં જો ઐસા જાનતી, પ્રીત કિયે દુ:ખ હોય;
નગર ઢંઢેરા ફેરતીં, પ્રીત ન કરિયો કોય. – મીરાં

સોરઠો : એનું સ્વરૂપ દૂહાને મળતું જ છે અને તાલ પણ તે પ્રમાણે જ છે. બંને વચ્ચે મહત્ત્વનો તફાવત એ છે કે, સોરઠાના પહેલા અને ત્રીજા ચરણમાં ૧૧ માત્રા અને બીજા તેમ જ ચોથા ચરણમાં ૧૩ માત્રા હોય છે. દૂહાનાં ચરણોથી આ ઊલટું થયું. માત્ર જો માત્રાઓનો વિચાર કરીએ તો રોળા અને સોરઠા વચ્ચે આભાસી સામ્ય વર્તાય. માત્રામેળ છંદોમાં તાલ મહત્ત્વનો છે. સોરઠા અને રોળાના તાલમાં તફાવત છે. રોળામાં ૧, ૫, ૯, ૧૩, ૧૭, અને ૨૧મી માત્રાએ તાલ આવે છે. સોરઠામાં દરેક ચરણનાં પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં ૧, ૫, અને ૯ મી માત્રાએ તાલ આવે છે.

હાસ્યે હરખણહાર હજીએ જગમાં સાંપડે
(પણ) શોક સમાવણહાર તુંવણ ક્યાં રે શોધવો? – મનસુખલાલ ઝવેરી

વર્તમાન કવિઓમાં આવી રચનાઓ જવલ્લે જ જોવા મળતી હોવા છતાં જનજીવનમાંથી એમનો પ્રતાપ વિસરાયો નથી.

એક સમયે ચોપાઇ પણ એટલી જ લોકજીભે રમતી હતી. તુલસીદાસ જેટલા સામર્થ્યવાળી ચોપાઇઓ ગુજરાતી કાવ્યજગતમાં ભાગ્યે જ જોવા મળે છે.

ચોપાઇમાં પંદર માત્રા છે:

| | | |
દાદા દાદા દાદા ગાલ.

જો કે શામળ અને દલપતરામની ચોપાઇની પંક્તિઓમાં સોળ માત્રાનાં દૃષ્ટાંતો ઓછાં નથી. ચોપાઇકુળના જ ચરણાકુળ અને અરિલ્લ સોળ માત્રાના છંદો છે, તો જેકરી ૧૫ માત્રાનો છંદ છે. ચોપાઇકુળના છંદોનું સામ્ય દર્શાવતાં શ્રી રામનારાયણ પાઠક કહે છે કે, "એના તાલ સરખા હોવાથી અને તફાવત જૂજ હોવાથી અને તેમનું પઠન એક સરખું હોવાથી એ ચારે ય છંદો ચોપાઇ ગણાય છે અને ચોપાઇના પ્રવાહમાં વપરાય છે." દલપતરામે પણ આ ચારે ય છંદોને ચોપાઇ તરીકે ગણાવ્યા છે.

નલિન રાવળની એક સરસ ચોપાઇ યાદ આવે છે:

ફરતું ફરતું શમણું એક,
આવ્યું વગડે અહીંઆં છેક;
થાક્યું પાક્યું બોલ્યું 'રામ?
સૂવા માટે જોઇએ ઠામ'

દૂહા, સોરઠા અને ચોપાઈ જેટલો તો નહીં, પણ નોંધપાત્ર રીતે પ્રચલિત ગણાય એવો છંદ એક સમયે છપ્પો પણ હતો. લોકરંજક કવિ શામળે છપ્પાનો બહોળા પ્રમાણમાં ઉપયોગ કર્યો છે. એમાં છ ચરણ હોય છે. તેમાંથી પ્રથમ ચાર ચરણ રોળા છંદનાં અને બાકીનાં બે ચરણ ૨૮-૨૮ માત્રાનાં હોય છે. છપ્પામાં કુલ ૧૫૨ માત્રા હોય છે.

દષ્ટાંત: અમૃત અખંડ ઝરંત માતાની અનુપમ માયા,
સૌ સંતાપ હરંત પિતાની પાવન છાયા,
દયા ભાવભીની ભગિનીની નિત્ય નિગળતી,
હૂંફ હામ દેનાર સહોદર સંગે મળતી:
આલમ આખી ઢૂંઢતા પણ ન ક્યાંય શોધ્યાં જડે,
ચમત્કાર સાચે જ જો સુભાગ્યવશ લવ સાંપડે — પૂજાલાલ.

સવૈયો: સવૈયાના બે પ્રકાર છે: એકત્રીશ માત્રાનો અથવા બત્રીશ માત્રાનો.

સવૈયા એકત્રીશાની ઉત્થાપનિકા:

| | | | | | | |
દાદા દાદા દાદા દાદા દાદા દાદા દાદા ગાલ

| | | | | | | |
બત્રીશો: દાદા દાદા દાદા દાદા દાદા દાદા દાદા ગાગા

બન્ને છંદોમાં ચાર ચરણ છે અને તાલ આઠ છે: ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, ૨૫ અને ૨૯મી માત્રાએ. ચતુષ્કલ રચનાઓમાં આ બંને છંદો લાંબા હોઈ યતિનું સ્થાન અવિચળ નથી. ગુજરાતીમાં એકત્રીશો જેટલો પ્રચલિત થયો છે તેટલો બત્રીશો થયો નથી.

એકત્રીશાનું ઉદાહરણ:

કદી બંસી બની, કદી ચક્ર બની, કદી સૌમ્ય રૂપે, કદી રુદ્ર રૂપે,
હું માનવતાને ગ્રસનારી માયાને ગ્રસવા આવું છું! — કરસનદાસ માણેક

ઉપર્યુક્ત છંદોના પ્રમાણમાં **ઉધોર, પ્લવંગમ** અને **ચોપાયો** ઘણા જ ઓછા વપરાયા છે.

**ઉધોર:** ચૌદ માત્રાનો ચાર ચરણવાળો આ છંદ છે અને એમાં ૧, ૩, ૫, ૮, ૧૦ અને ૧૨મી માત્રાએ તાલ આવે છે. અંતે અનુક્રમે ગુરુ-લઘુ આવે છે:

| | | | | |
દા દા દા લ દા દા ગા લ

પેલી તીવ્ર અગ્નિજ્વાળ
મુજ પૂંઠળ ભમે ચિરકાળ
તેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ. — નરસિંહરાવ

**પ્લવંગમ:** ૨૧ માત્રાનો છંદ છે. ચાર ચરણવાળા આ છંદમાં યતિ ૧૧મી માત્રાએ અને તાલ ૧, ૫, ૯, ૧૩ અને ૧૭ મી માત્રાએ આવે છે. જોકે કે. હ. ધ્રુવ પ્લવંગમને અયતિક ગણે છે. આ છંદ હવે લગભગ લુપ્ત થઈ ગયો છે. આ છંદનું

રોળા છંદ સાથે કંઈક સામ્ય છે. પહેલા ચાર ચતુષ્કલો રોળા જેવા છે. એની ઉત્થાપનિકા નીચે પ્રમાણે થાય:

| | | | |

દાદા દાદા દાલ'લ દાદા દાલ ગા

ભોગવતા ઉપભોગ, મહા સુખ માણતા,
જોતાં જોગ અજોગ, જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ, ખજાને ખાણમાં,
સૂતા તાણી સોડ, મસીદ મશાણમાં. – દલપતરામ

**ચોપાયો:** ૨૮ માત્રાના આ છંદમાં યતિ સોળમી માત્રાએ અને તાલ ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૧, અને ૨૫મી માત્રાએ આવે છે. ચતુષ્કલનાં સાત આવર્તનો એ આ છંદનું લક્ષણ ગણાવી શકાય. ૨૭ માત્રાના ચોપાયાની પણ રચનાઓ જોવા મળે છે.

| | | | | | |

ઉત્થાપનિકા: દાદા દાદા દાદા દાદા' દાદા દાદા દાદા

| |

જ્યારે ચોપાયા સત્તાવીસામાં અંતે દાદા ને બદલે દાલ આવે છે.

દૂહો અને ચોપાયો સાથે સાથે વપરાયાનાં દૃષ્ટાંતો છે. આ બંને છંદો વચ્ચેનો માર્મિક સંબંધ શ્રી રામનારાયણ પાઠકે દર્શાવ્યો છે. "ઘણી વાર એક જ કડીમાં એક પંક્તિ દોહરાની અને એક ચોપાયાની આવે છે:

રાજા પાઘને પારખૂં, નાડી ને વળિ ન્યાય,
તરવૂં તંતરવૂં તસ્કરવૂં આઠે આપકળાય.

...આમાં પહેલી પંક્તિ દોહરાની છે અને બીજી સત્તાવીસા ચોપાયાની છે."

**આર્યા અથવા ગાથા:** પ્રાકૃત સાહિત્યમાં આર્યા છંદ ઘણો જ વપરાયો છે. સંસ્કૃત સાહિત્યમાં અને ગુજરાતી કવિતામાં આર્યા અથવા ગાથા છંદ પ્રમાણમાં ઘણો જ ઓછો વપરાયેલો જોવા મળે છે. ૫૭ માત્રાવાળા આ છંદનું બંધારણ અટપટું છે. શ્રી. રામનારાયણ પાઠક એની રચના સમજાવતાં લખે છે, કે "આર્યા દ્વિદલ છે, તેના પૂર્વાર્ધમાં કુલ સાત ચતુષ્કલ આવે પણ તેમાં વિષમ સ્થાને કોઈ પણ જગણ ન આવે. પણ તેમાં છઠ્ઠે સ્થાને જગણ અથવા ન લઘુ એટલે નગણ ઉપરાંત એક લઘુ અર્થાત્ સર્વલઘુ ચતુષ્કલ આવે. દરેક દલમાં બાર માત્રાએ યતિ આવે. અને ઉત્તરાર્ધમાં છઠ્ઠા ચતુષ્કલની જગાએ માત્ર એક લઘુ આવે. પૂર્વદલમાં પહેલી માત્રાથી તાલ શરૂ થઈ પછી ચચ્ચાર માત્રાએ તાલ આવે. અને બીજા દલમાં ૧, ૫, ૯, ૧૩, ૧૭, ૨૨, ૨૬ મી માત્રાએ તાલ આવે...

આર્યા :

| | | | | | | |
દાદા દદા દાદા' દદ્દા દાદા લદાલ દાદા ગા
| | | | | | |
દાદા દદ્દા દાદા' દદ્દા દાદા લ દાદા ગા

એકી સ્થાને દાદા મૂકવાથી ત્યાં જગણ નિરવકાશ થઈ જ જાય છે. બેકી સ્થાને દદ્દા મૂક્વાથી જગણ સહિત સર્વ ચતુષ્કલોને અવકાશ મળે છે. છઠ્ઠે સ્થાને લદાલ મૂકવાથી જગણ અથવા સર્વલઘુ એની મેળે આવશ્યક બને છે. કારણ કે લદાલના એ બે જ પર્યાયો છે... મેં દરેક દલને અંતે ગુરુ મૂકયો છે. તેને આર્યાનું લક્ષણ ગણવું જોઈએ. આ ઉપરાંત ખાસ કહેવાનું એ કે લદાલને સ્થાને લગાલ ન હોય અને સર્વ લઘુ એટલે લલલલ હોય ત્યારે પહેલા લ એ શબ્દ પૂરો થવો જોઈએ, એવું સર્વ સંસ્કૃત પિંગળોનું વિધાન છે."

શુદ્ધ આર્યાના પહેલા અને ત્રીજા ચરણમાં બાર માત્રા હોય છે, જયારે બીજામાં અઢાર અને ચોથામાં પંદર હોય છે.

કરપલ્લવ તે એનો પ્રકંપતો, જડ ભીંજેલ સ્વેદથકી,
સહસા સરકી ગયો મુજ ધ્રૂજત સ્વેદભર જડ કરથી. –ઉમાશંકર જોશી (ઉત્તરરામચરિત)

ગીતિના સ્વરૂપ વિશે શ્રી નરસિંહરાવ, શ્રી સંજાણા, શ્રી બ. ક. ઠાકોર, શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ આદિ તદ્‌વિદોએ ચર્ચા કરી છે. શ્રી ભૃગુરાય અંજારિયા સંપાદિત નરસિંહરાવના 'કવિતાવિચાર'માં એ ચર્ચાનો કેટલોક મહત્ત્વનો ભાગ આવી જાય છે.

ગીતિના બંને ચરણની કુલ માત્રા ૬૦ હોય છે. સાત ચતુષ્કલ ગણ અને અંતે ગુરુ આવે એટલે ગીતિનું ચરણ બને. એમાં છઠ્ઠો ગણ જગણ(લગાલ)નો અથવા ચાર લઘુનો બનેલો હોય છે. સોળ તાલવાળા આ છંદમાં બારમી માત્રાએ યતિ આવે છે.

| | | | | | | |
દાદા દાદા દાદા, દાદા દાદા લગાલ દાદા ગા
લલલલ
| | | | | | |
દાદા દાદા દાદા, દાદા દાદા લગાલ દાદા ગા

શું શૂં ચેષ્ટા કીધી, તે વર્ણવવૂં નહીં ઉચિત ધારૂં;
અનુભવરસિકો સમજે, બીજાને શું જણાવવૂં વારૂ? – કાન્ત

**પરોઢિયે ☐ રાજશેખર ☐ હરિવલ્લભ ભાયાણી**

[સંસ્કૃત કવિતા]

ગણુતર તારા દીસે –
તગરનાં ફૂલ
ઝંખવાતી દીપશિખા –
હળદ-અંકુર
મંત્રે થંભ્યા પારા સમો
જડીભૂત પ્રભાતનો ચંદ્ર
પૂર્વાકાશે પ્રગટે
પુરાણી મદિરાક્ષી શી દ્યુતિ ચંદ્ર.

(બાલરામાયણ, ૭/૧)

☐

**અંજન લિપિ ☐ શિલ્હણ ☐ હરિવલ્લભ ભાયાણી**

ગાથા વૃથા
સખિ, શ્લોક રચવા ફોક –
કદાચિત ધૂર્ત એ
મિથ્યા ગણે મારી વ્યથા
(રે! માત્ર કલ્પિત કવિકથા!):
પણ પાઠવું
આ કર્ણફૂલોની પ્રતીતિ –
જે પરે કંડારી –
અવિરત અશ્રુની અંજનલિપિ.

(સદુક્તિકર્ણામૃત, ૯૦૭)

પત્નીને પત્ર □ નઝીમ હિકમત □ દીપક મહેતા

[ તુર્કી કવિતા ]

મારી વ્હાલી!
છેલ્લા કાગળમાં તું લખે છે–
"મારું માથું ભમે છે,
મારું હૈયું મૂઢ થઈ ગયું છે.
જ્યારે તમને તેઓ ફાંસી દેશે.
જ્યારે તમે નહીં હો."
તું લખે છે:
"ત્યારે તમારા વગર હું જીવ શકીશ નહીં.".

પણ તું જીવી શકીશ, મારી વ્હાલી:
શ્યામ ઘન ધૂમ્રરેખાની જેમ
મારી સ્મૃતિ પવનમાં વિખરાઈ જશે.
તું જરૂર જીવી શકીશ, મારી વ્હાલી,
વીસમી સદીમાં
મરેલાં પાછળનો શોક
બહુ બહુ તો વરસ સુધી ટકે છે.

મૃત્યુ:
દોરડાને છેડે મરેલો માણસ, ઝૂલતો –
પણ કોણ જાણે કેમ
મારું હૃદય આવું મરણ
સ્વીકારી શકતું નથી.
તું ખાતરી રાખજે
પ્રિયે!
કાળા કરોળિયા જેવો
ગરીબ જિપ્સીનો વાળભર્યો હાથ
જ્યારે મારા ગળામાં
ગાળિયો ગોઠવશે ત્યારે–
મારી ભૂરી આંખોમાં ભય જોવા

આતુર થઈને જે ઊભા હશે
તેમની,
નઝીમની આંખોમાં જોવાની
અપેક્ષા નકામી જશે
છેલ્લા પ્રભાતની સંધ્યાએ
મારા સાચા મિત્રોને અને તને જ જોતો હોઈશ
હું
અને કેવળ એક નંદવાયેલા ગીતની
હતાશા લઈને કબરમાં પોઢીશ.

મારી પ્રિયે!
મધથીયે મીઠી આંખોવાળી
મારી સોનેરી મધમાખી
મેં તને લખ્યું જ શું કામ કે
એ લોકો મને ફાંસી દેવા ઇચ્છે છે?
હજી તો હમણાં જ મુકદ્દમાની
શરૂઆત થઈ છે,
અને એ લોકો ય તે
દૂધીના ડીટિયાની જેમ માણસનાં
માથાં વાઢી નથી નાખતા.

ચાલ, હવે એ બધી વાતનો વિચાર છોડી દે.
એમ થાય જ એવું કાંઈ નથી.
તારી પાસે પૈસા હોય તો
મને ગરમ પાટલૂન મોકલજે
સાંધિવાનો દુ:ખાવો ફરી શરૂ થયો છે.
અને ભૂલતી નહીં–
એક કેદીની પત્નીએ તો હમેશાં
સરસ વિચારો કરવા જોઈએ

દીનો કૅમ્પાના □ કાર્લો એલ. ગોલિન્નો □ રમેશ જાની

[બે ઈટાલિયન કાવ્યો]

મેં તને પ્રેમ કર્યો હતો
નગરના એકલવાયા માર્ગો પર.
ત્યારે,
આપણાં પગલાંમાં હતો
અલસગતિનો મદલોલ લય;
ત્યારે,
સંધ્યાએ ઝરમરતી વર્ષા સમી શાન્તિએ
સદાના અતૃપ્ત અને ધૃષ્ટ હૈયાને
પ્રફુલ્લ પારિજાતની કોઈ
અકળ વસંતમાં
પલટાવી દીધું હતું!
...... અને ત્યારે,
ઉપર તોળાઈ રહેલું આકાશ પણ
એકાએક ફિક્કું પડી ગયું હતું!



માત્ર એક જ ઘડીમાં
ગુલાબ કરમાઈ ગયાં,
પાંદડીઓ ખરી પડી.
મારાથી એ વીસરાતાં ન'તાં
એટલે તો અમે બન્નેએ
સાથે મળીને એની ખોજ કરવી માંડી.
અન્તે અમને ગુલાબ મળ્યાં:
એ એનાંયે હતાં
અને
મારાં પણ હતાં!
અમારી એ યાત્રાને
અમે 'પ્રેમ' કહેતાં હતાં.
અમે ગુલાબ સર્જ્યાં હતાં:
અમારાં રક્ત અને આંસુંમાંથી.

પરોઢના સૂરજમા
એ ઘડીકવાર ચળકયાં,
પણ એ જ સૂરજની નીચે
અને કાંટા - ઝાંખરાંની વચ્ચે રાખીને
અમે એમને
કરમાવી દીધાં.
એ અમારાં ગુલાબ ન'તાં
મારાંયે નહીં
અને
એનાં પણ નહીં!
(તા. ક.) ...... અને આમ,
અમે
ગુલાબને ભૂલી ગયાં!

માનવી □ એલન બ્રાઉન જાૅકૉન □ કંચન પારેખ

[અંગ્રેજી કવિતા]

પોતાની અનિવાર્યતાને
કોણ પુરવાર કરે છે? –
એને ધાન્યથી ફ્લિત કરનાર
બળદ?
કે
એ ખેતર
પેલા બળદને પોષવા માટે જ
ઉગારવામાં આવ્યું છે?
ગમે તેમ
પણ
વહેલે પરોઢિયે
એ બન્ને ય
કંઈક તો આપે જ છે –
સૌન્દર્યાભિભૂત એક ઘટના :
આછેરું ધૂમસ,
ઊગી રહેલાં તૃણાંકુર,
ઘાસના વળાંકે ફરી રહેલો
ધીમો બળદ
અને
પ્રભાતનાં પહેલાં કિરણોમાં
ઘૂમી રહેલી પૃથ્વી પર
ઊભીને નિરખી રહેલો
માનવી.

વાયરે કુંડળ હાલે : □ એકનાથ

(પ્રાચીન મરાઠી કવિતા)

વાયરે કુંડળ હાલે, વાંકે નયણે રાધા ચાલે!

કેળ ને બોરાં, જાંબુ, ફણસ : લઈ નારંગી છાબમાં સરસ.
રાધાને જોઈ ભૂલ્યા હરિ : બળદ દોહ્યા : હરિ, હરિ!
હરિને જોઈ મન આ ભૂલ્યું : રાધાએ ખાલીખમ વલોવ્યું.
એકાબીજા આ કેટલાં હળ્યાં : એકમેકનાં અંગો ભળ્યાં.
મન આ મળ્યું મનની સાથે : જનાર્દન જડ્યા એકનાથે!

## વાર્તા આમના અને એમના વિશે □ જ્યોર્જ શૉમલ્યો □ મંગળ રાઠોડ

[હંગેરિયન કવિતા]

હર હમેશ માત્ર–
આ ચહેરો–આ વસ્ત્રો–આ વિચાર
આ ફર્નિચરમાં આ પુસ્તકોમાં આ બાંયોમાં.
આ લૅમ્પ આ કાગળ આ ટાઈપરાઈટર આ હાથ આ અવાજ.
આ સાંજ આ સવાર આ દિવસ આ રાત
આ હવા આ વૃક્ષો આ તારાઓ
આ સ્મૃતિઓ આ વાસનાઓ આ અડચણો આ શબ્દો...

શા માટે નહિ–
પેલા શબ્દો પેલી વાસનાઓ પેલી અડચણો પેલી સ્મૃતિઓ
પેલું વતન પેલી સડકો પેલી સફર
પેલી લાગણીઓ પેલી કાયા પેલું કામ પેલા આંદોલનો
પેલો ઓરડો પેલી કલમ પેલું બિસ્તરું પેલા સપનાં.
પેલો દિવસ પેલી ઠંડી પેલું વરસ પેલી ક્ષણ
પેલું નસીબ પેલું દશ્ય પેલી સુગંધ પેલી વિદાય
પેલો વિચાર પેલા વસ્ત્રો પેલો ચહેરો.

## દંતકથા □ વિંદા કરંદીકર

[ મરાઠી કવિતા ]

એમ કહેવાય છે કે, અમેરિકામાં એક એકાક્ષ કુબેર છે.
તે વરસ આખું ગણે છે પોતાની મોટરો
અને પોતાના અંગના સોનેરી કેશ; પણ બેમાંથી
વધારે શું છે તેની હજી પણ તેને જાણ નથી.

એમ કહેવાય છે કે, ફ્રાન્સમાં એક દારૂનો વેપારી છે.
તેનો એક વર્ષનો મેળવેલો નફો ગણવા માટે
ફ્રેન્ચ સરકારને સાત વર્ષ લાગે છે; તેના એકલાના
ઇન્કમટેક્ષમાંથી ફ્રેન્ચ લશ્કર એક મહાયુદ્ધનો ખર્ચ પતાવે છે.

એમ કહેવાય છે કે, આફ્રિકામાં કૉંગો નદીના પ્રવાહની નીચે
બ્રિટનના લોકોએ બાંધેલું એક મોટું ભોંયરું છે. તેમાં નાખેલી
પ્રત્યેક કાળી ખોપરીનો એક વર્ષે એક મોટો હીરો થાય છે.
પહેલ પાડવા માટે આ બધા હીરાઓને અમેરિકા મોકલાય છે.

એમ કહેવાય છે કે, રશિયામાં એક મોટું કેદખાનું છે.
તે કેદખાનાંને સળિયા નથી. "અમારા કેદખાનાને સળિયા મુકાવો."
એવી અરજી ત્યાંથી બંદીવાનોએ સરકારને કરી છે.

એમ કહેવાય છે કે, આ બધી જ દાંત વિનાની દંતકથા છે.

□ પીયૂષ પારાશર્ય

મારી રક્તપિત્ત આંગળીઓમાંથી
ગયા જનમના પાપ ઝરે છે.

ગયા જનમમાં મેં સ્પર્શેલા
રજકણ, પથ્થર, વૃક્ષ, પાંદડાં
દીવાલ ઘરની
માણસ ઘરનાં
—ને પ્રતિબિમ્બે દીધા'તા તે શ્રાપ ફળ્યા છે,

આ જનમમાં સ્પર્શ ઝંખતી
આંગળીઓથી કંઈક સ્પર્શવા
કરું પ્રયત્ન

હું અડું ત્યાં રજકણ ઊડે
હું અડું ત્યાં પથ્થર દોડે
હું અડું ત્યાં ખરે પાંદડાં
હું અડું ત્યાં દીવાલ તૂટે
હું અડું ત્યાં માણસ ભાગે
હું જોઉં ત્યાં ફૂટે અરીસા
—ને પથ્થરની મૂર્તિઓએ
બંધ કર્યાં છે દ્વાર,
પછી ક્યાં લજામણીનો છોડ સ્પર્શવા
ટળવળતી આંગળીઓની યે
વાત કરું હું કોને ?
વાત કરું હું કોને ?
વાત કરું હું કોને ?

# હાથ મેળવીએ

લાવો તમારો હાથ, મેળવીએ
(કહું છું હાથ લંબાવી)।
કહો શું મેળવી લેવું હશે મારે?
તમારા હાથમાં તો કેટલું યે–
ધન હશે, સત્તા હશે, કીર્તિ હશે...
શું શું નથી હોવું તમારા હાથમાં?
મારે કશાનું કામ ના,
ખાલી તમારો હાથ...
ખાલી તમારો હાથ?
ના, ના, આપણા આ બેય ખાલી હાથમાં યે કેટલું છે!
આપણા આ હાથમાં ઉષ્મા અને ધડકો–
અરે, એના વડે, આવો, પરસ્પરના હૃદયનો
ભાવ ભેળવીએ;
અને બિનઆવડત સાથે નઠારું કેટલું યે કામ કરતા
આપણા આ હાથ કેળવીએ!

અજાણ્યા છીએ ભલે!
તો યે જુઓ, આ હાથ લંબાવી કહું–
લાવો તમારો હાથ, મેળવીએ!

ડિસેમ્બર ૩, ૧૯૫૬

નિરંજન ભગત

पारिजात रोज गाळितो फुलें

पारिजात रोज गाळितो फुलें
पण मोजीत नाहीं
सुका काढ येतो, पुसेना कोणी
असें म्हणत नाहीं
तूंच कां पुसशी काव्याची वही
इतकी भरली म्हणून ?
तूंच कां सुरसी निमूट, वेड्या !
नवी कोरीच म्हणून ?

— गो. नी. दांडेकर
20 - 11 - 60 ?

## પ્રતીક્ષા □ શ્યામ સાધુ

કબૂતરની માફક બારીઓ
ફફડતી નથી એટલું જ
બાકી
તમારી પ્રતીક્ષામાં
રસ્તાઓએ લંબાવું જ રહ્યું.

□

## આજ અહીં □ રમણ પટેલ 'રશ્મિન્'

મારા નિશ્વાસોનું પ્રેત ભમે અહીં
સમયની રેત પર
રમે સાતતાળી ને સંતાકૂકડી
મારી આંખોમાં ખરતી ક્ષણોના ખેત પર.

કાલે હતાં અહીં લીલાછમ ખેતરો,
ને દૃષ્ટિમાં હતા મોરપીંછના રંગ,
ત્યાં જ ઊગી છે આજ કાંટાળી ભેખડો.

છાતીની દીવાલો વચ્ચે એક નાનકડું ઘર,
મારા હાથેથી જ મેં એની ઈંટો ગોઠવી હતી.
હડપ્પાના અવશેષો જેવાં ત્યાં સ્મૃતિના થર.

સતત નસોમાં વહેતી નદીઓની ગતિ,
ને હર ક્ષણે વાગે શ્વાસમાં સર્પોના ડંખ,
મોગરાની મ્હેંકતી ડાળી શું ત્યાં ઝૂલી હતી?

ભલે આજ અહીં પિરામિડો રચાતા
સ્મૃતિઓના હેત પર
મારા નિશ્વાસોનું પ્રેત ભમે અહીં
સમયની રેત પર.

## ત્રણ કાવ્યો ☐ માધવ રામાનુજ

### એક ક્ષણ

એક ક્ષણ જો યુદ્ધ અટકાવી શકો :
ટૅન્ક પર માથું મૂકી ઊંઘી લઉં!

☐

### તેથી

આપણે તો સીમના ચીલા હતા
પંથ તેથી આપણો ખૂટયો નહીં;
એકસરખા અંતરે ચાલ્યા કર્યું
સાથ તેથી આપણો છૂટયો નહીં!

☐

### અણસારે

મને બોલાવો નંઈ તો કંઈ બોલું!
ખખડાવો નંઈ તો કમાડ તમે આવ્યાનો અણસારો પામીને ખોલું!

આપણાં અબોલાનાં કોળેલાં વંન ભલે ઊજ્જડ થૈ ખેરવતાં પાન,
મૂળને મળ્યાં છે જે ભીનાં પાતાળ
એ જ ભીનાં પાતાળ,
હજી જાળવાશે કુંપળનાં માન!
વાયરાની ધીરજના કરજો રે કેફ અમે કોયલનો કંઠ લઈ ગાશું...
ખખડાવો નંઈ તો કમાડ તમે આવ્યાના અણસારે ઓળઘોળ થાશું!

પાંપણના બંધ નડે તમને ને અમને તો જોયાનું ઘેન કંઈ ચડતું!
રાતને ય કૌતકનું કારણ તો મળશે કે: બેમાંથી કોણ હશે રડતું!?
આવા ઉજાગરાને સંભારી સંભારી ગાશું: પરોઢ પછી ગાશું...
ખખડાવો નંઈ તો કમાડ તમે જોયાના અજવાળે ઓગળતાં જાશું!

## ચાર ગઝલો □ આદિલ મન્સૂરી

જૂઓ સવાર-સાંજ શું દેખાય ચોતરફ
રંગો બનીને કોણ આ રેલાય ચોતરફ

વિસ્તરતા આ પ્રગાઢ સતત અન્ધકારમાં
અણસાર કોના હોવાનો વર્તાય ચોતરફ

ડૂબી ચૂકી છે ઊંઘમાં સૃષ્ટિની આંખ ને
આ સ્વપ્ન જેવું કોણ સરી જાય ચોતરફ

જ્યારે બધા અવાજ ડૂબી જાય મૌનમાં
પડઘાઓ કોના નામના સંભળાય ચોતરફ

બીજા બધામાં હું જ હું દેખાઉં છું મને
મારો અભાવ મારામાં પથરાય ચોતરફ

આદિલ હું પામવા મથું એ તત્ત્વને જ જે
દૃષ્ટિની બ્હાર નીકળી ફેલાય ચોતરફ

□

સતત અર્થથી દૂર અક્ષરનું હોવું
સકળ શૂન્યતા જેમ ઈશ્વરનું હોવું

કળાતું નથી બહારથી કોઈ રીતે
કે માણસનું માણસનાં અંદરનું હોવું

ખૂલે આંખ જ્યાં સ્વપ્નમાં સ્વર્ગ જોતાં
અને યાદ આવ્યા કરે ઘરનું હોવું

સતત આભ હોવાની શંકાઓ કરતું
હવા આગ માટી સમંદરનું હોવું

ભરી દેતું ખંડેરની રિકતતાને
કોઈ એક ખૂણે કબૂતરનું હોવું

કોઈ રીતે પામી શકાતું ન આદિલ
સમયના ન હોવામાં ક્ષણભરનું હોવું



દિશાઓ રાહમાં ઊભી છે બારણાં થૈને
કદાચ નીકળી જાઉં હવે હવા થૈને.

સકળ પદાર્થને સ્પર્શી શકું હવા થૈને
કે શૂન્યતામાં ભળી જાઉં શૂન્યતા થૈને

તરસનો સાચો અનુભવ ભૂલી ગયો છું હું
સમંદરો હવે ખેંચે છે ઝાંઝવા થૈને

છું સ્વપ્નમાં કે પછી વાસ્તવમાં આમ જ છે.
મને ય યાદ હું આવું છું કલ્પના થૈને

અનેકવાર પ્રલયમાં બધું ડૂબ્યું કિંતુ
કશુંક તરતું રહી જાય છે ખુદા થૈને

વિચાર ક્યાં અને કેવી રીતે સ્વરૂપ ધરે
વિચારી જોઈએ શબ્દોથી વેગળા થૈને

કશું જ બનતું નથી સ્થિરતાની છાયામાં?
પ્રયત્ન આજ કરી જોઈએ બધા થૈને.



સૂરજમાં શેકાઈ જવાનું
દરિયો થૈ સૂકાઈ જવાનું

પલળેલા તડકાઓ જેવું
રેતી પર પથરાઈ જવાનું

પથ્થરિયા આકારો વચ્ચે
ખાંભી થૈ ખોડાઈ જવાનું

ઘટનાના તંતુઓ સાથે
કારણ થૈ જોડાઈ જવાનું

મોરપિચ્છ શું શમણું આખર
વિંખાઈ પીંખાઈ જવાનું

જીવનભર સંતાતા ફરવું.
ને અંતે પકડાઈ જવાનું

લાખ છુપાવો તો પણ આ દિલ
વાતોમાં કહેવાઈ જવાનું.

## તમે □ પ્રાણજીવન મહેતા

કોઈ ભીતરને ખખડાવતું નથી.
માટીના પડ નીચે પડ્યા રહેલા બીજ ઉપર આકાશ
ઝૂલી રહ્યું છે ક્યારનું–
કોઈ ગીતની પ્રલંબિત પંક્તિ જેવું
વિશાળ આકાશ
ઝૂલી રહ્યું છે ક્યારનું
મારી સામે.
હું
(મારા હોવાની એક માત્ર સંભવિત ઉક્તિ 'હું')
સ્વરચિત હિમખંડ જેવો ગળતો જાઉં છું
ક્ષણે ક્ષણે.
ક્ષણે ક્ષણ કોતરાતી જાય છે મારી ત્વચા ઉપર,
ક્ષણની લિપિ ઉકેલનાર
તમે; તમે ક્યાં છો? ક્યાં છો તમે?–તમે–
ફક્ત પડઘો જ રચાય છે મારા અવાજથી.
કોઈ ધ્વનિ રચતું નથી.
કોઈ ભીતરને ખખડાવતું નથી.

## નાતાલનું ગીત □ અનિલ જોશી

અમે વાયરો ફૂંકાયો ને ઘેઘૂર નાતાલના
ઝાડવેથી ખરી પડયાં હેઠાં
જાણે શિયાળુ તડકાથી ઝગમગતાં જંગલમાં
શબરીના બોર પડયાં એઠાં!

પગલાં સંભળાયાનાં ઓસરતાં સુખ અહીં
લીલો વનવાસ ઊડે ખેતરે...
લોચનમાં ભોળપણ એવું પથરાયું કે
ઊડતી ચકલી યે હવે છેતરે!

દૂર ડાંગરનાં ખેતરમાં વનવાસી છોકરાનું
નીકળવું એવું દેખાશે –
કે લીલાછમ જંગલની કેડીની સુંદરીઓ
આળસ મરડીને ઊભી થાશે.

અમે વાયરો ફૂંકાયો ને ઘેઘૂર નાતાલનાં
ઝાડવેથી ખરી પડયાં હેઠાં
જાણે શિયાળુ તડકાથી ઝગમગતાં જંગલમાં
શબરીનાં બોર પડયાં એઠાં

## ગીત ગુલાબીનું □ ભાનુપ્રસાદ પંડયા

અમે ઊકેલતા'તા ભીંત્યુના થાપાએ
તમે તો આભના ચાકળા, ગુલાબી!

સોડમની સગડે ગોતણ કરી પણ
તમે પવનથી ય પાતળાં, ગુલાબી!

પછવાડે મેલ્યાં'તા દ્રોડતા મારગડા
વેળાથી તમ તો ઉતાવળાં, ગુલાબી!

એકાદા વેણમાંય ડોકાયાં નહીં તમે
અમે વાતુંના ખોલ્યા'તા આગળા, ગુલાબી!

ખાલીપો હે ખૂલ્યાં પૂનમનાં બારણાં
જોયાં અમાસનાં જાળિયાં, ગુલાબી!

રૂંવે રૂંવે તે કાંઈ અંધારાં છાઈ ગયાં
ટેરવાંની શગે ના ઉજાળિયાં, ગુલાબી?

આંખ્યે સુકાય વાટ જોયાનાં રેપડા
થોડું આવીને ના વરસ્યાં, ગુલાબી?

કોરાં એકાન્તના મૂગા વેરાન મારાં
લીલા અવાજના તરસ્યાં, ગુલાબી!

આંખનો અજંપો □ જગદીશ જોષી

મૃગજળમાં માછલીઓ સળકી
ને નીતરેલા નીરને જોઈને એ તો કંપી!

રેલાતા સપનામાં રેળાતું આભ
અને ધરતીમાં પડતી તિરાડ:
ઊડતા આ આગિયાને ઝૂઝવું તે કેમ કરી?
વીજળીની સિંહ સમી ત્રાડ.
જાગેલા સપનાંનો પોઢ્યો આ પંથ
હવે કંટકની કેડીઓ વંકી

ઊંચે જોયું તો ગેબ તારો ઝરૂખો
ને કીકીમાં સૂનું આકાશ:
પાયલની ઘૂઘરીઓ સાંભળીને એક એક
ઓરડામાં ક્લુસે છે પ્યાસ
મધરાતે સૂરજને ચીતરવા હાથમાં
આંગળીઓ સાપ થઈ ડંખી!

# કવિતા

Stop here, or gently pass!



વર્ષ ૪ : અંક ૨ : ડિસેમ્બર, ૧૯૭૦
સળંગ અંક ૨૦
મુખપૃષ્ઠ : } દિનેશ દલાલ
સજાવટ : }
ટી. એસ. એલિયટનું ચિત્ર : જિરાલ્ડ કેલિ
નિરંજન ભગતની તસવીર : ત્રિભુવન મકવાણા

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. પ્રસિદ્ધિની તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું સરનામું કરેલું કવર બીડવું જરૂરી છે.

લવાજમ :

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક: વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

પત્રવ્યવહારનું સરનામું

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧.

# તવ સ્મૃતિ

મને હજીય સાંભરે ક્ષિતિજ પાસની ટેકરી,
પરોવી નયન જેણ મેં વરસ કૈંક વિતાવિયાં,
પડ્યો સ્વજનથી અને ઘરથી દૂર જ્યારે હતો.

કદી કિરણ સૂર્યનાં કનકથી રસી, એહની
કરે પ્રકટ શુદ્ધ ને ગગનભવ્ય શૃંગચ્છવિ:
તદા નિકટ એટલી સરકી આવતી એહ કે
હતું: અબઘડી જ એની ઉરકન્દરાથી ઊઠી
પ્રતિધ્વનિ ગભીર સાદ મુજનો, સુણાશે અહીં.

પછેડી વળી પાતળી કદીક ઓઢીને, ધુમ્મસે
છુપાવી નિજ રૂપ એ સરી જ દૂર દૂરે જતી;
અદૃશ્ય વળી સાવ એ થઈ જતીય ક્યારેક તે.

તવ સ્મૃતિય એ સમી કદીક ગૂઢ, ક્યારે વળી
અગૂઢ સાંપડે: તથાપિ દૃઢમૂલ ને શાશ્વત
રહી છ ક્ષિતિજે સદા હૃદયનું રખોપું કરી.

૮:૯:૧૯૪૯

### સદ્ગત મુનશીજી □ હરીન્દ્ર દવે

બિલોરી કાચ એ જેવી અગ્નિના અંકમાં ધરી,
અગ્નિએ શત જ્વાળાએ વાત આકાશને કરી.

નભથી ઝૂકતા જાણે વાયુના મૃદુ વીંઝણા,
પીગળ્યાં અસ્થિ; અગ્નિની કેસરી જ્વાળમાં ઢળ્યાં.

અગ્નિમાં અગ્નિ, આકાશે પ્રાણ ને શ્વાસ વાયુમાં,
ધરામાં રહ્યું જે એણે લુંટાવ્યું અલ્પ આયુમાં.

મીઠાં બે સ્વપ્ન ને એની સિદ્ધિમાં દિપ્ત કાંગરા,
શબ્દ ને શબ્દની ગુંજ ઉત્સાહે ઝીલતી ધરા.

ઇતિહાસ સર્યો જાણે સાંપ્રતે એમના છતા,
ઇતિહાસ બની ચાલ્યો સાંપ્રત, એમના જતાં.

# કવિતા

હરીન્દ્ર દવે
સુન્દરમ્
માધવ રામાનુજ
મેઘનાદ ભટ્ટ
જયન્ત પાઠક
આદિલ મન્સૂરી
રાજેન્દ્ર શાહ
કાન્તિલાલ કાલાણી
ગ્યોર્ગ ટ્રાક્લ
મુકુન્દ પારાશર્ય
ગંગાપ્રસાદ પાંડેય
જયેન્દ્ર ત્રિવેદી
હાલ સાતવાહન
નટવર જોશી
મંગેશ પાડગાંવકર
રૉબર્ટ બ્લી
કંચન પારેખ
હસમુખ પાઠક
શ્રી અરવિંદ
દિનેશ દાસ
મંગળ રાઠોડ
હેરૉલ્ડ મનરો
દીપક મહેતા
પુરુરાજ જોશી
ટી. એસ. ઍલિયટ
નિરંજન ભગત
જગદીશ જોશી
શ્યામ સાધુ
બરકત વીરાણી
ભાનુપ્રસાદ પંડયા
સુરેશ દલાલ
વિપિન પરીખ
કિરાત વકીલ
મનોહર ત્રિવેદી
મોહન ભગત
મકરંદ દવે
વેણીભાઈ પુરોહિત
રમેશ પારેખ
લાભશંકર ઠાકર
નિરંજન વ્યાસ
અમૃત 'ઘાયલ'
મુરલી ઠાકુર
રમેશ જાની
શીતલ શાહ
જલન માતરી
મનહર ચરાડવા
ભગવતીકુમાર
ઉમાશંકર જોશી

આ ગિરિ પર ગિરિ પર વાદળ બેઠાં,
ને વાદળ વાદળ વીજળી,
ક્યાં કોણ પ્રગટશે નિજ અભિસારે
ઉત્કટ પળતી
પ્રણય તણી કો પુતળી?

આ વન વનના પરિમલ મહેકયા,
ને કમળ કમળમાં ભ્રમરો,
ક્યાં કોણ પ્રગટશે મોરપિચ્છ નિજ
શીશ ધરી કો શ્યામ સલુણો ડમરો?



**રાધા-પથ**

હું રટત રટત મુજ રાધા ઘૂમું,
જે પથ એ ગઈ,
એ પથ કેરી ચરણરેણુને ચૂમું.

આ અખિલ ભુવનની ગોરસી કરી એ,
મુજ અંતર નવનીત હરી લે,
એમાં ભરી લે
ક્યાર થકી ગઈ ચાલી,
હું પવન-પાંખ પર દિશા દિશાને
ખૂંદી વળ્યો,
પણ શક્યો ન એનો
કોઈ ઈશારો ઝાલી. – હું રટત૦

મેં રડી રડીને સપ્ત સાગરો
સભર ભર્યા ને
મત્ત તરંગ ઉછાળ્યા.
પણ એ પૂનમ નહિ પ્રગટી, એના
ઘન ઘૂંઘટ પટ
એણે નહિ નિવાર્યા. – હું રટત૦

હું સ્તબ્ધ બની પદ્માસન બેઠો
બ્રહ્મરન્ધ્ર મેં
પ્રબળ મંત્રથી ભેદ્યાં,
પણ એ દુર્ગમ દુર્ગાએ નિજનાં
દ્વાર સુનેરી
પળભર નહીં ઉઘેડયાં. – હું રટત૦

મેં શીશ પટકતાં પથ પથ કેરા
પથ્થર સઘળા
લાલ લાલ બસ રંગ્યા,
પણ એ રુદ્રાએ નિજ મુદ્રાનો
વજ્રબંધ નહિ
ભાંગ્યો, નહિ મુજ,
અભિનત આરત માથે
નિજ આશિષ-તોરણ ટાંગ્યાં. – હું રટત૦

□

**ગાગરની જેમ □ માધવ રામાનુજ**

ગાગર અજવાળું ને મોઢું દેખાય એવું શમણે રેખાય તારું મુખ;
જાગી પરોઢિયાની જોઉં રે વાટ, નથી જીરવાતું ઝાંખું આ સુખ.

આંખો અંજાઈ જાય અજવાળે તોય હું તો સૂરજ ઉગાડું છું ફળિયે
ઘરમાં એકાંત ધખે થૈને બપ્પોર; દંન ઓગળતા જાય આમ નળિયે.
અંધારું કયાંથી ભીંજાય? – હવે કીકીના કોરાધાકોર સાત સાગર
શમણાની સાંભરણ છલકાતી જાય એમ છલકઈને ભીંજવતી ગાગર.

ધરતીની ખરખચડી છાતી પર રોજ રોજ કુંપળ થૈ પગલાં તો ફૂટે
સેંથાની કેડીને કોરીકટ્ટાક જોઈ દર્પણ લજવાય
અને પાંપણની ધીરજ તો ખૂટે.

અડવા આ જીવતરની ગાગર છલકાય અને શમણે રેખાય એક સુખ;
જાગી પરોઢિયાની જોઉં રે વાટ નથી જીરવાતું ભીંજવતું મુખ.

આત્મકથા □ મેઘનાદ ભટ્ટ

તદ્દન આણજાણુ એક ટાપુ ઉપર નાવ મારું નાંગર્યું છે.
કેવા ભયંકર વાવાઝોડાએ
ગોળાકાર એ ટાપુ ઉપર મને દિશાશૂન્ય બનાવી દીધો.
મારું નાવ ટાપુની એક મહાકાય ભેખડથી પરાસ્ત થઈ ગયું.
હવે હું છું એકલો - એકલો - એકલો
ગોળાકાર એ ટાપુ ઉપર.

ના, ના.
અપરિચિતોની આમસભામાં
મારી એક પાળેલી બિલાડી પણ મારી સહયાત્રી બની છે.
અન્યોન્યની ભાષા સમજનાર અહીં બે જ પ્રાણીઓ છીએ અમે.
પણ, મને કે મારી બિલાડીને
પાંખો તો છે નહીં - તરતાંય અમને આવડતું નથી!
અમારી કમનસીબ કથાનું અવસાન આ ટાપુ ઉપર થાય
ત્યારે એનો શોક કરનાર પણ કોઈ નહીં હોય અમારી પાસે?

ના, ના.
ગોળાકાર આ ટાપુના પરિઘથી થોડે દૂર
કેટલાંક પંખીઓ ઊડે છે.
ખૂબ જ સ્નેહાર્દ્ર ભાવે આ ટાપુ ઉપરના બે નવા આગંતુકોને
જોયાં કરે છે એ.

જાણે કહેતા ના હોય;
"પાંખ વિનાના પ્રાણીઓને એવો તે શો હશે ઊડવાનો અભરખો?
નથી આ સમદરના પિયાસી માછલાં
તોયે તરવાની કરે કેવી હામ!
ભલે હવે ભજે એ રામ રામ.

કોણ કહેશે આ પંખીઓને
"તમે, તમે જ સૌ અમારા રામ."
રામ, અમારા રામ!
ગોળાકાર આ ટાપુથી દૂર દૂર ઊડીને
કહી તો આવો અમારી વ્યથાની આ કથા."

## બે ગીત ☐ જયન્ત પાઠક

ભમરો ભાળીને ભાન ભૂલી
ભલાજી હું તો ભમરો ભાળીને ભાન ભૂલી.
વગડામાં એકલી અટૂલી
ભલાજી હું તો વગડામાં એકલી અટૂલી.

ભર રે બપ્પોરનો તડકો તરડાઈને
વડલાને છાંયડે વેરાયો;
ઊંઘણશી અદખોલી આંખોના ફૂલમાં
ભમતીલો ભમરો ઘેરાયો;
જાઉં ઉરાડવા જો ઝાપટમાં
હાથ કરું ઊંચા ભલાજી
મારાં અણજોયાં અંગ જાય ખૂલી – ભલાજી૦

ભૂરો તે રંગ મારી આંખમાં છવાયો
હું તો ભૂરા આકાશમાં બૂડી;
ભીતરમાં સળવળનાં ગીત કૈં ગવાયાં;
હું તો ઊતરતી જાઉં ઊંડી ઊંડી.

બપ્પોરી વેળનાં શમણાં ભલાજી
કેવાં નમણાં ભલાજી
હવે ભાનમાં ફરું છું ભૂલી ભૂલી! – ભલાજી૦



વગડા વચ્ચે તલાવડી ને તલાવડીમાં ફૂલ
ફૂલમાં ફોરમ થૈને પોઢો તમે ભલાજી–
એક કરી લો ભૂલ!

ઉપર ઝૂક્યાં ઝાડ ભલાજી લ્હેર લ્હેરમાં ડોલે,
ભીતર ભીના મ્હાડ, મ્હાડમાં લીલી કોયલ બોલે;
તમે મ્હાડમાં સૂરજ થૈને ઊગો ભલાજી–
એક કરી લો ભૂલ!

સળવળ સળવળ તલાવડીમાં રમે રાતની પરી
પાંખો હેઠળ ચાંદ લઈને તરે ચાંદની નરી
ચાંદ થઈને ઊંચી–નીચી સળવળ સળવળ
થતી છાતીએ સરી ભલાજી–
એક કરી લો ભૂલ!

ચારે કાંઠે તલાવડીના લીલું લીલું ઘાસ,
ભીના ભીના પાથરણામાં ભીની માટીની વાસ;
માટી થૈને ભરી દિયો મઘમઘથી
મારા શ્વાસ ભલાજી–
એક કરી લો ભૂલ!

## ચાર ગઝલ □ આદિલ મન્સૂરી

માંડ રણ પૂરું કર્યું ને સામે દરિયો નીકળ્યો
માર્ગ સૌ અટકી ગયા ત્યાં કેવો રસ્તો નીકળ્યો

પાછા વળવાના બધા રસ્તાઓ ભૂંસાઈ ગયા
બે ઘડી માટે હું જ્યાં ઘરથી અમસ્તો નીકળ્યો

માટીથી મુક્તિ મળ્યે અવકાશમાં ફરશું હવે
ઘર ગયું, સારું થયું, પગમાંથી કાંટો નીકળ્યો

રાતભર વાતાવરણમાં આયના ચમકયા કર્યા
કે સ્મૃતિના જંગલોથી કોઈ ચ્હેરો નીકળ્યો

એવો લપટાઈ રહ્યો'તો જીવ માયાજાળમાં
પાણીમાં જીવન ગયું ને અંતે તરસ્યો નીકળ્યો

જેને આદિલ જિંદગીભર સાચવી રાખ્યો હતો
આખરે જોયું તો તે સિક્કો ય ખોટો નીકળ્યો.



મુક્તિની રિક્તતામાં ભરવું શું
કર્મથી મુક્ત થૈ ને કરવું શું

ડૂબવું શું ને પાર ઊતરવું શું
બંધ પાણીમાં ખાલી તરવું શું

પ્રશ્ન છે, પ્રશ્નના જવાબ નથી
જન્મવું, જીવવું ને મરવું શું

શબ્દનું ઘાસ તો કપાઈ ગયું
ને વિચારોના ધણને ધરવું શું

ભરવસંતે કળી વિચાર કરે
ખીલવું શું, ખીલીને ખરવું શું

જિંદગીભર ભુલાવી રાખ્યું ને
અંતવેળા એ નામ સ્મરવું શું



સામે પવન ઊભો છે રોકીને શ્વાસ વચ્ચે
અટકે નહીં કદમ પણ આજે પ્રવાસ વચ્ચે

આ ઊકળી રહેલો લાવા ઠરી જવા દો
ફૂટી નીકળશે જોજો હરિયાળું ઘાસ વચ્ચે

આ ખીણને વટાવી સામે શિખર જવું છે
ભાષાનો ભાર વચ્ચે, વાણીનો ત્રાસ વચ્ચે

કાળા—સફેદ વચ્ચેની ભેદરેખા તોડી
કૈં કેટલાયે સૂરજ ઊગ્યા અમાસ વચ્ચે

વેરાન બેટ જેવો શું એકલો પડયો છું
ચારેતરફ સમંદર ને મારો વાસ વચ્ચે



મારા હોવાના પુરાવાઓને આધાર ન આપ
સ્વપ્નને ચાલવા દે, સૂર્યમાં વિસ્તાર ન આપ

મારા નિર્માણની પ્રક્રિયાને અટકાવી દે
આપનારા મને હમણાં કોઈ આકાર ન આપ

ખાલી શબ્દોને શું કરવાના કશા અર્થ વગર
હાથ બાંધીને હવે હાથમાં તલવાર ન આપ

એવું કરવાનો તને કોઈ અધિકાર નથી
મારા અંગે કોઈ બીજાને અધિકાર ન આપ

હું બુઝાવાની અણી પર છું, વધુ કષ્ટ ન લે
સામે ફૂંકાતા પવનને હવે સહકાર ન આપ

ઇન્દ્રિયાતિત થવાનોય અનુભવ તો કરું
તારો આભાર, મને મારા સમાચાર ન આપ

## સ્વપ્નોની સ્મૃતિ

જીરણ શિલ્પને જોતે ઝૂકી ઊભો હઉં બાર આ,
સ્વપ્ન નમતાં ને ગાળીને પિતાએ જુવાનીની
જીવનબળને દેતી કે'તા કથા રસની ભરી;
ઉર ઘરસમું તેને મ્હોર્યું હતું પરસાળમાં.

મુખ મરકતું માનું બેના સ્વરે ઘર ગુંજતું:
નિતનિત વલોણાનાં ઓનાં અમી ઝરતી હતી,
સુરભિ હતી જ્યાં સૌની વાંછા સદા ફળતી હતી,
અવ અહીં ઝૂલે જાળાં સાડું, વિના દિપ ઝૂરતું.

અહીં ઉપરની મેડી જોને કશી બળતી રહી!
પ્રિય! ઉછળતાં બે હૈયાંનો થયો અહીં સંગમ,
અહીં ઝૂનમની રાતે મોજે રડ્યાં ભરતી સમ:
ગગન ઝીલતી જાળી જાળાં થકી અવ આંધળી.

ગિરિસ્વર સમું હંસોનો ને કલદાવિ ફેલતું,
ગમતું પણ ત્યાં આજે ઝૂંગી વ્યથાથી ન બોલતું.

[illegible]

## છાંદસી ☐ કાન્તિલાલ કલાણી

સરિતાના કિનારાઓ જળપ્રવાહને કોઈ ચોક્કસ આકારમાં રાખી ગતિ આપે છે. ક્યારેક પૂર આવતાં પ્રવાહ કિનારાઓનું બંધન થોડા સમય માટે વેગળું કરી દે છે પણ અંતે તો એ બાંધેલી મર્યાદામાં જ ચાલે છે. કોઈ જાતનો આકાર ઊભો કરવો હોય તો મર્યાદાઓ ઊભી કરવી પડે છે. મર્યાદા વિના કદાચ. સ્વરૂપ નથી બંધાતું.

કાવ્ય શબ્દમાં ઊતરે છે ત્યારે આકાર ધારણ કરી લે છે અને શબ્દ છંદના સ્વરૂપમાં ગોઠવાય છે ત્યારે એનું અંગ વિશેષ ઉજ્જવળતા ધારણ કરતું હોય તેમ લાગે છે.

કવિ કે ભાવક છંદમાં રોકાઈ જાય તો એ કાવ્ય સુધી નહીં પહોંચી શકે. છંદ કવિતામાં લયલીન થવાને બદલે અળગો તરતો રહે તો એ લઘુ-ગુરુને દેખાડશે, પણ કાવ્યને નહિ પામી શકે. એટલે તો છંદે ટકી રહેવા માટે પોતાના સ્થૂળ રૂપને ઓગાળી નાખવું પડે છે. રવીન્દ્રનાથે સરસ રીતે કહ્યું છે કે "રૂપ કદી ય એમ ન કહી શકે હું તો અહીં જ થંભી જઈશ. બસ અહીં વાતનો અંત આવ્યો. જો એ આગળ ચાલી ન શકે તો એને વિકૃત થઈને મરવું પડે. વાટ જેમ રાખ થતાં થતાં શિખાને પ્રકટ કરે તેમ રૂપ પોતાનો લોપ કરતાં કરતાં જ શક્તિને, આનંદને પ્રકટ કરી શકે." છંદ પણ કવિતામાં લોપ પામે છે ત્યારે એની વિભૂતિ સમગ્ર કાવ્યમાં છવાઈ જાય છે.

દા. ત,

નમ્ર હું ?
વિશેષ નમ્ર હું થકી બિજા હશે ન કોઈ શું ?
હશે જરૂર સો વસા !
સ્વિકારતી જ માહરી અહો વિનમ્રતા ! —ઉમાશંકર જોશી

ઉપર્યુક્ત પંક્તિમાં ગુલબંકી છંદ નિયોજાયો છે. એના આદ્યસર્જક બલવંતરાય ઠાકોર છે. સમનારાયણ પાઠકને મતે ગુલબંકીની રચના પરંપરિત સમાનિકા કે પ્રમાણિકાની છે. સામાનિકા અને પ્રમાણિકાને લગાત્મક ન્યાસ અનુક્રમે નીચે મુજબ છે :

ગાલ ગાલ ગાલ ગા અને લગા લગા લગા લગા

ગુલબંકીનો લગાત્મક ન્યાસ જોઈએ :

લગા લગા લગા લગા લગા લગા લગા
ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગાલ ગા

ગુલબંકીની ચર્ચા કરતાં બલવંતરાય ઠાકોર કહે છે કે આમાં "વર્ણોની ગોઠવણ ગાલ ગાલ કે લગા લગા એ રૂપની છે. આવી વર્ણમેળ રચનાઓ આપણી કવિતામાં

ઘણી છે અને તેમના પૃથક્કરણમાં સંખ્યામેળ કે (ત્રિવર્ણી) ગણમેળના તત્ત્વ કરતાં આ લગા ગાલ એ દ્વિવર્ણી તત્ત્વનો ઉપયોગ જ પૂરેપૂરી સરલતા સાધી આપે છે. ગેય રચનાઓમાં પણ—અપવાદરૂપે—વિરલ દાખલા ગાલ ને બદલે લગાના અગર લગાની પંક્તિમાં ગાલના પણ આવે, જો કલાથી આણ્યા હોય તો, એટલે કે અર્થાનુસારી લય સાચવીને. એથી પણ વિરલ ઠેકાણે લગા ગાલ (બે સન્ધિ) એકઠા થઈ જઈ ગા ગા ગા, લલગગ, કે માત્રિક છકલનું બીજું કોઈ રૂપ પણ આવે. કડીમાં પંક્તિસંખ્યા, તેમ પંક્તિમાં સંધિસંખ્યા અનિયમિત હોય તેવી રચનાને જ આ છન્દસમૂહ કે જાતિનું સામાન્ય નામ ગુલબંકી આપવું."

વર્ણોની ગોઠવણ ઉમાશંકરની ઉપર્યુક્ત પંક્તિઓમાં જળવાઈ હોવા છતાં એ એટલી બધી વિનમ્ર બની ગઈ છે કે ગુલબંકીનું સ્થૂળ રૂપ ઓગળી ગયું છે. કવિ નિરંજનમાં ગુલબંકીનું નવું જ પરિણામ જોવા મળે છે:

ન શહેર આ, કુરૂપની કથા, ન શહેર આ, વિરાટ કો વ્યથા.

'લગા...લગા'ની નિયમિત ચાલ એકતાનતા ઊભી કરી અભિપ્રેત વાતાવરણ સર્જે છે.

હવે આપણે મનહર અને ઘનાક્ષરી છંદો લઈએ. મનહરમાં સંધિઓ અને સંધિઓનાં આવર્તનો હોવા છતાં એ સંખ્યામેળ છંદ છે, કારણકે મનહરનું માપ અમુક માત્રા સંખ્યામાં નથી અપાતું, અક્ષર સંખ્યામાં અપાય છે.

**મનહરમાં** ૩૧ અક્ષરનાં ચાર ચરણો હોય છે, અને દરેક ચરણમાં ચાર અક્ષરના બનેલા સંધિનાં સાત આવર્તનો પછી ત્રણ અક્ષરનો એક સંધિ આવે છે.

મનહર અને ઘનાક્ષરી વચ્ચે ઘણું જ સામ્ય છે. કે. હ. ધ્રુવ કહે છે તેમ, "ઘનાક્ષરી છંદના ચરણમાં ચતુરક્ષર સંધિનાં આઠ આવર્તન આવે છે. છેલ્લો એટલે કે આઠમો સંધિ ત્રણ અક્ષરનો લેવાથી મનહર છંદનું ચરણ નીપજે છે. આથી ઘનાક્ષરીને બત્રીસૂં અને મનહરને એકત્રીસૂં કવિત કહેવું પ્રાપ્ત છે. છેલ્લા સંધિમાં એક અક્ષરની ન્યૂનતાને લીધે એકત્રીસૂં કવિત અંતે ગુરુ માત્રા લે છે. બીજા છંદોની માફક કવિત પ્રાસબદ્ધ છે.

તેના પ્રત્યેક ચરણને અંતે યતિ એટલે વિરામ છે."

ઉત્થાપનિકા :

```
              |    |          |    |     |    |    |
ઘનાક્ષરી : દાદા દાદા; દાદા દાદા'; દાદા દાદા; દાદા દાદા';
              |    |     |    |     |    |    |    |
           દાદા દાદા; દાદા દાદા'; દાદા દાદા; દાદા દાદા;
```

| | | | | | | |

મનહર : દાદા દાદા; દાદા દાદા'; દાદા દાદા; દાદા દાદા';

| | | | | | | |

દાદા દાદા; દાદા દાદા'; દાદા દાદા; દાદા ગા–;

ઉદાહરણ : મનહર :

વિદ્યાપતિ ઊંચી ડોક કરી જરા જોઈ રહ્યા,
નીચા નમી પછી પૂછ્યું દાસ દયારામને;
તમારા મુલકનો આ લાગે છે જવાન કોઈ
સાંભળ્યું ન જો કે આજ પ્હેલાં એના નામને.

થીર આંખે એક ક્ષણ જોઈ, દયારામ ફરી,
નરસી મહેતાને પૂછે વાત એક કાનમાં.
મે'તાએ મીરાને હોઠ ફફડાવી કાંઈ કીધું,
મીરા કહે કેમે કર્યો આવે છે ન ધ્યાનમાં. —હરીન્દ્ર દવે

ઘનાક્ષરી :

પાઈ પાઈ પ્રેમપાન પ્રથમ તેં પુષ્ટ કર્યો
પછી પીડા પમાડી વિજોગપાન પાઈ પાઈ – દલપતરામ

મુક્ત પદ્ય નજીક જતા મનહર છંદની શક્યતાઓ આપણા કવિઓને ખૂબ જ સ્પર્શી ગઈ છે. કવિતાની ભાષાનો લય બોલચાલના લયની નજીક જવો જોઈએ એવી દૃષ્ટિ સ્વીકારનારાઓને મુક્ત મનહરનો–ચતુરાક્ષરીનો લય નાણી જોવા જેવો લાગ્યો છે. અને એટલે જ આ છંદનું છેલ્લા દોઢેક દાયકામાં થયેલું ખેડાણ સ્વતંત્ર વિચારણા માગી લે તેટલું સમર્થ છે.

ઉમાશંકરે 'મહાપ્રસ્થાન'માં ચતુરાક્ષરીનો પ્રયોગ કર્યો છે. રાજેન્દ્ર શાહની અને નિરંજન ભગતની કેટલીક કવિતાઓ આ લયમાં લખાઈ છે. નવી કવિતાની ભૂમિકા રચી આપતા "છિન્નભિન્ન છું' - અને 'શોધ' જેવા ઉમાશંકરના પ્રયોગોમાં આ લય સાંભળી શકાય છે. સુરેશ દલાલ, લાભશંકર, સિતાંશુ, રાવજી અને મણિલાલ વગેરે સુધી આ લય વિસ્તરતો દેખાય છે.

આટલા પ્રયોગો છતાં હજી આ છંદ તેની પૂરી શક્યતાઓ સાથે ઉપયોગમાં લેવાતો નથી એવું કવિઓને લાગ્યા જ કરે છે, અને તેના નવા નવા ઉન્મેષો કવિતામાં પ્રગટતા રહે છે.

મનહર અને ઘનાક્ષરીનો વિચાર કરતાં કે. હ. ધ્રુવનો **વનવેલી** યાદ આવે છે.

વનવેલી, પાઠક સાહેબ કહે છે તેમ, મનહર ઘનાક્ષરીના ચતુરક્ષર સંધિનાં આવર્તનોનો બનેલો છે. એ સંધિમાં લઘુગુરુનો ક્રમ નથી એટલે વાક્યરચનાને લઘુગુરુ સ્થાન સાચવવાની કે અમુક માત્રાઓ પૂરી કરી આપવા મરડવાની જરૂર પડતી નથી. વાક્યરચના ગદ્યના ક્રમને ઇચ્છાનુસાર અનુસરી શકે છે, તેમ જ ભાવને જરૂરી વાક્યભંગીને અપનાવી શકે છે. વાક્યો લાંબાંટૂંકાં અને પંક્તિમાં ગમે ત્યાંથી શરૂ થઈ ગમે ત્યાં પૂરાં થાય છે, છતાં મેળને હાનિ થતી નથી.

ઉદાહરણ :

મારા સઉ શહેરી બંધુઓ ને મિત્રો! સાંભળિયે.
સીઝરના શબને હું દાહ દેવા આવ્યો છું: હું
ગુણ ગાવા નથી આવ્યો. ગુણ તો મુઆની ગતે
મુઆ વાંસે જાય છે; ને અવગુણ એકલા જ
અહીંયાં ગવાય છે;

આપણે ત્યાં પણ blank verse જેવું કંઈક હોવું જોઈએ તેની શોધનું પરિણામ વનવેલી છે. વનવેલી blank verseનું કામ આપી શકે એમ કે. હ. ધ્રુવ અને પાઠકસાહેબને લાગેલું, પણ કવિઓએ વનવેલીને એ રીતે કસોટીએ ચડાવ્યો નહીં. એટલે. અત્યારે તો એની ક્ષમતાથી આપણે વંચિત રહ્યા છીએ.

વર્તમાન કવિ છંદોબદ્ધ રચના કરતાં અછાંદસ તરફ વિશેષ વળ્યો છે. ન્હાનાલાલે ડોલન શૈલી પ્રયોજીને આગવી કહી શકાય એવી અછાંદસ રચનાઓ આપી છે. પણ એનો પ્રવાહ લગભગ એમનાથી જ અટકી ગયો.

પદ્યમુક્તિ તરફ કવિઓનું વલણ ઓગણીસસો પચાસ પછી પ્રધાનપણે જોવામાં આવે છે. ઉમાશંકરે એ માટે ચાર કારણો આપ્યાં છે તે સંક્ષેપમાં જોઈએ :

૧. કલ્પન અને પ્રતીક પર નિર્ભર કવિતા માટે મુક્ત પદ્યથી ખસીને પદ્યમુક્તિ પર પહોંચવું એ મુશ્કેલ નથી.

૨. પ્રતિભામાધ્યમ ચક્ષુગ્રાહ્યતાનું પક્ષપાતી હોય તો છંદલય તરફ વિશેષ વલણ ન દાખવો.

૩. પાશ્ચાત્ય કવિતાના અનુવાદના પ્રયત્નો પણ પદ્યમુક્તિ તરફ લઈ જવામાં મદદરૂપ નીવડવા સંભવ છે.

૪. આપણે ત્યાં તેમ જ પશ્ચિમમાં સાહિત્યાચાર્યોએ કાવ્યવાહન તરીકે ગદ્ય તેમ જ પદ્ય બંનેને સ્વીકાર્યાં છે, પદ્ય અને ગદ્યનો વિરોધ જોયો છે, કાવ્ય અને ગદ્યનો નહિ.

અછાંદસમાં કે ગદ્યમાં કવિતાની રચના થઈ શકે એ સ્વીકારાયું છે, ત્યારે આવાં માધ્યમો દ્વારા પ્રગટતી કવિતાના લય વિશે ઊંડો વિચાર કરવો જરૂરી થઈ પડે છે. છંદમાં લખાયેલી રચનાઓ જેવો માપેલો નહિ તો પણ કોઈક સૂક્ષ્મ લય કવિતાપદાર્થ સાથે હમેશાં સંકળાયેલો રહે છે. પણ એ વિશે ફરી ક્યારેક.

આપણે આ લેખમાળામાં ગુજરાતી કવિતામાં નિયોજાતા મહત્ત્વના છંદો જોયા. બંગાળી, મરાઠી, ઉર્દૂ તેમ જ ઇતર ભારતીય કાવ્ય સાહિત્યના કેટલાક છંદો એક કે બીજે સ્વરૂપે આપણે ત્યાં આવ્યા છે. એની ચર્ચા આપણે ત્યાં થતી આવી છે. એ દિશામાં ભવિષ્યમાં કંઈક કરવાના ખ્યાલથી આ લેખમાળા અહીં સમાપ્ત કરું છું ત્યારે આ ક્ષેત્રમાંના સઘળા પુરોગામીઓનું અને ખાસ કરીને 'બૃહત્ પિંગળ'ના કર્તા રામનારાયણ વિશ્વનાથ પાઠકને કૃતજ્ઞતાપૂર્વક અભિવાદન કરું છું.

(સંપૂર્ણ)



### સૂર્ય □ ગ્યોર્ગ ટ્રાક્લ

[જર્મન કવિતા]

પ્રત્યેક દિવસે સોનાનો સૂરજ શિખર પર ઊગે છે.
જંગલો સોહામણાં છે અને કાળાં પ્રાણીઓ પણ.
માણસ પણ; શિકારી કે ખેડૂત.

લાલ માછલી ઊછળે છે લીલા તળાવમાં.
આકાશની છત તળે
માછીમાર પોતાની નાનકડી ભૂરી નાવમાં મોજથી મ્હાલે છે.

ધાન્યકણ, દ્રાક્ષનાં ઝૂમખાં ધીમે ધીમે પાકે છે.
જ્યારે
નિ:સ્તબ્ધ ગતિશૂન્ય દિવસનો અંત આવે છે
ત્યારે
શુભ અને અશુભ બન્નેની તૈયારી થઈ ચૂકી હોય છે.

રાત પડે છે
હળવેથી યાત્રિક પોતાની ભારે પાંપણ ઊંચકે છે;
સૂર્ય પોતાની ગમગીન કાળી ગુફામાંથી બહાર આવે છે.

## પ્રાર્થનારૂપે પ્રયોજાયેલા શ્લોક □ હરીન્દ્ર દવે

મારા અંતરમાં તમારી લગની એવી રહો કે સદા
સૂતાં કે પછી જાગતાં રટણમાં મૂર્તિ તમારી રહે :
આંખો બંધ-ઉઘાડી હોય પણ એ બીજું કશું ના લહે.
હોઠેથી, વચનેથી, મૌનથકીયે સ્તોત્રો ઝરે સર્વદા.

તમારા પંથેથી કદીક મુખ મેં ફેરવ્યું હશે.
તમારી દૃષ્ટિનાં અમૃત કદી ઓછાં નવ થયાં;
બને કે ધ્યાનેથી સરું કદીક માયા-જગતમાં,
તમારી છાયાના મનભર વિસામા નિત રહ્યા.

તારી સંનિધિનું અગાધ સુખ કો અબ્ધિ સમું ઘૂઘવે,
તારી દિવ્ય કૃપા તરંગિત બને મારા લઘુ અંતરે;
તારા દર્શનની ક્ષણો તલસતી મારી પ્રતીક્ષા સદા,
તારા પંથ પરે હવે જઈ ઊભો બીજી ન કોઈ દિશા.

માતા, તારા ઉપવનમહીં કૈંક પુષ્પો ખીલ્યાં છે,
મારે તો બે પરણ પણ ના જોઈએ ત્યાંથી, માતા!
નિત્યે તારી નિકટ રહું તો સૌરભો સર્વ મારી
ને આ તારાં નયનકુસુમોની પ્રભા તારનારી.

ખૂલે જેમ પ્રભાત આભ મહીં ને અંધાર પામે લય,
ડાળે સુપ્ત વિહંગના અધરપે આવી વસે ગીત કો;
જેવી લ્હેરખી વાયુની વરસતી દેખાય ના એ રીતે,
માતા, એમ તમારી દિવ્ય કરુણા ખોલી રહે બારણાં.

ફરી ઊડ્યું પંખી નજર મહીં આકાશ ભરીને,
ફરીથી પૃથ્વીનાં જળ વરસિયાં વાદળ થઈ;
ફરી પુષ્પે ચૂમ્યા રવિકિરણ: ને સોડમ નવી
ધરિત્રીના અંગે: અગમ કરુણા, મા અનુભવી.

## ભજન □ મુકુન્દ પારાશર્ય

ધન ધન માઠી ધન જાયો.
સાધુડા! જેણે
ગોવિન્દનો ગુણ ગાયો.

ગોવિન્દ ગાયો, એના ગુણિયલના વેણવેણે
બિન્દુમાં સિન્ધુ સમાયો
શિવજી જટાળા પેઠે હરિની કરુણાને ઝીલી
ગંગ નાયો નવરાવ્યો.
ભવભવની જાતરામાં બળતી મરુભોમમાંએ
ઘેર ઘટાળો છાંયો
સંધ વાળીને એણે અંતરના વાઢમાંથી
ઊભા સાંઠાનો રસ પાયો.

મોહિની અવતાર જેવો રાખ્યો ના ભેદ, એણે
સહુને અમીકૂપ પાયો.
લાવ્યો ના નાવ કે ના સાગર સુકાવ્યો,
સામો કાંઠો લઈ આવ્યો.

માતાના વ્હાલ જેવા વાણીના અંકમાં જઈ
બાલગોવિન્દ લપાયો
રાધાના રાસ અંગે સેવેલા પાસ સંગે
માણ્યો મુકુંદને સવાયો.

## સૂર્ય □ ગંગાપ્રસાદ પાંડેય □ જયેન્દ્ર ત્રિવેદી

[ હિન્દી કવિતા ]

સૂર્ય તો ઊગ્યો
પરંતુ પ્રકાશ
શિખરોમાં જ ગૂંચવાયેલો રહી ગયો!

ગગન વાતાયન પ્રકાશિત
ગુંજતી આકાશવાણી
કિન્તુ પૃથ્વીને હજુ સુધી
થતો નથી કિરણોનો સ્પર્શ!

આ શિખરો જો તૂટી શકે,
ને ખાઈઓ જો પુરાય,
વિષમતાઓ દૂર થાય,
સમથળ ભૂમિનો થાય તો વિસ્તાર!

તો મુક્ત થાય પ્રકાશ
પૃથ્વી પર, સમાનતાનું,
સુખ-સ્વર્ગનું, થાય નવું ઉત્થાન!

## પ્રાર્થનારૂપે પ્રયોજાયેલા શ્લોક ☐ હરીન્દ્ર દવે

મારા અંતરમાં તમારી લગની એવી રહો કે સદા
સૂતાં કે પછી જાગતાં રટણમાં મૂર્તિ તમારી રહે:
આંખો બંધ-ઉઘાડી હોય પણ એ બીજું કશું ના લહે.
હોઠેથી, વચનેથી, મૌનથકીયે સ્તોત્રો ઝરે સર્વદા.

તમારા પંથેથી કદીક મુખ મેં ફેરવ્યું હશે.
તમારી દૃષ્ટિનાં અમૃત કદી ઓછાં નવ થયાં;
બને કે ધ્યાનેથી સરું કદીક માયા-જગતમાં,
તમારી છાયાના મનભર વિસામા નિત રહ્યા.

તારી સંનિધિનું અગાધ સુખ કો અબ્ધિ સમું ઘૂઘવે,
તારી દિવ્ય કૃપા તરંગિત બને મારા લઘુ અંતરે;
તારા દર્શનની ક્ષણો તલસતી મારી પ્રતીક્ષા સદા,
તારા પંથ પરે હવે જઈ ઊભો બીજી ન કોઈ દિશા.

માતા, તારા ઉપવનમહીં કૈંક પુષ્પો ખીલ્યાં છે,
મારે તો બે પરાગ પણ ના જોઈએ ત્યાંથી, માતા!
નિત્યે તારી નિકટ રહું તો સૌરભો સર્વ મારી
ને આ તારાં નયનકુસુમોની પ્રભા તારનારી.

ખૂલે જેમ પ્રભાત આભ મહીં ને અંધાર પામે લય,
ડાળે સુપ્ત વિહંગના અધરપે આવી વસે ગીત કો;
જેવી લ્હેરખી વાયુની વરસતી દેખાય ના એ રીતે,
માતા, એમ તમારી દિવ્ય કરુણા ખોલી રહે બારણાં.

ફરી ઊડ્યું પંખી નજર મહીં આકાશ ભરીને,
ફરીથી પૃથ્વીનાં જળ વરસિયાં વાદળ થઈ;
ફરી પુષ્પે ચૂમ્યા રવિકિરણ: ને સોડમ નવી
ધરિત્રીના અંગે: અગમ કરુણા, મા અનુભવી.

## ભજન ☐ મુકુન્દ પારાશર્ય

ધન ધન માડી ધન જાયો,
સાધુડા! જેણે
ગોવિન્દનો ગુણ ગાયો.

ગોવિન્દ ગાયો, એના ગુણિયલના વેણવેણે
બિન્દુમાં સિન્ધુ સમાયો
શિવજી જટાળા પેઠે હરિની કરુણાને ઝીલી
ગંગ નાયો નવરાવ્યો.
ભવભવની જાતરામાં બળતી મરુ ભોમમાંએ
ઘેર ઘટાળો છાંયો
સંધ વાળીને એણે અંતરના વાઢમાંથી
ઊભા સાંઠાનો રસ પાયો.

મોહિની અવતાર જેવો રાખ્યો ના ભેદ, એણે
સહુને અમીકૂપ પાયો.
લાવ્યો ના નાવ કે ના સાગર સુકાવ્યો,
સામો કાંઠો લઈ આવ્યો.

માતાના વ્હાલ જેવા વાણીના અંકમાં જઈ
બાલગોવિન્દ લપાયો
રાધાના રાસ અંગે સેવેલા પાસ સંગે
માણ્યો મુકુંદને સવાયો.

## સૂર્ય ☐ ગંગાપ્રસાદ પાંડેય ☐ જયેન્દ્ર ત્રિવેદી

[ હિન્દી કવિતા ]

સૂર્ય તો ઊગ્યો
પરંતુ પ્રકાશ
શિખરોમાં જ ગૂંચવાયેલો રહી ગયો!

ગગન વાતાયન પ્રકાશિત
ગુંજતી આકાશવાણી
કિન્તુ પૃથ્વીને હજુ સુધી
થતો નથી કિરણોનો સ્પર્શ!

આ શિખરો જો તૂટી શકે,
ને ખાઈઓ જો પુરાય,
વિષમતાઓ દૂર થાય,
સમથળ ભૂમિનો થાય તો વિસ્તાર!

તો મુક્ત થાય પ્રકાશ
પૃથ્વી પર, સમાનતાનું,
સુખ-સ્વર્ગનું, થાય નવું ઉત્થાન!

પ્રાકૃત કવિતા ☐ હાલ સાતવાહન ☐ નટવર જોશી

જે કિરણ સ્પર્શી રહ્યાં
      મારા સજનને ક્યાંક પણ;
તું સ્પર્શ કર હે ચંદ્રમા!
      હું ઝંખું છું બસ એ કિરણ!

☐

રજા ☐ મંગેશ પાડગાંવકર

[મરાઠી કવિતા]

સાત દિવસની રજા આંખથી ખૂબ જ હસનારી
મોકળે ગળે... હળુ હળુ પોતાની જ સાથે ગુનગુન કરનારી
ફરરતા કેશ જેવી લહર... હવામાં ઠંડી થોડી
તાંદુલ શી વેળુમાં ખૂંપી ગયેલી એક નિષ્કામ હોડી...

સમુદ્રપંખીઓના પગની બ્રાહ્મીલિપિ ભીની રેતી પર
ફીણનું પડેલું એક ફૂલ ખડક-કાગડાની પીઠ પર
મોજાંઓની વાઘઝડપ ઝાડીની કોમળ ગર્દી પર પણ
અને પાછા વળતા બાળપણના રસ્તાઓનું લાજાળુ કામણ

પાણીના સવાર - કોમળ મનથી આભ ઘડેલું
દૂર એક આત્મમગ્ન શઢ ક્ષિતિજમાં બૂડેલું...
નગ્ન સોનેરી એકાંતમાં મારું રુમઝુમ પાંખી, એના સૂર
મનના મહિયરમાં મને લઈ ગયા...ઝણકે તડકાના નેપૂર...

કાલુંઘેલું બોલતાં ફીણમાં કિનારો નહાતો – ધોતો
સાત દિવસની રજામાં હું કેશ જેવો ફરફરતો.

## ઓચિંતા પરાન્મુખ થતાં □ રોબર્ટ બ્લી □ કંચન પારેખ

[અમેરિકન કવિતા]

કોઈક પાસે આવે છે,
જડબું ભિડાય છે,
પ્રચંડકાય ટ્રેક્ટરનું ગોધામુખ
બરફને જોરથી બટકાવે છે.
એકત્વની ઘનિષ્ટ સુકુમાર પળો
સંક્ષુભિત થઈને વહી જાય છે.,
સાગર - કીટનો અર્ધવિકસિત
ચેતનાંકુર
ધરતીમાં રહી જાય છે.

સૂર્ય
અમારા પર ઝળહળી રહે છે;
પરંતુ,
અ-પ્રેમના પડછાયા
પથરાવા માંડે છે.
એનો પડકાર ઝિલાય એમ નથી!
અને
અમે યાતનામાં સીઝી રહીએ છીએ.
કર્ણે લટકતાં
અમારાં સુવર્ણવલયો
નીચે પડી જાય છે.
અને...
સાગર
વાદળાંથી છવાઈ જાય છે.

## ક્રિયકર્મ અંતે □ હસમુખ પાઠક

માગું છું મૌન, પ્રભુ આપે છે શબ્દ,
એકથી અનંત સુધી નામ, રૂપ, શબ્દ!

ઉરનો ઉદ્ગાર મળ્યે જગમાં ખોવાઈને
સ્વરવ્યંજન અર્થ ભાવ ભટક્યા,

મનની મથામણમાં નીતરાઈ પિંડરસો
આતમની ઓશરીએ અટક્યા,
હાશ કરી બેઠો ત્યાં—

કોણ જાણે કેમ, પ્રભુ ચીંધે છે સત્ય,
સાન્તથી અનંત સુધી નામ, રૂપ, સત્ય!

"જાઉં હવે કેમ ફરી જગની જંજાળમહીં."
ભાવ અર્થ વ્યંજન સ્વર બોલું?

ઉરના અવકાશ મહીં ડુબાડી મન, પ્રભુ
કેમ કરી અન્ય વાક્ ખોલું?
મૌન હવે આપો તો—"

મૌન પોતે ધારીને, આપે છે શબ્દ!
એકથી અનંત સુધી નામ, રૂપ શબ્દ!
સંસ્કૃતિ]

## અગ્નિ-કન્યા

હે અગ્નિ-કન્યા, પ્રગાઢ તું ભેટી મને હવે લે, –
    હે અગ્નિ–કન્યા !
ગુલાબ એ પાર્થિવ કેરી લાલી ખંખેરી મેં નાંખી,
    મેં કામનાનો વધ છે કરેલ.

હે તેજની સુન્દરિ, ઘેરી લેને મુજ જિન્દગીને, –
    હે તેજની સુન્દરિ !
મેં ઝંખના હોમી જ દીધ, દુઃખથી વિમુક્ત છું,
    તારો શકું ઝીલી પ્રમોદ તો હું-

આનંદ-મૂર્તિ, રોમાંચ દે, ગૂંથી મને તું લેને, –
મુદાની મૂર્તિ !
હું ઇચ્છું જોવા મુખ માત્ર તારું મહાદ્‌ભુત,
    સંવેદવા ચુંબન તારું મા ત્ર.

અનન્તતાના અયિકંઠ, ધ્વની ઉઠો તું મુજ હાર્દ ભીતરે, –
    પુકાર પ્રભુના !

તું છાપી દે તારી ત્યહીં પ્રભાને, ન કદી જવાને,
    હે જીવતા સૂર્ય !

□

## નીલ પંખી

વિહંગ છું હું પ્રભુ કેરું એના સુનીલ વ્યોમે;
    હું દિવ્ય રીતે સુસ્પષ્ટ ઉચ્ચ
ગાઈ રહું ગાન માધુર્યનું, સત્યનું,
    હું દેવ ને કિન્નર કર્ણ અર્થે.

હું અગ્નિ શું મર્ત્ય તણી ધરા થકી
    ઊંચે ચડું એક અશોક આભમાં,
ને એહના જન્મની દુઃખપૂર્ણ માટી મહીં નાખું
    અગ્નિ - પ્રબીજો મુદા તણાં હા.

પાંખો ઉડે છે દિશા અને કાળથી ઊર્ધ્વ મારી
    અનસ્ત જ્યોતમાં;
હું લાવું છું શાશ્વતના મુખાબ્જની મહા મુદા ને
    વરદાન હું આત્માની દૃષ્ટિ કેરું લાવી દઉં.

માણિક્ય-ચક્ષુ થકી માહરાં હું જગતો રહું માપી;
        વિરામ્યું છું હું વૃક્ષે જઈ જ્ઞાન તણા જયહીં હિ.
પુષ્પો ખીલ્યાં સ્વર્ગતણાં અગણ્ય હા
    ત્યાં શાશ્વતીનાં ઝરણાંની પાસમાં.

મારા જ્વલંત ઉરથી ન કાંઈ સુગુપ્ત છે;
        છે મંન મારું તટહીન સુસ્થિર;
છે માહરું મન ગાન મુદા પરાની કળા સુગુહ્ય,
        છે ઊડવું મારું અમર્ત્ય સંકલ્પ.



**નારી □ દિનેશ દાસ □ મંગળ રાઠોડ**

તું દૂરથી આકાશની શૂન્યતા જેવી લાગે છે.
નજીક આવે છે અને સમુદ્રના ઊર્મિલ, તરલ વિસ્મયમાં ડુબાવી દે છે
તું ઊભી થાય છે પર્વત શિખરનો મહિમા લઈને
પ્રશાંતિની મસૃણ ચાદર બની સૂઈ જાય છે તું.
તું આંખો ઉઘાડે છે ને સવાર થાય છે.
પાંપણ ઢાળી દે છે કે ઘનઘોર રાત.
ભય લાગે છે.
તેમ છતાં બંધ પાંપણોનાં પડછાયામાં સૂઈ જઈએ છીએ અમે.
આખો સંસાર સૂઈ જાય છે.
તારા મનની શાખા પર
એ પળે જે ગુલાબ ખીલી ઊઠે છે–
એને કોણ ચૂંટશે?
હરેક કાળે, હરેક દેશમાં તારા મનનાં ગુલાબ ખીલે છે.
તારી તુલના તું જ પોતે –
કવિની સઘળી ઉપમાઓ છે માત્ર અસ્ફુટ પ્રલાપ.

## જીવન □ હેરોલ્ડ મનરો □ દીપક મહેતા

[ બ્રિટિશ કવિતા ]

પરોઢિયાના સપનામાંથી હળવે રહીને જાગવું - ઠંડુગાર.
મને સંપર્કમાં લાવી દે છે એકાએક, - દિવસના.
હું જીવું છું - આ હું.
મારી આંગળીઓને હું મારા શરીર પર ફરવા દઉં છું.
જાગૃતિ તેમને ચેતવે છે, અને મારાં જ્ઞાનતંતુઓ
તેમના વેગીલા સંદેશા અને આદેશોને વહેતા મૂકે છે.
સ્મૃતિ તેનું નોંધવાનું, સંઘરવાનું, બેવડાવવાનું
કામ શરૂ કરે છે, પણ કલ્પના તો સતત
બબડ્યા કરે છે : છૂટકો જ નથી, તું મરવાનો છે, મરવાનો છે.

આ નવો દિવસ!
અરે, ઓ લોલક!
જરાક તારી ચાલને ધીમી કર.
મારાં રોજનાં કપડાં ખીંટી પર
મારી રાહ જોઈ પડી રહ્યાં છે.
હું જીવું છું - આ હું
અને ક્ષણેકમાં તો 'ક્રેન' જેવી આદત
નીચી નમીને તેનો આંકડો મારામાં ભરાવશે અને
મને, મારા શરીરને, મારાં કપડાંને એકઠાં કરી
'શા માટે?' એવા મારા પ્રશ્નને ગણકાર્યા વિના
ફંગોળી દેશે દિવસના અજવાળામાં.

બીજાં બધાં જે જાગ્યાં છે તેમનો હું વિચાર કરું છું,
તેઓ શું મારા કરતાં વધુ બહાદુરીપૂર્વક
સવારનો સામનો કરતા હશે?
આ દિવસ વિશેની કોઈ પડપૂછ કર્યા વિના જ
તેઓ જીવવા માંડશે.
મેં એવું તે શું કર્યું છે કે મારે જીવવાનું કારણ?
રે! હું જીવું છું એ શું હું ભૂલી જ ન શકું?

જીવવું, અને છતાં મરવાનું જ
આ બન્નેનો મેળ મારે કેમ કરી બેસાડવો?

પડદામાંથી પાનખરનાં સૂર્યકિરણ
તેમની પાતળી પીળી આંગળીઓ મારી તરફ ચીંધે છે.
ઘડિયાળ કણસ્યા કરે છે, 'શા માટે? શા માટે? શા માટે?'
પણ એકાએક જાણે કે કશા કારણ વિના
હૃદય, બુદ્ધિ અને શરીર, અને કલ્પના
કોલાહલભર્યા આનંદમાં ટોળે વળ્યાં છે.
અને સવારને રસ્તે કજિયો કર્યા વગર
રમી શકાય તેવાં મેદાનો તરફ જતાં
બાળકોની જેમ દોડી જાય છે.
આ દેશ, જેને હું ભૂલી ગયો હતો.
અને છતાં સંભારતો હતો.
અને આવકારતો હતો ઉમળકાથી.

ઓ! શીતળ હરિયાળી, જીવંત વૃક્ષો, ઊંચા મોલ,
ઉન્નત ભેખડ, હળવે સરતી રેતી, ઠંડો દરિયો,
મોજાં, વંકાતી નદીઓ તમે, સનાતન પુષ્પો!
મને સંતોષ આપો કે જેથી હું તમારો વિચાર કરી શકું.
તમે મને તમારો ધબકતો શ્વાસ આપો.
મૃત્યુ! તું હવે તારે રસ્તે પડ!

□

હશે □ પુરુરાજ જોશી

ફૂલ ક્યારે આટલાં સુરભિત હતાં?
ઉચ્છ્વાસ તારા એમને સ્પર્શ્યા હશે.

એકાન્તમાં ભીનાશ શેની તરવરે?
તારા નયનથી કંઈ મેઘ વરસ્યા હશે

મૃગ તુજને જોઈને થંભી ગયા...!
કંઈ કેટલા યે યુગના તરસ્યા હશે...

## To My Wife

To whom I owe the leaping delight
That quickens my senses in our wakingtime
And the rhythm that governs the repose of our sleepingtime,
    The breathing in unison

Of lovers ...
Who think the same thoughts without need of speech
And babble the same speech without need of meaning:

To you I dedicate this book, to return as best I can
With words a little part of what you have given me.
The words mean what they say, but some have a further meaning
    For you and me only

## A Dedication to My Wife

To whom I owe the leaping delight
That quickens my senses in our wakingtime
And the rhythm that governs the repose of our sleepingtime,
    The breathing in unison

Of lovers whose bodies smell of each other
Who think the same thoughts without need of speech
And babble the same speech without need of meaning.

No peevish winter wind shall chill
No sullen tropic sun shall wither
The roses in the rose-garden which is ours and ours only

But this dedication is for others to read:
These are private words addressed to you in public.

ઍલિયટે એમના મૃત્યુ પૂર્વે એવી ઇચ્છા પ્રગટ કરી હતી કે એમના મૃત્યુ પછી કોઈએ એમના અંગત જીવન વિષે ઔપચારિક જીવનચરિત્ર (official biography) જેવું કશું લખવું નહીં. ઍલિયટ એમના અંગત જીવન વિષે હમેશાં મિતભાષી રહ્યા હતા. ઍલિયટમાં જે આપણા યુગમાં અનન્ય અને અદ્વિતીય કહેવાય એવી અસાધારણ સંસ્કારિતા અને શિષ્ટતા હતી એનો આંક એમનાં કાવ્યોની સુઘટતા, એમનાં કફ-કૉલરની સ્વચ્છતા અને એમના અંગત જીવન વિષેની આ મિત-ભાષિતા પરથી કાઢી શકાય. જોકે આયુષ્યનાં અંતિમ વર્ષોમાં મરણોત્તર વિવેચનગ્રંથ 'To Criticize the Critic' અને તેમાં યે ૧૯૫૩માં જન્મસ્થાન સેન્ટ લુઈમાં વૉશિંગ્ટન યુનિવર્સિટી સમક્ષના પ્રવચનમાંથી પ્રતીત થાય છે તેમ એમણે એમની આ મિતભાષિતાનો કંઈક સંકોચપૂર્વક અને પૂર્ણ ગૌરવપૂર્વક ત્યાગ કર્યો હતો. ૧૯૫૮માં એમણે એમનું અંતિમ કાવ્ય–'To My Wife'–રચ્યું ત્યારે એમાં પ્રથમવાર જ એમણે એમના જીવનના અંગત અનુભવનું, પ્રેમના–પરિણીત પ્રેમના–અનુભવનું કાવ્ય રચ્યું. આ પૂર્વે એમણે એમના દીર્ઘ - બલકે સુદીર્ઘ, અર્ધી સદી જેટલા સર્જનકાળમાં એમના જીવનના અંગત અનુભવનું એકેય કાવ્ય રચ્યું ન હતું. આમ, ઍલિયટનું અંતિમ કાવ્ય એ એમના જીવનના અંગત અનુભવનું એમનું પ્રથમ કાવ્ય છે. ઍલિયટ-(જ. ૧૮૮૮)નું વય ત્યારે ૭૦ વર્ષનું હતું.

૧૯૫૮માં ઍલિયટે એમનું પાંચમું અને અંતિમ પદ્યનાટક–'The Elder Statesman'–રચ્યું. ૧૯૫૯માં એમણે આ પદ્યનાટક પ્રસિદ્ધ કર્યું અને એમના દ્વિતીય પત્ની Valerie–વાલેરીને અર્પણ કર્યું ત્યારે એમાં પ્રથમ પૃષ્ઠ પર અર્પણકાવ્ય–'To My Wife'–રૂપે આ કાવ્ય પ્રગટ કર્યું. પછી ૧૯૬૩માં એમણે એમનો સમગ્ર કાવ્યસંગ્રહ–'Collected Poems: 1909-1962'–પ્રસિદ્ધ કર્યો ત્યારે એમાં અંતિમ પૃષ્ઠ પર સ્વતંત્ર કાવ્ય–'A Dedication to My Wife'–રૂપે પાઠાન્તરો સાથે આ કાવ્ય પ્રગટ કર્યું. અહીં આ લઘુલેખના આરંભે કાવ્યના બન્ને પાઠ આપ્યા છે.

ઍલિયટ વિરહના કવિ છે, વિશ્વવ્યાપી વિરહના મહાન કવિ છે. મનુષ્યનો પરમેશ્વરથી વિરહ, મનુષ્યનો અન્ય મનુષ્યોથી વિરહ, સ્ત્રી અને પુરુષનો પરસ્પરથી વિરહ, મનુષ્યનો પોતાની જાતથી વિરહ–આવા અનેકવિધ અનંત વિરહનો અનુભવ એ ઍલિયટની કવિતાનો મુખ્ય અનુભવ છે, કહેવું હોય તો કહી શકાય કે એકમાત્ર અનુભવ છે.

ઍલિયટનું આ અંતિમ કાવ્ય એ મિલનનું, સ્ત્રી અને પુરુષના પરસ્પર મિલ-નનું, ઍલિયટ અને વાલેરીના પરિણીત પ્રેમનું કાવ્ય છે. છતાં એમાં યે વ્યાપક અર્થમાં વિરહનો અનુભવ છતો થયા વિના રહેતો નથી. ઍલિયટનું પ્રથમ કાવ્ય 'The Love Song of J. Alfred Prufrock'. એ કાવ્યથી આ અંતિમ કાવ્ય

લગીનાં ઍલિયટનાં સૌ કાવ્યો અને પદ્યનાટકોને એક સળંગ કૃતિરૂપે જોઈ શકાય, જોવાં જોઇએ. ઍલિયટે અનેકવાર કહ્યું છે કે કેટલાક એવા કવિઓ છે કે જેમનાં સૌ કાવ્યો એક સળંગ કૃતિરૂપ હોય છે. ઍલિયટ પોતે એવા એક કવિ છે. એક પ્રશ્નના ઉત્તરમાં એમણે પોતાની સર્જનપ્રક્રિયાની આમ સમજ આપી હતી: 'That's one way in which my mind does seem to have wor.ed throughout the years poetically–doing things separately and then seeing the possibility of fusing them together, altering them, and making a kind of whole of them.' અલબત્ત, ઍલિયટે 'Ash Wednesday' અને એના છ ખંડો વિષે આ વિધાન કર્યું હતું. પણ એના સંદર્ભમાં એમનાં 'The Complete Poems and Plays'-ને એક સળંગ કૃતિરૂપે જોઈ શકાય, જોવાં જોઇએ. એટલે આ લઘુલેખમાં આપણે ઍલિયટના આ અંતિમ કાવ્યને, એમાં જે મિલન અને વિરહનો અનુભવ છે તેને ઍલિયટના પ્રથમ કાવ્ય–'પ્રુફ્રૉક'થી તે આ કાવ્ય લગીની એમની જે સમગ્ર કવિતા–કાવ્યો અને નાટકો–છે તેના સંદર્ભમાં અને ત્યાર પછી ઍલિયટના જીવનના અંગત અનુભવના સંદર્ભમાં સમજવાનો પ્રયત્ન કરીશું.

પ્રુફ્રૉક એ 'Overwhelming Question'–અનિર્વચનીય પ્રશ્નનું કાવ્ય છે. એમાં પ્રુફ્રૉકે કોઈ એક હવેલીના પહેલા મજલા પરના કોઈ એક ખંડમાં જે કેટલીક સ્ત્રીઓ–'women'–છે એમાંની કોઈ એક સ્ત્રી 'She' ને એક પ્રશ્ન પૂછવાનો છે. શો પ્રશ્ન એવું તમે ન પૂછશો. કારણકે પ્રુફ્રૉકે, પોતાનો મિત્ર એને શો પ્રશ્ન એવું હમણાં પૂછશે એવી શંકા, બલકે શ્રદ્ધાથી, એના મિત્રને અને સાથે સાથે તમને પણ વિનયપૂર્વક, નમ્રતાપૂર્વકની વાણીમાં વિનંતિપૂર્વક કહ્યું છે, 'Oh, do not ask, 'what is it ?'. એ પ્રશ્ન સાચ્ચે જ અનિર્વચનીય છે. શબ્દોમાં પૂછી શકાય એવો નથી. એટલે પ્રુફ્રૉક આ પ્રશ્ન આ સ્ત્રીને પૂછતો જ નથી. પ્રુફ્રૉક પોતાને અને પોતાના મિત્રને પૂછે છે:

Would it have been worth while,
To have bitten off the matter with a smile,
To have :queezed the universe into a ball,
To roll it toward some overwhelming question,
To say: 'I am Lazarus, come from the dead,
Come back to tell you all, I shall tell you all'—
If one, settling a pillow by her head,

Should say: 'That is not what I meant at all.
That is not it, at all.'

અને પછી આ પ્રશ્ન પૂછવો અશક્ય છે એવો ધરાર એકરાર કરે છે :

'It is impossible to say just what I mean!
But as if a magic lantern threw the nerves in patterns on a screen:'

આ પ્રશ્ન તો nerves—જ્ઞાનતંતુઓને, તંતુએ તંતુને પ્રગટ કરીને જ પૂછી શકાય. આ પ્રશ્ન તો કવિઓ, સંતો અને પ્રેમીઓનું રહસ્ય છે. આ પ્રશ્ન પૂર્ણતા વિષેનો છે, આ પ્રશ્ન કદાચ પરમેશ્વર વિષેનો છે. આવો પ્રશ્ન પૂછવાનું માનવવાણીનું ગજું નથી. અને જો આવો પ્રશ્ન પૂછવાનું માનવવાણીનું ગજું હોય તો પ્રુફ્રૉકનું ગજું નથી. પ્રુફ્રૉક આ બધું બરોબર સમજે છે. આ સ્ત્રીને પણ પૂરેપૂરી સમજે છે. એ જાણે છે કે આ સ્ત્રી પોતાને, પ્રુફ્રૉકને સહેજ પણ નહીં સમજે. એની સમક્ષ જ્ઞાનતંતુઓ પ્રગટ કરી શકાય? એને કહી શકાય કે 'હું તને બધું જ—'all'—કહીશ? એની પાસે પરમેશ્વરનો 'પ' પણ ઉચ્ચારી શકાય?

પ્રુફ્રૉક આ પ્રશ્ન ભલે ન પૂછે, આપણે પણ એની વિનંતિને માન આપીને 'શો પ્રશ્ન' એવો પ્રશ્ન ભલે ન પૂછીએ. પણ સમગ્ર કાવ્યનો ધ્વનિ તો જરૂર કંઈક પામી શકીએ અને એને આધારે આ પ્રશ્ન જરૂર કંઈક કલ્પી શકીએ. આ પ્રશ્ન સ્ત્રી અને પુરુષના પરસ્પરના સંબંધ વિષેનો છે, એક મનુષ્યના અન્ય સૌ મનુષ્યો સાથેના સંબંધ વિષેનો છે, મનુષ્યના પોતાની જાત સાથેના સંબંધ વિષેનો છે, મનુષ્યના પરમેશ્વર સાથેના સંબંધ વિષેનો છે. ઍલિયટની સમગ્ર કવિતાનો ધ્વનિ, હું સમજું છું તેમ, કંઈક એવો છે કે મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ ન હોય તો અન્ય સૌ સંબંધો શક્ય નથી. અન્ય સૌ સંબંધોમાં અર્થ, મૂલ્ય, સૂઝ, સમજ, સહાનુભૂતિ, સમસંવેદન શક્ય નથી. અને જ્યાં આ બધું શક્ય ન હોય ત્યાં શબ્દો દ્વારા અભિવ્યક્તિ, સંક્રાન્તિ પણ શક્ય નથી. ત્યાં છે કેવળ વિખૂટાપણું, અટૂલાપણું; કેવળ ભય, શંકા, વેદના, નિર્વેદ, નિષ્ક્રિયતા, નિઃસારતા, મૃત્યુ અને મૌન. આથી જ પ્રુફ્રૉક આ સૌ અનુભવોનું, એનાં સંવેદનોનું પુનરાવર્તન કર્યાં કરે છે. અને આથી જ કાવ્યનું સ્વરૂપ અનિવાર્યપણે પ્રુફ્રૉકની નાટ્યાત્મક એકોક્તિ—dramatic monologue—નું છે. આમ ઍલિયટના પ્રથમ કાવ્યમાં જ ચિરવિરહનો અનુભવ છે. ત્યાર પછીની ઍલિયટની સમગ્ર કવિતા—કાવ્યો અને નાટકો—માં એનું વાચ્યાર્થ કે ધ્વન્યાર્થરૂપે, પ્રત્યક્ષ કે પરોક્ષરૂપે અનુસંધાન છે, પુનરાવર્તન છે. જોકે પ્રત્યેકમાં કંઈક ને કંઈક નવો સંદર્ભ, નવી અનુભૂતિ, નવું પરિમાણ પણ પ્રગટ થાય છે. અને આ અંતિમ કાવ્યમાં ભલે ચિરવિરહનો અનુભવ ન હોય તો પણ એમાં વ્યાપક

અર્થમાં, આ લઘુલેખને અંતે જોઈશું તેમ, વિરહનો અનુભવ છતો થયા વિના રહેતો નથી.

'Portrait of a Lady'માં પણ સન્નારી અને એના મિત્રનો પરસ્પરનો આવો જ સંબંધ—બલકે સંબંધનો અભાવ છે, આવો જ સંબંધની નિષ્ફળતાનો, અશક્યતાનો અનુભવ, વિરહનો અનુભવ છે. કાવ્યને અંતે Lady—સન્નારી મિત્રની અંતિમ વિદાયની ક્ષણે એકરાર કરે છે:

'For everybody said so, all our friends,
They all were sure our fee ings would relate
So closely! I myself can hardly understand.
We must leave it now to fate.
You will write, at any rate.
Perhaps it is not too late.
I shall sit here, serving tea to friends'.

મિત્ર પણ કાવ્યમાં બેત્રણ વાર પોતાના આત્મબળ– elf-possessionનો ઉલ્લેખ કરે છે:

'I keep my countenance,
I remain self-possessed
Except when a street-piano, mechanical and tired
Reiterates scme worn-out common song
With the smell of hyacinths acrcss the garden
Recalling things that other people have desired.'
...............
'My self-possession flares up for a second;
*This* is as I had reckoned.
. . . . . . . .
My self-possession gutters; we are really in the dark.'

અહીં મિત્ર પણ પોતે અને આપણે સૌ સાચે જ અંધકારમાં છીએ, આપણા સ્વયં-સર્જિત નરકના અંધકારમાં છીએ એમ કહીને પોતાની નિર્બળતાનો નમ્રપણે સ્વીકાર કરે છે. કોઇ પણ મનુષ્યનો એની સાથેનો સંબંધ શકય નથી અને એનો કોઇપણ મનુષ્યની સાથેનો સંબંધ શકય નથી. એ એવો નિજમાં નિમગ્ન છે, નિજમાં નિબદ્ધ છે; એનું એવું આત્મબળ છે, એવું સ્વ-બળ છે, એ એવો સબળ છે કે એ કોઇ પણ મનુષ્ય

સાથેનો સંબંધ સ્થાપવામાં, કોઈપણ મનુષ્યને હૃદય અર્પણ કરવામાં નિર્બળ છે. આથી કોઈ પણ મનુષ્યનો–અહીં સન્નારી–Lady–નો એની સાથેનો સંબંધ શક્ય નથી. અને આથી જ આ કાવ્યનું સ્વરૂપ પણ મિત્રની નાટ્યાત્મક એકોક્તિનું છે.

'Hysteria', 'Conversation Galante' અને 'La Figlia Che Piange'–'પ્રુફ્રૉક' સંગ્રહમાં અંતે જે આ ત્રણ કાવ્યો છે તે 'પ્રુફ્રૉક અને 'લેડી' જેવાં મહત્ત્વાકાંક્ષી નથી પણ આ ત્રણ કાવ્યોમાં પણ સ્ત્રી અને પુરુષનો પરસ્પરનો સંબંધ શક્ય નથી એથી એમાં પણ વિરહનો અનુભવ છે. આ કાવ્યોનું સ્વરૂપ પણ નાટ્યાત્મક એકોક્તિનું છે.

'Gerontion' એ 'પ્રુફ્રૉક' અને 'લેડી'થી વધુ મહત્વાકાંક્ષી કાવ્ય છે. એથી એમાં વિરહનો અનુભવ વધુ તીવ્ર છે. જીરૉન્શન (અલ્પાત્મા જરાયુ) કોઈ સ્ત્રી (અથવા ક્રાઇસ્ટ અથવા તો સ્વયં પરમેશ્વર) સાથેના સંબંધની અશક્યતાનો અનુભવ કરે છે, એકરાર કરે છે અને પ્રશ્ન પૂછે છે:

'I that was near your heart was removed therefrom
To lose beauty in terror, terror in inquisition.
I have lost my passion: why should I need to keep it
Since what is kept must be adulterated?
I have lost my sight, smell, hearing, taste and touch:
How should I use them for your closer contact?'

કાવ્યને અંતે જીરૉન્શન મૃત્યુની પ્રતીક્ષા કરે છે ત્યારે પોતાના આ મિથ્યા પ્રલાપ વિષે પણ એકરાર કરે છે:

'Thoughts of a dry brain in a dry season'

વર્ષા વિનાની, પ્રેમવર્ષા વિનાની શુષ્ક ઋતુમાં શુષ્ક ચિત્તના આ વિચારો છે. (આ કાવ્ય પોતાના અનુગામી કાવ્ય તરીકે 'The Waste Land'ની પ્રતીક્ષા કરે છે. બન્ને કાવ્યમાં નાયક અંધ, વૃદ્ધ અને નિર્વીર્ય છે. બન્ને કાવ્યમાં જલ-વર્ષા નથી, રણ-શુષ્કતા છે. આ કાવ્યનું સ્વરૂપ પણ જીરૉન્શનની નાટ્યાત્મક એકોક્તિનું છે. પણ એમાં વિરહનો અનુભવ 'પ્રુફ્રૉક' અને 'લેડી'માં છે એથી વધુ તીવ્ર છે. એથી 'પ્રુફ્રૉક અને 'લેડી'માં ક્યાંક ક્યાંક પ્રાસ છે અને ક્યાંક ક્યાંક Pentameter–પાંચ એકમ–થી વધુ લાંબી કે ટૂંકી પંક્તિઓ છે, જ્યારે આ કાવ્યનો છંદ સળંગ blank verse છે. વળી ઍલિયટે આ કાવ્યને 'The Waste Land'ની નાન્દીરૂપે યોજવાનું વિચાર્યું હતું પણ મિત્રગુરુ પાઉન્ડના સૂચનથી એમણે આ કાવ્યને સ્વતંત્ર કાવ્યરૂપે પ્રગટ કર્યું હતું. આમ, આ કાવ્યનું ખંડસ્વરૂપ, અપૂર્ણ સ્વરૂપ–fragmentariness–સૂચવાય છે.

કાવ્યનું આ સ્વરૂપ જીરૉન્શનના કોઈ સ્ત્રી (કે ક્રાઇસ્ટ કે પરમેશ્વર) સાથેના સંબંધની અશકયતાના અનુભવનું, વિરહના અનુભવનું અનિવાર્ય પરિણામ છે.

ઍલિયટે 'The Waste Land' માં મહાકાવ્યનો પનો નહીં (કાવ્યમાં ૪૩૩ પંકિત છે), મહાકાવ્યનું પોત પ્રગટ કર્યું છે. ઍલિયટે 'The Waste Land' રચ્યું એટલે હવે કહી શકાય કે કાવ્યે મહાકાવ્ય થવા માટે મહાકાય થવાની જરૂર નથી. ઍલિયટે આ કાવ્યમાં માત્ર આપણા યુગનું કે આપણી સંસ્કૃતિનું જ કાવ્ય નથી રચ્યું પણ સૌ યુગોનું અને સૌ સંસ્કૃતિઓનું કાવ્ય રચ્યું છે. કાવ્યનું શીર્ષક સ્પષ્ટ છે. આપણું જગત, આપણું જીવન, આપણી સંસ્કૃતિ, આપણો યુગ મરુભૂમિ છે. એમાં જલનું એક બિંદુ નથી. છે માત્ર શુષ્ક, રકતવર્ણ પાષાણો અને વિસ્તીર્ણ વાલુકાપુંજો. અહીં કશું જ ઊગી ઊપજી શકે નહીં, ફૂલીફાલી શકે નહીં, મ્હોરી ફોરી શકે નહીં. એટલે તો કાવ્યને આરંભે જ Tiresias—તાઇરેસીઆસ (અંધ ગ્રીક ભવિષ્યવેત્તા) પ્રશ્ન પૂછે છે:

'What are the roots that clutch, what branches grow
Out of this stony rubbish?'

હા, કાવ્યને અંતે મેઘગર્જના થાય છે:

DA ...... DA ...... DA ......

પણ ઉપનિષદ્‌ના આ શબ્દો એ મેઘની ભેટ નથી, મેઘનું વચન છે. ભેટ હોત તો તો મનુષ્યજાતિને શાંતિ સિદ્ધ હોત. પણ વચન છે, આદેશયુકત વચન છે. એટલે એ વચનનું, એમાંના આદેશનું મનુષ્યજાતિ પાલન કરે તો જ એને શાંતિ સિદ્ધ થાય. કાવ્યની અંતિમ પંકિત છે:

'Shantih shantih shantih'

આમ, ઍલિયટે 'The Waste Land' માં આપણા યુગનું ઉપનિષદ્ રચ્યું છે.

કાવ્યને આરંભે hyacinth girl—ફૂલકન્યા અને એના પ્રિયજનનો પરસ્પરનો સંબંધ શકય નથી. એ અનુભવનો, વિરહના અનુભવનો પ્રિયજન એકરાર કરે છે:

'You gave me hyacinths first a year ago;
'They called me the hyacinth girl.'
— Yet when we came back, late, from the Hyacinth garden,
Your arms full, and your hair wet, I could not
Speak, and my eyes failed, I was neither
Living nor dead, and I knew nothing,
Looking into the heart of light, the silence.

ત્યાર પછી કોઈ સુસજ્જ સુશોભિત ખંડમાં સુન્દર આસન પર સ્થિત એવી કોઈ એક અનામી ધનિક સ્ત્રી—કદાચને કોઈ રૂપજીવિની અને એના પ્રિયતમનો પરસ્પરનો સંબંધ શક્ય નથી એ અનુભવનો, વિરહના અનુભવનો અનામી સ્ત્રી ઉદ્ગાર કરે છે:

'My nerves are bad to-night. Yes, bad. Stay with me
'Speak to me. Why do you never speak. Speak.
'What are you thinking of ? What thinking? What?
'I never know what you are thinking. Think.'

ત્યાર પછી Lil—લીલ અને Albert—આલ્બર્ટનો પરસ્પરનો સંબંધ શક્ય નથી એ અનુભવનો, વિરહના અનુભવનો ધ્વનિ પ્રથમ વિશ્વયુદ્ધ પછી તરતના જ સમયમાં લંડનના એક ગરીબ લત્તામાં—એક પીઠામાં મોડી રાતે લીલ અને આલ્બર્ટના કેટલાક મિત્રો—Bill—બિલ, Lou—લુ અને May—મે એમની વાતચીત દ્વારા પ્રગટ કરે છે.

ત્યાર પછી ગ્રીષ્મની રાત્રિઓમાં લંડનમાં ટેઈમ્સના તટ પર nymphs—વનકન્યાઓ અને એમના મિત્રોનો પરસ્પરનો સંબંધ કેવો તો કામયુક્ત અને ક્ષણભંગુર છે એનો તાઇરેસીઆસ ઉલ્લેખ કરે છે:

'...... The nymphs are departed.
Sweet Thames, run softly, till I end my song.
The river bears no empty bottles, sandwich papers,
Silk handkerchiefs, cardboard boxes, cigarette ends
Or other testimony of summer nights, The nymphs are departed.
And their friends, the loitering heirs of city directors;
Departed, have left no addresses.'

ત્યાર પછી Sweeney—સ્વીની અને Mrs. Porter—શ્રીમતી પૉર્ટર(એક વેશ્યા)ના પરસ્પરના સંબંધમાં અને Mr. Eugenides—શ્રી યુજિનાઇડ્સ (the Smyrna merchant—સ્મીર્નાના વ્યાપારી) અને તાઇરેસીઆસના પરસ્પરના સંબંધમાં જે વિકૃતિ અને વ્યભિચાર છે એનો તાઇરેસીઆસ ઉદ્ગાર કરે છે.

ત્યાર પછી Typist—એક ટાઇપિસ્ટ છોકરી અને Clerk—એક કારકૂનના પરસ્પરના સંબંધમાં જે વ્યભિચાર છે એની કરુણતા પ્રત્યે તાઇરેસીઆસે 'And I Tiresias have foresuffered all' આ પંક્તિમાં જે કરુણા પ્રગટ કરી છે એ કરુણાનું દર્શન એકમાત્ર બુદ્ધના કે જિસસના જ જીવનમાં થાય છે. અન્યત્ર આવી અગાધ કરુણાનું દર્શન દુર્લભ છે. કાવ્યમાં ૨૧૫–૨૫૬ પંક્તિઓ એટલે કે કુલ ૪૨ પંક્તિના બે પૅરેગ્રાફ

ઍલિયટની એક મહાન સિદ્ધિ છે. આ લઘુલેખમાં શક્ય હોત તો આ બન્ને પૅરૅગ્રાફ અહીં આપ્યા હોત! સહૃદયોને આ પૅરૅગ્રાફ ઍલિયટના કાવ્યસંગ્રહમાંથી વાંચવાની વિનંતિ છે. ત્યાર પછી Elizabeth–મહારાણી એલિઝાબેથ અને એના એક પ્રેમી Leicester–લીસ્ટરના પરસ્પરના સંબંધને પડછે ત્રણ Thames–daughters–ટેઇમ્સ કન્યાઓનો અને એમના પ્રિયજનોનો પરસ્પર સંબંધ શકય નથી એવા અનુભવનો, વિરહના અનુભવનો આ ત્રણ ટેઇમ્સ કન્યાઓ એકરાર કરે છે:

'I can connect
Nothing with nothing.
The broken fingernails of dirty hands.'

કાવ્યના આરંભે અસંખ્ય મનુષ્યોનો, એક સમગ્ર માનવસમૂહનો પરસ્પરનો સંબંધ શકય નથી એવો ટાઇરેસીઆસ એકરાર કરે છે:

'Unreal City'
*Under the brown fog of a winter dawn*
A crowd flowed over London Bridge, so many,
I had not thought death had undere so many,
Sighs, short and infrequent, were exhaled,
And each man fixed his eyes before his feet.'

આ અસંખ્ય મનુષ્યો નીચે મોંએ વહી જાય છે. એમના જીવનમાં વિખૂટાપણું છે, અટૂલાપણું છે; મૌન છે, મૃત્યુ છે. તેમ કાવ્યના અંતે પણ અસંખ્ય મનુષ્યો, એક વિરાટ માનવસમુદાય અફાટ ધરતી (કદાચને પ્રથમ વિશ્વયુદ્ધ પછીના સમયમાં પૂર્વ યુરોપની) પર અહીંતહીં ભમે ભટકે છે અને અનેક નગરીઓ ભાંગીને ભોંય ભેગી થાય છે, સ્વપ્નની જેમ સરી જાય છે એવો ઉલ્લેખ તાઇરેસીઆસ કરે છે:

'Who are those hooded hordes swarming
Over endless plains, stumbling in cracked earth
Ringed by the flat horizon only
What is the city over the mountains
Cracks and reforms and bursts in the violet air
Falling towers
Jerusalem Athens Alexandria

Vienna London
Unreal'

અને આપણે સૌ મનુષ્યો હવે પરસ્પરનો સંબંધ શક્ય નથી એથી સ્વના, અહમ્‌ના કારાગારના એકાન્તમાં એકલા, અટૂલા, વિખૂટા વિખૂટા વસીએ છીએ અને ચાવીનું, જેણે એક વાર અને માત્ર એક જ વાર કારાગારના દ્વાર ખોલ્યાં હતાં એ ચાવીનું (એટલે ક્રાઈસ્ટનું ? ) ચિન્તન કરીએ છીએ એવા અનુભવનો, વિરાટ વિરહના અનુભવનો એકરાર તાઈરેસીઆસ કરે છે : (ક્રમશઃ)



**અવહેલા ☐ જગદીશ જોષી**

સૂરજને જોઈ મુખ કમલિની ફેરવે
હવે સૂરજને ઢૂંઢવું પાતાળ.
મોઢું દેખાડવાનો મહિમા નહીં: એને
પાંદડીને ચૂમવી વાચાળ.

ખોવાયો ખોવાયો ફરતો રૂહે બ્હાવરો
ને ઓછપને ઓઢી સંતાય.
નભનો મારગ મથે ટૂંકવવા, શમણાંઓ
પળપળને કાંતી કંતાય.
ઝાઝેરું જીવ્યાનો થાતો અફસોસ: એને
કિરણો પણ લાગે જંજાળ.

વાદળના મ્હેલ સૂના સૂના લાગે ને
હવે જળના દર્પણમાં તિરાડ.
ઝંખેલા પ્રેમને પામ્યા વિના તો હવે
પાંપણ પર પથરાતા પ્હાડ.
આભના બે છેડાની વચ્ચે આ રણ, અને
મૃગજળની ઝળહળતી ઝાળ !

**ગઝલ ☐ શ્યામ સાધુ**

પહોંચી ગયાંનો અર્થ અહીં સ્થળ મહીં હતો,
ઝૂકી જરા મેં જોયું તો હું જળ મહીં હતો.

હું જાણું છું અહીં કે સમય છે અવાવરુ,
ને આમ જો જુઓ તો વળી પળ મહીં હતો.

પ્હેરી શકાય એ રીતે પહેરું પ્રતીતિઓ,
કોને ખબર છે કેટલાં અંજળ મહીં હતો.

વિસ્મય અને અભાવ અહીં બેઉ દોસ્ત છે
સાચું પૂછો તો હું યે અટકળ મહીં હતો.

છે ચેતના થકી જ ન હોવાની લાગણી,
લાગે છે : ખુલ્લી આંખતણાં છળ મહીં હતો.

## મારામાં □ બરકત વીરાણી

સતત ચાલી રહ્યા છે શ્વાસ ને ધબકાર મારામાં,
કરે છે કોણ આ આઠે પ્રહર સંચાર મારામાં?

હવે સંસારમાંથી કાંઈ મેળવવું નથી મારે,
હવે શોધી રહ્યો છું હું બધો યે સાર મારામાં

બિચારા મારા પડછાયાય મારી બહાર ભટકે છે,
નહીં મળતો હશે એને કોઈ આધાર મારામાં

અરીસામાં નિરખવાની મને ફુરસદ હજી ક્યાં છે?
કરું છું હું હજી તો ખૂદ મને સાકાર મારામાં.

ભીતર ખખડ્યા કરીને રાતભર ઊંઘવા નથી દેતા,
ભર્યા છે કેટલાંય સ્વપ્નના ભંગાર મારામાં.

કદાચ એથી જ મારામાંથી હું નીકળી નથી શકતો,
બીડાયેલાં હશે કંઈ કેટલાંયે દ્વાર મારામાં.

ભલા આ સૂર્યકિરણોને હજી એની ખબર ક્યાં છે?
દિવસ ઊગતાં સમાઈ જાય છે અંધાર મારામાં.

હું ડૂબી જઈશ તો પહોંચાડશે એ લાશને કાંઠે,
રહેલો છે કોઈ એવો ય તારણહાર મારામાં

હૃદય લઈને ફરું છું તો પછી ઘરની જરૂરત શી?
કરી લઉં છું મને મળનારનો સત્કાર મારામાં.

મને લાગે છે – મારામાં જ ખોવાઈ ગયાં છે એ,
ઊઠે છે એમ એના નામના પોકાર મારામાં.

તમે મલક્યાં હતાં જો કે ફક્ત એક ફૂલના જેવું,
મગર ખીલી ગયો છે આખો એક ગુલઝાર મારામાં.

બીજાને શું, મને ખૂદને ય હું ચાહી નથી શકતો;
ફક્ત તારે જ માટે છે બધો યે પ્યાર મારામાં.

છું હું તો આઈના જેવો, અપેક્ષા કંઈ મને કેવી?
કરી લો આપ પોતે આપના દીદાર મારામાં

જગત તો શું કે મારી જાત પણ જોઈ નથી શકતી,
છુપાઈને રહ્યો છે એ રીતે કિરતાર મારામાં.
એ એક જ હોત તો એનો મને કંઈ ભાર ના લાગત,
રહેલા છે મગર બેફામ તો બે-ચાર મારામાં.

□

**દોસ્તીના વણકર □ ભાનુપ્રસાદ પંડ્યા**

મળ્યા દોસ્તીના વણકર
અહો, સમયની શાળ ઉપરથી
તૂટી ગયેલો કૈંક વરસનો તાર સાંધતા તરત જ !
બહુ આકરી ખોટ ભોગવી
હવે મળ્યાનું માંડ સાંપડ્યું એક રાતનું રળતર !
પછી આંકડા ભીડી જતું,
પૂછ્યાં પલાખાં, પાટી ફોડી
રોતું હસતું ગ્હેકી ઊઠ્યું સાત વરસિયું ભણતર !
અને પુચ્છનો ગુચ્છ ઉછાળી
ગાજી ઊઠી ક્યાંક અચાનક
ગળતી રાતે કોક અશ્વની હેપા !
પાંપણની ઝાપટમાં ઊડ્યા કૂવા પાવઠા
અરે, ઊપસી રહી પલકમાં
કંકુનાં પગલાંની રેખા !
ફૂલ ઊછેર્યાં – કરમાયાં કૈં
પડઘાયા એનાં હાસ–નિસાસ !
બધું હવામાં ચણતર !
સ્મરણોનું આ રહ્યું સાથમાં
હવે આટલું વળતર !
ને એમ વાતને તાણેવાણે
અતીતની ઉપસાવી ભાત
ગૂંથી કાઢી સરાઈમાં આખી યે રાત !
રહ્યા આભમાં તારા યે બસ, ગણતર!
મળ્યા દોસ્તીના વણકર
અહો, સમયની શાળ ઉપરથી
તૂટી ગયેલો તાર સાંધતા તરત જ !

### તમે–અમે ☐ સુરેશ દલાલ

તમે ગયાં ને
વહાણો ડૂબ્યાં, દરિયો ડૂબ્યો;
માથા પરથી ઊડી ગયું આકાશ.
ડાળથી ખરી ગઈ લીલાશ.
પંખીના ટહૌકાનો
ભીનો
રહ્યો નહીં કોઈ સ્વાદ
જાળમહીં પકડાઈ ગયેલી માછલીઓના
ગીત, —
ગમે તો ગાજો
અમે તો ડૂબી ગયેલા દરિયાને
આંખોથી પાછો ગાઈ લઈએ.

☐

### બે લઘુ કાવ્યો ☐ વિપિન પરીખ

આ શયનખંડમાં
પ્રતિબિંબ અહીં પહેરો ભરે છે, પણ —
બેડરૂમના પલંગની કપાઈ ગઈ છે પાંખ
ને પંખાની ગોળ હવા તળે
સફેદ બગલા સમી ચાદર હલે છે ક્ષણ.

☐

ભૂખરી આ ભીંત પર
પીપળાની છાયાઓના ઓળા

ફૂલના ટ્હૌકા બધા પંખી થઈ ઊડી ગયાં

સુક્કા ઘાસમાં
સાપ થઈ સરકે પવન

ખંડેરમાં શેવાળની પગલી લીલી
લપસી રહી.

## બે કાવ્યો □ કિરાત વકીલ

હજી મારે
અહમ્‌ના કેટલાંયે ખૂણા
કરવાના કૂણા

હજી ઘણી યે વાર
અભાનપણે
જાણે બીજાની જ વાતો કરતો હોઉં, એમ –
કોઈકની નિષ્ફળતાની આડે
મારી સફળતાની વાતો કરી લઉં છું.
કંઠમાં હાર ઝૂલતો હોય
તો ય મને
એક પાંદડીની સ્પૃહા.
મારા ભર્યા ભર્યા ખંડ મને લાગી રહે ઊણા

હજી ઘણી યે વાર
મારા કાન
ઝાઝો સમય કોઈને હું દઈ નહીં શકું
બીજાની પ્રસંશાને ઘણીયે વાર હું સહી નહીં શકું
વૈશાખના આકાશ જેવું મારું આ હૃદય,
– હજી કોરું.
ભીંજવશે મને ક્યારે કોની કરુણા ?

હજી મારે
અહમ્‌ના કેટલાંયે ખૂણા
કરવાના કૂણા

## ક્યાં લગી ? □ મનોહર ત્રિવેદી

ક્યાં લગી જીવીશ હું બે શ્વાસ વચ્ચે ?
ક્યાં લગી ઝાકળ રહે છે ઘાસ વચ્ચે ?

એમ તો હું એકલો રહેતો નથી
હું વસું છું કેટલા નિઃશ્વાસ વચ્ચે ?

પ્રેત જેવું નગર પણ ઘેરે મને
ને ફરું છું મૃત ઘરોની લાશ વચ્ચે

જળ વિશે તરતો રહું છું તે છતાં
મારું હોવું છે ફક્ત ચિરપ્યાસ વચ્ચે

આંખનું જોવું - ન - જોવું એક છે
દૃષ્ટિઓ ભટકે નર્યા આભાસ વચ્ચે

રિક્તતાનું નામ બીજું જિન્દગી
ઓગળું છું એટલે અવકાશ વચ્ચે

હાથનો સમ્બન્ધ બૂઝે એ રીતે
જે રીતે બૂઝતું તિમિર ઉજાસ વચ્ચે



### નામ તમારું

કંઈ કેટલા નામનો ઊછળે મારે આંગણ દરિયો ;
એમાં એક જ નામ તમારું નાવ થઈને મ્હાલે !

## દુઃસ્વપ્ન ☐ મોહન ભગત

તે રાતે
લોકોએ કાગડાને બોલતો સાંભળ્યો.
પછી તો
વૃક્ષને પાનેપાન પાતાળ આવી બેઠું, થરથર્યું:
કેટલાકે ભોંયરામાં ઊતરી જવા વિચાર્યું,
કોઈકે ચિન્તાથી કહ્યું:
'કદાચ ન મરી જવાયું તો?'
(કાગડો ફરી બોલ્યો:)
'તો જ મરી જવું તે સબંધ.'

## બે કાવ્યો ☐ મકરંદ દવે

ઘાસની જિન્દગી લીલવરણી અને
ઘાસનું મૃત્યુ તો સોનવરણું

આવ, આ ઝૂલતાં ઘાસની મેડીએ
સર્વ દીવા બુઝાયા, છતાં તેડીએ
કોઈ લીલી સળી, કેડીએ કેડીએ
વાળ સોનેરી વિખરાઈ ચોગમ પડયા
ક્યાંક મુખ ઢાંકી લાજાળ, નમણું.–

ત્યાં પણે કરીને મથાળે ચડી
જોઈએ, વાય હેમંતી વાયુ, અડી
જાય આ બીડની ક્યાંક સોનાછડી,
હરણના જૂથમાં આજ આ ઘાસ પણ
સાથ ચરતું બની જાય હરણું.–

ખડ તણો ખાલી વિસ્તાર, કેવો ઝગે!
ઊતરી આમ ઢોળાવ, ઘરમારગે
ચાલતાં ચાલતાં પ્રિય, કદી ડગમગે
આપણા પાય, ત્યાં અંધકારે બને
દીપ, જો દીપ, એકેક તરણું.–

☐

જૂનો રે ડગલો જુદો નવ પડે,
નવો મારે ચડે નહીં અંગ,
ઉપરણાં વણે તું નવ નવ તેજના,
મને અહીં વાસી વળગે રંગ–
કિરણો વરસે ને કાળપ ઝગમગે.

આભમાં જોઉં તો ઠપકો આપતો
સૂરજ તપી તપી જાય,
નીચે રે જોઉં તો તરણું નાચતું
ભાઈ, એનું હસવું નો માય,–
અમે રે માણસ, મારગ ક્યાં મળે?

પળે પળે ઊડવાની પાંખ નંઈ
નંઈ કોઈ મૂળનાં મુકામ,
ઊભું રે અધવાટે અંધું પૂતળું
ખેલ એનો ફૂંકમાં તમામ.–
અંગારા ઝગે ત્યાં રાખ ફરી વળે.

# જળચરાં

ઊડ્યાં રે પાંખાળાં અદ્‌ભુત માછલાં-
એમાં આસમાની ભેજ,
એમાં આતમાનાં તેજ:
સાચાં તો યે કાચાં જાણે કાચનાં બે કાચલાં:
ઊડ્યાં રે પાંખાળાં અદ્‌ભુત માછલાં.

---

સાતે રે સાગર એના પેટમાં-
છાની વડવાનલની આગ,
અને પોતે ખારખારાં આગર:
સપનાં આળોટે એમાં ખોળું થઈને ચગળાં:
ઊડ્યાં રે પાંખાળાં અદ્‌ભુત માછલાં.

---

જળના દરવા ને જળમાં ઝળહળે,
કોઈ દિન રંગ ને વિલાસ,
કોઈ દિન પ્રભુ તારો પ્યાર:
મેર ને સાગર એમાં આગળાં ને પાછળાં:
ઊડ્યાં રે પાંખાળાં અદ્‌ભુત માછલાં.

— જુગતરામ દવે

## બે ગીત ☐ રમેશ પારેખ

### પરદેશીનું ગીત

ચકલીની હૂંફભરી છાતીએ લખીને સખી, મારો સંદેશ તને મોકલું
અહીંથી ઊડીને તારી આંખ સુધી પહોંચે
તે હૂંફ કંઈ સાહજિક લાગે
પીંછાનું જંગલ તો એટલું અવાવરુ કે
મારગ જોઉં ને બીક લાગે
સૂરજના તાપ થકી સળગી ગયેલી મારી ચીસો - ની મેશ તને મોકલું
દર્પણ પાસેથી એમ થાઉં પસાર
જેમ રણમાં લૂ વાયરો ફૂંકાતો
પાણીને સ્પર્શવાથી દાઝી ગયેલ
એક માણસ તરીકે ઓળખાતો
ખોવાતાં ખોવાતાં બાકી રહેલ એક માણસની શેપ તને મોકલું

☐

### મદારીનું પ્રણયગીત

મારી છાતીના રાફડામાં ચાહવું બનીને એક ગોટમોટ પોઢેલો નાગ છે
આવ, સખી, આવ એને છંછેડી નાખ, મારી મહુવરમાં મૂંઝાતો રાગ છે.

આંખોમાં કોઈ પાન ઊગ્યાનું ઘેન હાથચાલાકી જેટલું જ પોલું
વાદીનો ખેલ કોઈ ખાંધથી ઉતારે તો ખુલ્લા આકાશભર્યું બોલું
મારી પાસે તો એક ખોબો ભરીને નર્યો હું છું ને થીજેલી આગ છે.

મુઠ્ઠી તો ખોલ, એમાં સુક્કીડિબાંગ બે'ક ડાળખી સિવાય બીજું શું છે?
કેવી કરપીણ આ તે ઘટના ભાળું કે સખી, તું ય તારાં આંસુઓ ન લૂછે
ખરી જતા સગપણની વચ્ચે ફેંકીને એમ કહેવામાં આવ્યું: આ બાગ છે.

ઝીલી લે આજ લોહી સોંસરવા ડંખ લાવ, અહીંયા લંબાવ તારું લોહી
ટોળે વળીને કોઈ વાતો કરશે કે સાવ બાવળ પર કોઈ વેલ મોહી
આંસુને એકલાં ન પીવા બેસાય લાવ, એમાં તો મારો પણ ભાગ છે.

## બે ગીત □ રમેશ પારેખ

### પરદેશીનું ગીત

ચકલીની હૂંફભરી છાતીઓ લખીને સખી, મારો સંદેશ તને મોકલું
અહીંથી ઊડીને તારી આંખ સુધી પહોંચે
તે હૂંફ કંઈ સાહજિક લાગે
પીંછાનું જંગલ તો એટલું અવાવરુ કે
મારગ જોઉં ને બીક લાગે
સૂરજના તાપ થકી સળગી ગયેલી મારી ચીસો - ની મેશ તને મોકલું
દર્પણ પાસેથી એમ થાઉં પસાર
જેમ રણમાં લૂ વાયરો ફૂંકાતો
પાણીને સ્પર્શવાથી દાઝી ગયેલ
એક માણસ તરીકે ઓળખાતો
ખોવાતાં ખોવાતાં બાકી રહેલ એક માણસની શેપ તને મોકલું

□

### મદારીનું પ્રણયગીત

મારી છાતીના રાફડામાં ચાલવું બનીને એક ગોટમોટ પોઢેલો નાગ છે
આવ, સખી, આવ એને છંછેડી નાખ, મારી મહુવરમાં મૂંઝાતો રાગ છે.

આંખોમાં કોઈ પાન ઊગ્યાનું ઘેન હાથચાલાકી જેટલું જ પોલું
વાદીનો ખેલ કોઈ ખાંધથી ઉતારે તો ખુલ્લા આકાશભર્યું બોલું
મારી પાસે તો એક ખોબો ભરીને નર્યો હું છું ને થીજેલી આગ છે.

મુઠ્ઠી તો ખોલ, એમાં સુક્કીડિબાંગ બે'ક ડાળખી સિવાય બીજું શું છે?
કેવી કરપીણ આ તે ઘટના ભાળું કે સખી, તું ય તારાં આંસુઓ ન લૂછે
ખરી જતા સગપણની વચ્ચે ફેંકીને એમ કહેવામાં આવ્યું : આ બાગ છે.

ઝીલી લે આજ લોહી સોંસરવા ડંખ લાવ, અહીંયા લંબાવ તારું લોહી
ટોળે વળીને કોઈ વાતો કરશે કે સાવ બાવળ પર કોઈ વેલ મોહી
આંસુને એકલાં ન પીવા બેસાય લાવ, એમાં તો મારો પણ ભાગ છે.

☐ લાભશંકર ઠાકર

ને ઝાડ પરે બેસીને બોલે કાગ
શ્વેત ગાય ઊભી છે દૂબળી
લીલુંછમ છે ઝાડ
કાગ છે કાળો,
કાળો અવાજ એનો,
ચૂપ બધું,
હું મથ્યા કરું છું અનુવાદવા
એક કવિતા–,
એક કવિતા ઝાડ નીચે ઊભી છે
અથવા એક કવિ તે ઝાડ બની
ઊભો છે અથવા એક કવિ-મન ઝાડ બની
ઊભું છે –,
ઊભું છે?
હા, – સ્થિર,
જરીક પર્ણ ફરકતાં.
નીચે છાપામાં ઊભી છે
ભાષા
વાગોળે છે
દૂબળી આશા.

ઉપર કાગ બોલતો કાળું કાળું
ને જરીક હું સ્વપ્ના શું ભાળું તાળું
મારી જીભ પરે,
અરે
એક કવિતા અનુવાદવા મથ્યા કરું છું.

એક નથી કે અનેક
અથવા એકાનેક હશે વા એક જ?
હું ગૂંચવાયો સંખ્યામાં,
દુ:ખ છે ત્રણ:
શરીર દુ:ખ આપે છે મનને
મન આપે દુ:ખ તનને, ક્યાં છો સાંવરિયા?
ઠંડીમાં દુ:ખ
ગરમીમાં દુ:ખ
વર્ષામાં દુ:ખ વરસે
વાયુ આપે દુ:ખ દુ:ખ અગ્નિથી ખરતું
ભૂકમ્પ જ્યારે થાય દુ:ખનું મોં ઊઘડતું
સર્પ થકી દુ:ખ
વાઘ થકી દુ:ખ
મચ્છરથી દુ:ખ
માંકડથી દુ:ખ
માણસથી દુ:ખ
દુ:ખનો ઉપાય ક્યાં છે? ક્યાં છો સાંવરિયા?
દુ:ખોનો જે ઉપાય –
મારો અર્થ
અર્થને શોધું,
– રે આ મથ્યા કરું છું
અનુવાદવા એક કવિતા.
ઝાડ નીચે ઊભી છે દૂબળી
વાગોળે છે જિમ
ઈમ વાગોળે ભાષા મન મારું.
મન મારું વાગોળે મનને ઈમ
જિમ વાગોળે દૂબળી ગાય
ઝાડની છાયા?
–જે કથ્યા કરે છે કાગ
એ ય સમજું ના
ને ભાષાની ભીતરમાં –
ભાષા તો શબ્દો:
અક્ષરનો મેળ,
સેળભેળ જે સૃષ્ટિની સ્ફૂર્તિ
એનો અવાજ અંશ

એ અંશે ઉપજાવ્યા અક્ષર
અક્ષરના કંઈ મેળ વિવિધ, ને
એમ બની ગઈ ભાષા;
આશા અંધારી
અંધારી આશા આકાશે
વરસી મૂશળધારે
ને ભાષાના ભણેશરીઓ
અટવાતા ઑશારે, ક્યાં છો સાંવરિયા ?
ભાષાને ના વળગે ભુર,
વસ્તુને શું સમજે વ્યાકરણી !
બાર ગાઉએ બદલે બોલી
પોલી પોલી પીપુડીઓ વાગે ને ગાજર ના વાગે.
ગાજર તો ભઈ ખવાય
રાતામાતા થવાય
ઘડો પાણી પીવાય
વાઘ થકી ના બીવાય
તરસે ભણેશરી,
ભણેશરી ભાષામાં તરશે
કે અધવચ્ચે મરશે ?
ગણેશરી ગણશે ગણિતને
જાણશે ઈંડાં બે,
બેમાં પતી જશે.
બેમાં બાદ થશે જી મારી આંખ, જીભ ને સંધુ,
બંધુ મારા અર્થ બધા યે થશે વ્યર્થ
રે ગણિતમાં,
અનેક દુ:ખો ગળાઈ જાશે ગણિતમાં.
ગણિતમાં પકડાશે મારા દુ:ખ,
દુ:ખ સાચકલાં,
ખોટકલાં તે દુ:ખ નહિ.
ને સાચકલાં તે સુખ નહીં
ને તર્કાતીત તે તીર નહીં
ને સમજે ના તે શિર નહીં,
ચા પા ચા પા
અંધારા ઑગળશે ચા પા ચા પા.
ચાં છે ચંદુડો ? ચાં મરી ગિયો ?
ચા પા ચા પા.
લાવ ભરી દે કપ, ને ક્યાં છે છાપાં ?
ચા પા ચા પા.
□

## ચિત્તમાં □ નિરંજન વ્યાસ

ચોંટે નહીં કાંઈ બીજું ચિત્તમાં.
સાંભરતું થોકબંધ વારમતેવાર અને
ખોવાતી જાઉં છું અતીતમાં

મધુપુડે માખીની ઊડતી લંગાર જોઈ
ફૂલોનો ભાવ મને ફૂટે
કલરવતાં પંખી પાગ ફૂલેલી ડોકમાં
ઘેઘૂર વનરાઈ લઈ ઘૂંટે
વીતેલી વેળ ફરી આંગણામાં ઘૂમે ત્યાં
ઝિલાતું થાય કોઈ ગીતમાં.

આંખમાં ઉઘાડ સમું આથમતું આકાશ જોઈ
ક્ષિતિજમાં ભાર જેવું લાગે
એવું થતું કે આખો પડછાયો ઓતપ્રોત
લાંબીલસ ઝંખનાને તાગે
આછરતું અજવાળું ઘેરાતા, અંધકારે
પીગળતું ભાળું ક્ષિતિજમાં.

## ગઝલ ☐ અમૃત 'ઘાયલ'

એને જ અમે નિત્ય ઉપાસી છે ખબર છે,
આ મસ્તીનો અંજામ ઉદાસી છે ખબર છે.

આ મીન બધાં જલનાં નિવાસી છે ખબર છે,
ને ખૂબ સ્વભાવે એ વિલાસી છે ખબર છે.

બહુ ભયમાં બધાં ભોળા પ્રવાસી છે ખબર છે.
આ હોડીના ખૂટેલ ખલાસી છે ખબર છે.

ઝૂરે છે ઉડુગણ અને ભેંકાર રડે છે,
આ રાત અજંપાની અગાસી છે ખબર છે.

આ વાતાવરણમાં જ છે તાસીર રતિની,
નાડ એની મેં કૈં વાર તપાસી છે ખબર છે.

અમને ન કહો એની ચટક હોય છે કેવી,
કળિયોને અમે ખૂબ ચકાસી છે ખબર છે.

મ્હેકે છે હજી એમની પત્તી વિશે અત્તાર,
આ ફૂલ બધાં આમ તો વાસી છે ખબર છે.

કંટકનું ગજું કયાં કે ચરણને શકે ચીરી,
મારી જ આ પેનીમાં ફ્પાસી છે ખબર છે.

પીએ છે સ્વયં એથી અધિક પાય છે સહુને,
ઘાયલ તો પિયાસીના પિયાસી છે, ખબર છે.

☐

## તન્હા ☐ અમૃત 'ઘાયલ'

કંઈ એવી રીતે સ્પર્શી રહ્યું છે,
મને આ મૌન જાણે પી રહ્યું છે!

## હાઇકુ ☐ મુરલી ઠાકુર

આંખ ઉઘાડી
રાખી ચાલું, ઠોકર
કોણ લગાવે?

☐

આજ ઠૂંઠાને
વાચા ફૂટી; કૂંપળ
નમણી ડોલે.

☐

ઉજાગરાને
ઓટલે સૂતા માણે
નીંદર સંતો.

☐

સ્તબ્ધ બનીને
વૃક્ષ ઊભાં છે, કોની
વાટ નિહાળે?

☐

વૃન્દાવનની
વૃક્ષ ડાળીઓ ચહે
વાંસળી થાવા.

☐

લખી લખીને
ભૂંસી નાખે દરિયો
વાત દિલની

☐

## એ સમય ☐ શીતલ શાહ

ઘોડાની નાળમાં ભરાઈને દોડવા થનગનતા
તોફાની કે કાચબાની ઢાલ તળે સંકોચાઈને
છુપાયલા આળસુ અથવા
કંટાળો ઓકતા બગાસાના બે હોઠ ને દાંત વચ્ચે
પરાણે આવી ભરાયલા ક્ષુબ્ધ કે ઠંડીમાં
થીજી ગયેલા માખણના પિંડની જેમ
મહાન કર્તૃત્વશાળી જીવના મૃતદેહ પર પાડેલા
અચેતન પુષ્પગુચ્છસમા સમય કરતાં,
ચક્રવાકીની કીકીમાં આતુરતાથી
પોતાની જ રાહ જોઈ રહેલા સમય કરતાં
મને તો
પ્રિયાના આળસ મરોડતા અંગમાં ભરાઈને
ચાહીને વિલંબાતા સમયની
વધારે ઈર્ષ્યા આવે છે.

☐

## સારું થયું ☐ રમેશ જાની

સારું થયું,
આપણે બે
અહીં
મળી ગયાં.
સૂકા ભઠ આંબલાની
કોરાયલી છાંયે
કહીં કહીં
ઊભાં રહી ગયાં!

ઠીક થયું ......
જેવું હોય તેવું
ધરતી ને આભતણું
કેવું
ઘર મળી ગયું !

સારું થયું
આપણી આ
નજરોએ મળી લીધું,

અકારણ ઝિલમિલ
હસી લીધું,

ઓચિંતાનું
ક્યારેક તો
કંપતી હવાની આડે
ઝરમર ઝરી લીધું !

ઠીક થયું ......

## ગઝલ ☐ જલન માતરી

સુખ જેવું જગમાં કંઈ નથી જો છે તો આજ છે.
સુખ એ અમારા દુ:ખનો ગુલાબી મિજાજ છે

હું જો અનુકરણ ન કરું તો કરું યે શું?
અહીંયાં મરી જવાનો પ્રથમથી રિવાજ છે

અસ્તિત્વ તારું આસ્થાનું નામ છે ખુદા
એ વ્હેમ છે તો વ્હેમનો તો ક્યાં ઈલાજ છે.

દુનિયાના લોક હાથ પણ ના મૂકવા દિયે
ને તું કહે સમસ્ત જગત મારે કાજ છે.

ઊઠ - બેસ વિણ, અજાન વિણ, પળમાં પતી જશે
મસ્જિદમાં આખરી આ 'જલન' ની નમાજ છે.

ગીત ☐ મનોહર ચરાડવા

હથેળિયુંનાં ડુંગર-ડુંગર કેડી-કેડી જંગલ-જંગલ ખીણ-ખીણ સ્રોવર-સ્રોવરમાં
લીલો લીલો બોળ થઈને છલછલ ઝલમલ તરે ફરે ને તરે આપણો શ્વાસ!

ભૂરાં પીળાં જબ્બર પંખી સાથે ઊડયાં ક્રી ક્રીને લોહીતણા દરિયાને વીંધી
ક્યાંક ઊતર્યાં - ના દીવાએ દીવા કેરો ઝાંખો-મીઠો આંખોમાં અજવાસ
યાદ'આવે ઈ બંધ આંખ્યુંના ઝાડ ઝાડથી મબલખ ખરતાં મેળે પાકાં અમરફળો કેં
ખાઈ કરેલો નામ વગરના દેશ ભણી—નો અંત વગરનો ધોળોફૂલ પ્રવાસ!
ધુમ્મસ ચીરી ઘોર પરિચય તૂટે એવો ફૂટે પાછો ફરી ફરી આપણ મોરોનાં
કળાયલાં પીંછામાં ને ત્યાં ઊભરાતું રંગાતું ઝળકે વરસેલું આકાશ!

નજરતણાં બહુ દૂર ગયેલાં રંગ રંગનાં હરણાંઓની સોનાની શીંગડિયુંમાંથ'
સાંજ ખરીને વંટોળાતી ધસમસતી સામી આવે કે ઉંબર સૂરજ ઊગે.
ચરણોને તળિયે સૂતેલો મેંદીનો રવ જાગી ભીનો ભીતરનો ફૂલછોડ લઈને
હળવે હળવે ઉપર આવી લહર લહરતો રોમ રોમના કર્ણો પાસે પૂગે!
હોઠ હોઠથી સરી જતું શ્રીનગર આપણું લસરી લસરી હોઠ હોઠમાં તરતું જાતું.
આમતેમ મઘમઘતું ઝૂલી કાંઠા પર જઈ કાંઠા જેવું ઘડીક કરતું વાસ!

હથેળિયુંનાં ડુંગર-ડુંગર કેડી-કેડી જંગલ-જંગલ ખીણ-ખીણ સ્રોવર-સ્રોવરમાં
લીલોલીલોબોળ થઈને છલછલ ઝલમલ તરે ફરે ને તરે આપણો શ્વાસ!

**બે ગઝલ ☐ ભગવતીકુમાર શર્મા**

વાંસના વનમાં થઈ વાતો પવન;
કૃષ્ણ કેરી ફૂંક થઈ ગાતો પવન.

તું મને સ્પર્શી ગઈ કંઈ એ રીતે;
ભ્રમ થયો એવો : અરે, આ તો પવન!

એ ઝળુંબેલું ગગન શોધી રહ્યું.
બીડમાં બાળક શો સંતાતો પવન.

એટલે દીવો કબરનો તેજ છે;
શિર ઝુકાવીને વહી જાતો પવન

પાંદડું ફરક્યા પછીથી સ્તબ્ધ કાં?
સ્હેજ આઘો જઈને રોકાતો પવન.

ડાળ પર બેઠેલ મેં જોયો હતો
નભને દ્વારે જઈને વીંઝાતો પવન.

શાંત જળમાં કાંકરી ફેંકો નહીં;
લ્યો સ્વયં આજે તરંગાતો પવન!

હું ન સાંભળતો હવે મારો અવાજ;
ક્યાંયથી સ્હેજે ન પડઘાતો પવન

કોઈના છૂટી ગયા છે પ્રાણ શું?
કેમ કંઈ આજે નથી વાતો પવન?

☐

વહેલી સવારમાં જ તમારું સ્મરણ થયું;
પીગળી ગયું શિખર અને વહેતું ઝરણ થયું.

મારા હજાર સૂર્યને અંધાર પી ગયો;
તેજસ્વી તેથી આટલું પહેલું કિરણ થયું.

રોકાયો'તો સમયનો અહીં કાફલો કદીક;
સંદર્ભશૂન્યતાનું ભલે આજ રણ થયું.

નભમાં ભળેલ ચાંદની ટોચેથી નીકળી;
ઝિલાયું તારી આંખમાં તે તો કિરણ થયું.

શબ્દોના અર્થ ભાવને પામી શક્યા નહીં;
આંખોનાં ઇંગિતોથી નવું વ્યાકરણ થયું.

સૂરજની સાથ ડૂબીને ઊગ્યો સૂરજની સાથ;
તારકથી તે તુષાર સુધી જાગરણ થયું.

ભેખડ ઉપર ઝૂકેલી ક્ષણો જોઈ'તી, અને;
કહો છો તમે કે કોઈનું હમણાં મરણ થયું!

भूली आंखो ☐ सुन्दरम्

ભૂલી ભૂલી ભટકે છે આંખો
એને કોઈ આંજણિયાં આંજો,
એમાં કોઈ આંજણિયાં માંજો.

અગન ગગન કેરી ઘૂંટી ઘૂંટી એનું
ફુલડું કો એક બનાવો,
એ રે ફૂલડાની એને લેહ રે લગાડી એનાં
એને મીંઢળિયાં બંધાવો.
ભૂંડી ભૂંડી ભટકે છે આંખો.

કિયે રે મુલક એનાં આવ્યાં પિયરિયાં ને
ક્યાં રે સાસરિયાં સમજાવો,
કિયો રે પિયુડો એનો ઊભો રે તોરણિયે,
એની તે આરતિયું ઉતરાવો.
ભૂંડી ભૂંડી ભટકે છે આંખો.

આણી તીરે ગંગા ને પેલી તીરે જમુના ને
વચમાં ગોકુળિયું વસાવો,
એને રે માથે મીઠી ગોરસી ચડાવી એને
અમારી મહિયારી બનાવો.
ભૂંડી ભૂંડી ભટકે છે આંખો.

હું ને મારો શ્યામ અને આદિના ગોવાળા, એની
ધેન મારા ધણમાં ભળાવો,
અમારી મુરલીના એને ચીંધો રે મારગડા ને
અમારા વગડામાં વસાવો.
ભૂંડી ભૂંડી ભટકે છે આંખો;



# કવિતા

હું પુષ્પ થઇ આવીશ તારી પાસમાં



વર્ષ ૪ : અંક ૩ : ફેબ્રુઆરી, ૧૯૭૧

સળંગ અંક ૨૧

મુખપૃષ્ઠ :<br>સજાવટ : } સુન્દરમ્‌ની તસવીર : દિનેશ દલાલ

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને, ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં વીસમી તારીખે પ્રકટ થાય છે. પ્રસિદ્ધિની તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું સરનામું કરેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ, પરદેશમાં રૂપિયા આઠ, ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬, છૂટક નકલનો રૂપિયો એક: વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઇ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઇ-૧.

Love's essence, like a poem's, shall spring
From the not saying everything.

વર્ષ ૪: અંક ૪: એપ્રિલ ૧૯૭૧: સળંગ અંક ૨૨
મુખપૃષ્ટ: સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

વિપિન પરીખ
માધવ રામાનુજ
જવાહર બક્ષી
બરકત વીરાણી
જયંત પાઠક
મોહન ભગત
કાન્તિ કડિયા
ગ્રેસ
નિરંજન ભગત
મનસુખલાલ ઝવેરી
સુંદરજી બેટાઈ
ધીરુ પરીખ
સુરેશ દલાલ
રમેશ પારેખ
ભાનુપ્રસાદ પંડયા
શ્રી અરવિંદ
કાલિદાસ
નટવર જોશી
મહંમદ અલ્વી
સુરેશ જોષી
મ. મ. દેશપાંડે
દિલીપ ચિત્રે
નારાયણ સુર્વે
શરદચંદ્ર મુક્તિબોધ
સુન્દરમ્
હરીન્દ્ર દવે
બંસી મહેતા
અરવિંદ મુનશી
રમેશ જાની
પ્રાણજીવન મહેતા
કિરાત વકીલ
રમણ સોની
અનિલ જોશી
જગદીશ જોષી
સર્વેશ્વરદયાલ સકસેના
મેઘનાદ ભટ્ટ
સી. ડે. લુઈ
દીપક મહેતા
યશવંત ત્રિવેદી
કરસનદાસ લુહાર
હીરા પાઠક
ભગવતીકુમાર શર્મા
આઝમ કરીમી
ડેવિડ ઈગ્નાતો
આદિલ મન્સૂરી
હરિવલ્લભ ભાયાણી
એરિક ફ્રીડ

**સૂચનાઓ:** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.
**લવાજમ:** દેશમાં રૂપિયા છ, પરદેશમાં આઠ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.
**પત્રવ્યવહારનું સરનામું:** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## પરિપક્વતા □ વિપિન પરીખ

હવે હું જીવનમાં બરોબર ગોઠવાઈ ગયો છું.
ડેલ કાર્નેગીએ સાચે જ સોનાની કૂંચી આપી દીધી છે.
આપોઆપ બધે ખૂલતાં જાય છે દ્વાર.
હા, કોઈ માંદુ પડે તો તરત જ પહોંચી જાઉં છું પાસે.
કોઈની વર્ષગાંઠ હોય ત્યારે ફૂલનો ગુચ્છો મોકલવાનું ભૂલતો નથી.
અને સારેમાઠે પ્રસંગે તાર કરવાનું પણ ચૂકતો નથી.

ઑફિસમાં બધા હસતા ચહેરા નિર્દોષ જ હોય
એમ માનું એવો બાળક રહ્યો નથી હવે.
પ્રત્યેકની એક કિંમત હોય છે એ સત્ય
નસેનસમાં લોહીની જેમ વહી રહ્યું છે.

યાદ આવે છે:
પહેલી વાર સ્મશાને ગયો તે પછી
કેટલી ય રાત જંપીને સૂઈ ન શક્યો
પણ હવે   તો
મને નનામી બાંધતાં પણ આવડી ગઈ છે.

## આપણે □ માધવ રામાનુજ

પંખીના માળે બાંધ્યું આયખું
ખરતા તરણે સંબંધ,
સગપણ ઊગ્યા ભેળું આથમે
રવડે પડછાયા અંધ;
        માળે મળેલાં પંખી આપણે.

ભવની લીલી-સૂકી ડાળખી,
ઝરતી પાંદડાની છાંય —
ખરતી પાંદડાની છાંય —
ઊડતી પાંખોની એંધાણીએ
ઢળતી નજરૂંની ઝાંય ...
        માળે મળેલાં પંખી આપણે.

થડને ટેકે છૂટયા છાંયડા,
તોડી તડકાની પાળ,
મૂળને અડીને ઊભા આકરા
ધીકતા રણના પાતાળ
        માળા બાંધી વીંખાયાં આપણે.

## બે ગઝલ □ જવાહર બક્ષી

ચકમકના પથ્થરોમાં તિખારા રહ્યા નથી
ને મીણનાં શહેર હજી પીગળ્યાં નથી.

પડછાયા એકસામટા તૂટી પડ્યા છતાં
ફાનસના ગર્મ શ્વાસ હજી પણ ઠર્યા નથી.

માથાને પટકી પટકી ને શબ્દો મરી ગયા.
ને ભીંતના તો પોપડાઓ પણ ખર્યા નથી.

આકાશ છદ્મ વેશે કશે ઊતર્યું તો છે!
કિંતુ હજી સુધી તો અમે આથડ્યા નથી.

સૂરજને સાવ પાણીમાં બેસાડી દો નહીં
કિરણો ય ન્હાઈને હજી પાછા ફર્યાં નથી.



આ મૂંગા શહેરમાં કોઈને કંઈ પુછાય નહીં
ને લાગણીના ચહેરાઓ ઓળખાય નહીં

હવા ધીમેથી ચલો કે નગર પુરાણું છે
દીવાલ પરની સુગંધો ભૂંસાઈ જાય નહીં

અહીં તો આપણે એ શબ્દની નિકટતા
કે જેને કાનમાં કહેતાં ય સંભળાય નહીં

હું શ્વાસના આ સંબંધો ગલીમાં વેરી દઉં,
પણ આસપાસનું ધુમ્મસ તો વિખરાય નહીં

અધૂરી ઊંઘનું જાદુ છે— ઊંચકાય નહીં
ને મૂંગા શહેરથી તો આંખ પણ મીંચાય નહીં.

## વાત ☐ બરકત વીરાણી

છે મારી જિંદગીમાં ફક્ત બે જ સારી વાત,
એક મારી વાત છે ને બીજી છે તમારી વાત.
મારા સિવાય મારા તરફ કોણ ધ્યાન દે?
કહું છું મને જ, સાંભળું છું હું જ, મારી વાત.
આ કોણ જાણે કેવો અનુભવ છે પ્યારનો?
કે દિલને લાગતી જ નથી કોઈ પ્યારી વાત.
ઠેકાણું કોઈ એને હજી પણ મળ્યું નથી,
ભટકી રહી છે વાતાવરણમાં બિચારી વાત.
ટેવાઈ હું ગયો છું હવે એટલો બધો,
બહુ સ્વસ્થતાથી સાંભળી લઉં છું અકારી વાત.
એ એક વાતમાં હું સદાનો બધિર છું.
કરજો ન મારી પાસ કોઈની નઠારી વાત.
આધાર વાતનો હતો સામાના રસ ઉપર,
સુણનાર જોઈને મેં ઘટાડી—વધારી વાત.
પાયા મૂંગા બનીને પડયા છે જમીનમાં,
જે આસમાન સાથ કરે છે અટારી વાત.
પડઘા પડે છે એના પછી મારા ઘર સુધી,
જ્યારે કરે છે કોઈ સૂના ઘરની બારી વાત.
બીજો તો કોઈ વારસો ક્યાં છે અમારી પાસે?
જાશું તો સોંપી જાશું જગતને અમારી વાત.
મારા વિના ય લોક મને સાંભળી શકે,
બેફામ એટલે મેં ગઝલમાં ઉતારી વાત.

## હું ☐ જયંત પાઠક

કમલવનમાં
ચંદન તલાવડીને કાંઠે
ભીનાં વસ્ત્ર બદલતી
જલકન્યાનાં નીતરતાં અંગ
—ઝેરી નાગણનો ડંખ—
હું લીલાપીળા ઘાસમાં આળોટી રહ્યો છું.

ઊંચા ઊંચા કાંઠા વચ્ચે
ઊંડી ઊંડી નદીનાં
ફીણિયાં ડહોળાં પાણી
—આઘેની ટેકરીઓને
તરંગોમાં લાવ્યાં તાણી—

હું સામા પાણીએ તરી રહ્યો છું
તાણવમળમાં ડૂબી રહ્યો છું.

શીળા શીળા તડકા હેઠે
છાનીછપની છાયાઓમાં
તરવરતાં તરણાં મુખમાં લે
સંતાતા ફરતા સોનાના હરણા પાછળ
—મૃગયા રમવા નીકળેલો હું—
તીરની ટોચે તપ્યા કરું છું.

## લીલા ☐ વિપિન પરીખ

અમે ઘેલાં ઘેલાં........
તમારી સંગાથે રમત રમતાં કાળ વિસરી

તમે આપ્યું કેવું સ્મિત મધુર આ ક્લાન્ત નયને.
અરે કાલા શબ્દો:
રહ્યાં જાણે મ્હોરી કુસુમ ઘરને ઉંબર, અને
ન જાણે ક્યારે આ છબછબ કરી સ્નાન કરતાં
થયું ભીનું ભીનું હૃદય જળની સંગ રમતાં!

તમારી આ પા પા પગલી પડતાં કાળ વિસરી
અમે બન્ને મ્હાલ્યાં બચપણ તણે પંથ નિસરી

## બે સંબંધ કાવ્યો ☐ મોહન ભગત

સંબંધ વિનાની વાતો કરીને
ઓળખી શકીશ
આજે
હું જન્મ આપવાનો છું તે—મને.
સૂરજ નામનું ફૂલ
પણ ખેરવી શકીશ
દિવસની ડાળીએથી,
આમ કહી :
—સર્વ દિશાઓ તમે હવે
આકાશે સળગતી તમારી ચિતાને
જોઈ શકો છો.
—સર્વ રીતે પગભર છીએ
યાતનાઓને
સુખનું નામ ધારણ કરાવવાનું છે તે વિષે.
—સર્વ આસ્થાઓ વિષે
પછી ખૂંપી જવાનું
ને
ધીરેથી સંબંધાવાનું હશે
મગરમચ્છની બરછટ ત્વચા ઉપર
દરિયો થઈને –
—અહીં જે સબંધ છે તે
દરિયા વિષેનો નથી.

☐

હવે લોકો કહેશે :
અમે આકાશ છીએ દરિયો છીએ
જંગલ છીએ
દુઃખ છીએ સુખ છીએ.

અમે હમણાં હતાં તે નથી
અમે હમણાં છીએ તે છીએ.

અમારો સંબંધ છે અજગરનો મગરનો
અગરનો
ચરણનો મરણનો :
ધીરેધીરે
અમે સંબંધનો સાચો અર્થ પામી રહ્યા છીએ.

## બે કાવ્યો □ કાન્તિ કડિયા

દૂર દૂરથી દોડી આવતી દિશાએ
વરંડામાં મૂકેલી ખુરશી પર પડતું મૂક્યું–
અંધકારના ઓળાએ એને આવકારી.
પાંદડાંને પકડી,
ઝાડનો ટેકો લઈ ઊભેલી હવાએ,
ફેલાઈને ફાટી જતી
આંખની તિરાડમાંથી જોયું.
જંગલોનો ચીસો પાડતો
ફિક્કોફસ ચહેરો
વાતાવરણના ઝાંખા અરીસામાં
ઊપસી આવ્યો.
રેડિયમના આંકડાની આંખમાં
બિંબ–પ્રતિબિંબ
રણક્યો કાંટો :
'ચોર!!'
ને શહેરના નકશાનું કાગળ
ઘૂંટાયું આંખમાં

□

□

સમયનો સડક પર પડેલો
એક ટુકડો
કચડાઈ જવાની બીકથી
કાંપવા લાગ્યો.
સૂરજની ગરમીએ
મદદ કરવા ઈચ્છા બતાવી,
ટુકડો ખુશ થઈ ગયો
ને
પીગળી ગયો ગરમીથી
સડક પર જ.

## પ્રાર્થના □ ગ્રેસ

[મરાઠી કવિતા]

આ અહીં, વૃક્ષોને ઉદાસ કરતા સાંધ્યપ્રકાશમાં
હું જ્યારે ઈશ્વરની કરુણાના સ્તોત્ર ગુંજું છું.
સૂર્યાસ્તે, છેવટના કિરણોનાં ફૂલો સમુદ્રનાં
દિશાહીન પાણીમાં ડૂબી જાય છે...ક્યાં જાય છે?
ક્ષિતિજના અમૂર્ત વનમાં પારિજાતનો દાવાનળ
ઉત્કર્ષે સળગે છે...

આ અહીં, શિલ્પ-ગાંધારની શૂન્ય નગરીમાં
હું જ્યારે અંતિમ વાસનાથી પ્રાર્થના ગુંજું છું,
આત્મલીન ખરેલાં, સુક્કાં પાંદડાંની સાક્ષીએ;
ત્યારે તારા લોચનના અતર્ક્ય દુઃખોથી
ચંદ્રકાળના શિવાલયોનાં બરફ આચ્છાદિત શિખરો,
પ્રાર્થનાના અંધારામાં પ્રવેશ પામે છે.

## ઍલિયટનું અંતિમ કાવ્ય □ નિરંજન ભગત

[ગતાંકથી ચાલુ]

'...... I have heard the key
Turn in the door once and turn once only
We think of the key, each in his prison
Thinking of the key, each confirms a prison
Only at nightfall, aethereal rumours
Revive for a moment a broken Criolanus'

કાવ્યમાં અંતે પ્રશ્ન છે:

'Shall I at least set my lands in order?'

એમાં મનુષ્યનો પોતાની જાત સાથેનો સંબંધ કદાચ શક્ય છે એવો ધ્વનિ છે. અને આ સંબંધ શક્ય થાય એટલા માટે અહીં આ કાવ્યમાં પોતે શું કર્યું છે એનો તાઇરેસીઆસ એકરાર કરે છે:

'These fragments I have shored against my ruins'

અહીં આ કાવ્યમાં એણે પોતાના ભૂતકાળમાંથી આટલા ખંડો, ટુકડાઓ સાચવ્યા છે. આ કાવ્યમાં ઍલિયટે પાંત્રીસ લેખકો અને છ ભાષાઓમાંથી, અનેક પ્રાચીન-મધ્યકાલીન-અર્વાચીન કથા-કલ્પનોમાંથી, અનેક સંસ્કૃતિઓ અને ધર્મો—મુખ્યત્વે હિન્દુ ધર્મ, બૌદ્ધ ધર્મ અને ખ્રિસ્તી ધર્મમાંથી અસંખ્ય ખંડો, ટુકડાઓ સાચવ્યા છે. આ કાવ્ય સ્વયં પાંચ ખંડો દ્વારા સિદ્ધ થાય છે. એટલે અહીં ખંડોમાં ખંડો—fragments within fragments છે. આમૂલ હસ્તપ્રત (જે ઍલિયટને હતું કે સદ્ભાગ્યે હંમેશ માટે નાશ પામી છે તે દુર્ભાગ્યે કે સદ્ભાગ્યે ન્યૂ યૉર્ક પબ્લિક લાઇબ્રેરીમાંથી ૧૯૬૮માં અચાનક હાથ લાગી છે) પણ ખંડો જ હતા. એથી તો ઍઝરા પાઉન્ડ એ ખંડોનું સીઝેરીઅન ઓપરેશન કરીને આ કાવ્યમાં હવે જે છે તે સ્વરૂપ આપી શક્યા હતા. આ કાવ્યમાં collage-કોલાજ શૈલીની જે કંઈ એકતા છે તે આ ખંડો દ્વારા જ સિદ્ધ થાય છે. મનુષ્યોનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય તો મનુષ્યોનો પરસ્પરનો સંબંધ પણ શક્ય ન જ હોય એ આ કાવ્યમાં ઍલિયટનું દર્શન છે. આ દર્શનના અનિવાર્ય પરિણામ રૂપ આ કાવ્યનું સ્વરૂપ, ખંડો દ્વારા જ એકતાનું સ્વરૂપ છે. જે વિરહ ત્રણે કાળમાં ત્રણે લોકને વ્યાપી વળ્યો છે એ વિરહનો અનુભવ 'The Waste Land' માં છે એથી એનું સ્વરૂપ તાઇરેસીઆસની નાટ્યાત્મક એકોક્તિનું છે.

ઍલિયટે લંડન અને એમ તો સંસારની એકેએક નગરી તથા એક આપણા જ યુગમાં નહીં પ્રત્યેક યુગમાં સમસ્ત પૃથ્વીલોકને માટે 'The Waste Land'ના શીર્ષકમાં મરુભૂમિનું પ્રતીક યોજીને એનું વંધ્યત્વ પ્રગટ કર્યું છે. તેમ પ્રુફ્રૉકથી તાઈરેસીઆસ લગીના અનેક નામી-અનામી સ્ત્રી-પુરુષોને માટે અને એમ તો કાવ્યના પ્રથમ શબ્દ 'We'–અમે દ્વારા મનુષ્ય માત્રને માટે, આપણે સૌને માટે 'The Hollow Men' 'ના શીર્ષકમાં ચાડિયાનું પ્રતીક યોજીને એમનું શૂન્યત્વ પ્રગટ કર્યું છે. 'The Hollow Men' કાવ્યને આરંભે જ મનુષ્યો એમના પરસ્પરના સંબંધની અશકયતાના, વિરહના અનુભવ વિષે એકરાર કરે છે:

'We are the hollow men
We are the stuffed men
Leaning together,
Headpiece filled with straw. Alas!
Our dried voices, when
We whisper together
Are queit and meaningless'

અલબત્ત, આ મનુષ્યો પરસ્પરને સહારે જીવે છે પણ એ સૌ ખાલીખમ, પોલા, શૂન્ય છે. સૌ સાથે હળવે સાદે બોલે છે પણ સૌનો અવાજ શુષ્ક, મંદ અને અર્થહીન છે. કાવ્યને અંતે આ સૌ મનુષ્યોમાં પરમેશ્વર સાથેના સંબંધની, મિલનના અનુભવની આશા અને અભીપ્સા પ્રગટ થાય છે. ઍલિયટની કવિતામાં પ્રથમ વાર જ અહીં આ કાવ્યમાં આ અનુભવની આશા અને અભીપ્સા પ્રગટ થાય છે. બાઇબલની 'The Lord's Prayer'–ઈશુની પ્રાર્થનામાંથી એક-બે ખંડો આ મનુષ્યોના હોઠ પર આવે છે આવે છે ને રહી જાય છે, અટકી જાય છે, અટવાય છે, શમી જાય છે; કોઈ છાયો, ઓછાયો, પડછાયો આડો આવે છે; આ મનુષ્યોને માટે પ્રાર્થના શક્ય નથી. એટલે કે આ મનુ-ષ્યોનો પરમેશ્વર સાથેનો સંબંધ શકય નથી એ અનુભવ, વિરહનો અનુભવ એમાં પ્રગટ થાય છે:

'Between the motion
And the act
Falls the Shadow

*For Thine is the Kingdom*

Between the conception
And the creation
Between the emotion
And the response
Falls the Shadow

*Life is very long*

........

*For Thine is the Kingdom*

For Thine is
Life is
For Thine is the'

ઍલિયટે ૧૯૨૪-૨૫નાં બે વર્ષોમાં કુલ ૭ ખંડો રચ્યા હતા એમાંથી અંતે ૫ ખંડોમાંથી 'The Hollow Men' રચ્યું. આ કાવ્યમાં પણ જે એકતા છે તે આ ખંડો દ્વારા જ સિદ્ધ થાય છે. મનુષ્યોનો પરસ્પરનો સંબંધ શક્ય ન હોય પણ મનુષ્યોનો પરમેશ્વર સાથેનો સંબંધ કદાચ શક્ય થાય એવી આશા અને અભીપ્સાનો આ કાવ્યમાં અનુભવ છે. પણ હજુ એ સંબંધ શક્ય થયો નથી એ આ કાવ્યમાં ઍલિયટનું દર્શન છે. આ દર્શનના અનિવાર્ય પરિણામ રૂપ આ કાવ્યનું સ્વરૂપ, ખંડો દ્વારા જ એકતાનું સ્વરૂપ છે. મનુષ્યોનો પરમેશ્વર સાથેનો સંબંધ હજુ શક્ય નથી એવો અનુભવ, વિરહનો અનુભવ આ કાવ્યમાં છે એથી એનું સ્વરૂપ આ શૂન્ય મનુષ્યોમાંથી કોઈ એક મનુષ્યની નાટયાત્મક એકોક્તિનું છે

'Sweeney Agonistes' નાટકમાંનું Sweeney–સ્વીનીનું પાત્ર 'જીરોન્શન' સંગ્રહમાં ત્રણ કાવ્યોમાં અને 'The Waste Land' ના ત્રીજા ખંડ 'The Fire Sermon' માં એમ ચાર વાર ઍલિયટે આપણી સમક્ષ ઉપસ્થિત કર્યું હતું. આ અપૂર્ણ નાટકમાં સ્વીની પાંચમી અને અંતિમ વાર આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. ત્યારે હત્યાના પાપ પછી એણે સૌ મનુષ્યો સાથેના સંબંધની અશક્યતાનો સ્વીકાર કર્યો છે અને હવે એનામાં પરમેશ્વરની સાથેના સંબંધની આશા અને અભીપ્સા પ્રાયશ્ચિત દ્વારા પ્રગટ થાય છે. કાવ્યને અંતે એના અને Doris–ડોરીસ એટલે કે એક સ્ત્રીના પરસ્પરના સંબંધની અશક્યતાના અનુભવનો, વિરહના અનુભવનો એકરાર કરે છે:

'Death is life and life is death.
I gotta use words when I talk to you
But if you understand or if you don't
That's nothing to me and nothing to you'

એ હવે હત્યાના પાપ પછી પ્રાયશ્ચિત્તલોકમાં વસે છે. જીવન અને મૃત્યુથી, સૌ મનુષ્યો સાથેના સંબંધની શક્યતાથી પર અને પાર છે, એનામાં હવે પરમેશ્વર સાથેના સંબંધની આશા અને અભીપ્સા પ્રગટ થાય છે એવો ધ્વનિ નાટકને આરંભે સેન્ટ જ્હોન ઑફ ધ ક્રૉસના શબ્દો ઑલિયટે અવતરણ રૂપે આપ્યા છે એ દ્વારા પ્રગટ થાય છે:

'Hence the soul cannot be possessed of the divine union,
Until it has divested itself of the love of created beings'

મનુષ્યોનો—અહીં ડોરીસ અને સ્વીનીનો, સ્ત્રી અને પુરુષનો—પરસ્પરનો સંબંધ શક્ય નથી એવો અનુભવ આ નાટકમાં છે. એથી આ નાટક અપૂર્ણ છે. ઑલિયટે એને 'Fragments of an Aristophanic Melodrama' કહ્યું છે. એમાં બે દૃશ્યો છે, એ બન્ને દૃશ્યો પણ અપૂર્ણ છે. ઑલિયટે પ્રથમ દૃશ્યને 'Fragment of a Prologue' કહ્યું છે અને દ્વિતીય દૃશ્યને 'Fragment of an Agon' કહ્યું છે અને સંવાદોમાં પુનરાવર્તનો અને *music-hall*–સંગીતગૃહના લયો યોજ્યાં છે.

'Ariel Poems' માં નાતાલના સંદર્ભમાં કુલ પાંચ કાવ્યો છે. એમાં Magus મેગસ, Simeon–સાઇમીઅન, Pericles–પેરીક્લીસ અને બે અનામી પુરુષ - પાત્રોના અન્ય મનુષ્યોની સાથેના સંબંધની અશક્યતાનો, વિરહનો અનુભવ અને પરમેશ્વર સાથેના સંબંધની આશા અને અભિપ્સા પ્રગટ થાય છે. આથી આ પાંચે કાવ્યોનું સ્વરૂપ તે તે કાવ્યમાં તે તે પાત્રની નાટ્યાત્મક એકોક્તિનું છે.

'Ash Wednesday' એ ઑલિયટની સમગ્ર કવિતામાં અને ઑલિયટના જીવનમાં પણ એક મહાન પરિવર્તન બિન્દુ છે. આ કાવ્યનાં વસ્તુ—વિષય અને શૈલી—સ્વરૂપ પર ડૅન્ટીની તીવ્ર અસર છે. આ કાવ્યના આરંભે જ ઑલિયટ—આ કાવ્યમાં નાયક અન્ય કોઈ પુરુષ નહીં પણ ઑલિયટ સ્વયમ્ છે—મનુષ્ય સાથેના, સ્ત્રી સાથેના, પ્રથમ પત્ની Vivienne–વીવીઅન સાથેના સંબંધની અશક્યતાનો એકરાર કરે છે અને મનુષ્યનો, મનુષ્યલોકનો અને એમ તો પરમેશ્વર સિવાયની એકેએક વસ્તુનો પૂર્ણ પરિત્યાગ કરે છે:

'Because I do not hope to turn again

. . . . . . . .
Desiring this man's gift and that man's scope
I no longer strive to strive towards such things
. . . . . . . .
I renounce the blessed face
And renounce the voice'

અને પછી પ્રાર્થના કરે છે:

'Teach us to care and not to care
Teach us to sit still.'

આ પરિત્યાગનો ઍલિયટને આનંદ છે. એથી તો અસ્થિઓ એકમેકથી વિચ્છિન્ન થયા પછી એકરાર કરે છે:
'We are glad to be scattered, we did little good to each other,'

પણ અહીં પ્રાર્થના શક્ય નથી કારણ કે પ્રાર્થનાને માટેનો અહીં શબ્દ નથી:
'Where shall the word be found, where will the word
Resound? Not here, there is not enough silence'

મનુષ્યોને માટે કોઈ બીઆટ્રીસ, કોઈ કરુણા - ભગિની પ્રાર્થના કરશે? અત્યંત ભાવાવેશથી ઍલિયટે અહીં આ પ્રશ્ન પૂછ્યો છે:

'...... Will the veiled sister pray
For children at the gate
Who will not go away and cannot pray:'

કાવ્યના અંતે ઍલિયટ આરંભની પ્રાર્થનાનું પુનરાવર્તન કરે છે અને પછી ડૅન્ટીની 'The Divine Comedy' માંથી એક પંક્તિનો અનુવાદ આપે છે:

'Our peace in His will'

શાન્તિ મૃત્યુમાં નથી, પરમેશ્વરની ઇચ્છામાં છે. કાવ્યના અંતે પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સા પ્રગટ થાય છે:

'And let my cry come unto thee.'

'The Hollow Men' થી પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સા વધુ ને વધુ તીવ્ર થતી આવે છે, પણ 'Ash Wednesday' માં તો

એની પરાકાષ્ઠા છે, આ આશા અને અભીપ્સા તીવ્રતમ છે. કાવ્યના પ્રથમ ખંડમાં જે 'Because' છે એનું કાવ્યના છઠ્ઠા ખંડમાં 'Although'માં પરિવર્તન થાય છે તે દ્વારા અને સમગ્ર છઠ્ઠા ખંડ દ્વારા એકવાર જો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય હોય તો પછી પ્રત્યેક મનુષ્ય સાથેનો સંબંધ શક્ય થાય એવો ધ્વનિ પ્રગટ થાય છે.

'Ash Wednesday'ના શીર્ષકમાં જ મનુષ્યે સર્વસ્વનો સંપૂર્ણ ત્યાગ કરીને પરમેશ્વરની સાથેના સંબંધનો, મિલનનો અનુભવ કરવાનો છે એવો ધ્વનિ પ્રગટ થાય છે. ઍશ-વેન્સડેની ધર્મવિધિમાં ધર્મગુરુ લલાટ પર ભસ્મથી ક્રૉસનું ચિહ્ન આંકીને બાઇબલની પ્રસિદ્ધ પંક્તિ ઉચ્ચારે છે: 'હે મનુષ્ય, સતત સ્મરજે કે તું માટીનો છે અને માટીમાં અંતે મળી જવાનો છે.' મનુષ્ય પરમેશ્વરથી છૂટો, વિખૂટો પડી ગયો છે એનું એમાં સ્મરણ છે અને એથી એનામાં પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સા હોય જ, હોવી જોઈએ એવું એમાં સૂચન છે. 'The Hollow Men' માં બાઇબલમાંથી એક બે અવતરણો હતાં પણ અહીં વિશેષ તો 'Book of Common Prayer' માંથી અનેક અવતરણો છે. એથી પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સા આ કાવ્યમાં તીવ્રતમ છે એ સિદ્ધ થાય છે. ઍલિયટે આ કાવ્યના છ ખંડો ભિન્ન ભિન્ન સમયે રચ્યા હતા. પ્રથમ ખંડ રચ્યો ત્યારે કલ્પના ન હતી કે પછીથી જે પાંચ ખંડો રચાશે એમાંથી એક કાવ્ય સિદ્ધ થશે. આ કાવ્યમાં એક મનુષ્યનો સ્ત્રી (પ્રથમ પત્ની વીવીઅન) સાથેના સંબંધની અશક્યતાનો—તથા મનુષ્ય, મનુષ્યલોક અને એમ તો પરમેશ્વર સિવાયની એકેએક વસ્તુના પૂર્ણ પરિત્યાગનો અનુભવ છે. એથી અહીં પ્રત્યેક ખંડમાં ક્યાંક ક્યાંક વાક્યોના ખંડો છે, એથી ખંડોમાં ખંડો—*fragments within fragments*—છે; અને કાવ્યનું સ્વરૂપ ઍલિયટની નાટ્યાત્મક એકોક્તિનું છે. આ કાવ્ય ઍલિયટે એમનાં પ્રથમ પત્ની વીવીઅનને અર્પણ કર્યું હતું એ અત્યંત સૂચક છે.

'Coriolan'માં Coriolanus—કૉરીઑલૅનસ—રાજકીય નેતાનું પાત્ર છે. આ પાત્ર 'જીરોન્શન' સંગ્રહમાં એક કાવ્યમાં અને 'The Waste Land'માં એમ બે વાર ઍલિયટે આપણી સમક્ષ ઉપસ્થિત કર્યું હતું. આ અપૂર્ણ કાવ્યમાં આ પાત્ર ત્રીજી અને અંતિમ વાર આપણી સમક્ષ ઉપસ્થિત થાય છે. અહીં કાવ્યના પ્રથમ ખંડ 'Triumphal March'માં કૉરીઑલૅનસનો અન્ય મનુષ્યો સાથેના સંબંધની અશક્યતાનો એકરાર છે:

'There he is now, look:

There is no interrogation in his eyes
Or in the hands, quiet over the horse's neck,
And the eyes watchful, waiting, perceiving, indifferent,'

કૉરીઑલૅનસ એ સાચો નેતા જ નથી. એ બિનસાંપ્રદાયિક રાજ્યનો નેતા છે. સાચો નેતા તો ધર્મના રાજ્યનો નેતા છે, ક્રાઇસ્ટ છે, પરમેશ્વર છે અને પરમેશ્વર સાથે એનો સંબંધ શકય નથી, પરમેશ્વર એનાથી ગોપન છે એવો આ કાવ્યમાં ધ્વનિ છે:

'O hidden under the dove's wing, hidden in the turtle's breast,
Under the palmtree at noon, under the running water
At the still point of the turning world. O hidden.'

અને પરમેશ્વર સાથે આ નેતાનો સંબંધ શકય નથી પણ પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની એનામાં આશા અને અભીપ્સા છે. કાવ્યના દ્વિતીય ખંડ 'Difficulties of a Statesman' માં શીર્ષકમાં અને અંતિમ પંક્તિમાં એનો એકરાર છે:

'RESIGN RESIGN RESIGN'

અહીં કૅરીઑલૅનસના અન્ય મનુષ્યો સાથેના અને પરમેશ્વર સાથેના સંબંધની અશકયતાનો અનુભવ છે એથી આ બે ખંડનું કાવ્ય અપૂર્ણ રહ્યું છે અને કાવ્યનું સ્વરૂપ પ્રથમ ખંડમાં કોઈ એક પ્રેક્ષકની અને દ્વિતીય ખંડમાં કૉરીઑલૅનસની નાટયાત્મક એકોક્તિનું છે.

'The Rock,' નાટકમાં શીર્ષક દ્વારા અને વિશેષ તો 'Choruses'–વૃન્દગીતો દ્વારા મનુષ્યનો ધર્મ સાથે, પરમેશ્વર સાથે સંબંધ શકય હોય તો મનુષ્યનો અન્ય મનુષ્યો સાથેનો સંબંધ, મનુષ્યોનો પરસ્પરનો સંબંધ શકય થાય- એવો ધ્વનિ છે.

વૃન્દગાયકો મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ શકય ન હોય તો મનુષ્યોનો પરસ્પરનો સંબંધ પણ શકય ન હોય એવો—એક પ્રશ્ન દ્વારા—એકરાર કરે છે:

'What life have you if you have not life together?
There is no life that is not in community,
And no community not lived in praise of GOD.'

અને પછી પરમેશ્વરથી છૂટી, વિખૂટી મનુષ્યજાતિ વિષે પવન આવી મૃત્યુનોંધ લેશે એવો એકરાર કરે છે:

'And the wind shall say: 'Here were decent godless people:
Their only monument the asphalt road
And a thousand lost golf balls.'

એટલે વારંવાર વૃન્દગાયકોમાં પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સા પ્રગટ થાય છે:

'Let us therefore make perfect our will.
O GOD, help us.'

'Murder in the Cathedral' નાટકમાં Thomas–ટૉમસ–એક ધર્મપુરુષ, શહીદ અને સંતનું પાત્ર છે. પૂર્વજીવનમાં ટૉમસ ચાન્સલર હતા. એ રાજા હેન્રીથી બીજા નંબરની રાજસત્તા, રાજાની મૈત્રી અને સંસારની અનેકવિધ–રમતગમત, સાહિત્ય, સંગીત, કલા, પ્રેમ આદિ—આનંદલીલા ભોગવતા હતા. ઉત્તર-જીવનમાં હવે એ કૅન્ટરબરીના આર્ચબિશપ છે. એમણે મનુષ્યોનો અને મનુષ્યલોકનો, પરમેશ્વર સિવાયની એકેએક વસ્તુનો પૂર્ણ પરિત્યાગ કર્યો છે. છતાં નાટકના પ્રથમ ભાગને અંતે, તીવ્ર સંઘર્ષને અંતે આ ક્ષણ લગી એમનામાં શહીદીની ઇચ્છા બલ્કે વાસના હતી એવો એ એકરાર કરે છે:

'Now is my way clear, now is the meaning plain:
Temptation shall not come in this kind again.
The last temptation is the greatest treason:
To do the right deed for the wrong reason.'

આ ક્ષણે એ આ એમની અંતિમ ઇચ્છાનો, વાસનાનો, શહીદીની વાસનાનો પણ ત્યાગ કરે છે. એટલો એમનો આ નાટકમાં વિકાસ થાય છે. પછી એમને શહીદીનો સાચો અર્થ સમજાય છે:

'It is never the design of man; for the true martyr is he who has become the instrument of God, who has lost his will in the will of God, and who no longer desires anything for himself, not even the glory of being a martyr'.

અને મૃત્યુની ક્ષણે એ એમનું સર્વસ્વ ઈશ્વરને ચરણે અર્પણ કરે છે. એ સંપૂર્ણ બિનશરતી શરણાગતિ કરે છે:

'Now to Almighty God, ...... I commend my cause ......'

આમ, આ નાટકને અંતે પરમેશ્વરની સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સાની પરાકાષ્ઠા છે. રાજા હેન્રી અને એના ચાર ઉમરાવો પરમેશ્વરના જ ઘરમાં, દેવળમાં હત્યા કરે–કરાવે છે અને તે પણ એક ભક્તની. આમ આ મનુષ્યો મૃત્યુમાં જીવે છે. ટૉમસના ત્રણ મિત્રો, પાદરીઓ જ્યારે ચાર ઉમરાવો ટૉમસની હત્યા અર્થે દેવળમાં પ્રવેશે છે ત્યારે દેવળનાં દ્વાર બંધ કરવાનું વિચારે છે. ત્યારે ટૉમસ દેવળનાં–પરમેશ્વરના ઘરનાં દ્વાર પોતાની હત્યા કરનારાઓ માટે, શત્રુઓ માટે પણ ખુલ્લાં જ હોય એમ કહીને દ્વાર ખોલવાનો એમને આદેશ આપે છે. આમ, આ મનુષ્યો પણ ક્યાં પૂર્ણ જીવન જીવે છે? કૅન્ટરબરીનાં સામાન્ય મનુષ્યો–Chorus–અપૂર્ણ જીવન જીવે છે:

'For us, the poor, there is no action,
But only to wait and to witness.'

'We do not wish anything to happen.
......
Living and partly living.'

'Forgive us, O Lord, we acknowledge ourselves as type of the common man,
........
Who fear the blessing of God ......
........
... we fear the love of God.'

આમ, આ નાટકમાં સૌ પાત્રો—ટૉમસ સુદ્ધાં—દ્વારા જો મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય તો મનુષ્યનો પોતાની જાત સાથેનો અને સૌ મનુષ્યોનો પરસ્પરનો સંબંધ શક્ય ન હોય એવું ઍલિયટનું કરુણ દર્શન (ખ્રિસ્તી) ધર્મનું દર્શન, ગ્રીક કરુણ નાટકની સમગ્ર શિષ્ટ કલાસમૃદ્ધિ સહિત પ્રગટ થાય છે. ઍલિયટનું આ પ્રથમ નાટક એ કદાચને ઍલિયટનાં સૌ નાટકોમાં સર્વશ્રેષ્ઠ હોય તો નવાઈ નહીં. એ જગતનાં સર્વશ્રેષ્ઠ કરુણ નાટકોમાંનું એક તો અવશ્ય છે.

(ક્રમશઃ)

## માછલી ☐ ધીરુ પરીખ

અફાટ ને વિકરાળ અબ્ધિમાં
નાજુક નમણી
એક માછલી ખેલે.
ખ્હાડ ખ્હાડ શાં
ઊછળે મોજાં;
ઘડી ખીણમાં
ઘડી શિખર પર
તેજલ કણ શી
રેશમિયા કાયાને ઠેલે.

ઠેલાતી ફંગોળાતી એ
રેતી કેરા શાંત ગભીર
બીજા સાગરમાં
શ્વાસ નિરાંતે મેલે...

દૂર ઊછળતાં સાગરજલનું
એક શીકર જ્યાં અડકે
પાંખ મહીં પોઢેલો સાગર
ખળભળ ખળભળ થડકે.

અવળીસવળી ઊછળે
અંગે અમળાયે આંખો ય
અબ્ધિ શો બાંધેલો દૃઢ ચૂડે:
ગરજતા સાત સાગરો
કાળી કે પરવાળા જેવી
સ્થિર નાનકી આંખે
આખર એક સામટા બૂડે!

## કાગળના કિલ્લામાં ☐ સુરેશ દલાલ

કાગળના કિલ્લામાં ઝૂરે છે સુખ
અને બહાર રહી દુ:ખ ભરે પહેરો;
આંસુથી હસતી આ આંખો ને ઉઝરડે
ઉઝરડે તરડાયો ચહેરો!

આરસનું પંખી અહીં ફેલાવી પાંખ
કરે ઊડવાનો કેવો અરે ચાળો;
રૂના આકાશની છાયામાં આપણો
ભાંગેલી ડાળ ઉપર માળો.

તાનમાં શી વાત કરે ઝાકળ ને ફૂલ:
જાણે શિશિરનો કાન હોય બહેરો!

ઊંઘમાં પણ સપનાનું સુખ નહીં:
જાગીએ તો આંખો હોવાનો શાપ લાગે;
રેતીમાં રહીને આ સોનાની માછલી
દરિયાને કેમ કરી તાગે?

ઝળહળતાં કિરણોમાં ચળકે મૃગજળ;
કોઈ તરસ્યાને આમ ના ઉછેરો!

## હરખઘેલીનું ગીત □ રમેશ પારેખ

ન્હોતી કહેતી કે સાંજ પડવાની વેળ—સાંજ પડવાની વેળ નહિ લાગે

હળુ હળુ આથમતા બાવળના ઝાડને
      હું પડતી સવાર કહી બેસું
વારતાના પંખીના કંઠ લગી પથરાતા
      ફળિયાનું નામ શું દેશું?
ઊડતાં પંતગિયાંને વાયરામાં ઠમરાતું અંધારું ઠેશમાં ન વાગે

તગતગતું આવ્યું કંઈ સોનેરી ભાન
      મને કોઈ તો પૂછો કે હાય, શાનું
જીભ સુધી આવીને બેઠું પાતાળ એ જ
      હોઠ નહીં ખૂલવાનું બહાનું?
કલ ભાખી કડકડતું છાતીનું હિમ હવે સૂરજનું ઊગવું ન માગે
ન્હોતી કહેતી કે સાંજ પડવાની વેળ—સાંજ પડવાની વેળ નહીં લાગે...

## ઓળખાણ □ ભાનુપ્રસાદ પંડ્યા

ઓળખાણ આંખ્યને મલકથી આવી?
કે ક્યાંક આછી બીજ થઈ ઝાઝેરું ફાવી?

ઓળખાણ હાથમાં હથેળીએ મેલી!
કે સાત સાત ડગલાનું સુખ થૈ રેલી?

ઓળખાણ દીધાં કમાડને ઉઘાડે!
ને ઓરડે પગલાં અજવાસનાં પાડે!

ઓળખાણ આસોપાલવની છાયા!
પરબનીર અચિંતા વગડે પાયાં!

ઓળખાણ અદકી સુગંધ જેમ ખુલ્લી!
કે લેવાનું આપવામાં દે. બેઠી ડુલ્લી?

## દિન એક ☐ શ્રી અરવિંદ ☐ સુન્દરમ

વધુ જરા

( વૈતાલીય લય )

દિન એક, અને બધુ અધ-મૂવું થઈ જાય પૂર્ણ હા.
દિન એક, અને બધું આણ જાયું નિજ માંડણી કરે;
પથ એક જરા સમો ત્યહીં લક્ષ્ય અને મહી મહા
ત્યહીં એક જ સ્પર્શ દિવ્યતા સઘળી લઈ આવનાર જે.

ગિરિથી ગિરિની ચડાઈ તો થઈ સિદ્ધ અને હવે,
નિરખો, છેલ્લી પ્રચંડ ભ્રૂ અને
જબરી ત્યહીં તે શિલા જ્યહીં નહિ કોએ પદ હા ધર્યો હજી :
ડગ એક અને બધું બધું બસ આકાશ અને પ્રભુ.

☐

## ઉર્દૂ કવિતા ☐ મહંમદઅલ્લી

અભી ચાંદ કે હાથ
કાલે દરખ્તોં કો
સહલાંયગે
ખુશ્કે પત્તે
હવા કે બદનમેં
ઉતર જાંયગેં
ઔર બીતે દિનોં કા
કોઈ એક લમ્હા[1]
મેરી આંખ સે
અશ્ક બનકર ગીરેગા
ઔર ફિર એક નયા દિન
પુરાને મકાનોં કી
ગંદી છતોં પર
બરહ્‌ના[2] ફિરેગા.

[1] લમ્હાં: ક્ષણ. [2] બરહ્‌ના: નગ્ન.

## કાલિદાસ ☐ નટવર જોશી

[ સંસ્કૃત કવિતા ]

મૃણાલની લતા જેવા બાહુ
કમળ શું મુખ : કોને ચાહું ?
લાવણ્યની લીલા તણાં વહી રહ્યાં જળ મહીં
નિતંબના સોપાનની ઝળહળ થઈ રહી.
વાળ તો શેવાળ
ને આંખની બે માછલીને ઝાલવા ક્યાં જાળ ?
પુષ્પધનુશરથી જે લ્હાય ઊઠી પ્રાણે પ્રાણે,
વિધિએ રચ્યું છે એને માટે સરોવર જાણે !

## રાતે ઘરે પાછાં વળતાં □ સુરેશ જોષી

ઓરડામાં દાખલ થતાં વેંત
ભાંગું છું શાન્તિના હાડ
દર્પણની છાતીમાં હુલાવી દઉં છું
મારા પ્રતિબિમ્બની આણી
ઊડાઊડ કરી મૂકતાં ક્ષણનાં પતંગિયાંઓને
વીંધું છું નાડીના તીક્ષ્ણ ધબકારે
દીવાલ સાથે ચપટા બનીને ચોંટેલા અન્ધકારને
ચોટલી બાંધીને ટીંગાડી દઉં છું વળીઓ
ત્યાં ચોરપગલે પ્રવેશે છે ચંદ્રનું ખડી રંગનું પ્રેત
એને પડકારીને શરૂ કરી દઉં છું દ્વન્દ્વયુદ્ધ.
સંજ્ઞા ]

## ચાર મરાઠી કવિતા

### ખ્યાલ નથી □ મ. મ. દેશપાંડે

છાતી પર પથ્થર પણ મૂક્યો
તો પણ આ લીલાં પાંદડાં
ક્યાંથી ફૂટે છે ખ્યાલ નથી.

કેટલું યે કહ્યું કે હું સુખી છું
તો પણ મારા ગીતમાં
મન કેમ રડે છે ખ્યાલ નથી.

કોઈ અવ્યક્ત સાથે મારો નાતો જડાયો છે
તેથી જ હું મારો પણ નથી
અને સખી, તારો પણ નથી.

છાતી પર પથ્થર પણ મૂક્યો
તો પણ આ લીલાં પાંદડાં
ક્યાંથી ફૂટે છે ખ્યાલ નથી.

### સૉનેટ □ દિલીપ ચિત્રે

આવાં આંસુ હવે નથી જોઈતાં, જે આંખોનું
અપમાન કરતાં હોય. જોઈએ છે આંખોમાં
ઓગળે એવા ડુંગરો, ઝળઝળિયા ખડક,
જોઈએ છે એક અંતર્બાહ્ય ખોદકામ ઢીલી મુઠ્ઠીનું.

જોઈએ છે એક નષ્ટ થયેલું નિસર્ગ, અને
એક અડધે રસ્તે પડતું મૂકેલું મશીન;
પૂળા ભરેલા ગરુડને નકારીને હું
હવે સ્વીકારીશ ફરરર ઊડનારી ચકલી.

જોઈએ છે એક ઇતિહાસમાં ખોવાયેલો હાથી
અને એક ભૂગોળમાં ન ઉલ્લેખાયેલો પવન
જોઈએ છે એક પૂર્ણ પુરાણ ભવિષ્યકાળનું.

એક એક કરીને હું અળગી કરતો જાઉં છું
મારા અસ્તિત્વની બધી જ સુતળી: બાંધું છું
મૌનનો નવો નાતો, સૂસવાટાનો સંબંધ.

## આ મોસમમાં □ નારાયણ સુર્વે

તારું એક શર્ટ છે મારી કને;
જે તને–મને બન્નેને ચાલતું.
બેકાર હતા ત્યારે આપણે
એકમેકને ઉપયોગી હતા.
રાખી મૂક્યું છે જૂનું ફાનસ; જેના–
પ્રકાશમાં શબ્દોની આપલે થતી.
એક મજાનું પોતાપણું
આયુષ્યને સુખી કરતું'તું.

કેટલાક પત્રો – અને એક,
તારી હસ્તલિખિત પ્રત
પાછળથી મને અર્પણ કરવાનો હતો.

– આવા કેટલાયે કિસ્સા.
ત્યારબાદ હિંદુસ્તાનની બહારથી તારો પત્ર આવ્યો;
લખ્યું હતું: "અમે જેમતેમ કરીને
યુરોપ તો પહોંચ્યા,

"હવે માદ્રિદ જાઉં છું–
બધે જ હિન્દુસ્તાન જ લાગ્યા કરે છે–"
– તો પણ મારો તેની સાથે; અને તેનો મારી સાથે નાતો તૂટ્યો.

– હવે આ મોસમમાં તું જ નથી...
તારો પત્ર નથી...
ફક્ત ... કેટલીક કવિતા અને,
આપણે આયખામાં વાંચતા હતા તે એક ફાનસ...

## હવે □ શરદચંદ્ર મુક્તિબોધ

બધુંય ધુમ્મસ સરી ગયું
મારા શરીરના હાથને ચૈતન્યે
સ્પર્શ કર્યો, અને કહ્યું:
સરી જવા દે વ્યથા તારી, વાટે વાટે

હવે તું જ્યાં હોય તે જ તારો મુકામ
હવે તું જે કરશે એ જ તારું કામ.

હવે સ્વપ્નના લાચાર આધારની તને જરૂર નથી.
ધુમ્મસના ઇન્દ્રધનુષના બહારની તને જરૂર નથી.

હવે સત્યે તારા હૃદયમાં પાડી તિરાડ
અને એમાં એણે પોતાના જ સૂર ભર્યા છે.

હવે તારા આંસુનો જ ઉજાશો પ્રકાશ પડશે
અને તારા પગલાંની ચોખ્ખી છાપ ઊઠશે.

## આ ડુંગર □ સુન્દરમ્

આ પથ્થરને શું કહેવું,
ખરે આ ડુંગર થઈને બેઠો,
અને આ ડુંગરને શું કહેવું,
ખરે એ ફૂલ થકીયે ફોરો થૈને
મુજ નયનોને ભેટયો.

આ ડુંગર, આ અંગ અંગમાં
કાળમીંઢતા ધારી,
અહીં અડીખમ ઊભા મૂંગા,
રહે કશું ન ઉચારી,
કાન માંડી સુણવા ચાહું ને
સનન કરતી વાત એહની મુજને આહા ઉઠાવે.

આ ડુંગર, આ એકમેક પર
ખડક્યા પહાણા પહાણા,
કોઈ હલે નહિ કોઈ ચલે નહિ,
ક્યમ થયા આટલા શાણા?
હું આંખ માંડી જોવા ચાહું ને
સમમ કરતી થપાટ એની મુજને ભોં પર ઢાળે.

આ ડુંગર, આ કશા કઠણ,
નિર્દય, નિષ્ઠુર, નઘરાળા,
ક્યાંય નહિ કરુણાનું બિંદુ,
ઠંડા હેમ શિયાળા;
હુ અંતર ભરી આલિંગન ચહું ને
કલકલ ઝરણું એનું મારાં રોમ રોમ હપવિ–

## ગીત □ હરીન્દ્ર દવે

તમે કહો તો આ પાંપણને ઊંચકું લગાર
મારાં નયણે અંજાયું રૂપ ક્યારનું;
પડદાને અડકી જરા જોઈ તો લઉં કે
હોય કેવું સુંવાળું પોત પ્યારનું !

આમ તો હું ક્યારનો ય એક થઈ બેઠો
ને આમ કેટલો આ અંતરાય;
કાગળનાં ફૂલ દીધાં ગોઠવી ને રાહ
હવે જોવી કે ક્યારે કરમાય!
બળતા બપોરે જઈ શોધું છું
પાંદડીથી ઝાકળ સુકાયું સવારનું.

વાયુની લ્હેરના વળગવા સમાણો
તારો આઘેનો સૂર મને વીંટે;
કોઈ હવે નામ તારું કોરી ગયું છે
મારા જીવતરની એકએક ઈંટે:
પાસેના તેજને વધાર્યું મેં એટલે કે
કામ પડ્યું ઝાઝા અંધારનું.



આ ડુંગર, જડતત્વ નર્યું, નહિ
કયાંય ચૈત્ય અણુશારો,
શૂન્ય શૂન્યની મહા બખોલો,
મૃત્યુ તણો પટારો;
હું પરમામૃત પાન ચહું ને
શિખર મંદિરે બજત ઘંટરવ
મંત્ર મને સંભળાવે :
હરિ ૐમ્, હરિ ૐમ્, હરિ ૐમ્, હરિ ૐમ્.



## સ્વ. યોગીજી મહારાજની સ્મૃતિમાં ☐ હરીન્દ્ર દવે

હમણાં એ હેતનો અવાજ સાંભળીશ
જાણે હમણાં આ હોઠ બે મલકશે;
હમણાં લંબાવી હાથ આશિષ દેશે, ને
જાણે હમણાં એ આંખથી છલકશે.

સ્વામી સ્વામી એ બોલ મબલખને હૈયે
ને સ્વામી આસનપે અવાક,
જીવતરનો કીમિયો એ સમજાવો, દેવ
મને ખાલી જીવતરનો ચડે થાક;
કંઠ મહીં ઝૂલતી એ માળાથી ફૂલ જાણે
હમણાં એકાદ મને આપશે.

એટલા મહારાજ થયા વ્હાલા, કે મળવાને
છોડી ગયા આમ અંતકાળે,
આંસુથી ભીના આ મારગે ડગે છે પાય
કોણ કહો અમને સંભાળે?
હમણાં જાગીને યોગનીંદરથી, જોગી જાણે
મારો લંબાતો હાથ ઝાલશે!

[ સ્વામિનારાયણ પ્રકાશ ]

## મારી પ્રિય કવિતા □ બંસી મહેતા

કવિતા વિશે એક અ-કવિને (અને તે પણ શુષ્ક આંકડાઓની માયાજાળમાં પૂરે-પૂરા ફસાયેલાને) લખવાનો પ્રસંગ પડે તો મૂંઝવણ જરૂર ઊભી થાય. પણ જેમ "વિદ્યા એટલે જ મુકિત" એમ કહેવાય છે તે જ રીતે આનંદ પમાડે એ જ કવિતા એવા એક બહુ જ lay ખ્યાલથી પ્રેરાઈને કવિતા વાંચવા અને આનંદવાનો પ્રયત્ન કર્યા કરું છું અને એથી જ 'પ્રિય કવિતા' એટલે એ આનંદને ચરમ રૂપ સુધી પહોંચાડી શકે એવી કંઈક માન્યતાથી મેં Landorની એક મારી ખૂબ જ ગમતી કવિતા પસંદ કરી છે. વાસ્તવમાં તો જિંદગીના જુદા જુદા તબક્કા પર ભિન્ન પ્રકારની કવિતાઓ મને આકર્ષતી. ખૂબ જ શરૂઆતમાં ચમત્કૃતિ સર્જતી અને બહુધા જોડકણાંમાં જ સરી જતી Superficial ગઝલો ગમતી. અને પછી ઉમાશંકર-સુંદરમની શિસ્તબદ્ધ રચનાઓ ચિંતનને ઉપકૃત થતી તેથી ગમતી. રાજેન્દ્રની ગેય કવિતા, પ્રિયકાંતની સરલ છતાં સચોટ કવિતા—એ બધું 'પ્રિય' લાગતું. પણ જિંદગીના બહોળા ફલક પર માનવીના જીવનનું તાત્પર્ય કહી જતી Landorની આ રચના મારે મન 'કવિતાની' કવિતા સમાન રહી છે.

કવિતા છે:

"I strove with none, for none, was worth my strife;
Nature I loved, and, next to Nature, Art;
I warmed both hands before the fire of life,
It sinks, and I am ready to depart."
W. S. Landor,

આમ તો આ કવિતા મને તો એના ગુજરાતી વાઘામાં જ મળેલી – કુમારમાં 'માધુકરી' વિભાગમાં શ્રી નિરંજન ભગતનો અનુવાદ વાંચ્યો અને વાંચતા જ એની અસર એટલી ગહરી પડી કે મૂળ અંગ્રેજી મેળવવાની તીવ્ર ઈચ્છા થઈ. અનુવાદ ખરેખર એટલો સુંદર છે કે મૂળની એકેએક લાગણીઓ અકબંધ રાખી કાવ્યનું હાર્દ બહુ જ ઓછાં શબ્દોમાં ત્યાં નિરંજને રજૂ કર્યું છે.

અનુવાદ છે:

લડ્યો ન, લડવા સમું ય મુજને ન કોઈ મળ્યું,
સદા કુદરતે, કલારસ વિશે જ હૈયું ઢળ્યું;
તપ્યો સતત તાપ, હાથ મુજ બેઉ હૂંફે ભર્યા,
શમ્યો, ઊપડવું, પ્રયાણ અવ પ્રાણ ઝંખે નર્યા.
[અનુ : નિરંજન ભગત]

હવે આ કાવ્ય શા માટે મારું પ્રિય છે એ પ્રશ્ન એક અ-કવિ માટે જરા મુશ્કેલ તો છે જ. એક પ્રસંગ યાદ આવે છે: કહે છે કે રશિયાનો એક ન્યાયાધીશ ઈંગ્લેન્ડમાં શૈક્ષણિક પ્રવાસે આવેલો અને ત્યાંની અપીલ કોર્ટમાં જડબાતોડ અને ખૂબ જ બૌદ્ધિક કક્ષાએ થતી દલીલોથી એટલો પ્રભાવિત થઈ ગયો કે એને થયું કે ન્યાયાધીશનું ઈંગ્લેન્ડમાં કામ ઘણું સરળ બની જતું હશે કારણ કે કોઈ પણ ખટલાની આટલી ઝીણવટથી રજૂઆત થઈ જાય પછી નિકાલ કરવો સરળ બને. પણ જ્યારે એને કહેવામાં આવ્યું કે ઈંગ્લેન્ડમાં ન્યાયાધીશને માત્ર ચુકાદો જ નથી આપવો પડતો—કારણો પણ આપવાં પડે છે ત્યારે એને એનું સ્વદેશનું કાર્ય-કારણો વગર જ ચુકાદો આપવાનું કાર્ય વધુ સરળ લાગ્યું!

કાવ્યનો ભાવ છે: જિંદગીના ચરમ તબક્કા પર સંપૂર્ણ સાફલ્યના ભાવ સાથે, કવિનો જીવન અને માનવી પરનો અખૂટ પ્રેમ. કવિ કહે છે: **"લડયો ન, લડવા સમું ય મુજને ન કોઈ મળ્યું."** એમાં કોઈ ગૌરવનો કે અસ્મિતાનો ભાવ નથી, એમાં તો અભિપ્રેત છે જીવ માત્ર તરફની પૃથ્વી પરની હરેક ચીજ પ્રત્યેની એક ઉષ્માભરી લાગણી અને સમગ્રને આવરી લેતી ચિરંતન પ્રેમની ભાવના. પોતાનું સમસ્ત જીવન કુદરત અને કલારસ વિષે ઢળ્યું છે. આજુબાજુના વાતાવરણની ઠંડીમાં જિંદગીને– human existenceને– આપવામાં આવેલી એક ઉષ્માભરી જવાલાની ઉપમા કેટલું બધું કહી જાય છે! અને એ ઉષ્મા જ કદાચ કવિને આખા ય જીવનમાં 'લડવા ન મળવા' માટે જવાબદાર છે. સભર જીવ્યાના પરિતોષ સાથે કવિ કહે છે: " "It sinks, and I am ready to depart." કેવી ધન્યતા!

કંઈક અંશે ગમા-અણગમાની બાબતમાં દરેક માનવીનું પોતાનું અંતિમ લક્ષ્ય-બિંદુ જવાબદાર અથવા ભૂમિકારૂપ હોય જ છે, પણ આ કવિતા, હું જાણું છું, સર્વ સામાન્ય લક્ષ્યબિંદુ–સંતુષ્ટ અને સાફલ્યમય જીવન–રજૂ કરે છે. એનો ભાવ Universal છે. એની ફલશ્રુતિ એટલી જ Universal છે. કાવ્યમાં જીવનનાં અલગ અલગ ભાવોનું–હર્ષનું, શોકનું, ક્ષોભનું–ચિત્રણ થતું રહે છે અને કાંઈ ચોક્કસ સમયના આપણા ભાવનું કાવ્ય દ્યોતક બને તો 'પ્રિય' તો લાગે જ, પણ Landorની આ કવિતા આવા Passing delightની નહિ પણ ચિરંતન આનંદનો અનુભવ આપે છે. કવિતાનું આથી વિશેષ સાફલ્ય શું હોઈ શકે? શ્રી કરસનદાસ માણેકે એક કાવ્યમાં કહ્યું છે: **"કાવ્ય નથી આ તો જીવન છે,"** મારે મન પણ Landorનું આ કાવ્ય જીવન જ છે.

શ્રી બંસીભાઈ મહેતા ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ છે.

## મોસમ □ અરવિંદ મુનશી

વર્ષોની બારીમાંથી
જોઉં છું પસાર થતી મોસમ

કેસૂડાના રંગને જોયો છે મેં કોયલના કંઠમાં
વાસંતી હવામાં વણાયેલું સાંભળ્યું છે મંજરીઓનું સ્મિત;
સુક્કી ડાળીઓમાં ભટકતા પાનખરના પ્રેત સાથે વાત કરવી પડી છે.

વૈશાખી આકાશની શૂન્યતા, –
ક્યારેક વીજળી –
ઘેરાયેલાં–વેરાયેલાં વાદળ

વર્ષોથી
બારી પર

## આ રંગ-ઉપરણો □ રમેશ જાની

આ મારી ધરતી, મારાં વાદળ
આ મળ્યો દિવસ દિવસ તે મારો;
આ સૂરજનાં મારાં સોનાંજળ
ફૂલ ફૂલનો ફોરમનો ટહુકારો!
આ રાત તણો પાતાળ-અજંપો
આ વલોપાત અંધારો;
આ પૂરવનો જાગ્યો વનચંપો,
મરક મરકીઓ આરસીઓ અણસારો!
આ મારી ધરતી, મારાં વાદળ
આ સૂરજ પણ તે મારો;
આ ઘડી-પળ કેરો રંગ-ઉપરણો
મળ્યો બધો તે તારો!

## □ પ્રાણજીવન મહેતા

પાનખરમાં વૃક્ષ ઉપર સુકાઈ
ખરી પડતા પાનની જેમ
ખરી પડે છે ક્ષણો.
મારી નજીકનું ભવિષ્ય
રગદોળાય છે હથેળીમાં એકઠી થયેલ રજકણમાં.
ઝાલરની જેમ
રણઝણી ઊઠે છે આકાશ
મારી ત્વચા સાથે અફળાઈ ક્યારેક,
ક્યારેક ઝુમ્મરની જેમ ઝગમગી ઊઠે છે
નક્ષત્રો
મારા રક્તના અણુએ અણુમાં.
હું હોવાની રિક્તતા અનુભવું ક્ષણમાં.
ક્ષણમાં હોવાની સભાનતાને ટેરવે
જોજનો દૂર દૂર સરી જાઉં ......

## પ્રાર્થના ☐ કિરાત વકીલ

મને ઘૂઘવતા જળે ખડકનું પ્રભુ! મૌન દો!

## અર્થ ☐ સુરેશ દલાલ

બધું જ યાદ રહેવા છતાં બધું જ ભુલાઈ જતું હોય છે,
સમય પોતે પણ પોતાની સાથે હોડમાં ઊતરતો નથી.
મોટી મોટી કરેલી પ્રેમની વાતો
ઊંઘમાં સરકતી રાતની જેમ વિલાઈ જાય છે
અને નાના નાના કરેલા ઉપકારો
બપોરના તડકાની જેમ ઉઘાડા ફરે છે.

પાનખર આવે છે ત્યારે જ વૃક્ષને યાદ આવે છે
કે મને ફૂલો આવ્યાં'તાં.
ખરી પડેલાં ફૂલને ડાળી એટલે શું?—નો અર્થ
મળે છે ખરી પડ્યા પછી;
વાદળને આકાશનો મહિમા નથી હોતો જેટલો ધરતીને હોય છે
અને આટલી બધી મોજાંઓની ધમપછાડ હોવા છતાં
સમુદ્રની માવજત રેતીએ પણ ક્યારે કરી છે?

તું પાસે હોય છે ત્યારે મારામાં તલ્લીન થઈને મેં
તારી હયાતીને કેટલીયે વાર નકારી હશે!
અને આજે હું મને સ્વીકારવાની ના પાડ્યા કરું છું.
તું અત્યારે પાસે નથી—નો અર્થ એટલો જ કે તું છે
અને મારા અહીં હોવાનો અર્થ એટલો જ કે હું નથી.

## ઉર્દૂ કવિતા ☐ મહંમદ અલ્વી

### કૌન?

કભી દિલકે અન્ધે કૂવેમેં
પડા ચીખતા હય
કભી દોડતે ખૂનમેં
તૈરતા; ડૂબતા હય
કભી હડ્ડીયોંકી
સૂરંગોમેં બત્તી જલાકર
યુંહી ઘૂમતા હય
કભી કાનમેં આકે
ચુપકે સે કેહ્તા હય:

'તૂ અબતલક જી રહા હય
બડા બેહયા* હય'

મેરે જિસ્મમેં કૌન હય યહ
જો મુઝ સે ખફા હય.

* બેહયા: બેશરમ,

□ રમણ સોની

કેટલા દૂર છો તમે તમારાથી?
જુઓ –,
દિલ-બિલની વાત ન કરશો...
પેલું ધબકે છે
એ તો
છે અવાજનો માત્ર પ્રતિઘોષ.
ને પ્રતિઘોષ નિકટતા નથી.
દૂરતા જ નિર્ભ્રાન્ત સત્ય છે
એટલે જ મારો પ્રશ્ન છે:
દૂર કેટલા છો તમારાથી–તમે?
સમુદ્રનાં મોજાંનો ઘૂઘવાટ
ને તળિયે સિગારેટની જેમ
આછા પણ સતત
સળગ્યે જતા વડવાગ્નિ વચ્ચે
કેટલું અંતર હોવાનું ધારો છો?
આંબા પર ઝૂલતી સાખના
ગોટલાની નક્કરતા
અને પવન વૈશાખના
વચ્ચેની
(ગળ્યા ભાવિ જેવી)
દૂરતા,
માનું છું કે,
તમે જોઈ જ હશે
હજુ હમણાં જ પગ પર ઊભા રહીને
ચાલતાં શીખેલા
શિશુની હથેળી
ને હથેળીની છાપ
વચ્ચેની દૂરતા
[સમયનાં ચરણની ગતિ અનુભવી હોય તો...]
જાણી શકાય ખરી ...?
અને ધારો કે
ધરતી આકાશને ઓઢીને સૂઈ જાય
[નિર્ભ્રાન્ત ઊંઘની ક્ષણ જડી જાય તો ને!]
તો પણ
દૂરતા હવાની જેમ સર્વવ્યાપી છે.
માત્ર
અંતર કેટલું એ જ સવાલ છે
માત્ર
કેટલા દૂર છો તમે તમારાથી એ જ સવાલ છે.
ભલે તમે બે આંખોથી
એક વસ્તુને
એક જ દેખી શકતા હો
ને છતાં દૂર છે એ એકબીજાથી
એટલી બધી
કે એકને મીંચીને
તમે રાખી શકો છો અન્યને અણમીંચી.
તમારા હજારો રોમકૂપમાંથી
એકેય બીજામાં ઢળવાઈ શકે છે?
એટલે પૂછું છું:
કેટલા દૂર છો તમે –
તમારાથી?

## આપણે ?! □ જગદીશ જોષી

તમે તમારા પાલવમાં ક્યાં પવન વીંટીને મ્હાલ્યા ?
અમે અમારી આંખોમાં આ ભાર ભરીને ચાલ્યા !

તમે ઝૂલતા ડાળે ડાળે : પળ બે પળની હીંચ :
અમે સૂર લઈ ઊડયા ત્યાં તો કશી ત્રાટકી વીજ.

તમે દીવાલો ચણી લઈને ચ્હેરાઓ લટકાવ્યા
અમે અમારાં ખરતાં આંસુ અંધારે અટકાવ્યાં.

તમે બોલતાં બંધ થયાં ને વચનોને વચકાવ્યાં
દિવસ-રાતની ગુફા ગુફામાં દાવાનળ સળગાવ્યા

## આજે પહેલી વાર □ સર્વેશ્વરદયાલ સકસેના

[ હિન્દી કવિતા ]

થાકેલી આ શીતલ હવાએ આજે પહેલી વાર
શીશ ઉઠાવી મારું : મારો હળવો કીધો ભાર.

ખોળે રમતું રાખ્યું એને પોતાના ચૂપચાપ
ને બળતે માથે હાથ મૂકીને કંપિત : માંડી વાત :

"સાંભળ, હું પણ હારેલી છું ને ભટકીને થાકી;
મારું પણ અહીં કોઈ નહીં ને હું અટકી, એકાકી.

પણ નહીં જાણું કેમ ?–પરાજય આપે મુજને શાતા
અને રોજના રઝળપાટથી ચરણ રહ્યા છે ગાતા.

નહીં કોઈ પણ મારું એથી સૌની સાથે નાતો
મને સ્વર્ગ હું રહી વ્હેંચતી : ક્યાં વાગે કોઈ કાંટો ?"

થયું એમ કે મને ઢળ્યાને મળી ગયો આધાર :
અને મારી આ વ્યથાનો મુજથી મોટો છે આકાર !
આજે પહેલી વાર !

## લોકશાહીનો ઢંઢેરો □ મેઘાનંદ ભટ્ટ

સ્વ-પત્ની કરતાં આપણી પડોશી-પત્નીને થોડો વધુ પ્યાર કરવો હોય
કે
આપણા પડોશી-પુત્ર કરતાં આપણા પાળેલા કૂતરાને થોડું વધારે સારુ ખાવાનું આપવું હોય
તો ચાલો,
ચાલો આપણે લોકશાહીના પુષ્પવિહીન આ ઘેઘૂર વટવૃક્ષને જિવાડી દઈએ.

ન ભાવે તો ય નભાવે રો રામ
ચાલો, આપણે રામરાજના સજી દઈએ સાજ.
આમે ય,
એકાદ નાનકડી ખોલીમાં રહેતાં રહેતાં
નળ નીચે વ્હેલાં વ્હેલાં ગંગાસ્નાન કરવા માટે ય
લોકશાહીનું રક્ષણ-સંરક્ષણ તો આપણે કરવું જ પડશે ને, ભાઈ!
તો ચાલો,
આપણે લોકશાહીના અહિંસક સૈનિક થઈ
માથા ગણવાની અકળ લીલા અજમાવી જોઈએ.
શું?
તમારી શિરોવેદના?
ના ના,
નથી ગણવા અમારે તમારી ટાલના બાલ!
માત્ર, સલામત રાખજો તમારું શિર
પછી તો બધું અમે સંભાલી લઈશું.
કોઈ પણ વાદના વિવાદ વિના
લાવવો છે અમારે સમાજવાદ?
ભઈ, અમદાવાદીને ય હોય છે વાદ, હોં.
તો આપણે તો રહ્યાં ભારતવાસી!
(MAY THE TRIBE NOT INCREASE.)
ચાલો ચાલો,

આપણા વાદ વિનાના વિવાદને
અને વિવાદ વિનાના વાદને જિવાડવા
લોકશાહીના પુષ્પવિહીન આ ઘેઘૂર વટવૃક્ષને પાઈ દઈએ થોડું પાણી.
લોકો દ્વારા ચાલતું લોકો ઉપરનું લોકોનું રાજ એટલે લોકશાહી.
(કયા લોકોનું?
ખરા છો તમે ય ભાઈ,
કેવા કેવા પૂછો છો પ્રશ્નો!)
લોકશાહી એટલે જનગણમન
જનગણમન એટલે પ્રતિનિધિ
અને, પ્રતિનિધિ એટલે પ્રતીક!
જોયું, કેવી રચી દીધી આપણે લોકશાહીની આ પ્રતીક કવિતા?
ચાલો ત્યારે,
લોકશાહીના પ્રતિનિધિઓ ઉપર મૂકી દો એક એક ચોકડી.
લોકશાહીના પુષ્પવિહીન આ ઘેઘૂર વટવૃક્ષને જિવાડવું છે ને તમારે?



**પણ □ કિરાત વકીલ**

વસંત આવ્યા પછી પણ
કોકિલ ન ટહૌકે
તો ફૂલોનો રંગ ઊઘડે છે ખરો,
પણ એની સૌરભ સ્હેજ ઉદાસ થઈ જાય છે;
મંજરીઓ મ્હોરે છે ખરી,
પણ આંખમાં પીળા આકાશની દીવાલો ઊભી થઈ જાય છે.
ભમરાઓ ગુંજે છે ખરા,
પણ એમના ગુંજનમાં રાતના પવનની ચૂપકીદી પથરાઈ હોઈ છે.

કોકિલ ટહુકવાનું ભૂલી જાય તો પણ
વસંત આવ્યા વિના રહેતી નથી –
પણ —

લગ્ન બેના ☐ સી. ડે. લુઇ ☐ દીપક મહેતા

[ બ્રિટિશ કવિતા ]

–पछी तेओ परण्यां
ने खाधुं, पीधुं, राज कीधुं ?
સ્વર્ગ મહીં વસનારા
તેય તે ના ઉડાઉ આવા દાવા કદી કરી શકે–
પૃથ્વી તણા માણસની વાત કશી !
પ્રેમ જ્યહીં હવામાન જેમ રહે બદલાતો ક્ષણે ક્ષણે
કહો બસ આટલું જ :
પરણ્યાં – ને જીવી ગયાં.

कहो कोई लग्नटाणे
संकल्पो ने शपथो ते शा शा लीधा ?
દેવળમાં પાદરી જે બોલ્યા
તેની હાયે હા કરી તે નહિ.
એક રાતે
બારી પાસે ઊભા રહી, મનોમન;
ચાલ જીવ ! તેની સાથે સારાસારી હવે જરી રાખી લઉં.
હૃદયની ઝંખના, ને શમણાં, ને સિદ્ધિ બધી
હોડમાં મૂકું છું આજે જોખમી શપથ સામે.

कयारे पछी लग्न तेमनुं
वसूकी ज छेक गयुं ?
ચહાતો હતો જેને તે જ અણજાણી નારી
એક દિવસ ખોવાઈ ગઈ.
મળી ત્યારે —
ખૂણામહીં છુપાઈને ઊભી હતી,
પ્રતિબિંબ તેનું ધરી નિજતણે અંક.

સંવનન

-ક્યારે ય જો થઈ હોય શરૂઆત -
પૂરું થયું.

कई रीते लग्नतणो
कहो आव्यो अंत भला?

કેટલાંક લગ્નો તો કદી મરતાં જ નથી.
સરકાર દેશવટે જાય,
સંઘર્ષ ભૂગર્ભમહીં ચાલ્યા કરે,
છેક કટુ અંત સુધી
બેઉ રહે આખડતા બાખડતા.

कहेशो जरी लग्न वे —
— नां थयां तेथी शुं थयुं?
જખમો કે સ્વેચ્છાત્યાગ થકી હાર એકની,
સાચી શરણાગતિનો ભજવાતો પાઠ,
અણધારી મળી જતી જીત.
ગુલાબ ને રણ-મૃગજળ પણ.



**જિંદગી □ મનસુખલાલ ઝવેરી**

જિંદગી! ન્હોતી ખબર કે માત્ર તું તો છે ગણિત!
એક પગલું ખોટું ને ખોટો જ આખો દાખલો!
ના, ગણિત શાની?
ગણિતમાં આંકડા ભૂંસી રકમ પાછી ખરી માંડી શકાયે.
જિંદગીમાં એ ક્યાં?
[-'મનસુખલાલ ઝવેરીની કાવ્યસુષમા' માંથી]

**બે ઉર્દૂ ગઝલ □ મહંમદ અલ્વી**

હવા ચલી તો મેરે જિસ્મ[1] ને કહા મુઝકો
અકેલા છોડ કે તૂ ભી કહાં ચલા મુઝકો.

મેં કબસે ઢૂંઢતા ફિરતા હું અપની કિસ્મતકો
યહ તેરે હાથ મેં ક્યા હય ઝરા દિખા મુઝકો.

દેહકતી જલતી હુઈ દોપહર મિલી લેકિન
કિસી દરખ્તકા[2] સાયા ન મિલ સકા મુઝકો.

મેં અપને રૂમકી બત્તી જલાયે બેઠા હું
અરે યહ શામ સે પેહલે હી ક્યા હુવા મુઝકો.

બલાકે શોરમેં ડૂબી હુઈ સદા હું મેં
કિસીસે ક્યા કહું મૈંને ભી કબ સુના મુઝકો.

વોહ કોઈ ઔર હય અલ્વી જો શે'ર કેહતા હય
તુમ ઉસકે જુર્મકી દેતે હો ક્યું સઝા મુઝકો.



ઝમીન લોગોંસે ડર ગઈ હય
સમંદરો મેં ઉતર ગઈ હય

ખામોશીયોંમેં સદા[3] ગજર[4] કી
ખયાલ કે પર કતર ગઈ હય.

ખડે હંય બેબર્ગ[5] સર ઝુકાયે
હવા દરખ્તોં કો ચર ગઈ હય

હમેં તો નીંદ આયેગી ન લેકિન
યહ્ રાત ભી તો ઠહર ગઈ હય.

કહાઁ ભટકતે ફિરોગે અલ્વી
સડક સે પૂછો કિધર ગઈ હય.

૧ જિસ્મ: શરીર, ૨ દરખ્ત: વૃક્ષ, ૩ સદા: અવાજ, ૪ ગજર: ઘંટ, ૫ બેબર્ગ: પર્ણહીન

**સ્થગતિ ☐ વિપિન પરીખ**

નાનો હતો ત્યારે
મટકીમાંથી દહીં ચોરી નાસી જતો;
ગોપીઓને વસ્ત્રહરણ કરી સતાવતો.
ચોરીછૂપીથી માટી ખાતો
ને પકડાઈ જતો ત્યારે
વિશ્વનું દર્શન કરાવી છટકી જતો!

વરસોના પાકટ થતાં ધુમ્મસમાં
એની આકૃતિ ઝંખવાતી ચાલી.
દીવાનખાનામાં એની છબી મૂકી શકાય
એ પણ હવે શક્ય નથી.

ક્યારેક
રાત્રે શમણામાં
એની વાંસળીના સૂરનો અણસાર દેખાય છે
પરંતુ એ પણ
પ્રભાતે
વૃંદાવનની કુંજગલી સુધી
હવે દોરી જતો નથી.

**☐ યશવંત ત્રિવેદી**

વહાણના ભંડકિયામાં બૂરખા ઓઢીને રડે છે અવાજો
ને ચીસ થૈ ફાટી ગયો છે હિંદુસ્તાન, પારમિતા!

તાપણું સળગતું મૂકી ક્યાં ઊઠી ગયા બધા યારો?
બોલાવતી નથી ટેકરીઓ
ને હોઠ પર નથી શબ્દતા બીજાપુરના ઘુમ્મટો
હું ઉતરડાઉં છું ભિખારીના મૌન જેવો આજ ગ્રામોફોનની રેકૉર્ડમાં
(સારે જહાઁ સે અચ્છા હિંદોસ્તાં હમારા)

આજ હળુ હળુ ન અડો તરન્નુમની તરજ જેવું
કતલના કૂકડાની કલગીની યારો!
રે ખોલાવી નાખો આજ મારાં બધાં બિરલાભવન
ને તડતડાવો બંદૂકોના બાર...બાર...
ઓરડે ઓરડે ઊભેલા મારા અશબ્દ ગાંધીને
ને નૈ તો ન બોલાવ, ન બોલાવ, તારી અંજુમનમાં મને
ને નૈ તો જલજલવા દે મારા વિપાદના ઝુમ્મરોને, પારમિતા!

ટ્રેનમાં બેસીને ક્યાંક જઈ રહ્યો છે હિંદુસ્તાન, પારમિતા!
છૂકછાક છૂકછાક દૂકછાક ...

[ 'ક્ષિતિજને વાંસવન'માંથી ]

કોઈ □ કરસનદાસ લુહાર

ગીત ભરેલું ગાડું દોડે: રસ્તો પૈડે વળગે;
આખા ઘરનાં આંસુ લઈને શમણ દીવડો સળગે!

પાનેતરમાં પાન ફફડનું ઢોલ ઢબુકતો ઢીલો
વિદાય-ગીતો વળતાં ટોળે ચ્હેરો ઓઢી વ્હીલો!

પાદર જતાં સૂતું બચપણ પ્રેમ બનીને વળગ્યું;
તળાવડીને તીરે કોઈ ધ્રૂસકે ધ્રૂસકે સળગ્યું!
'મિલાપ' ]

□ હીરા પાઠક

ને પેલું
પીઠીવર્ણાં પુષ્પોકેરું શાહી વૈજયન્તી ઝુંડ,
ઝૂકી રહ્યું જલમહીં, પડખે જ્યાં કુંડ.
પાંદડીએ પાંદડીએ એને,
કુંકુંમછાંટણાંની અંકનરેખ.
ને મારે હૈયે ઉઝરડાઆલેખ
પ્રિય! તે શું કહું? – તે શું કહું?
કેમ કહ્યું જાય?
કેમ કરું યાદ? અવસાદ.
હા! મારા કાળજડાની ઝાળ!
આપણું એ વણપ્રસવ્યું ગર્ભબાળ,
પદ્માંકિત કંકુવર્ણી આછેરી,
તે પે મૂકી થયું'તું અદૃશ્ય;
નિષ્ફળ આ ભાગ્યનું ન ભૂંસાય એ દૃશ્ય!
મારો વલોપાત—તીવ્ર આઘાત
તેને તમે મૃદુપણે કર્યો ન'તો શાંત?
અન્ય સપુષ્પ વેલતણું દેઈને દૃષ્ટાંત!

□

દયિત તું નિર્દય!
પૂછું તને, મને આમ નોધાર,
મૂકીને જવામાં શો જડ્યો સાર?
તું વદીશ 'વિધિના એ લેખ!'
હા! વિધિના એ લેખ!
વજ્જસજ્જડ મારી જીવિતપે મેખ
ઊખડે ન ક્લિષ્ટક્લિષ્ટ રેખ.
કાય કારાગાર તોડયે,
છૂટે નવ છેક.
લહું આજ, પ્રિય!
વારંવાર ગ્લાનિ રંગે,
લહ્યું નાહીં જે જે પૂર્વે તું જ સંગે.
તુજને વરીને હું ન વિરહને વરી?
વિરહ, મારે પ્રેમનો પર્યાય.
'પરલોકે' પત્રમાંથી ]

ગઝલ □ ભગવતીકુમાર શર્મા

શોધે છે મુજને વ્યોમ તો સંતાઈ જાઉં છું;
ટહુકાની ઓથ લઈને હું ખોવાઈ જાઉં છું.
સૂરજ નજરની સામે કદી આવતો નથી;
ઝાકળને જોઈને હવે અંજાઈ જાઉં છું.
મોજાં શો વેગ જોઈને ચિંતા નહીં કરો;
કાંઠા સુધી જતાંમાં હું વિખરાઈ જાઉં છું.
નિ:સ્તબ્ધતાના બોજથી થાક્યો હતો છતાં
સૂત્રોના પથ્થરોથી હું તરડાઈ જાઉં છું.
ખેતરનો ચાડિયો કે ન પાદરનો પાળિયો;
પોસ્ટર બનીને શહેરમાં પથરાઈ જાઉં છું.
તાગ સુધી પહોંચવું કેવું વિકટ હવે!
મારા સુધી પહોંચતાં ફંટાઈ જાઉં છું.
દુ:સ્વપ્ન જેમ યાદ પણ આવું છું મુજને હું;
કોઈ મહેકતા નામ શો વિસરાઈ જાઉં છું.
ચાલી શક્યો ન કાફલાની સાથ હું છતાં
પગલાંની લાખ છાપમાં વહેંચાઈ જાઉં છું.

□

ઘૂઘવે વૈશાખ □ ભાનુપ્રસાદ પંડ્યા

હોલાને કંઠે બેઠો ઘૂઘવે વૈશાખ,
પણે શરમાતી કો' ઝૂલે સાખ,
સૂડા, તારી છુટ્ટી મેલી દે હવે પાંખ!

આખું યે વંન લઈ અડક્યો પવંન
એમાં આળખેલી વેલ્ય ભીંતે મ્હેકે!

કાંટાની જેમ ખૂંચી રહેતા બપ્પોર વચ્ચે
ભીતર ગુલાબ થઈ બ્હેકે!
ભમ્મરલા, બધો ગુંજાર વેરી નાખ!

દિવસ તે દેશવટો લાંબો દીધેલ, રેણ
મટકું માર્યાનો જાણે ગાળો!
વગડે તો ઠીક પણ પાળે પરબડીની
બેઠી તરશ્યુંને તમે ભાળો!
મારુજી, હવે ખોબો ના ખાલી તું રાખ!



## સૌ, મને ચૂંટી તો ખણ.... □ રમેશ પારેખ

સૌ, મને ચૂંટી તો ખણ...
લોચન સંગાથ કોઈ લીલાછમ ઘેનમાં બૂડી છે આંગળીઓ પણ ...

પાંખી ભરેલ મારું ફળિયું બોલે કે
લોહી ગણગણવા લાગ્યું છે ગીત?
ડાળીને જોઈ જોઈ આવડી ગઈ
શું મારી પાંપણને ઝૂકવાની રીત?
ગણતાં ગણતાં રે મારા વેઢા ખૂટયા છે સખી, તું જ નવાં પાંદડાંઓ ગણ ...

તડકાની કોરમોર છાંયડાઓ ટાંકીને
કોણ આમ શણગારે ઝૂલ?
રમતાં મૂકયા છે રૂડા વચ્ચે બે પોપટા
ને કાંગરીએ સગપણનાં ફૂલ
તાકી તાકીને હું ય તકતામાં જોઉં, હું ય ઓસરિયે બાંધું તોરણ ...

સૌ, મને ચૂંટી તો ખણ
લોચન સંગાથ કોઈ લીલાછમ ઘેનમાં બૂડી છે આંગળીઓ પણ...

## પર્વતનાં આંસુ ☐ આઝમ કરીમી

મોરનો અવાજ હવે સાંભળવાનું
શક્ય નથી.

આમ જુઓ–
આખું નગર
ટાઢથી બરફ બની ગયું છે.
અહીં એક પણ સ્મશાન નથી.
સ્વર્ગની સીડી
ભૂખ્યા લોકોએ બાળી નાખી છે.
અહીં
આસપાસ
એક પણ વૃક્ષ નથી.
બારીમાંથી બધું દેખાય છે.
સંભળાતું કશું નથી.
ક્ષિતિજની લાલ રેખા થોડી વારમાં જ
ભૂંસાઈ જશે.
સાંજનું ખૂન કોણે કરી નાખ્યું?

ઘસીઘસીને
રેખાઓ ભૂંસી નાખવી છે
જમણી હથેલીની.
ડાબી હથેલી
હવાની જેમ ખાલીખમ છે.
જીવનની મર્યાદા હોય?
સૂરજને મન સાંજનું મૂલ્ય શું?
પ્રશ્નો અનેક છે.
હું અનર્થ શોધવા જન્મ્યો હોઉં
એવું લાગે છે.

અર્થનું નામ તો મૃત્યુ છે.
મૃત્યુનું નામ શું રાખીશું?

શક્યતા હોઠ સુધીની જ છે.
નાક તો ખાલી સૂંઘવાનું.
છાણમાંથી નીકળેલાં
જીવડાં
ફૂલનો અર્થ ન સમજે.
મને સમજાતું નથી
કે–
હજી દુર્ગંધ કેમ આવે છે?
વસંતનો શોધનાર
સહુથી પ્રથમ
હું જ હતો.

મને નગારાં વગાડવાનું
કામ સોંપીને
તમે ક્યાં જાવ છો?
થોભો.
સૂરજની સાખે આ બધું થયું છે.
ન્યાય કરવાની સાંજ
આથમી ગઈ છે.
શૂળીના ખીલા
સડી ગયા છે.
રાત
પીળી પીળી
લાગે
છે.

મને બાવળનું ઠૂંઠું ન સમજો.
હું બધું સમજી શકું છું.
જાણી શકું છું.
વિચારી શકું છું.
જોઈ શકું છું–રોઈ શકું છું.
અનુભવી શકું છું.

જીરવી શકાય
એવું
એક માત્ર
દુઃખ
જીવવાનું છે.
જિવાય નહિ
તો પણ.

વરસાદ પડી ગયાને
સાત દિવસ થઈ ગયા.
એક લ્હેરખી
આવી'તી
ચાલી ગઈ.
ઘરની ભીંતો પર
આછી આછી
ભીનાશ છે
આ રોનક
પણ

કેટલા દિવસ ?
નદીના
પૂર જેવું
છે બધું.
નદીની રેતીમાં
કોને દાટી દઉં?
હોડીમાં બેઠેલી
જલકન્યાએ
કાંઠે ઊભેલા
માછીમારને
' આવજો '
કહ્યું :

ત્યારથી
મારી આંખો ખૂલી ગઈ છે.
પર્વતનાં આંસુ
હું જોઈ શકતો નથી.
મને ક્ષમા કરો.
મોરનો અવાજ સાંભળવાનું
હવે શક્ય નથી.



## ફેર ☐ જયન્ત પાઠક

ફરતાં ફરતાં ફેર ચઢ્યા ને પડખે ફૂટી પાંખ;
અદ્ધર ઊંચકાયા ધરતીથી ઢળી ન ખૂલે આંખ!

આસપાસ આકાશ ફરે ને ફરે ઊંઘતા પ્હાડ;
ચકરાવે ચઢિયાં મેદાનો ઘાસવમળમાં ઝાડ!

અહીંનું ફૂલ ચૂંટવા જઈએ ને તારક આવે હાથ;
ધરતીને ગ્રહવા જઈએ ને ગગન ભરાતું બાથ!

રમતો મૂકીએ શબ્દ ધરાપર જતો આભને વાગે;
બંધ આંખમાં સૂરજ-ચંદર મીટ મીટમાં જાગે!

અંધકારમાં અહીંના ડૂબી જોયા ચમકતા ચ્હેરા;
આ ફેરે તો જાણે પૂરા લખચોરાશી ફેરા!

દસે દિશાઓ ફરી ફરીને ગોળ બની આફૂડી;
હવે એક બ્રહ્માંડ અને મન લીન રમતમાં રૂડી!

## આ કાવ્ય.... ☐ ડેવિડ ઈગ્નાતો ☐ રમેશ જાની

આ કાવ્ય
પોતાની જાતે વિચારી શકશે,
શ્વાસ લઈ શકશે?
એને પોતાની જાતીય ચેતના હશે?
પોતાની તર્જની વડે એ
વેઈટરને મૅન્યૂકાર્ડ માટે બોલાવી શકશે?
ભાવિ જિંદગી માટે એને
કોઈ આશા-આકાંક્ષાઓ હશે?
અન્ય કાવ્યોમાંથી એ
કોઈ કોઈને પોતાના
સુહૃદ બનાવી શકશે?
અને હા,
એ પોતે ય શું
બીજાં કાવ્યો રચી શકશે?

મારે એને
પોતાના ગુણસંઘાત પર જ
જીવવા દેવું નથી.
મારી તો ઝંખના છે:
સૌ એની પાર રહેલા
મને
જુએ –
ધબકતો,
શ્વાસોચ્છ્વાસ લેતો,
ખાતો–પીતો,
પ્રિયાને આશ્લેષતો
અને
એની દંતાવલિ
કેવીક તો રમણીય છે
એનાં
એની આગળ વખાણ કરતો!
આદિમ આવેગનું
ઉદ્દંડ દૈવત હોવું જોઈએ
આ કાવ્યમાં!
બધે જ એણે સૌને
ઉમળકાભેર બોલાવવાં જોઈએ
અને એમની સાથે
દોસ્તી બાંધવી જોઈએ,;
પણ,
અન્ય કાવ્યોને
પોતે એમના વિષે શું ધારે છે
એ ય એણે
બધું યે નિ:સંકોચ
કહી દેવું જોઈએ;
પ્રસન્ન રહીને ય
સત્યનિષ્ટ
અને
સુખી રહીને ય
મૃત્યુથી નિર્ભીક બનવું જોઈએ.
અહીં જ છે એ
છતાં ય
હું હજી વાત કરી રહ્યો છું
અને
મારા હાથ વડે
એના અસ્તિત્વને
સ્પર્શી રહ્યો છું!

## બાળકૃષ્ણ પટેલનાં ચિત્રો □ આદિલ મન્સૂરી

મેઘધનુષ્યના ટુકડાઓ ઓગાળી
ગાળી
સમયવિહોણા તટે પાથર્યા
પડયાપાથર્યા રંગોને સુક્કા સમજીને
પવન અડકવા ગયો
ને ત્યાં તો
ગળાબૂડ
રંગોમાં ખૂંપ્યો પવન
ડૂબ્યો ગળાબૂડ કે
ગળાબૂડ રંગોથી બહાર નીકળવા એણે
સાદ કર્યો સૂરજને
આકુળવ્યાકુળ સૂરજ એને
બહાર કાઢવા દોડયો
દોડયો
દોડતા લપસ્યો સૂરજ
સૂરજ પણ સીધો ગળાબૂડ રંગોમાં ખૂંપ્યો
તે દિનથી તે આજ સુધી
ગળાબૂડ ખૂંપેલા
સૂરજ
પવન
ક્ષિતિજ પર સાદ પડતા
કોઈ હવે રંગોથી અમને કાઢો બહાર
કોઈ અમારાથી રંગોને કાઢો બહાર
કાઢો બહાર
કાઢો બહાર
બહાર પરંતુ કોઈ નથી
અવકાશ છે ખાલી
બહાર પરંતુ કોઈ નથી
આકાશ છે ખાલી
બહાર પરંતુ ......

□

પીળો પીળો તડકો ઊંડે કોતરી કાઢયો સૂરજ
ને સૂરજમાં પગ મૂકીને જોયું તો ત્યાં
તડકાનું નહીં નામનિશાન
નામ વગરનો
ભૂંસાયેલા ચહેરાવાળો તડકો
કણસે
ઊંડે
ક્યાંક
કશે
પીળચટ્ટું
આકારવિહોણું કણસે
આકારવિહોણું વર્તુળ
સ્થિર રહીને ફરતું પૂર્વથી પશ્ચિમ
પૂર્વ દિશા પશ્ચિમમાં ઊગે
ડૂબે પશ્ચિમ પૂર્વે
દિશા દશા સૌ એક
એક
એકમાં ઊંડે ક્યાંક ગતિ
સ્થિર ઊભી છે ગતિ
સ્થિર ઊભો છે પવન
સ્થિર ઊભો છે સમય
સ્થિર ઊભું છે આભ
સ્થિરતા નીચે કંપે સાંજ-સવાર
કંપે
સાથ સમાંતર કંપે
સાંજ-સવાર ...

# કવિતા

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪ [જુઓ રૂલ્સ નં. ૮]

| | |
|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : સ્ટેટસ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન. ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ-૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૪. પ્રકાશકનું નામ | : ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ-૧૯ |
| ૫. તંત્રીનું નામ | : સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : હિન્દી |
| સરનામું | : બનારસી ભવન, ૧૦ મો રસ્તો ખાર, મુંબઈ-૫૨. |
| ૬. જે વ્યકિતઓ આ અખબારના માલિકો હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેરહોલ્ડરો હોય તેમનાં નામ તથા સરનામાં. | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧. |

હું, ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છે કે, ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-૭૧ — પ્રકાશકની સહી: ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ

કલાકૃતિ એ માત્ર ઘટકોનો સરવાળો નથી. વિચાર+લાગણી+રીતિ+અલંકાર+છંદ=કાવ્ય એવું તેનું સમીકરણ માંડી શકાય તેમ નથી. ઉત્તમ કવિતામાં ઘટકો ઘણી સારપથી ગૂંથેલાં હોય છે. અને સમગ્રપણે તેનો અર્થ સંકુલ અને અનેકસ્તર સ્પર્શનો હોય છે. કવિતા અનેક પરિમાણોના સમવાય રૂપ, તેમના સહઅસ્તિત્વ રૂપ છે — તે એક multidimensional simultaneity છે. અને એટલે બધા ઘટકોની જેમ છંદ પણ કવિતાના જડ કે યાંત્રિક અંશ નહીં, માત્ર રૈયત નહીં, પણ સજીવ, જીવંત અંગ છે

હરિવલ્લભ ભાયાણી

## બે કાવ્યો □ જયન્ત પાઠક

### શૈશવ

પથ્થરની બે લાંબી પાટો વચ્ચે
ઊંડા પાણીમાં
ડૂબકી-દાવ રમતાં
ખોવાયેલી એ વીંટી
આજે પણ
ચોખ્ખા પાણીને તળિયે
રેતીના શ્વેત કણોમાં
માછલીઓનાં ચમકતાં પડખાંના પ્રકાશમાં
પડેલી દેખાય છે, એવી ને એવી
ડૂબકી મારું તો હમણાં હાથ આવે
પણ......
હાથ આવે તો ય–
હવે એ મારી આંગળીએ તો ના જ આવે ને?!



### સમયની શીશી

એક એવો શબ્દ
જે
બધા શબ્દો જ્યારે મૌનસાગરને તળિયે
વજનદાર પથ્થરો બની ડૂબી જાય
ત્યારે
એકલો, માછલીની જેમ તર્યા કરે.

એક એવો છંદ
જે
બધા છંદો જ્યારે આકાશનાં પોલાણોમાં
પેસી જઈ મૌનને ભજે
ત્યારે આકાશની સઘન ગહનતા વલોવતી
પંખીની પાંખમાંથી ગર્યા કરે.

એક એવું કાવ્ય
જે
બધાં કાવ્યો જ્યારે
ઊંટનાં પગલાંથી દબાઈ
રણની રેતી બની જાય
ત્યારે
સમયની શીશીમાં સર્યા કરે.

ગીતિકા □ વેણીભાઈ પુરોહિત

## સૂની સફરનો સોગ

સખીરી મુંને પ્રીતમિલનનો રોગ:
સખીરી મુંને મીતમિલનનો રોગ.

મીરાં છું નહિ, રાધા છું નહિ,
ગોપી કહત નહિ લોગ:
નથી કિનારે: નહિ મઝધારે,
સૂની સફરનો સોગ:
સખીરી મુંને પ્રીતમિલનનો,
સખીરી મુંને મીતમિલનનો રોગ.

દગ ને દર્પણ: ધૂપ ને ધુમ્મસ:
જાદુઈ જોગ-વિજોગ:
શ્યામસુંદરવર ક્યારે ધરશે
ભાવભકિતનો ભોગ?
સખીરી મુંને પ્રીતમિલનનો,
સખીરી મુંને મીતમિલનનો રોગ.

બહેરી છું ને તો ય બહાવરી,
કયાં છે સ્વરસંજોગ:
આમ જુઓ તો છાનુંછપનું,
આમ ઉઘાડેછોગ!
સખીરી, મુંને પ્રિતમીલનનો રોગ:
સખીરી, મુંને મીતમિલનનો રોગ.

## સુગંધી

લાગે રે લાગે
સાજન નામ સુગંધી:

વેણીમાધવ ડોલર ગજરો
વ્વાલન ગજરાગંધી
સોયના ચટકા ચલ ચોઘડિયું
પ્રીતનો દોર રાંબંધી:
લાગે રે લાગે સાજન નામ સુગંધી.

જુગ જુગ પીધું હતું હલાહલ,
ખુશીઓ થઈ'તી ખંધી:
ગઢ ઠેકી ગલિયનમાં ગઈ છું
નિર્જન નાકાબંધી:
લાગે રે લાગે સાજન નામ સુગંધી

દિલ જે દર્શન કરે નિરંતર,
આંખ ન દેખે અંધી:
ખટરાગીઓ ખટરસ પાયા,
સબરસની થઈ સંધિ:
લાગે રે લાગે સાજન નામ સુગંધી.

## ચાર કાવ્યો ☐ હરીન્દ્ર દવે

### મારા દેશમાં

બાળકને ઊંચે ઉછાળી,
મસ્તક પર ઝીલી
એને ધરતી પર ગુલાંટ ખવડાવાય છે,
મારા દેશમાં.

એ જોવાને
અને બાળકે ફેલાવેલી હથેળીમાં
નાનું ચિલ્લર નાખીને
કે પછી એમ ને એમ ટોળું વિખેરાય છે,
મારા દેશમાં.

શરાબી પિતા
અને ચાકરડી માતાનાં સંતાનોને
ફી ન ભરવા માટે
શાળામાંથી કાઢી મુકાય છે,
મારા દેશમાં.

પડઘમ, શરણાઈ અને વાજિંત્રો
સાથે ફાળો ઉઘરાવવા નીકળે છે
અનાથ બાળકોનું સરઘસ
મારા દેશમાં.

ધ્રુવ, પ્રહ્લાદ અને નચિકેતાના પાઠો
શાળાઓમાં ભણાવાય છે,
મારા દેશમાં.

ભાવિની પેઢીઓના
ઉદ્ધારકોની ભરતી ચઢી છે,
મારા દેશમાં.

સવારનો ચા-નાસ્તો કરી
પોતાનાં સંતાનોની બધી જ
જરૂરિયાતોને સંતોષી
વ્યથિત બાળકોની કવિતા કરે છે કવિ,
મારા દેશમાં.



### હું નથી

આથી વધુ શું હોય ખુલાસો કે હું નથી,
ચાલો, શરૂ કરી દો તમાશો કે હું નથી.

એ તો છે ફક્ત મારા વિચારો કે હું નથી,
થોડી વધારો મારી વ્યથાઓ કે હું નથી.

બેચેનીઓ તમારી ન જીરવી શકું હવે
છોડો વિવેક, મુજને જવા દો કે હું નથી.

થોડું ઉદાસ મન હતું એ તો હવે ગયું,
શબ્દોમાં ગોઠવો ન દિલાસો કે હું નથી.

આ મારી આવજાનો ન મહિમા કરો તમે,
કહી દો જઈ રહ્યો છે જનાજો કે હું નથી.

જે જે હતી મિલનની વ્યથાઓ સહી લીધી,
ચાલો હવે વિરહને સજાવો કે હું નથી.

ખંખેરી નાખો એક હતું આવરણ, ગયું,
મિત્રો, શરૂ કરી દો પ્રવાસો કે હું નથી.

સળગી જવા દો - જેથી સ્વજન ઘેર જઈ શકે,
મારી ચિતાને થોડી હવા દો કે હું નથી.

શબ્દો તો આ હવામાં રહ્યા છે, રહી જશે,
મારો અવાજ બંધ થવા દો. કે હું નથી.

## અરવિન્દ પરીખની સિતાર સાંભળતાં–

જાણે ઝીણા રવથી ઝણકે ઝાલરો મંદિરોમાં
ને સૂરોની થનથગ થકી આરતી થાય જેમાં :
આખું વાતાવરણ શ્રુતિના ધૂપથી મ્હેક મ્હેક
ઝૂકી થંભ્યો સમય સમપે, ચાલવું ભૂલી છેક.

જાણે કોઈ વનપથ પરે માર્ગભૂલેલ સૂર,
શોધે માળો પરણપરણે, ડાળડાળે, નિકુંજે :
એને ઝાંખી ગગન થકી નીચા નમી તારલાઓ
આમંત્રે કે ઘર કરી રહો તેજના દિવ્યલોકે.

કોઈ પ્રેમીજન મૃદુ કરે સ્પર્શતો હોય જેમ
ઓગાળે છે ઘન હિમશિલા તીવ્ર કોલાહલોની;
ને ફેલાતો મન મહીં અને આભમાં વાયુ જેમ
તારે તારે અરવ થકી જે નાદ જાગી રહ્યો તે.

જે સંસારે રતનજળ, ત્યાં આવશે રાજહંસ
ચાલો, કોઈ પણ પથ મળે જોગ કે માલકંસ.



## ન આવડ્યું

દોસ્તો, તમારું મૂલ મૂલવતાં ન આવડ્યું,
ખીલી તો ના શક્યો મને ખરતાં ન આવડ્યું.

કહે છે કે થઈને વાદળી વરસ્યાં હતાં, તમે !
વેરાન રણ સમા અમે : ફળતાં ન આવડ્યું.

મંઝિલ તો રેહગુઝરમાં ગમે ત્યાં રહી હશે,
અમને ખગ મુકામે અટકતાં ન આવડ્યું.

કંટકની જિંદગી–ને છતાં એ ખુમાર છે,
ફૂલોની જેમ અમને ખટકતાં ન આવડ્યું.

એ ભોળા માણસો છે, ભલા, એનો રંજ શો ?
કહે છે, ગગનમાં બીજાને વધતાં ન આવડ્યું.

જ્યાં જ્યાં હતી હવા, ત્યાં મહક વિસ્તરી ગઈ !
ફૂલોની વચ્ચે એને ઉછરતાં ન આવડ્યું.

એના સરળ અવાજે ગગન ખળભળી ઊઠ્યું,
જેને થઈને ચીસ વિખરતાં ન આવડ્યું,



'The Family Reunion' નાટકમાં લૉર્ડ મૉન્ચૅન્સી અને એની પત્ની ઍમીનો, લૉર્ડ મૉન્ચેન્સી અને એની સાળી અગાથાનો, ઍમી અને એની બહેન અગાથાનો, હૅરી અને એની બાલસખી મૅરીનો, હૅરી અને એની માસી અગાથાનો, હૅરી અને એની પત્નીનો, હૅરી તથા એના ભાઈઓ આર્થર અને જહૉનનો, ઍમી તથા એના બે પુત્રો આર્થર અને જહૉનનો, હૅરી અને એની માતા ઍમીનો પરસ્પરનો સંબંધ શક્ય નથી એનો એકરાર છે. જ્યાં લૉર્ડ મૉન્ચૅન્સીના કુટુંબનું એક વારનું મિલન પણ શક્ય નથી ત્યાં પુનર્મિલન તો ક્યાંથી જ શક્ય હોય? નાટકના શીર્ષકમાં, આ સંદર્ભમાં, કટાક્ષ છે. હૅરી અને ઍમીનું આ પૃથ્વીલોકમાં તો મિલન શક્ય નથી. પણ નાટકમાં અંતે ઍમીનું મૃત્યુ થાય છે અને હૅરી શહીદ અને સંત થવાના માર્ગે જાય છે. એટલે કોઈ અન્ય લોકમાં, મૃત્યુલોકમાં અથવા સ્વર્ગલોકમાં એમનું મિલન થાય છે. નાટકનું શીર્ષક આ સંદર્ભમાં સાર્થ અને સાર્થક છે. મૅરી અને અગાથા સાથેના સંવાદો દ્વારા રહસ્યદર્શનની, rose-garden–ગુલાબના ઉપવન–ની આંખીની બે ક્ષણો પછી હૅરી પોતાનો ધર્મ સમજે છે, એને પોતાનો માર્ગ સૂઝે છે. ઍમી એને 'તું ક્યાં જાય છે?' એમ પૂછે છે એનો એ ઉત્તર આપે છે:

'Where does one go from a world of insanity?
Somewhere on the other side of despair.
Some worship in the desert, the thirst and deprivation,
A stony sanetuary and a primitive altar,
The heat of the sun and the icy vigil,
A care over lives of humble people,
The lession of ignorance, of incurable diseases.'

આમ, આ નાટકમાં મનુષ્યોનો પરસ્પરનો સંબંધ શક્ય નથી એવો અનુભવ છે અને મનુષ્યના પરમેશ્વર સાથેના સંબંધની, મિલનની આશા અને અભીપ્સા છે. આ નાટકમાં પણ મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ ન હોય તો મનુષ્યનો અન્ય મનુષ્યો સાથેનો અને મનુષ્યોનો પરસ્પરનો સંબંધ શક્ય ન હોય એવું ઍલિયટનું કરુણ દર્શન પ્રગટ થાય છે.

'Four Quartets' માં ઍલિયટ પોતે જ પાત્ર છે. એમાં કાળ, કવિતા અને મોક્ષ અથવા પરમેશ્વર વિષેનું ઍલિયટનું ચિંતન છે. આ કાવ્યમાં મનુષ્ય તરીકે ઍલિયટે આ કાલનિબદ્ધ મનુષ્યલોકમાં મનુષ્યનો અન્ય મનુષ્યો સાથેનો અને પરમેશ્વર સાથેનો, મનુષ્યોનો પરસ્પરનો અને પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય છે કે નહીં એનું ચિંતન તથા કવિ તરીકે ઍલિયટે મનુષ્યનો અને કવિનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય તો આ કાલનિબદ્ધ મનુષ્યલોકમાં કવિનો શબ્દ સાથેનો સંબંધ શક્ય છે કે નહીં એનું ચિંતન કર્યું છે. ઍલિયટે આ કાવ્યમાં ધર્મ વિનાનું, પરમેશ્વર વિનાનું—જીવન અને કવન પણ—કેવું હોય એનું ગહનગભીર દર્શન કર્યું–કરાવ્યું છે; પણ તે કવિતા રૂપે, ફિલસૂફી કે ધર્મશાસ્ત્ર કે ઈશ્વરશાસ્ત્ર રૂપે નહીં; એક કવિ તરીકે, ફિલસૂફ કે ધર્મપુરુષ તરીકે નહીં; કાવ્યમાં જે લયો, છંદો, સ્વરૂપો, પ્રતીકો, ઉત્કટ ઊર્મિ અને 'If', 'Perhaps', 'But' વગેરેમાં અનિર્ણયનો અવાજ છે એમાં આ સત્યની પ્રતીતિ થાય છે. ઍલિયટે આ કાવ્ય પૂર્વેનાં સૌ કાવ્યોમાં પરમેશ્વરનું નામ પાડ્યા વિના જ મનુષ્યના પરમેશ્વર સાથેના સંબંધ વિષેની કવિતા રચી છે. આ કાવ્યમાં પણ પરમેશ્વર માટે 'One end', 'moment in the rose-garden', 'the still point of the turning world' અને 'the fire'–પ્રતીકો યોજ્યાં છે. પણ આ કાવ્યમાં અન્ય કોઈ માર્ગ નથી એથી અનિવાર્યપણે ત્રણવાર 'God' તથા 'the wounded surgeon'માં ક્રાઈસ્ટ અને 'Incarnation'–શબ્દો દ્વારા પરમેશ્વરનું સ્પષ્ટપણે નામ પાડીને કવિતા રચી છે. સ્થળ-કાળથી પર અને અનાદિ અનંત એવા પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય તો ભૂત-વર્તમાન-ભાવિ એમ કાળનાં ત્રિવિધ બંધનોથી બદ્ધ અને એથી પરિવર્તન-શીલ આ સંસારમાં મનુષ્યસંબંધો આદિ સઘળું–કવિતા સુદ્ધાં–નશ્વર છે, ક્ષણભંગુર છે અને મનુષ્યનો અન્ય મનુષ્યો સાથેનો, મનુષ્યોનો પરસ્પરનો સંબંધ તથા કવિનો શબ્દો સાથેનો સંબંધ શક્ય નથી એવો આ કાવ્યમાં કરુણ અનુભવ છે.

'Ash Wednesday' માં મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય તો મનુષ્યનો પોતાની જાત સાથેનો, અન્ય મનુષ્ય અથવા મનુષ્યો સાથેનો અને સૌ મનુષ્યોનો પરસ્પરનો સંબંધ શક્ય ન જ હોય એ અનુભવ હતો. એનું 'Four Quartets' માં અનુસંધાન છે. એ અનુભવ આ અનુસંધાનમાં, પુનરાવર્તનમાં વધુ તીવ્રરૂપે પ્રગટ થાય છે. વળી 'Ash Wednesday' માં 'the Word' (Logos) શબ્દબ્રહ્મ સાથે words–શબ્દોનો સંબંધ શક્ય ન હોય તો શબ્દો દ્વારા મનુષ્યને માટે પ્રાર્થના શક્ય નથી એ અનુભવ હતો. એનું 'Four Quartets' માં અનુસંધાન છે. એ અનુભવ પણ આ અનુસંધાનમાં, પુનરાવર્તનમાં વધુ તીવ્રરૂપે પ્રગટ થાય છે. પ્રત્યેક

Quartet–ચતુષ્ક–ના પાંચમાં ખંડમાં આ અનુભવ પ્રગટ થાય છે. મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય, કવિનો 'the Word' સાથેનો સંબંધ શક્ય ન હોય અથવા તો words–શબ્દો—નો 'the Word'–શબ્દબ્રહ્મ—સાથેનો સંબંધ શક્ય ન હોય તો words–શબ્દો દ્વારા કવિતા શક્ય ન હોય એવો એમાં ધ્વનિ છે. એક કવિ તરીકેની ઍલિયટની મૂંઝવણો અને મુશ્કેલીઓ, વેદના અને કરુણતા આ કાવ્યમાં છે એવી કોઈ પણ સ્થળના કોઈપણ સમયના કોઈ પણ કવિના કોઇ પણ કાવ્યમાં ભાગ્યે જ હશે. જગત-કવિતામાં એની જોડ જડે એમ નથી. શબ્દો સાથે જેણે પનારું પાડ્યું હોય—અને પાડ્યું હોય—તે સૌએ આ કાવ્ય એકાગ્રતાથી ધ્યાન ધરવા જેવું છે. અહીં આ કાવ્યમાંથી કેટલીક પંક્તિઓ આપીને જ સંતોષ માનવો રહ્યો.

'...... Words strain,
Crack and sometimes break, under the burden,
Under the tension, slip, slide, perish,
Decay with imprecision, will not stay in place,
Will not stay still.'
........
'.... the intolerable Wrestle
With words and meanings. The poetry does not matter'
........
'So here I am, in the middle way, having had twenty years–
Twenty years largely wasted, the years of *l'entre deux guerres*
Trying to learn to use words, and every attempt
Is a wholly new start, and a different kind of failure
Because one has only learnt to get the better of words
For the thing one no longer has to say, or the way in which
One is no longer disposed to say it. And so each ven'ure
Is a new beginning, a raid on the inarticulate
With shabby equipment always deteriorating
In the general mess of imprecision of feeing,
Undisciplined squads of emotion.'
........

'For last year's words belong to last year's language
And next year's words await another voice.'

........

' ...... And every phrase
And sentence that is right (where every word is at home,
Taking its place to support the others,
The word neither diffi:ent nor ostentatious,
An easy commerce of the old and the new,
The common word exact without vulgarity,
The formal word precise but not pedantic,
The complete concert dancing together)
Every phrase and every sentence is an and end a beginning,
Every poem an epitaph.'

'Four Quartets' ના અંતે 'Little Gidding'ના ત્રીજા અને પાંચમા ખંડમાં, એટલે કે કાવ્ય સમગ્રના તીવ્રતમ સંઘર્ષમાંથી પસાર થયા પછી, આ સંઘર્ષના અનુભવને કારણે, ઍલિયટ કાળનો સ્વીકાર કરે છે. (જેનું કાવ્ય આરંભે જ 'Burnt Norton'માં 'Only through time time is conquered'માં સૂચન હતું જ.) કાળ–એટલે કે ઇતિહાસ – એ બંધન પણ છે અને મુક્તિ પણ છે એવો એકરાર કરે છે:

' ...... History may be servitude,
History may be freedom.'

અને પછી સ્થળ અને કાળ–time and place, here and now–નો સ્વીકાર કરે છે. અને સ્થળ અને કાળના બંધન વિના મુક્તિ, મોક્ષ નથી - બલકે સ્થળ અને કાળના બંધન દ્વારા જ મુક્તિ, મોક્ષ છે એવો એકરાર કરે છે:

' ...... A people without history,
Is not redeemed from time, for history is a pattern
Of timeless moments ......
History is now and England.'

ઇંગ્લૅન્ડના ઇતિહાસમાં એક મહાન સંઘર્ષની, દ્વિતીય વિશ્વયુદ્ધમાં લંડન પર પ્રચંડ બૉમ્બવર્ષાની ક્ષણે લીટલ ગીડિંગના દેવળમાં પ્રાર્થના પછી ઍલિયટ આ સ્વીકાર અને એકરાર કરે છે. એમાં એમના ભક્તહૃદયની નમ્રતા પ્રગટ થાય છે. 'Four

Quartets' ના અંતિમ ચતુષ્કના અંતિમ ખંડના અંતિમ પૅરૅગ્રાફમાં પરમેશ્વર સાથેના સંબંધની આશા અને અભીપ્સા છે:

'We shall not cease from exploration
And the end of all one exploring
Will be to arrive where we started
And know the place for the first time.'

પરમેશ્વરમાં જ સમગ્ર વિશ્વ–મનુષ્ય સુદ્ધાં–નો આરંભ છે અને પરમેશ્વરમાં જ એનો અંત છે. એટલે જ ઍલિયટ એમના આ સર્વશ્રેષ્ઠ–અને આપણા યુગના પણ એક શ્રેષ્ઠ–કાવ્યને અંતે એમનો અપાર આનંદ પ્રગટ કરે છે:

'Quick now, here, now, always —
A condition of complete simplicity
(Costing not less than everything)
And all shall be well and
All manner of thing shall be well
When the tongues of flame are in - folded
Into the crowned knot of fire
And the fire and the rose are one.'

આ પછી અને આ કાવ્ય પછી ત્રણ નાટકો રચ્યા પછી ઍલિયટ એમનું અંતિમ કાવ્ય 'To My Wife' ન રચે તો જ નવાઈ!

'Murder in the Cathedral' માં જે કેટલીક પંક્તિઓનો સમાસ ન થયો એ ઉચ્છિષ્ટ પંક્તિઓ અને 'The Ash Wednesday'માં 'rose-garden'માં–ગુલાબનું ઉપવન–નું જે પ્રતીક સૂઝ્યું એ પ્રતીકમાંથી ઍલિયટે 'Burnt Norton' રચ્યું. ત્યારે કલ્પના ન હતી કે એમાંથી ભવિષ્યમાં 'Four Quartets' રચાશે. પછી 'East Coker' રચ્યું ત્યારે અન્ય બે ચતુષ્કો રચ્યાથી 'Four Quartets' રચાશે એવી કલ્પના ઍલિયટને આવી હતી. આમ, ચાર ચતુષ્કો–ખંડો દ્વારા આ કાવ્યની એકતા સિદ્ધ થાય છે. પ્રત્યેક ચતુષ્કમાં પાંચ ખંડો છે. આ પાંચ ખંડો દ્વારા પ્રત્યેક ચતુષ્કની એકતા સિદ્ધ થાય છે. આમ મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય ન હોય તો મનુષ્યનો અન્ય મનુષ્યો સાથેનો અને મનુષ્યોનો પરસ્પરનો સંબંધ ન શક્ય હોય એવો અનુભવ આ કાવ્યમાં છે એથી આ કાવ્યમાં ચાર ચતુષ્કો–ખંડો

છે અને પ્રત્યેક ચતુષ્ક-ખંડમાં પાંચ ખંડો છે. એટલે કે, ખંડોમાં ખંડો–fargments within fragments છે. આ કાવ્યનું સ્વરૂપ ઍલિયટની નાટ્યાત્મક એકોક્તિનું છે.

'Four Quartets'માં પ્રત્યેક ચતુષ્કમાં પાંચ ખંડો છે. 'The Waste Land' માં પણ પાંચ ખંડો છે. 'Four Quartets' માં ઍલિયટની નાટ્યાત્મક એકોક્તિ છે. 'The Waste Land' માં પણ તાઇરેસીઆસની નાટ્યાત્મક એકોક્તિ છે. આ બન્ને કાવ્યોમાં અનેક સર્જકો, ભાષાઓ, કથા-કલ્પનો, સંસ્કૃતિઓ, ધર્મોના સંદર્ભોનું સામ્ય છે. વળી બન્ને કાવ્યોમાં અનુભવનું પણ સામ્ય છે. આમ આ બન્ને કાવ્યોનું અનેકવિધ સામ્ય સ્પષ્ટ છે. આથી આ બન્ને કાવ્યોની સહેજે સરખામણી થાય! પણ પછી બન્ને મહાન કાવ્યોમાંથી કયું કાવ્ય વધુ મહાન એ નિર્ણય અશક્ય નહીં તો અઘરો તો અવશ્ય છે. જોકે આપણા યુગનું સર્વશ્રેષ્ઠ ધર્મકાવ્ય 'Four Quartets' છે એવો નિર્ણય એટલો અઘરો ન પણ હોય!

'Four Quartets' રચ્યા પછી ઍલિયટે જે ત્રણ નાટકો રચ્યાં તેમાં 'Four Quartets' નો અંત સૂચવે છે તેમ સ્વાભાવિક અને અનિવાર્યપણે મનુષ્યના અન્ય મનુષ્યો સાથેના સંબંધની અને મનુષ્યોના પરસ્પરના સંબંધની વધુ ને વધુ શક્યતાનો અનુભવ પ્રગટ થાય છે. એથી આ ત્રણે નાટકો એકંદરે સુખાંત નાટકો છે, એમનું Comedy નું સ્વરૂપ છે. 'The Cocktail Party' નું શીર્ષક સૂચવે છે તેમ ઍડવર્ડ અને એની પત્ની લૅવીનીઆના સંબંધની કંઈક શક્યતા છે. જો કે આ નાટકમાં પણ સીલીઆ અને ઍડવર્ડના સંબંધની અશક્યતાનો પણ એકરાર છે:

'That I have always been alone. That one is always alone

........

No..*it isn't that I want to be alone.*

But that everyone's alone—or so it seems to me.

They make noises; and think they are *talking to each other;*

They make face and think they understand each other.

And I'm sure that they don't.

'...........History may be servitade, History may be freedom'.

મનુષ્યનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય હોય તો જ મનુષ્યનો અન્ય મનુષ્ય અથવા મનુષ્યો સાથેનો સંબંધ શક્ય હોય અને જે પ્રેમ એક માત્ર પરમેશ્વર જ આપી શકે એ પ્રેમ મનુષ્ય ન જ આપી શકે એવી પ્રતીતિથી અને આ પ્રતીતિ દ્વારા એનામાં

જે સાહસ પ્રગટ થાય છે એ સાહસથી સીલીઆ લગ્નનો, સંસારનો નહીં પણ શહીદીનો, સંતનો માર્ગ સ્વીકારે છે. ઍડવર્ડ અને લૅવીનીઆ લગ્નવિચ્છેદનો નહીં પણ સમાધાન-લગ્નનો માર્ગ સ્વીકારે છે. આ નાટકમાં ઍલિયટ પ્રથમવાર જ લગ્નનો – એ જેવું હોય તેવું, અનેક દોષો, ક્ષતિઓ, ત્રુટિઓ, ખામીઓ, ખોડખાંપણો, થાગડથીગડાં, રેણ-સાંધા સહિતનું અપૂર્ણ, જેવું છે તેવું–પુરસ્કાર કરે છે. મનોવિજ્ઞાની – કે પાદરી કહીશું?– રાયલી સીલીઆને સંસારનો અને સંતનો એમ બે માર્ગ વિષે સમજ આપે છે ત્યારે દંપતીનું ચિત્ર આંકીને લગ્નની આ અપૂર્ણતાનો એકરાર કરે છે:

'Maintain themselves by the common routine,
Learn to avoid excessive expectation,
Become tolerant of themselves and others,
. . . . . . . .
Are contented with the morning that separates
And with the evening that brings together
For casual talk before the fire
Two people who know they do not understand each other,
Breeding clildren whom they do not understand
And who will never understand them.'

અને પછી સીલીઆ 'આ ઉત્તમ જીવન છે?' એમ પ્રશ્ન પૂછે છે એના ઉત્તરમાં લગ્નનો પુરસ્કાર કરે છે:

'It is a good life . . . . . .
. . . . . . In a world of lunacy,
Violence, stupidity, greed . . . . . . it is a good life.'

પછી સીલીઆ સંતનો માર્ગ સ્વીકારે છે અને 'હું માનું છું કે આ એકલતાનો માર્ગ છે?' એમ પ્રશ્ન પૂછે છે એના ઉત્તરમાં લગ્નનો માર્ગ પણ એકલતાનો માર્ગ છે પણ એ માર્ગમાં એકલતાનું વિસ્મરણ શક્ય છે એમ લગ્નનો પુરસ્કાર કરે છે:

'No lon lier than the other. But those who take the other
Can forget their loneliness.'

વચમાં સીલીઆ 'કયો માર્ગ વધુ સારો છે?' એમ પ્રશ્ન પૂછે છે એના ઉત્તરમાં પણ લગ્નનો માર્ગ પણ જરૂરી છે એમ લગ્નનો પુરસ્કાર કરે છે:

'Neither way is better.
Both ways are necessary.'

આમ, આ નાટકમાં અંતે ઍડવર્ડ અને લૅવીનીઆ–પુરુષ અને સ્ત્રી–બે મનુષ્યોના સંબંધમાં પ્રેમ અને સમજ ન હોય, પણ સહિષ્ણુતા તો છે; મનુષ્યના અન્ય મનુષ્ય સાથેના સંબંધની કંઇક, નહીંવત્ શક્યતાનો એમાં અનુભવ છે.

'The Confidential Clerk' નાટકમાં મનુષ્યના મનુષ્ય સાથેના સંબંધની કંઈક વધુ, 'The Cocktail Party' માં છે એથી વધુ શકયતાનો અનુભવ છે. જોકે એમાં પણ કૉલ્બી ભલે હૅરી અને સીલીઆની જેમ શહીદી અને સંતના માર્ગે ન જાય પણ એકલતાના માર્ગે તો અંતે જાય જ છે. પોતાના માતાપિતા કોણ છે એ જાણવાના પ્રયત્નનો ત્યાગ કરે છે કારણ કે ઍલિઝાબેથ સૂચવે છે તેમ કૉલ્બીના અને એમ તો મનુષ્યમાત્રના સાચા માતાપિતા એક માત્ર પરમેશ્વર જ છે:

'Of course, there's something in us,
In all of us, which is no' just heredity,
But something unique: something we have been
From eternity. Something...straight from God.
That means that we are nearer to God than to anyone.'

એ ધર્મને, પરમેશ્વરને માર્ગે જાય છે. હૅરી અને સીલીઆની જેમ શહીદ કે સંત નહીં પણ પ્રથમ એ દેવળમાં સંગીતકાર થાય છે અને પછી આપણે કલ્પીએ કે પાદરી થાય છે અને પછી આપણે કલ્પીએ ...... ના, પછી ઍલિયટ આપણને હવે પછીના નાટકમાં, એમના પાંચમા અને અંતિમ નાટકમાં, 'The Elder Statesman' માં કહેશે. આ નાટકમાં અંતે ક્લૉડ અને એની પત્ની ઍલિઝાબેથ––પુરુષ અને સ્ત્રી–બે મનુષ્યોના સંબંધમાં ભલે પૂર્ણ પ્રેમ ન હોય પણ પરસ્પર આદર અને કંઈક નહીંવત્ સમજ તો છે. મનુષ્યના મનુષ્ય સાથેના સંબંધમાં ભલે પૂર્ણ સમજ ન હોય પણ એના પ્રયત્નની શકયતાનો, એમાં કૉલ્બી સૂચવે છે તેમ, અનુભવ છે:

'I meant, there's no end to understanding a person.
All one can do is to understand them better,
To keep up with them; so that as the other changes
You can understand the change as soon as it happens,
Though you couldn't have predicted it.'

આ નાટકમાં અંતે ક્લૉડ અને એની પત્ની ઍલીઝાબેથના સંબંધની શક્યતા છે એટલું જ નહીં પણ ક્લૉડ અને ઍલિઝાબેથ તથા એમનાં સંતાનો—ક્લૉડની અનૌરસ પુત્રી લ્યુકાસ્ટા અને ઍલિઝાબેથનો અનૌરસ પુત્ર કૉલ્બી–ના પરસ્પરના સંબંધની પણ શક્યતા છે. નાટકના અંતે ઍલિઝાબેથ—ક્લૉડના વતી પણ–એકરાર કરે છે:

'Claude, we've got to try to understand our children.'

ત્યારે કૉલ્બી—લ્યુકાસ્ટાના વતી પણ—સામો એકરાર કરે છે:

'And we should like to understand you.'

આમ, આ નાટકમાં મનુષ્યના મનુષ્ય સાથેના સંબંધની કંઈક વધુ શક્યતાનો અનુભવ છે. પ્રુફ્રૉકમાં મનુષ્યના અન્ય મનુષ્યો સાથેના, મનુષ્યોના પરસ્પરના સંબંધની અશકયતાનો અનુભવ છે. ઉત્તરોત્તર, ક્રમે ક્રમે, એક પછી એક કાવ્ય અને નાટકમાં ઍલિયટ અર્ધી સદીની એમની આયુષ્યયાત્રામાં, કાવ્યયાત્રામાં ધીરતા-સ્થિરતાપૂર્વક મનુષ્યના અન્ય મનુષ્યો સાથેના, મનુષ્યોના પરસ્પરના સંબંધની અશકયતામાંથી એની કંઈક શકયતા ભણી ગતિ-પ્રગતિ કરે છે. એથી નાટયાત્મક એકોકિતના સ્વરૂપમાંથી સંવાદના સ્વરૂપ ભણી ગતિ-પ્રગતિ કરે છે. મનુષ્યના પરમેશ્વર સાથેના સંબંધની શકયતા હોય તો જ આ અન્ય સંબંધોની શકયતા હોય એવું ઍલિયટનું દર્શન છે. એથી એમની આ ગતિ-પ્રગતિ ઍલિયટના અંગત જીવનમાં એમના પરમેશ્વર સાથેના સંબંધની આપણને કંઈક ઝાંખી કરાવે છે. અત્યંત સ્પષ્ટ છે કે હવે પછી સ્વાભાવિકપણે જ, અનિવાર્યપણે પણ ઍલિયટ 'The Elder Statesman' જ રચે!

આ લઘુલેખમાં 'The Elder Statesman' લગીનાં ઍલિયટનાં સૌ કાવ્યો અને નાટકોને સમજવાનો પ્રયત્ન કર્યો તેના સંદર્ભમાં, જે નાટકનું આ અર્પણ કાવ્ય છે તે નાટક 'The Elder Statesman' ના સંદર્ભમાં અને ઍલિયટના જીવનના જે અંગત અનુભવનું આ કાવ્ય છે તે—બે લગ્નો—ના અનુભવના સંદર્ભમાં હવે પછી ઍલિયટના આ અંતિમ કાવ્યને, એમના જીવનના અંગત અનુભવના આ પ્રથમ કાવ્યને સમજવાનો પ્રયત્ન કરીશું.

(ક્રમશઃ)

**મારી ન્યૂનતા** □ **ઉમાશંકર જોશી**

મારી ન્યૂનતા ના નડી તને,
તારી પૂર્ણતા ગૈ અડી મને.



**અદ્રિ □ સુંદરમ્**

આહીં નીચે ઊભું,
અને ઊંચે લાખ્ખો ટન વજનનો અદ્રિ ઝૂકતો,
રહું સ્પર્શી એના મસૃણ મધુરા વજ્રદલને,
ખડી સીધી કાયા કઠિણ તપનો બોજ ધરતી.

ધરાનો આ કેવો રસ અકળ ત્યાં સ્તબ્ધ થઈને
ધર્યો ઊંચે, ભંગે અગણિત, રચાતો સહજથી,
ઊંડેરાં વ્યોમોની શત શત આહીં વિદ્યુત ઠરી.
લઈ બે આંખો આ લઘુક ભુજ બે: આ પરમને
ચહું શ્લેષી લેવા, પણ તુ જ સરે દીન થઈને,
પરંતુ આ આંખો નિજ બથ વિષે સૌ પલકમાં
મહા આ અદ્રિને, પુલકી, નિજ પે પાંપણ પછી
લિયે ઓઢી:
જતી પોઢી કેવી સચર અચગ સૃષ્ટિ અણુમાં!

**એબ્સર્ડ □ કિશત વકીલ**

સાગરનાં પાણીમાં ચાલ્યા ઊંટ રે:
રેતીના કોણ પીએ ઘૂંટ રે?

ડોકમાં તડકાના મૂગા ઘૂઘરા,
મોજાંઓ કરવા માંડે મુજરા;
પગલાંથી પગ ઊગે એવા ચપોચપ:
પગલાં સાચાં ને પગ જૂઠ રે!

સૂરજની રઝળી રહી ખોપરી,
રેતી વાદળને રહે ખોતરી;
પાણીમાં ચગદીને આખું આકાશ
માછલીને મારે વસમી મૂઠ રે!



**અધૂરપ □ મેઘનાદ ભટ્ટ**

શહેનશાહ બાબરની આ મુગલ સલ્તનત.
આનંદનું અનોખું આશિયાના
આ આગ્રા શહેર.
યમુનાનાં નીતરાં નીરને બહેકાવતો-મ્હેકાવતો
નર્ગિસનાં પુષ્પોનો નશીલો પમરાટ.
આ ગુલબાસ ને ગુલાબના ગુલઝાર - ગાલીચા.
—ખિઝાંરિકત આ બહાર.

| | |
|---|---|
| જન્નતની ફિઝા જેવી આ જહાં | ક્યાં છે? |
| આ હિન્દોસ્તાં— | ખૂદીની ખુશ્બોથી તરબતર |
| બાદશાહેવક્તના ખ્વાબોખ્યાલ | મારી આંખોની ઇબાદતગાહ કેડીઓ— |
| બાદશાહેવક્તનો સવાલ: | ક્યાં છે મારા કાબુલની દિલપસંદ ગિરિકંદરાઓ? |
| યા ઇલાહી! આ મારું રાજ? | ક્યાં છે? ક્યાં છે? |

## ત્રણ કાવ્યો □ વિપિન પરીખ

### વિષચક્ર

મને ધિક્કાર છે સારી દુનિયા પર
આ સ્થિર ઊભેલાં વૃક્ષો પર
ને ગીત ગાતાં ઊડી જતાં પંખી પર
મને ધિક્કાર છે
મારા પર તારા પર
સારા પર નઠારા પર
મને ધિક્કાર છે.
ભાલાની જેમ મને ખૂંચે છે
શિશુના હસતા પગ.
કોઈના મૌનના ખડક પર મને ધિક્કાર છે.
ને કોઈની ઝરણની જેમ વહી જતી વાણીને
હું ખમી નહીં શકું.
થાય છે કે બર્થ-ડે પાર્ટીમાં જઈને
ફુગ્ગાઓને
બંદૂકની ગોળીઓ ગોળીઓ ઉડાડી દઉં.
મને ધિક્કાર છે સારી દુનિયા પર
ને મને અહીં આમ શેષનાગ પર મૂકીને
ચેનથી લક્ષ્મીની સાથે રેશમી રજાઈને ઓઢીને
પોઢેલા વિષ્ણુ પર
મને નરી નફરત છે!



### ....હવે

ગલીને છેડે
ઈરાની હૉટેલનો એ ખૂણો
કાળી ખુરશી ને સફેદ ગોળ મેજ
જાડા કાચના પાણીના ગ્લાસ
બે સીંગલ ચહા ને પાઉં
ખભા પર કટકા સાથે હરતો-ફરતો અહમ્મદ
યાદ આવે......
વાત ઉપર વાત ઉપર વાત–
–નો આરંભ અને અંત નહિ
પૌલોમી ને રીટા અને......
ફૉરિન જવાના કોડ મને અને તને
સિનેમાના ગીતની લીટીનો ઉપાડ
રહી રહી ઝરી જતી ઝરમર જેમ
આવી અને વહી જાય...
ગાંધી અને નહેરુ અને રસેલની વાતો
પૌલોમી ને રીટા......
નાના નાના કાગળ ઉપર કેટલાં યે લીટા ...
મોડી રાતે
ના છૂટકે પડી જઈએ છૂટાં

ખ્યાલ છે......
પાછા વળતાં વાચાળ પગ ઘરભણી ગણગણે...

હવે
'સન ઍન્ડ સૅન્ડ' ને તાજમાં 'રાંદેવુ'
ગ્લાસમાં બદલાઈ જતો પાણીનો રંગ
લાયન્સ અને રોટરીના સુંવાળા સંબંધ
ગવર્મેન્ટના ટેન્ડર
વ્હીસ્કી ને વ્હાઈટ હોર્સ જીન અને રમ
વાત ઉપર વાતો બધી ખુલ્લી અને મોઘમ
કુશન્ડ ચેર ને એરકન્ડીશન્ડ હૉલમાં
ખોવાઈ ગયો ખૂણો!

ઈરાની હૉટેલના ખૂણાના સમ!



અવકાશ વચ્ચે

હું આજે એ જ તટ ઉપર છું
જ્યાં
દરિયાનાં મોજાંની જેમ આપણે પણ ઉછળ્યાં હતાં.
રેતીમાં રજોટયાં હતાં તંન
ફૂલોની સૌરભથી ચૂમ્યા હતા હોઠ
તારાઓને લઈને ગૂંથેલું નામ
તારી છુટ્ટી લટમાં મ્હેકતું હતું
થઈ મારું મંન!

બે છીપની વચ્ચે
પૂરી દીધો હતો સમય.
પળના કાળમીંઢ ખડકોથી ઘેરાયેલો
હું
આજે એ જ તટ ઉપર
તણાઈ ગયેલા સમયને ઝડપવા માટે
જાળ નાખીને બેઠો છું
ને
તારાઓના અવકાશ વચ્ચે શોધ્યા કરું છુ તારું નામ.



**જાણે કે** ☐ **કિરાત વકીલ**

આપણે એકમેકને એટલા વધુ પઠના ઓળખીએ છીએ
કે આપણને એકમેકમાં હવે રસ રહ્યો નથી.
બુઝાઈ ગયેલી મીણબતીને સળગાવવા માટે
હવે અંધકાર પણ ક્યાં છે?

બપોરને સમયે ઝળહળતા શૉ-કેઈસ પાસે
આપણે વિન્ડો શૉપિંગ કરતાં હોઈએ એમ ઊભા રહ્યા છીએ...

... જાણે કે કશું પણ ચૂકવ્યા વિના ...!

## શોધ □ ગ્યૂથે □ ડેવિડ લ્યૂક □ કંચન પારેખ

[જર્મન કવિતા]

એક વાર અમસ્તો જ
વનમાં હું એકલો ફરતો હતો,
કશાયની આશા-આકાંક્ષા વિના!

ત્યાં મેં
છાયડામાં ઊગેલું એક
નાનકડું ફૂલ જોયું,
તારલા જેવું તેજલ,
મીઠાં નયણાં જેવું
રૂપાળું.

હું એને ચૂંટવા જતો હતો
ત્યાં જ
એ ઝીણા સાદે બોલ્યું:
મારે શું ચૂંટાઈને
કરમાઈ જ જવાનું છે?

મેં એને એનાં કુમળાં મૂળસોતું
ઉપાડી લીધું.
પછી હું એને સુંદર ઘરની
વાડીમાં લઈ ગયો
અને ત્યાં એક
શાંત ખૂણામાં રોપી દીધું.

અને હવે
એ હમેશાં
પોતાની ડાળીઓ ફેલાવીને
ખીલ્યા કરે છે.

## સવારે ખીલ્યું હતું □ ભવાનીપ્રસાદ મિશ્ર

[હિન્દી કવિતા]

સવારે ખીલ્યું હતું એક ફૂલ
બપોર લગી ખીલતું રહ્યું એ જેમ-તેમ
ત્રીજે પ્રહર મારી એના પર નજર પડી
તો થયું સારું થતે જો
મેં એને તોડી લઈને આપ્યું હતે
પેલી છોકરીને જે મને
સવારે પૂછતી'તી
'અંકલ, એક ફૂલ તોડી લઉં!'

ખીલેલા ફૂલને સવારના ચૂંટી લેવું
કે કરમાઈ જવા દેવું એને
સખ્ખત તાપમાં બપોર લગી
શું સારું છે આ બન્નેમાં
તેનો હું ક્યારેય પાર પામી શક્યો નથી
ક્યારેક દર્દ થાય છે
એને ચૂંટાતું જોઈને
ક્યારેક આ રીતે
કરમાતું જોઈને!

## ક્યારે સવાર થશે? ☐ વિશ્વ બંદોપાધ્યાય ☐ ચંદ્રકાન્ત મહેતા

[બંગાળી કવિતા]

બેઠો બેઠો વિચાર કરું છું કે ઘેર શી રીતે પહોંચીશ?
બહુ મોડું થઈ ગયું છે.
બધી ગાડીઓ ઊપડી ગઈ છે.
આજે હવે કોઈ ગાડી નહિ મળે.
પ્લેટફોર્મના અંધારામાં,
ઠંડીમાં એક ખૂણે જાતને સંકોડીને,
ઓઢીપોઢીને,
કોઈના પણ સંગાથ વિના સમય વિતાવું છું.
ખૂબ થાકી ગયો છું, સૂઈ જવાનું મન થાય છે.
એક આ છેડે ને બીજું પેલે છેડે
એમ બે ફાનસોની વચ્ચે હું છું—
ક્લાન્ત, મૂઢ, અસહાય, જીવનસંગ્રામનો ખેડનારો.
બે ફાનસની વચ્ચે આવેલા
તામસછાયા જીવનમંચ પર અજવાળું પડતું નથી.
જન્મ તો પાર કરી ગયો છું,
એનું રહસ્ય તો મેં જાણી લધું છે,
મૃત્યુના રહસ્યનો પાર પામવા ઇચ્છું છું
ખબર નથી એ કેવું ય હશે?
ગાડી ક્યારે આવશે? પાછો વતનમાં ચાલ્યો જઈશ.
ત્યારે ત્યાંનું વાતાવરણ કેવું હશે?
મનની ઠંડીભરી રાત.
મનની રાતની ઠંડી.
અનાત્મીય એવો હિમસિક્ત પવન,
મારા અસ્તિત્વની દીવાલને હચમચાવી મૂકે છે.
પ્લેટફોર્મ પર નિદ્રાહીન, નિઃસંગ સમય વિતાવું છું.
ખૂબ મોડું થઈ ગયું છે,
આજે હવે કોઈ ગાડી નથી.
ક્યારે સવાર પડશે અને શંખધ્વનિ સંભળાશે?

કલ્પન : (IMAGE)

કલ્પન એટલે જ કવિતા એવું એકાન્તિક વિધાન ન કરીએ તો પણ કવિતાની નિર્મિત અને તેના આસ્વાદ અને મૂલ્યમાપનની પ્રક્રિયાઓમાં કલ્પનનું જે મહત્ત્વનું સ્થાન છે તેને નકારી શકાય નહીં. શબ્દની અર્થવત્તાને તો બધા જ શબ્દ-વ્યવહારોમાં ગૃહિત માનવી પડે છે. કવિતા તેમાં અપવાદરૂપ હોય એ શક્ય જ નથી. પણ કેવળ અર્થવત્તા—પછી એ લક્ષણાથી હોય કે વ્યંજનાથી હોય—ને કવિતાની છેવટની કે અંતિમ શકિત માની શકાય નહિ. કવિતામાં જેનો વિચાર કરવો પડે છે તેવી શબ્દની અર્થપૂર્ણ બીજી બધી શકિતઓની સાથોસાથ દ્રવ્યાત્મક અને સંસ્કારાત્મક શકિતનું પણ મહત્ત્વ છે. કવિતાની આ વિશિષ્ટતાનો અંદાજ મેળવતી વખતે કલ્પન વિશે વિચાર કરવાનું આવશ્યક બને છે. શબ્દોની આવી શકિતનું પ્રસ્ફુરણ અને તેનો વિસ્તાર કલ્પન દ્વારા થાય છે. કવિતામાંના પ્રત્યેક શબ્દના અને શબ્દ-શબ્દ વચ્ચેના સંબંધનો દૃશ્યાત્મક અને સંસ્કારાત્મક આવિષ્કાર કલ્પન વડે થતો હોય છે.

વસ્તુત: કલ્પન એ એક પ્રતિબિંબ હોય છે, એક તાદૃશઆકૃતિ હોય છે. તેમ જ આ પ્રતિબિંબ કે તાદૃશઆકૃતિ દૃશ્ય હોય છે. ઇન્દ્રિયગોચરતા એ કલ્પનનો પ્રાથમિક અને પ્રધાન ગુણ હોય છે. 'કવિતા' એ શબ્દ હું વાંચું છું એનો અર્થ એ કે આ શબ્દમાંના અક્ષરો મારી આંખો સામેથી સરકે છે, તેના વળાંકો હું આંખો વડે જોઉં છું, તેના સંકેતો મારા મનમાં જાગ્રત થાય છે, તેમાંથી તે શબ્દની વિભાવના હું જાણું છું અને 'કવિતા' એ શબ્દનો એક સંસ્કાર મારા મન પર થાય છે તેમાં સમગ્ર અનુભવની અનેક પ્રક્રિયાઓ સમાયેલી હોય છે. પણ 'કવિતા' એ શબ્દ હું વાંચું છું ત્યારે સૌપ્રથમ તેમાંના અક્ષરો, તે અક્ષરોના વળાંકો, તેમાંથી સાકાર થતો ત્રણઅક્ષરી શબ્દ—આ રૂપની એક એકરૂપ દૃશ્યછાપ મારા મન પર પડે છે. 'મોરપીંછ' રંગ હું જોઉં છું ત્યારે તે રંગનું ઇન્દ્રિયગોચર વસ્તુનિષ્ઠ રૂપ મારા મનમાં અંકાય છે. હું જ્યારે 'મેઘધનુષ્ય' જોઉં છું ત્યારે તેમાંના સાત રંગોનું રૂપ, તેમણે આકાશમાં ધારણ કરેલો આકાર વગેરેની દૃશ્યછાપ મારા મન પર કોતરાઈ જાય છે. મંદ પવનની લહેરખીની સાથોસાથ ડોલતાં પાકી ગયેલાં ખેતરો જ્યારે હું જોઉં છું ત્યારે તે ખેતરમાંનાં પાકેલાં પાંદડાંનો આકાર, તેમનો પીળો રંગ, તેમનું સામૂહિક રૂપ અને પવનની લહેરખીની સાથોસાથ આંદોલિત થતું એક એક પાંદડું અને તેમનું સામૂહિક આંદોલન વગેરેનું દૃશ્ય હું આંખથી જોઉં છું અને મનમાં સંઘરું છું. આ બધું કલ્પનનું જ દર્શન હોય છે.

કવિ ય તે કોઈ પણ કલ્પનનું દર્શન આમ જ – આ પ્રક્રિયા વડે જ–કરતો હોય છે અને આ દર્શનના શબ્દ વડે કરેલા વર્ણનને ‘કલ્પન’ તરીકે ઓળખાવીને રસિકો આસ્વાદતા હોય છે.

"પાક્યાં ખેતર મંદ વાયુથી કરી રહ્યાં આંદોલન" (બાલકવિ)

એવી પંકિત કવિ લખે છે ત્યારે મંદ પવનની સાથોસાથ હાલતાંડોલતાં પીળાં ખેતરનાં દૃશ્ય-કલ્પનનું તે નિર્માણ કરે છે. ખેતરોનું પીળાપણું, તેમની પકવતા, પવનની મંદ લહેરખીથી તેમને મળતી ગતિ અને તેમાં નિર્માણ થતું હલનચલન આ બધું કવિએ જોયું હોય છે, મનમાં સંઘર્યું હોય છે. તેનું દૃશ્યશબ્દચિત્ર – શબ્દ વડે આલેખેલું ચિત્ર – તે આ પંકિતમાં નિર્માણ કરે છે. પકવતાને લીધે ખેતરમાં પીળાપણું આવ્યું. ‘પાક્યાં ખેતર’ એ આ રૂપનું પ્રતિબિમ્બ હોય છે. મંદ પવને આ ખેતરમાં હલનચલન ઉત્પન્ન કર્યું. આ હલનચલન તેના નિમિત્ત સાથે કવિએ ગ્રહણ કર્યું (મંદ પવનની ગતિ એ નિમિત્ત.). આ હલનચલન-ડોલનની ક્રિયા સાથે સંયોગ સાધીને, મેળ મેળવીને તેણે ‘આંદોલન’ એ કલ્પનનું નિર્માણ કર્યું. આ બે કલ્પનોએ (‘પાક્યાં ખેતર’ અને તેમનું ‘આંદોલન’) એક ગતિશીલ દૃશ્ય સાકાર કર્યું છે. ખરું જોતાં આ કલ્પન વડે સાકાર થયેલું ખેતરનું રંગગતિયુકત રૂપ એ એક વસ્તુદૃશ્યે કવિના મન પર કરેલો સંસ્કાર હોય છે. આ સંસ્કારમાંથી એક કાવ્યપંકિતનું નિર્માણ થયું (આ કાવ્યપંકિત વડે થયેલું દૃશ્ય-શબ્દચિત્ર એ ફરી સંપૂર્ણ કવિતાના સંદર્ભમાં એક કલ્પન બનતું હોય છે). પકવતા અને પીળાપણાને ‘પાક્યાં ખેતર’ એવું આપાયેલું (કે કવિના મનમાં પ્રાપ્ત થયેલું) રૂપ અને પવનની મંદ ગતિથી તેમાં ઉત્પન થયેલાં હલનચલનને આપાયેલું ‘આંદોલન’નું રૂપ–આ બે પ્રક્રિયામાં એક ઇન્દ્રિયગોચર વસ્તુને ચૈતન્યપૂર્ણ કલ્પનરૂપ પ્રાપ્ત થયું.

પ્રત્યક્ષ વસ્તુ અને દૃશ્યોનું ઇન્દ્રિયગોચર પરિણામ, કલ્પનરૂપ હોય છે. તેમાં વસ્તુ કે દૃશ્ય પ્રત્યક્ષ નજર સામે જ ન હોય તો પણ સ્મૃતિરૂપોથી તેમનું અસ્તિત્વ કલ્પીને કે તે સંબંધી કલ્પિત મનોગત કરીને પણ કવિ કલ્પન નિર્માણ કરી શકે છે. તેવી જ રીતે જીવનમાં વિવિધ વસ્તુઓનું જે પ્રત્યયન (Perception) કવિને થયું હોય કે પોતાની કલ્પકતાની સહાયથી જીવનમાંની વિવિધ વસ્તુઓના સંમિશ્રણ-સંયોગ વડે તેણે જે પ્રાપ્ત કરેલું હોય તેમાંથી પણ કલ્પનનું નિર્માણ થઈ શકે.

"પ્રેમ વિનાનું સર્વે સૂનું
જગત લાગતું બાપડું" (બાલકવિ)

આ પંકિતમાં કવિની વિશિષ્ટ અવસ્થામાંનું જગતનું પ્રત્યયન ‘સૂનું’ અને ‘બાપડું’

એ બે ક્રિયાવિશેષણાત્મક શબ્દોએ કલ્પનઅંકિત કર્યું છે. 'પ્રેમ વિનાનું જગત' એ કવિનો કેવળ જીવનાનુભવ નથી, પણ એ એક કલ્પના છે. આ કલ્પનાને જીવનના એક વિશિષ્ટ પ્રત્યયને કવિની અનુભવકક્ષામાં આણી મૂક્યું. એ પ્રત્યયનને શબ્દાંકિત કરતાં 'સૂનાપણું' અને 'બાપડાપણું' એ વિભાવનાનો ઉપયોગ કરીને કવિએ પ્રત્યયનને કલ્પનનું રૂપ આપ્યું. 'પ્રેમ વિનાનું જગત' એ એક ભાવપૂર્ણ અમૂર્ત કલ્પના છે. આ કલ્પનાને ઇન્દ્રિયગોચરતા – મનોગોચરતા–પ્રાપ્ત થઈ છે તે 'સૂનું' અને 'બાપડું' એ બે મનની અવસ્થાના નિદર્શક શબ્દો વડે. આ અવસ્થાનું ચિત્ર નજર સામે ઊભું થાય છે, મનમાં સાકાર થાય છે, તે આ શબ્દો વડે. કુદરતી રીતે જ આ શબ્દો અહીં કલ્પનનું રૂપ ધારણ કરે છે. અહીં કોઈ પણ વસ્તુ કે દૃશ્યનો ખ્યાલ આ શબ્દો વડે આવતો નથી, પણ જીવનની વિશિષ્ટ અવસ્થામાંનું કવિનું જગતનું જે પ્રત્યયન છે તે ચૈતન્યરૂપ ધારણ કરે છે. આ શબ્દો વડે આ પ્રત્યયનનું રૂપાંતર મનોમય ચિત્રમાં થયું છે. ત્યારે આ શબ્દો માત્ર શબ્દ નથી રહેતા, કેવળ ક્રિયાવિશેષણો નથી રહેતા. કલ્પન જેમ બાહ્ય વસ્તુનું પ્રતિબિંબ મન પર ઉપસાવે છે, તેવી જ રીતે વિભાવનાત્મક કલ્પિત પ્રત્યયનની તાદૃશ આકૃતિ મન સમક્ષ ખડી કરી દે છે એ વાતનો ખ્યાલ અહીં આવે છે. કેવળ પ્રતિબિમ્બ એ કાવ્યાત્મક કલ્પનાનું રૂપ નથી, તાદૃશઆકૃતિનું નિર્માણ કરવું તે પણ તેનું કાર્ય નથી, પણ પ્રતિબિમ્બ કે તાદૃશઆકૃતિ કરતાં વધુ ભાવાર્થ સાકાર કરીને તેમાં પ્રત્યયિત જીવનની આકારરચના શબ્દાંકિત કરવી એ જ કલ્પનનો ગુણ છે. એ જ કલ્પનનો ધર્મ છે. આ ગુણ વ્યક્ત કરતાં, કે આ ધર્મનું પાલન કરતાં કલ્પનના આવિષ્કારમાં સાહજિક રીતે જ રૂપકાત્મકતા આવી જાય છે. ઉપમા-ઉત્પ્રેક્ષા - રૂપક જેવાં સાધનો વડે કલ્પનનું નિર્માણ થાય છે, આ સાધનોનો ઉપયોગ કરતાં કરતાં મનોમય આકાર-રચનાનાં દૃશ્યચિત્રો સાકાર કરવા માટે કવિ કલ્પનનું નિર્માણ કરતો હોય છે

આયુષ્ય કેરા પ્રભાતકાળે
ચિત્ત તણી ક્ષિતિજો પર આવી
સુસ્વપ્નોની ક્ષણ ઝબકી,
ને ગઈ વિલાઈ.

કાળતરુનાં ખર્યાં ફૂલો. તે
ફરી ખીલે શું મારી પાસમાં ?
સ્મરતાં તેને અહો ઊછળતી
વૃત્તિ હૃદયની

સ્મરણતણી કબરોથી આવો,
ફૂલો ! પૃથ્વી પર આવોને સહુએ,
રમત રમો તે ફરી એકદા
રમ્યાં હતાં જે પહેલાં. (બાલકવિ)

આ કડીઓમાં 'આયુષ્ય કેરો પ્રભાતકાળ', 'ચિત્ત તણી ક્ષિતિજે', 'કાળતરુનાં ખર્યાં ફૂલો' અને 'સ્મરણતણી કબરો' – આ બધાં રૂપકાત્મક કલ્પનો છે. 'સુસ્વપ્નોની ક્ષણ ઝબકી ને ગઈ વિલાઈ' - આ ચિન્તનાત્મક વાસ્તવિકતા પાછળનો ભાવ અને સ્વપ્નોના પુનરાગમનને ઝંખતો કવિનો આવેશ, તે બન્નેનાં સંબંધ અને ગાંઠ આ કલ્પનોમાં વ્યકત થયાં છે. આ કલ્પનનો આધાર વસ્તુ કે દશ્ય નથી, આ એક મનોમય ચિંતનની કલ્પનસૃષ્ટિ છે.

એકાદો શબ્દ, એકાદો વાક્યાંશ, એકાદ પંકિત, એકાદ કડી—આ બધાંમાંથી ગમે તેમાંથી કલ્પનનું નિર્માણ થઈ શકે એટલું જ નહિ, આવાં કલ્પનઘટકોમાંથી સાકાર થતી એકાદી સંપૂર્ણ કવિતા પોતે પણ કલ્પન હોઈ શકે.

ફલાંગ લઈને આકાશ પાસે
મદેભરી ઘેઘૂર આળસુ વાદળીઓ આવી.
રીસાયલાં નેણ જુએ નીચેથી
અટકી ગઈ તે જોઈ ક્ષણેક.
અને સૂઝ્યું કંઈક ઉતાવળેથી
કાઢી કટિની સુવર્ણ મેખલા
ને સર્યાં લીલાંછમ વસ્ત્રો મુલાયમ,
ઢાંકી દઈને હળવેથી દ્રૂપ. (ઇન્દિરા)

આ કવિતામાં 'ફલાંગ લઈને આકાશ પાસે' આવનારી 'મદેભરી ઘેઘૂર આળસુ વાદળીઓ' નીચેથી જોનારાં રીસાયેલાં નેણ, કટિની સુવર્ણમેખલા, સરી જતાં લીલાંછમ મુલાયમ વસ્ત્રો અને હળવેથી દ્રૂપ ઢાંકી દેવો વગેરે પ્રતીકાત્મક કલ્પનો છે. વાદળીઓનું મદેભર્યું ઘેઘૂર આળસુ રૂપ ગોચર થાય છે તે પહેલા કલ્પનમાં. આસકિતથી અદેખો સાક્ષી અનુભવક્ષમ દશ્યમાં જોવા મળે છે તે બીજા કલ્પનમાં. ત્રીજા અને ચોથા કલ્પનમાં માદકતામાં જ લજ્જાસુલભ છતાં દઢ ક્રિયાનું તેજસ્વી દર્શન થાય છે. પાંચમા કલ્પનમાં દશ્યકલ્પન વાદળીઓની આત્મનિગ્રહી વૃત્તિનું સહજ ફલિત રૂપ સાકાર કરે છે. કડીએ કડીએ આ કલ્પનોએ, તેમાંનાં રૂપકો એ ક્ષિતિજ પર વાદળાં ઘેરાવાની ક્ષણથી માંડીને વીજળી ઝબકી ને અંધારું થયા લગીની રૂપકાત્મક, પ્રતીકાત્મક ઘટનાનાં દશ્યશબ્દચિત્રો આલેખ્યાં છે, અને આખી કવિતા પણ આ ઘટમાળમાં સાકાર થતાં ભાવપ્રતીકોનું કલ્પન બની રહે છે. પ્રતીકાત્મક અંતસ્તત્વનાં દશ્યચિત્રો શબ્દોમાં ગોચર કરવા જતાં બાહ્ય ઘટનાથી સુસંગત એવી આકૃતિ પણ આ કવિતા-કલ્પનમાં વ્યકત થાય છે. નિસર્ગ-પ્રતીકોમાં એક કામુક અનુભવની આકારરચના પ્રગટ કરનારી આ બધી કલ્પનસૃષ્ટિ છે.

વસ્તુદર્શનાત્મક, રૂપકાત્મક (અલંકારપ્રધાન) અને પ્રતીકાત્મક આકારરચના ગોચર કરનાર કલ્પનનાં અનેક રૂપો હોય છે. તાદશ-આકૃતિના આલેખથી માંડીને પ્રતીકાત્મક દર્શન સુધીનાં અને તેમનાં મિશ્રણનાં વિવિધ રૂપો કલ્પન ધારણ કરે છે. તાદશ-આકૃતિના આલેખમાં કલ્પનનો પ્રાથમિક અર્થ જ અભિપ્રેત હોય છે. બીજાં કલ્પનો અભૌતિક વિભાવના શબ્દાંકિત કરવા માટે નિર્માણ થતાં હોય છે. આવાં કલ્પનો આલંકારિક હોય છે; તેથી યે આગળ જતાં નિર્દેશિત વસ્તુનું દશ્ય-સંવેદન અને તેનાં સહગામી પ્રતીકાત્મ કલ્પનમાં કવિનું માનસિક વલણ, તેની અભિરુચિ, તેનાં મૂલ્યો અને તેનો દષ્ટિકોણ વ્યક્ત થતાં હોય છે. અભિવ્યકિતની સ્વર-છટા( tone ), રચનાવિશેષ અને પ્રતીકો–એમનો આધાર આ કલ્પનસૃષ્ટિને હોય છે. કવિતામાં તેમનો સંમિશ્ર ઉપયોગ થાય છે. દશ્ય, શ્રુતિ, ગંધ, સ્પર્શ, રુચિ, ચૈતન્ય, નાદગતિ ઇત્યાદિ વિવિધ પરિણામો આ કલ્પનસૃષ્ટિ વડે સધાતાં હોય છે, અર્થાત આ વિવિધ પ્રકારોમાં કલ્પનદર્શનની બીબાંઢાળ પદ્ધતિ નિર્માણ થઈ શકતી હોય છે. એવું થાય એટલે કલ્પનનું સત્ત્વ લય પામતું હોય છે.

ઊંચી ઇમારતો છે અબોલ ...
દીવાઓ ક્યારના ય બુઝાઈ ગયા.
પવન ફક્ત ફરફરે છે,
પડદાને હલાવે છે સહેજ. (શિરીષ પૈ)

અહીં દીવાઓ કયારના ય બુઝાઈ જવા અને ઇમારતો અબોલ થવી, પવન ફરફરવો અને પડદાનું સાહેજ હલવું–આ બધાં કલ્પનો આવાં બીબાંઢાળ કલ્પનો છે. ‘ફરફરે છે’ એ શબ્દોનું નાદકલ્પન પણ તેટલું જ બીબાંઢાળ છે.

વળી એ પણ ખરું કે કલ્પનની ઇન્દ્રિયગોચરતા પર ભાર મૂકવામાં આવે એટલે તેના કવિતામાંના પ્રયોજન તરફ દુર્લક્ષ થવા માંડે.

હે આર્દ્ર ઝળુંબેલા મેઘો !
તમારો પ્રવાસ સુખમય હો ! (શિરીષ પૈ)

અહીં ‘આર્દ્ર ઝળુંબેલા મેઘ’ આ કલ્પનમાં ઇન્દ્રિયગોચરતા પર મૂકવામાં આવેલો ભાર ઉદાહરણ તરીકે જોઈ શકાય.

કલ્પનદર્શન બીબાંઢાળ કઈ રીતે બની જાય છે તેનો ખ્યાલ નીચેના ઉદાહરણ પરથી સ્પષ્ટપણે આવશે :

ખીલેલાં ગુલાબો પર તારાં આ પગલાં
કરે છે ચૂરેચૂરા, રસ્તે કેટલાં યે હૃદયોના !

# જૂનું ઘર ખાલી કરતાં

ફંફોસ્યું સૌ ફરીફરી અને હાથ લાગ્યુંય ખાસ્સું :
જૂનું ઝાડુ, તૂટલ બ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
બોખાં શીશી, ટિનનું ડબલું, બાલદી કૂબડાણી,
તૂટ્યાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી સોય-દોરો!
લાધ્યું ક્યારે નિજ લટકણું નામનું પાટિયું, જે
મૂકી ઊંધું, સુપરત કરી, ભારી કીધી વિદાયે.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેતાં જ ભૂમિ,
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્યકેરો;
જ્યાં દેવોના પરમ વરશા પુત્ર પામ્યાં પનોતો
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો!
ડેલીએથી નીકળ સહસા ઊઠતો બોલ આહા:
'બા-બાપુ! ના કશુંયે ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે?'

ખૂંચી તાણી સજળ દગમાં કાચ કેરી કણિકા!
ઉખાડેલાં ડગ ઉપર શા બોજ કેરા મણિકા!

૧૯-૧૨-૫૪

બાલમુકુન્દ દવે

# કબૂલાત

હા
કબૂલ્યું
ગુપ્તચર હું
નામ બદલી
મૌનનાં કાળાં રહસ્યો પામવા
ભટકું અહીં
હું છદ્મવેશે
છંદના ખંડેરમાં
બેસું કદી બાવો બની
લયની સૌ ભઠિયારગલીઓમાં
સદા ભૂખ્યાનો કરતો ડોળ
રખડું
હાયકુના અત્તરે અક્ષરમહીં
સંકેત કરતો
તક મળે તો
ફૂંક મારી દઉં ગઝલના કાનમાં
એકેક ચપટા શબ્દનાં પોલાણને
અંદર જઈ જોઉં તપાસું
સહેજ પણ શંકા જો આવે કોઈને તો
અર્થના નકશાઓ ચાવી જાઉં
હા કબૂલ્યું ગુપ્તચર હું

[illegible]

આ ઠીક નથી કરતી તું અલી! કેમ આમ આખો દિવસ
તું આવતાં-જતાં અમથી કરે છે હિંસા (વિ. મ. કુલકર્ણી)

નાજુક-સુંદર સ્ત્રી આવું કઠોર, હિંસાત્મક કામ કરે એ વિરોધમાંની આકારરચના શબ્દાંકિત કરવાનો આ રંગદર્શી—રોમેન્ટિક—પ્રયત્ન છે. તે માટે ખીલેલાં ગુલાબ, તેનાં પગલાં અને આવતાંજતાં તેણે કરેલી કેટલાય હૃદયોની હિંસા વગેરે કલ્પનનો પ્રયોગ કવિએ કર્યો છે. તેમાં ખીલેલા ગુલાબનું નાજુક સૌન્દર્ય અને તેણે કરેલા હૃદયના ચૂરેચૂરા એ કલ્પના તાર્કિક દૃષ્ટિએ ખામીરહિત લાગે તોય તેનું સંસ્કારાત્મક પરિણામ 'બીબાંઢાળ'ની કોટિમાં કે પ્રકારમાં જ મૂકવું પડે તેવું છે. આથી કવિતા ચૈતન્યમય કલ્પનમાંથી સાકાર થઈ હોય એવો અનુભવ થતો નથી.

આલંકારિક કલ્પનોના વળગણોથી પીડાતી કવિતા અલંકારોની યોજના, ગણતરી, વર્ગીકરણ વિશ્લેષણ—એ બધા ક્રિયાકાંડમાં અટવાઈ જાય છે. આ ઉપમા, આ ઉત્પ્રેક્ષા, આ તો રૂપક, આ પ્રાસ, આ અનુપ્રાસ, આ અર્થાન્તરન્યાસ, આ રહી સ્વાભાવોક્તિ...આ પ્રક્રિયામાં જ રત રહેનારાઓ કલ્પનનું ચૈતન્ય, તેની શબ્દચિત્રાત્મકતા વિસરી જાય છે.

અને આ પ્રક્રિયાત્મક દૃષ્ટિકોણ વડે નિર્માણ થતી કવિતા પણ બીબાંઢાળ બનવા લાગે છે.

કાળી ભીંતનાં કરોળિયાનાં જાળાં
હૃદય - હૃદયમાં સંઘરે સાચવીને (વિ. મ. કુલકર્ણી)

આ પંક્તિમાં જૂની સડેલી વૃત્તિનું પ્રાણપણે રક્ષણ કરનાર ઘરમાંનાં કાળાં કરોળિયાનાં જાળાં, હૃદયમાં સંઘરવાં - આ પ્રતીકો વડે થયેલું ચિત્રણ આ પ્રક્રિયાની સાક્ષીરૂપ છે.

આ બધાંનો કલ્પનનિર્માણમાં ઉપયોગ થતો નથી એવું નથી. પણ તે તો જ્યારે આ પ્રક્રિયા અને પ્રત્યક્ષ કે મનોગત વચ્ચે 'સમયોગ' નિર્માણ થાય છે ત્યારે. પણ તે થાય છે જ્યારે આ પ્રક્રિયાનો પ્રત્યક્ષ કે મનોગત સાથે 'સમયોગ' નિર્માણ થાય છે ત્યારે. પ્રશ્ન એટલો જ હોય છે કે, આ 'સમયોગ' કેવી રીતે નિર્માણ થાય? બે અલગ અલગ વાતનું સ્વારસ્યપૂર્ણ પ્રમાણ સાધવું આ માટે આવશ્યક હોય છે. અલગ અલગ ઇન્દ્રિય ધર્મોનો સંયોગ કરતી વખતે બે વસ્તુઓ કે મનોગતો વચ્ચે કયો સંબંધ, કયો નાતો પ્રસ્થાપિત કરવાનો છે તેની જાણ હોવી જરૂરી છે. આ સંબંધ અને નાતામાંથી જ અમૂર્ત અને પ્રત્યક્ષ, વિચાર અને ભાવ, પ્રજ્ઞા અને કલ્પકતા, તેમનો સમન્વય, સંવાદ નિર્માણ થાય છે ત્યારે કાવ્યાત્મક કલ્પન સિદ્ધ થાય છે. વસ્તુ-વસ્તુ વચ્ચે, એક વિચાર અને બીજા વિચાર વચ્ચે, એક ભાવ અને બીજા ભાવ વચ્ચે કે તેમનાં મિશ્રણ વચ્ચે કલ્પિત સૃષ્ટિની આકારરચના ત્યારે જ પ્રગટ થાય છે.

આ ખ્યાલ વડે જ્યારે નિર્મિત પ્રક્રિયા સિદ્ધ થયેલી હોય છે ત્યારે—

ભૂલી જા
ભૂલી જા
પણ એક ક્ષણ સ્મિતચાંદની
ભીનાં તૃણ પર ફેલાવી જા. (બા. ભ. બોરકર)

જેવી પંક્તિઓ જન્મ ધારણ કરતી હોય છે. તેમાં ક્યાંય પ્રાસાત્મકતા, રૂપકાત્મકતા વગેરે અલંકરણોનો અલગ ખ્યાલ આવતો નથી, તેવા અલગ વિશ્લેષણની જરૂર લાગતી નથી, તેમ તેવા વિશ્લેષણનું સ્વારસ્ય પણ જણાતું નથી.

વિભાવિત અનુભવસૃષ્ટિની આકારરચના ચિત્રદર્શનની જેમ શબ્દો વડે વ્યક્ત કરવી એ કલ્પનનું કાવ્યાત્મક સ્વરૂપ છે. પણ કેવળ કલ્પનો વડે જ અનુભવ કાવ્યાત્મક થઈ જાય છે એવું નથી એ પણ લક્ષમાં રહેવું જોઈએ.



## ક્યાં સુધી ? □ ઘનશ્યામ ઠક્કર

શક્યતાનાં દ્વારની સાંકળ બનીશું ક્યાં સુધી?
ખુદ દિશાઓને સમેટી વિસ્તારીશું ક્યાં સુધી?

આ હથેળીના અજાણ્યા, અટપટા માર્ગો ઉપર,
ક્યાં જઈ ખોવાઈશું? કોને મળીશું? ક્યાં સુધી?

આમ તો મૃગજળ સમું ક્ષિતિજોને મળવા દોડવું;
તો ય ઉંબરને અડી પાછા ફરીશું ક્યાં સુધી?

અસ્તિત્વના ચગડોળ પર બે પળ ખુશી તો શક્ય છે,
પણ ધરીની વેદના ભૂલી શકીશું ક્યાં સુધી?

રોજ સૂરજ તો ફસાવે છે કિરણની જાળમાં,
રોજ ઝાકળ થૈ સવારે અવતરીશું ક્યાં સુધી?

જ્યાં પીલાવાનું સતત ઘડિયાળનાં ચક્રો વચે,
'ક્યાં સુધી' નો પ્રશ્ન પણ પૂછ્યા કરીશું ક્યાં સુધી?

## સૂરજ □ ભગવતીકુમાર શર્મા

ડાળી પાછળ ડૂબતો સૂરજ,
પર્ણો પીળાં ચૂગતો સૂરજ.

રજનીગન્ધાથી રીસાઈ,
સૂર્યમુખીને સૂંઘતો સૂરજ.

લંબાતા પડછાયાનું વન
વીંધી પગલાં ભૂંસતો સૂરજ.

છેલ્લી છીપના સ્પર્શને કાજે
જલની ધારે ઝૂલતો સૂરજ.

કાજલની કારામાં જાતાં
સિન્દૂર-વરણું ધ્રૂજતો સૂરજ.

ઘૂવડની આંખોને હવે
આખર પડતું મૂકતો સૂરજ.

## કૃપાથી ☐ સુરેશ દલાલ

કૃપાથી તારી, મા, સરવર સમું આભ ઊઘડે,
અને પંખીઓના કમળ ટહુકાઓ વિલસતા;
વિશાળા આકાશી તટ પર કશું વૃક્ષ વિકસે!
અહો! પર્ણે પર્ણે તવ સ્મિતભર્યો છંદ છલકે!

અજાણ્યું ના લાગે અહીં અવ મને કાંઈ કશુંયે,
હવામાં હૂંફાળા અદીઠ કરનો સ્પર્શ ગ્રહતો.
કૃપાથી તારી, મા, પથ મળી ગયો; નીરવ ગતિ:
ચલાવ્યો ચાલું છું: શિર પર નથી ભાર વહનો!

તમે તો પાસે છો: નસ નસ મહીં નામ રટણા;
અનિદ્રા, નિદ્રામાં મધુર પ્રકટે કૈંક શમણાં.
વસ્યાં છો આવીને ક્ષણ ક્ષણ મહીં શાશ્વત થઈ.
તમે આ મંદિરે ઝળહળ થતાં જ્યોતિ-કુસુમ!

તમે મારી વાચા, હૃદયદલની આરત તમે:
તમારા સાન્નિધ્યે જગ સકલનો થાક વિરમે!

'દક્ષિણા']



## અબ મત છોડો ☐ દેવજી

અને જી રે હંસારાજા અબ મત છોડો
આમને એકલાં રે –
જી રે હંસરાજા આ રે કયાનો કોઈ માલમી રે
અને હંસા કરો મુખડે સે બાત રે –

જી રે હંસારાજા એક રે વાડીનાં દો દો ઝાડવાં રે,
અને વાલીડા તમે ચંપો ને અમે કેળ રે
માળી હતો તે હલ્યો ગિયો રે
અને તારી આજ બાગ પડી પસતાય રે –

## ગઝલ ☐ હરિકૃષ્ણ પાઠક

આપણી વચ્ચે હવે અંતર નથી,
માત્ર ઓળખનો વધ્યો વિસ્તાર છે.

આમ તો કંઈ કેટલું ભૂલી જતો,
કોણ જાણે શો હૃદય પર ભાર છે.

કેટલું કહેવા મથું, કહી ના શકું,
શબ્દ પણ મારા હવે લાચાર છે.

સૂર્ય ઊગ્યા-આથમ્યાની શી તમા
આખરે અંધારનો આધાર છે.

ચાર દીવાલો મહીં ભટક્યા કરું,
શોધવા જેવું કશું ક્યાં બહાર છે.

'આવજો' કહેતાં ન મૂંઝાશો હવે,
જાણતા કે એ ય શિષ્ટાચાર છે.

વાતમાંથી વાત તો ચાલ્યા કરે.
એ ય આખર દર્દનો ઉપચાર છે.

જી રે હંસારાજા એક પલંગ દો દો પોઢણાં રે
અને વાલીડા તમે રે પલંગ અમે સેજ રે,
પોઢણ હારે તે હલ્યો વિયો રે,
અને તારી સેજલડી સુનકાર રે. –

જી રે હંસારાજા, એક ચોપાટ દો દો ખેલણાં રે,
અને વાલીડા, તમે રે પાસા ને અમે દાવ રે,
ખેલણહારે તે હલ્યો વિયો રે,
અને તારી ચોપાટ પડી પસતાય રે. –

જી રે હંસારાજા, એક રે મંદિર દો દો બેસણાં રે,
અને વાલીડા, અમે રે દેવલ ને તમે દેવ રે,
હંસારાજા, બાઇ રે દેવળદેની વિનતિ
આજ મારાં સુધુડાંનો અમરાપરમાં વાસ રે –

હંસરાજા, અબ મત છોડો અમને એકલાં.

[ 'સત કેરી વાણી'–માંથી ]



**ગઝલ □ ખામોશ**

ચલો સમેટીઓ પડછાયો હવે ખટકે છે,
થીજેલ રિક્તતાનો દરિયો વધુ ઊછળે છે.

હવે ન માંડી જતી મીટ આવનાર તરફ,
રૂઝેલ ઘાવમાંથી રક્ત પાછું ટપકે છે.

બિચારું ક્યારનું રંગી રહ્યું છે કોઈ છતાં
સમયનો પડછાયો એવો ને એવો ભટકે છે!

ઘડીક લો ને બધિર ભીંતો, બાહુપાશમહીં
કશું ન હોવાનું પોલાણ ખૂબ ખખડે છે.

મને થયા કરે છે એમ સૂર્ય જોઈ સતત
સમયનું મડદું જાણે ફાંસો ખાઈ લટકે છે.

**પંચામૃત □ મુરલી ઠાકુર**

કૃષ્ણ કદંબે
ગોપી ' જલમાં, સૂર્ય
લજાઈ નાઠો.



વાડ હસે છે
જોઈ વામણાં હૈયાં
માનવ કેરાં



વહેતાં નીર
પથ્થર થીર; જાણે
વાણી ને મૌન.



રૂપરંગમાં
ભેદ કશા? જ્યાં ટહુકે
કોયલ – મોર!



લીમડે બેઠી
તોયે ટહુકે મીઠું
કોયલ કૉલ

## કવિતા વાંચતા □ અશ્વિન મહેતા

મારા જીવનમાં કશું બનતું નથી, તો થયું, ચાલ, કવિતા લખું
લાવ થોડાક શબ્દોને સમારું, છંદોને વઘેરું, લાગણીઓને વધારું;
ભાવનાઓને વેરી અતીતના સુવર્ણથાળમાં,
લાવ મારાં ઠાલાં આંસુઓ પીરસું બાલિશ હાસ્યોની સાથ.

કશુંક કરવાની ટેવ છૂટી જાય તે પહેલાં,
ચાલ, એકાદ કવિતા તો લખી નાખું,
સમયનો એકાદ ટુકડો ચાવી તો જાઉં!

મેં પાણી મૂક્યું છે : જીવીશ, તો કલમથી.
શબ્દોને અજવાળે જ ચાલીશ,
તંત્રીઓને ખોળે જ રહીશ,
કવિતાને ચશ્મે જ જોઈશ જગતના બધા રંગ.
કોરા કાગળ પર જ ખેલીશ જીવવાના બધા જંગ.

સહુને પૂરી દઈશ મારી વાર્તાની ડબ્બીમાં,
ગાળી નાખીશ બધી ઘટનાને મારાં કાવ્યોની પંક્તિમાં;
દુનિયાનો કાજી થઈશ, કદી વળી રાજી થઈ તાળી દઈશ.
છેકી નાખીશ કાળને મારા પ્રકીર્તિત નામથી.

ધીરે કરી માંહ્યલાને ઢબૂરી દઈશ, તે પછી,
રુઝવી દઈશ દુનિયાના ઘાવને મારા શબ્દોના મલમથી.
મેં પાણી મૂક્યું છે ને? જીવીશ તો કલમથી!



## તમે □ સુન્દરમ્

તમે ન જો પાંપણને ઉપાડશો
સૌન્દર્ય તો કોણ નિહાળશે પછી?
તમે ન જો ગુંઠન બહાર આવશો
સૌન્દર્યનો તો જય શેં થશે ભલા?

જી રે હંસારાજા એક પલંગ દો દો પોઢણાં રે
અને વાલીડા તમે રે પલંગ અમે સેજ રે,
પોઢણ હારે તે હલ્યો વિયો રે,
અને તારી સેજલડી સુનકાર રે. –

જી રે હંસારાજા, એક ચોપાટ દો દો ખેલણાં રે,
અને વાલીડા, તમે રે પાસા ને અમે દાવ રે,
ખેલણહારે તે હલ્યો વિયો રે,
અને તારી ચોપાટ પડી પસતાય રે. –

જી રે હંસારાજા, એક રે મંદિર દો દો બેસણાં રે,
અને વાલીડા, અમે રે દેવલ ને તમે દેવ રે,
હંસારાજા, બાઇ રે દેવળદેની વિનતિ
આજ મારાં સુધુડાંનો અમરાપરમાં વાસ રે –

હંસરાજા, અબ મત છોડો અમને એકલાં.
['સત કેરી વાણી'–માંથી]



**ગઝલ □ ખામોશ**

ચલો સમેટીએ પડછાયો હવે ખટકે છે,
થીજેલ રિક્તતાનો દરિયો વધુ ઊછળે છે.

હવે ન માંડી જતી મીટ આવનાર તરફ,
રૂઝેલ ઘાવમાંથી રક્ત પાછું ટપકે છે.

બિચારું ક્યારનું રંગી રહ્યું છે કોઈ છતાં
સમયનો પડછાયો એવો ને એવો ભટકે છે!

ઘડીક લો ને બધિર ભીંતો, બાહુપાશમહીં
કશું ન હોવાનું પોલાણ ખૂબ ખખડે છે.

મને થયા કરે છે એમ સૂર્ય જોઈ સતત
સમયનું મડદું જાણે ફાંસો ખાઈ લટકે છે.

**પંચામૃત □ મુરલી ઠાકુર**

કૃષ્ણ કદંબે
ગોપી જલમાં, સૂર્ય
લજાઈ નાઠો.



વાડ હસે છે
જોઈ વામણાં હૈયાં
માનવ કેરાં



વહેતાં નીર
પથ્થર થીર; જાણે
વાણી ને મૌન.



રૂપરંગમાં
ભેદ કશા? જ્યાં ટહુકે
કોયલ – મોર!



લીમડે બેઠી
તોયે ટહુકે મીઠું
કોયલ કૉલ

## કવિતા વાંચતા ☐ અશ્વિન મહેતા

મારા જીવનમાં કશું બનતું નથી, તો થયું, ચાલ, કવિતા લખું
લાવ થોડાક શબ્દોને સમારું, છંદોને વઘેરું, લાગણીઓને વધારું;
ભાવનાઓને વેરી અતીતના સુવર્ણથાળમાં,
લાવ મારાં ઠાલાં આંસુઓ પીરસું બાલિશ હાસ્યોની સાથ.

ક્યુંક કરવાની ટેવ છૂટી જાય તે પહેલાં,
ચાલ, એકાદ કવિતા તો લખી નાખું,
સમયનો એકાદ ટુકડો ચાવી તો જાઉં!

મેં પાણી મૂક્યું છે : જીવીશ, તો કલમથી.
શબ્દોને અજવાળે જ ચાલીશ,
તંત્રીઓને ખોળે જ રહીશ,
કવિતાને ચશ્મે જ જોઈશ જગતના બધા રંગ.
કોરા કાગળ પર જ ખેલીશ જીવવાના બધા જંગ.

સહુને પૂરી દઈશ મારી વાર્તાની ડબ્બીમાં,
ગાળી નાખીશ બધી ઘટનાને મારાં કાવ્યોની પંક્તિમાં;
દુનિયાનો કાજી થઈશ, કદી વળી રાજી થઈ તાળી દઈશ.
છેકી નાખીશ કાળને મારા પ્રકીર્તિત નામથી.

ધીરે કરી માંહ્યલાને ઢબૂરી દઈશ, તે પછી,
રુઝવી દઈશ દુનિયાના ઘાવને મારા શબ્દોના મલમથી.
મેં પાણી મૂક્યું છે ને? જીવીશ તો કલમથી!



## તમે ☐ સુન્દરમ્

તમે ન જો પાંપણને ઉપાડશો
સૌન્દર્ય તો કોણ નિહાળશે પછી?
તમે ન જો ગુંઠન બહાર આવશો
સૌન્દર્યનો તો જય શે થશે ભલા?

એ કાવ્યો □ ચંદ્રકાન્ત શેઠ

શબ્દોથી સળગી સવાર મારે આંગણે,
શબ્દોથી બૂઝી સવાર મારે આંગણે.

લુખ્ખો અંધાર મને ખૂંચે છે આંખમાં,
ભૂખ્યો અવકાશ કોઈ પીંખાતો પાંખમાં;
પડઘાનો પથરાતો પ્હાડ મારે આંગણે,
શબ્દોના તૂટેલા તાડ મારે આંગણે.

ખારા દરિયામાં દિવસ ભડભડતો રોજ,
ઊંડા દરિયામાં રાત કજળે છે રોજ,
લીલાં તે જાય ખરી પાન મારે આંગણે,
શબ્દોનું લીલું વેરાન મારે આંગણે.

□

સળગી જવાય તો ય સારું,
આ લાખ લાખ શબ્દોનો સળગે વિશ્વાસ,
કજળી જવાય તો સારું,
આ રોમ રોમ કજળે છે સૂરજ ને શ્વાસ.

પ્હાડો ચઢયાની વાત કરવી શી?
ખીણ ખીણ ઊતર્યાના લાગ્યા છે થાક!
ચાલ્યાની વાત કેમ કરવી?
આ પગલાંને ભોંકાતી જાય વાટ વાટ:
જળમાં ડુબાય તો ય સારું,
કે ભીતરની આવીને બ્હાર તરે લાશ,
ભાંગી જવાય તો ય સારું,
કે મુઠ્ઠી ના તૂટી રે જાય તડ પાશ.

છાંયડે ય દાઝયાં ત્યાં તડકાની વાત શી?
વાયરે જ રોક્યાં છે વ્હાણ!
ઝાઝો ઉછાળ જેમ લઈએ રે કાંઠાનું
ઝાઝેરું થાય તેમ ભાન!
હું રે બુઝાઉં એ જ સારું,
કે દર્પણમાં મારો ના થાય ક્યાંય ભાસ!
હું રે ખોવાઉં તે જ સારું,
કે મારામાં રાખે ના કોઈ કશી આશ.

## પાંચ ચિત્રો □ કાલિદાસ □ અનુ.: હરિવલ્લભ ભાયાણી

[સંસ્કૃત કવિતા]

**સોનલ સેતુ**

દિગંતલંબી રવિનું પ્રતિબિમ્બ દીર્ઘ
સરસી-જળે રચતું સોનલ સેતુબંધ.

□

**સાંધ્ય આતપ**

સાંધ્ય આતપ થયો ક્ષીણ–
રે નક્કી એ પી ગયો
વૃક્ષટોચે રહ્યાં તૃષિત બર્હિણ:
જો તેમના ઉલ્લાસે
કાંચનદ્રવરસ્યા
બર્હ રંગીન.

□

**ગગન સરોવર**

આકાશે આતમની ઓટે
પ્રાચીમાં પ્રસરત અંધાર–
શોષાતાં જળ સરવરપ્રાંતે
ઊઘડી ઊઠત પંકપથાર

□

**ચૂમતો ચંદ્ર**

મરીચિ-અંગુલી વતી
તમિસ્ર-કેશપાશને સમારતો
સરોજ-લોચનો બીડેલ
યામિનીનું વક્ત્ર ચંદ્ર ચૂમતો.

□

**મુખપદ્મ**

તુષારપ્રપાતે શ્રીવિનષ્ટ પત્ર પદ્માકરે
રાતભર
જગ પર
કંપતે અધરદલે
પદ્મગંધિ ઉમામુખ
નૂતન શ્રી ભરે.

## આ ગુલાબની □ મ. મ. દેશપાંડે

[મરાઠી કવિતા]

આ ગુલાબની સુક્કી ડાળી પર
તું હાથ ફેરવે તો પણ
તેને ફૂલો આવે એવી તું!
અને હું?
ઈંધણ જેવો માત્ર બળતો!
મને પણ ફૂલો આવે ...
પણ તે અંગારાનાં!
સમર્પણ ]

## ચીની કાવ્ય □ લી પો □ મંગળ રાઠોડ

**શાંત રાત્રિએ**

મારા પલંગના પાયા પર–
એવું તો ચળકતું કિરણ બિમ્બ પડે છે ...!
મને થયું કે,
અત્યારે તે કંઈ ઝાકળ હોય ...?
જોવા માટે સહેજ ઊભો થયો.
જોયું તો ચાંદની!
મારું હૃદય પાછું ભાંગી પડ્યું.
મને અચાનક ઘર યાદ આવ્યું.

## પ્રસૂતિગૃહમાં વાટ જોનારું કોઈ ☐ સદાનંદ રેગે

[મરાઠી કવિતા]

ન વહેતો પવન … ન વાતી લૂ …
થંભેલા ડાયલની ન ટપકતી ક્ષણ …
ન હલતું પારણું … ન હલતી ચકલી …
ન સંભળાતાં ધૂસર હાલરડાં …
માત્ર તંગ સંગેમરમર ઊભેલો પાસમાં …
માત્ર ડૉક્ટર્સ … માત્ર નર્સો … સફેદ ફિક્કી મીણબત્તીઓ …
આવનારાના પગ હશે જ શું આવા સફેદ
સંગેમરમરના હાથીદાંતના પડછાયા જેવા?
કે આ માટીના જગતમાં મોકલતા
કાઢ્યા હશે શું તેની પાની પર
નિયતિએ એકબે પણ મેંદીના સ્વસ્તિકો?
તેની આંખો કેવી હશે? તેના વાળ કેવા હશે?
તે ગોરો હશે કે કાળો હશે?
પીળો હશે કે લાલ હશે?
ન વહેતી બપોર … ન વહેતો સંધ્યાકાળ
થીજેલા કાચની ન ઊઘડતી બારી …
સૂતેલો ભૂતકાળ … સળગતો સાંપ્રત … શણગારેલું ભવિષ્ય …
બાળકની મુઠ્ઠીમાં શું શું હશે?
શંખ હશે? ચક્ર હશે? ગદા હશે? પદ્મ હશે?
કે માત્ર લાલ–ભૂરી પેન્સિલ હશે?
આ ઝાંઝરી તેની શું રણકતી હશે?,
આ ગાલ પરના ખંજન બાળકના જ ગાલ પર જ છે શું?
હા હું જ … હા હું જ … હું જ જાણે ફરીથી આવું છું.
આવનારને પૂછ: 'તું કોણ?' તે નક્કી જ જવાબ આપશે: 'હું.'
હું એટલે હું … હું એટલે તમે … હું એટલે પેલો…પેલી … પેલું …
હું એ એક માત્ર 'સર્વ'નામ છું
સારું યે અસ્તિત્વ કેવું સુંદર મંડપ જેવું થીજેલું છે.
આપણે બધાં યે ફરીથી જન્મ લઈએ છીએ.

પહેલા માણસથી છેલ્લા માણસ લગી
પહેલા પ્રાણથી છેલ્લા પ્રાણ લગી.
થોભો ... જરા શ્વાસ રોકી રાખો ...
આવનાર આવે છે ત્યારે કેવું બધું પ્રસન્ન હોવું જોઈએ દરી જેવું!
તદ્દન થીજી જા, આ અસ્તિત્વની જેમ થીજી જા.
એક દોરો માત્ર આમતેમ થતો નહીં.
હસીશ તો આવનારાનો ફોટો ચોખ્ખો આવશે નહીં.
રેડી? ... ... એક ... ... બે ... ..
પણ ગોટાળો થયો જ.
આવનારાના પારણા પરની તે તારલી આખરે હલી.



## મકાન □ ઓન્દ્રા લિસોહોરસ્કી

[જર્મન કવિતા]

ધિક્કારના આ કાળમાં ભાવિમાં જે પ્રયાણ કરે છે
એની સેવા કરવાની મને ઇચ્છા છે. આ શહેર જુઓ.
એ સુંદર હતું ... હવે ઉજાજડ થઈ ગયું છે.

એક મકાન રહ્યું છે. બધે જ વરસાદ. રાત સૌને ઘેરી વળે છે.
ઘઉંને લઈ જતા લૉરી-ડ્રાઈવરને અહીં આશ્રય મળ્યો છે.
આવતી કાલે એ નીકળી જશે ઘણો દૂર.

જે ઘઉંને લઈ જાય છે અને પસાર થાય છે
એ ડ્રાઈવર માટે રાંક છાપરું, એના માટેનો પાંઉનો ટુકડો,
મારી ઇચ્છા એ મકાન થવાની છે.

કદાચ, જેને માટે યાત્રાને અંતે કોઈક કહેશે:
ઠેઠ ત્યાં, એક [મકાન બચ્યું'તું: મને એમાં વિસામો મળ્યો'તો.
એ ઊભું છે કાટમાળના ખેતરમાં.

**પ્રતિદ્વંદ્વ Erich Fried કૃત Counterpoise ની અનુકૃતિ ☐ રમેશ જાની**

સતનું યે સત
એક કવિ કેરી વાણ
ઓલી દુનિયાના
અવળાં પરમાણ!

કવિના શબદો રે સંધા
અણખપના તે ઊગ્યા
ઝાંખરાં ને જાળાં કાપે
અંધારાં દીપાવે એવાં
આગણાં ઉજાળી આપે;
ડહોળાયેલાં પાણીનાં યે
નીતરેલાં કરી દે નવાણ!

સૂરજના તેજના યે
કટકા કરીને દાટે
દુનિયા દેખાડે ઝાંખા
આગિયા વાટે ને ઘાટે.
મારગ ભુલાવે
ઊંધા ચાકડે ચડાવે
એવા જૂઠનાં તે
જોગવે એંધાણ!

નિત રે સંતાપે એવી
અવળી દુનિયાની વાત,
કવિવેણ થકી એની
અદકી ઊણેરી જાત;
જોઈ તો યે જાણી નહીં
આવી રે અણજાણ!

**સાચા સામે કાચું ☐ એરીક ફ્રીડ**

**☐ હરિવલ્લભ ભાયાણી**

[જર્મન કવિતા]
કવિતા - મારગ
ઠર્યો સાચો
જગનો મારગ
કળ્યો કાચો.
ફાલતુ ફગાવતો હું
પ્રગટતું સાચ
સાચાને ફગાવે જગ
ભૂંસે ભેદ રતન ને કાચ
કવિતા યે જગ કાચું
મુજને સંતાપે ફાંસુ

## રાત્રિ ☐ ગેબ્રીએલા મીસ્ટ્રાલ

☐ નિરંજન ભગત

[લેટિન–અમેરિકન કવિતા]

હે બાળ, પોઢો! તમ કારણે તો
પશ્ચિમનું આભ પ્રકાશ લોપે

તુષાર છે માત્ર ન અન્ય તેજ;
ન શ્વેત કે, આ મુખ માત્ર ઓપે!

હે બાળ ન્હાના, મધુસ્વપ્નમાં તું!
એથી જ આ પંથ અબોલ, શાંત;

આ સ્રોત વ્હે માત્ર, ન અન્ય મર્મર;
એકેલ હું, નિદ્રિત સર્વ પ્રાંત!

નિ:સ્તબ્ધ ડૂબ્યું જગ મંદ ધુમ્મસે
ને નીલ નિ:શ્વાસ તમિસ્રમાં સરે;

ને શાંતિ – જાણે હળવો જ હેતથી
પૃથ્વી પરે કો મૃદુ હસ્ત શો ફરે!

ન બાળનું હાલરડું જ માત્ર
ગાઈ ઝુલો આમ ઝુલાવું રાતે,

પૃથ્વી ય તે સાથ ઝુલંત ઝૂલે
પોઢી જતી નીંદરમાં નિરાંતે!

## નહીં ☐ ધીરુ પરીખ

આંખ કર્યે બંધ સૂરજ તો ઢળે નહીં,
સપનામાં ચાલવાથી તો મંજિલ મળે નહીં.

ફૂંકથી છાયા ભલે તૂટે જ પાણીમાં
તીરે રહેલું બિમ્બ જરીયે ચળે નહીં.

માટીના વાઘથી શિશુ કેવું ડરી જતું!
છલના છૂટી જતાં જ પાછું એ છળે નહીં,

પડતાં સૂરજની આંખ હિમ પીગળી રહે,
ઢાંકેલ શિખર પ્હાણનાં સ્હેજે ગળે નહીં.

ઝાડવું જલી જલીને ખાખ થઈ ગયું,
રાખ હવે દાવાનળમાં યે બળે નહીં.

☐

## વસંતે ☐ લી પો ☐ મંગળ રાઠોડ

ઉત્તરમાં તમારું ઘાસનું બીડ–
જાણે નીલમવર્ણું મોતી
(અહીં) અમારી બોરડીની,
દોરડી જેવી શાખાઓનાં વળાંક લીલાછમ...
અને આખરે તમે ઘેર પાછા ફરવાનો કરો છો વિચાર.
કે જ્યારે, હવે મારું હૃદય લગભગ ભાંગી પડ્યું છે...
ઓ, વસંતની હવાની શીતળ લહેરખીઓ–
હવે જ્યારે હું તમને,
ઓળખવાની હિંમત પણ કરી શકતી નથી
ત્યારે,
શીદને રેશમી પરદા ઢાળો છો -
મારા બિછાના પર?

## રાવજીનો કાવ્યસંગ્રહ વાંચતાં વાંચતાં □ માધવ રામાનુજ

તને
અડાયા છાણા જેવો
પળમાં સળગી જતો
સ્મરીને
રૂંવે રૂંવે દાહ બળે છે.
પાનેપાનું
કીકીમાં તબકે છે
તારો સ્પર્શ બનીને.

કયું નામ દઈને સંબોધું –
તને, કયા શબ્દોમાં ઢાંકું?
નજર ફરે છે તેમ તેમ
ભીતરમાં શબ્દો
રક્ત બનીને ફરી વળે છે.

તને મળેલા સમય જેટલું
રણની વચ્ચે ક્યાંક
ઝાંખરા પર બાઝેલા ઝાકળ જેવું
જીવતર મારું
અફિણિયા તડકાના સ્પર્શે
ઊડી જાય તો
બે સંબંધો વચ્ચેના
અવકાશ જેટલા અંગતને
ને તને
અડાયા છાણા જેવો
પળમાં સળગી જતો
સ્મરીને......

## આપણને જોઈ □ રાવજી પટેલ

આપણને જોઈ
પેલા બગીચામાં લીલોતરી સળવળે!
આપણને જોઈ
પેલા પતંગિયાં હજી ય તે ઊડયા કરે!
આપણને જોઈ
પેલી ડાળીઓ મ્હોરી લે છે ફૂલ-મોડ!
આપણને જોઈ
પેલા ઝૂમાં આણી સારસની જોડ!
આપણને જોઈ
પેલાં છોકરાંઓ વર-વહુ બન્યા કરે!
આપણને જોઈ
પેલાં ઘરડાંને ચપોચપ દાંત ફૂટે!
અંગત ]

## માનવ્યના નૂતન દેવતા હે ! ☐ ઉશનસ્

આપો હવે ખરી પડયા કરપુષ્પને ફરી
વૃન્તેથી તે વિટપસંકુલ કાં તરુનો
સંદર્ભ તે અખિલ;
આપો હવે આ કરના પ્રમાણમાં
આખું અને પૂરણ માનવી માપનું કદ;
છેદાયલા એકલ હસ્તને હવે
સ્થાપો પુનઃ સરસ સ્કંધલયે વળાંક દૈ
પંજે હવે સરસ અંગુલિ-પંચ-પાંદડી
ચંપાતણા કુસુમ જેમ જ પ્રાંકુરી રહો;
આપો હવે અટકી બંધ પડયા હિયામાં
ઘડિયાળથી અલગ, જીવતી ધડકનક્રિયા;
ને અંતરે જલત દીપશિખા શી ઊર્ધ્વ
સંકોરી દ્યો ફરીથી સ્નેહભરી અભીપ્સા,
પૂર્ણાંકમાં ફરીથી ફેરવી દ્યો જી, અંશને;
ત્વષ્ટા અહો !
ને આખરે આટલી એક આરઝૂ :
આપો જી આદ્ય અસલી કુલને સ્મરાવતો,
આંખો મહીં ઊમટી ભાવ-પ્રસન્નતા-
–વાળો તમારા સરખો
અભિજાત ચહેરો
માનવ્યના નૂતન દેવતા હે !

## કોઈ તો કહો ☐ જગદીશ જોષી

ગ્રહોને રમાડવાનું
મન થયું
એટલે મેં એક પ્લેનેટેરિયમ બાંધી લીધું છે !

સ્કાઈસ્ક્રેપરની
અગાસી પર
વાસી વસંતોને મ્હોરવા દીધી છે.

ભૂતકાળને મેં તસવીરમાં મઢી લીધો છે;
અને એ તસવીરનું પ્રદર્શન કરી
મેં લોપ્યા છે કાળના સીમાડા.

એક સ્વીચ ઑન :
– અને બળબળતા ઉનાળામાં
ઊતરી પડી છે શીતળ અનુકૂળતા

પાતળા તારમાં પૂર્યા છે શબ્દો
અને એને મુક્ત કરવાની
ચાવી મારા હાથમાં રાખી છે !

દવાની શીશીઓમાં
તંદુરસ્તી ભરી
મેં મૃત્યુ સામે પણ ચાલ ચાલી લીધી છે !

મારા બેચેન આકાશમાં
સૂર્ય-ચંદ્રને મેં સાથે પ્રગટાવ્યા ..
.... પણ
કોઈ તો કહો
– હું થીજી રહ્યો છું
કે ભડકે બળી રહ્યો છું ?

Grass ☐ Carl sandburg

Pile the bodies high at Austerlitz *and Waterloo,
Shovel them under and let me work -
I am the grass; I cover all !

And pile them high at Gettysburg
And pile them high at Ypres and Verdun.
Shovel them under and let me work.

Two years, ten year, and passengers ask the conductor.
What place is this
Where are we now ?

I am the grass,
Let me work.

* કવિતામાં જેનો નામોલ્લેખ થયો છે એ સ્થળો પર વિશ્વયુદ્ધ સુધીનાં મહાયુદ્ધો ખેલાયાં હતાં.





Carl Sandburg

Regd. No. R. N. 16800/67

**The City** ☐ C. P. Cavafy ☐ Rae Dalven,
( Greek Poem )

You said: 'I'll go to another land, go to another sea,
find some other town better than this one.
Fated, condemned, is all that I've ever done
and my heart, like a dead body, is buried in a tomb.
How long must my mind remain within this gloom?
When I cast my eyes about me, look no matter where,
I see the black ruins of my life here,
where I've spent many years-wasted them, destroyed them utterly.

You will not find new lands, not find another sea.
The city will follow you. You'll wander down
these very streets, age in these same quarters of the town,
among the same houses finally turn grey.
You'll reach this city always. Don't hope to get away:
for you there is no ship, no road anywhere.
As you've destroyed your life here,
in this small corner, so in the whole world you've wrecked it utterly.



તું માનસ અમ મુકુલિત કરતી ઉજ્જવલ કો દ્યુતિ અરુણા

વર્ષ ૪ : અંક ૬ ' ઑગસ્ટ ૧૯૭૧

સળંગ અંક : ૨૪

મુખપૃષ્ઠ : સજાવટ : દિનેશ દલાલ

# કવિતા



**સૂચનાઓ :** વરસમાં છ અંકો દર બે મહિને વીસમી તારીખે પ્રગટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે **ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.**

**લવાજમ :** દેશમાં રૂપિયા છ, પરદેશમાં આઠ, ત્રૈવાર્ષિક ૧૬, છૂટક નકલનો રૂપિયો એક.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



મૃત્યુફળ ☐ ઉમાશંકર જોશી

મારે બારણે એક ઝાડ સુકાઈ રહ્યું છે.
હું ચિત્રકાર નથી તેનો અફસોસ મને આટલો કદી ન હતો.
નર્યું રેખાઓનું માળખું છે એ.

એને ચરણેથી એને જોઉં છું.
પીધુંલીધુંદીધું તે બધુંય જાણે ખંખેરીને ઊભું ન હો!

અટારીથી રાત્રિઓના આછા ઘેરા ઉજાસમાં ઝાંખી લઉં છું.
વ્યક્તિત્વની ભિન્ન ભિન્ન અદાઓ એની:
મૌન ગૌરવ, બરછટ શુષ્કતા, મમતા આ ધરતીની....
શાખાબાહુ વચ્ચે એણે છાતી સરસું ઝાલી રાખ્યું છે જાણે
મૃત્યુફળ.

## અભિસાર આજ ☐ સુન્દરમ્

આછો પ્રકાશ :
સહુ વસ્તુની રેખ કઠોર જે તે
થાતી સુંવાળી, દિનમાં ગમતું ન જે તે
હાવાં બને અધિક હ્લાદક મોહકારી.

એવે તું આવી : સહુ વસ્ત્ર હતાં ય એવાં
આ અલ્પ તેજ મહીંથી શું વણી લીધેલાં,
એકે ન રંગ કયહીં ઉગ્ર, ન રેખ વ્યગ્ર
ક્યાંયે હતી - વદન વા મન વા ઉરે વા.

ને અંધકાર સમ એહ પ્રકાશ મધ્યે
જોયે ગયો હું હતું જે નિરખ્યું ઘણું ય.

એ આ હતા કર અનેક ક્રિયા વિષે જે
વ્હેતા રહેલ, અબ એ હળવીક રીતે
વ્હેતા રહ્યા જ અનિમિત્ત ક્રિયા વિષે કૈં.
ને એહ પે રમત ત્યાં હત કંકણો બે-
બે એકની સદશ, એક જ જેમ બે વા.

જોયું ન જોયું કરી મંન રહ્યું નિહાળી
બીજું કંઈક : નયનો ચડતાં ગયાં હા :
આ યે હતી ન તવ કંઠ વિષે જ માળા,
ને એ હતાં ય નહિ કર્ણફૂલો ય કર્ણે,
અંધારના સ્મિત સમા મલકી રહેલ
એના હતા લઘુક હીરક રમ્ય દીપ્ત.

પહેલાં કદી ન નજરે ચડિયાં હવાં તે
આ શું અહીં? મન રહ્યું વિચરી બીજે કૈં,
બીજા વિચાર વિષયે, કંઈ અન્ય વાતે.
ને ત્યાં કપોલ પર આંખ રમી રહી વા,

કિંવા લલાટ, અથવા ભમરોની ભંગે,
કિંવા કુણા કુસુમ શા અધરોની સંગે,
એના વળાંક પ્રતિ શબ્દરવાનુસાર,
કિંવા ઊંડી ઢળતી એ લટના ઈશારે
ઝૂલ્યે ગઈ, કંઈ કંઈ જલના કિનારે.

ને ત્યાં ઘડીક દગ જોતી હમેશ જેવી
જોતી મને-ક્ષણ વિષે જ ઢળી ગઈ ને
ઊંચી પછી થઈ - ન એ હતી પૂર્વ જેવી.
જે જે પ્રકાશ ચહુ મેર હતો તરંત,
તે પુંજ થૈ અહીં ઘડીક વસ્યો શું હોયે -
એવું કશુંક પ્રગટી-ચમકી રહ્યું ત્યાં.

હું સ્તબ્ધ તે સ્થિર :
જનો અભિસાર જેને
કહેતા-શું તે જ અહીં? આ તવ-
આ જ ટાણે ?

મારો બધો ય પિગળી ન્યહીં પિંડ જાણે
વ્હેતો થયો - અહ ખરે ગતિ આજ આવી !

લે ચાલ, જો કદમ આજ ગતિ ગ્રહે તો.
જાવું ઘણું ય હજી દૂર સુદૂર, મારી -
આ એકથી દ્વય ભલાં - બસ એ જ રીતે.

દૂરેની મંજિલ તણા મધુરા મિનારા
સૂના હજી, રટત આપણું નામ - ચાલ,
આ એકથી દ્વય ભલાં - બસ એ જ ન્યાયે.

**.... નહીં ☐ રમેશ જાની**

ચલો, આજથી બધું બંધ!
બોલવું નહીં, ચાલવું નહીં,
મહાલવું નહીં સંગ!—આજથી ૦

ખીજવું નહીં, રીઝવું નહીં,
હાથ ઝાલીને હસવું નહિ;
દેખવું નહીં, દાઝવું નહીં,
નેણને કરી અંધ!—આજથી ૦

હળવું નહીં, ભળવું નહીં
ભીના વેણે વળવું નહીં;
આપવું નહીં, પામવું નહીં
જાતનો ભૂંસી રંગ!—આજથી ૦

જીતવું નહીં, જાગવું નહીં,
ગમતું તો યે હારવું નહીં;
ફલવું નહીં, ફાલવું નહીં,
માણવી નહીં ગંધ!—આજથી ૦



**ગઝલ ☐ જવાહર બક્ષી**

ભલે હમણાં તો હું થાકેલી પાંપણમાં ઢળી જાઈશ,
કોઈ દી તો પરોઢી સ્વપ્નની જેમ જ ફળી જાઈશ.

નહીં જીવવું પડે ભ્રમના ચહેરાઓની આડશમાં
હરણનાં શીંગડાઓ તોડીને હું નીકળી જાઈશ.

સમયનો બાદશાહ ક્યારેક બિનવારસ મરી જાશે,
સવારે ખૂલશે દરવાજા ને હું પહેલો મળી જાઈશ.

પછી અંધારિયો ગઢ કાંગરા સાથે તૂટી પડશે
કોઈ વેળા હું સૂરજના ટકોરા સાંભળી જાઈશ.

## શા માટે? □ વિપિન પરીખ

સવારે થાકીને ઊઠું છું ત્યારે એ સામે હસે છે.
છાપામાં ઘડી કરી એને મૂકી દઉં છું, એક બાજુ

બસના સ્ટેન્ડ પર દોડવાનો પ્રયત્ન કરું છું ત્યારે
એ હસી પડે છે ખડખડાટ.
હું એને ધક્કો મારી પાડી નાખું છું.

ઑફિસમાં પીળા કાગળ વચ્ચે લપાઈ
મરક મરક સ્મિત કરવાની આદત છે એને.
હું એના પર પેપરવેઈટ મૂકી દઉં છું.

હૉસ્પિટલમાં મળે છે તદ્દન નગ્ન ખુમારીથી
નફ્ફટ, બેશરમ, બેરહમ,
એને ઓળખતો નથી એમ મોં ફેરવી લઉં છું.

માન - અપમાનને કોરે મૂકી
જાણે મારી પિછાણ હોય એમ
મારી સાથે હાથ મિલાવવાનો
શા માટે એ પ્રયત્ન કરે છે
રાતદિવસ - દિવસરાત?



## □ નિશીથ વ્યાસ

સ્વપ્નોમાં
ઈશ્વર હવે મૃત્યુના લેબાસમા.
હવે શ્રદ્ધા નથી જળપંખીઓનાં સફેદ ગીતોમા
તે છોડી દઈશ અવકાશ મારા કદ જેટલો
ભૂલી જઈશ શ્વાસ લેવાની રીત.
હવે મારા ચહેરાઓ લઈ જઈશ મારી સાથે
પૂર્વજોએ આપેલા વારસામાં તે
પશુઓ
નીકળી પડશે બહાર ટપોટપ
મારી તિરાડોમાંથી.
એકઠા થઈ જશે આપોઆપ બધા 'હું'.
સ્વપ્નોમાં
ઈશ્વર હવે મૃત્યુના લેબાસમાં
પથ્થરની મૂર્તિમાં તે રહે છે
તેમ હવે હું રહીશ મારામાં.

## બે કાવ્યો □ અરવિંદ ભટ્ટ

કદાચ તે લોકોને ખબર નહિ હોય કે
એ કૂવાની દીવાલોની બખોલોમાં
કેટલાંક પંખીઓનાં નીડ હશે
નીડમાં
ફૂટવાની રાહ જોતાં ઈંડાં હશે
ઊડવાની રાહ જોતાં બચ્ચાં હશે
કેટલાંક પંખીઓ
ઈંડાંને હૂંફ દેતાં બેઠાં હશે
કેટલાંક તેનાં બચ્ચાં માટે
દૂર દૂર ચણ લેવા ગયાં હશે,

અને આ લોકો અચાનક આવીને
એ કૂવાને ઢાંકણ ઢાંકી ગયા.
કદાચ તે લોકો નિર્દય હશે.



આ રસ્તાથી થોડે જ દૂર ઊભેલો અંધ
મને બોલાવીને
આ રસ્તો ક્યાં છે તેમ મને પૂછે છે
હું તેની નજીક જઈને
તેની કદરૂપી આંખોને ઢાંકવા માટે
તેણે પહેરેલા દર્પણ-શા કાળા ચશ્માંમાં
આ રસ્તાને જોઉં છું
ને મને જવાબ આપવાનું મન થઈ જાય છે:
તારી આંખમાં.

## તારા ગયા પછી....□ ધીરેન્દ્ર મહેતા

મુજ દૃષ્ટિ પાછી ના વળે તારા ગયા પછી,
રસ્તા બધાય ઓગળે તારા ગયા પછી!

ક્યાંથી જ સૂર નીકળે તારા ગયા પછી?
બાઝી ગયાં ગીતો ગળે તારા ગયા પછી!

જે પળને નામ પ્રેમનું આપ્યું'તું આપણે,
અશ્રુ બની એ ઊછળે તારા ગયા પછી!

પોલાણ મારી જિંદગીનું થઈ ગયું છતું
કે કોણ આવીને ભળે તારા ગયા પછી?

શબ્દોની નાવ ડૂબી ગઈ છે ઘડીકમાં,
ખામોશી ખાલી ખળભળે તારા ગયા પછી!

ભીંતો બધી ય આજ બહેરી બની ગઈ,
કોના જ શ્વાસ સાંભળે તારા ગયા પછી?

આકાશનું પંખી ય રહે બેસી ટોડલે,
કોને ભલા ઊડી મળે તારા ગયા પછી?

પડદા પડી રહ્યા છે બધે અંધકારના,
આ સૂર્ય કેમ ના ઢળે તારા ગયા પછી?

☐ જયદેવ શુકલ

કુંતા!
કુંતા! હું તારી કુંવારી કૂખને
ત્યાસીલક્ષ નવ્વાણું હજાર નવસો નવ્વાણું
જન્મોનાં ખંડિયરોમાં
સતત શોધતો રહ્યો છું
સતત શોધતો રહ્યો છું
ખંડિયરોમાં ઊડતા
અંધ ચામાચિડિયાનાં
પ્રેતોને અથડાય છે
કર્ણનો કણસાટ અર્જુનનો વિષાદ
યુધિષ્ઠિરનું અસત્ય અને
કૃષ્ણનું છળ.

લાક્ષાગૃહના
ન બળેલા અંધારિયા ખૂણામાં હજીય
દ્રૌપદીનું અપ્રગટ ડૂસકું
ગૂંગળાઈ રહ્યું છે.
વનની નિબિડતામાં દોડતી
અગ્નિશિખામાં ભસ્મીભૂત થતા
મોરના ટહુકા ને
કલરવના નીડને મેં
મારી બન્ધ લાચાર આંખે જોયા છે.

કુંતા!
અયુત રાતોથી
મારી આંખોનાં
પોપચાં નીચે
અંકુરાતાં દુઃસ્વપ્નોની જાળમાં
ઊડી રહ્યાં છે મારા
ત્યાસી લક્ષ નવ્વાણું હજાર નવસો નવ્વાણું
જન્મોનાં ખંડિયેરો
ખંડિયારો
પડઘાતા
સૂર્યનાં પગલાંને
કર્ણના ભાલાઓ વીંધવાનો યત્ન કરી રહ્યા છે.

હું મારા અંતિમ જન્મની રાહ જોઉં છું
કુંતા!
કુંતા!
તારી કુંવારી કૂખે
હવે જ
મારે અવતરવું છે.
મારે મહાભારતના
પેલા કૂટ રાજનીતિજ્ઞ
કૃષ્ણનો
કૃષ્ણના ચક્રનો
કૃષ્ણના મોરપિચ્છનો
કૃષ્ણનો જ......

કુંતા!
તું જન્મ લે તેની રાહ જોતો બેઠો છું.
સૂર્ય તને વર-દાન આપે
તે માટે ઉત્કંઠ બની બેઠો છું.
મારે
મારા જન્મજન્માન્તરોનો થાક
બીજા મહાભારતમાં ઉતારવો છે, કુંતા!
કુંતા, હું તારી કુંવારી કૂખે
કર્ણ નહીં
જયદેવ શુકલ બનીને
અવતરીશ
કુંતા! કુંતા!!

## ગીત □ જગદીશ જોષી

રેલાતી રેખાના ભીના પરદેથી
મને ઝાંખા ભળાય દીપ દૂરના.

રડતી આંખોનાં ઢળ્યાં પોપચાંની જેમ
સૂના મારગ અમળાય ભીને વાન:
વરસોથી સુક્કા આ રાફડાની માટી લઈ
સરકે સરવાણીનાં તાન.

ઝૂકીને પંખીઓએ મીટ એક માંડી અને
કાન ઉપર કુંડળ છે સૂરના......

ધરતીના કણકણમાં ફોરાંનાં ફૂમતાં
પડતામાં ગીત થઈ ફૂટે:
ડોલરની કળીઓને બાઝેલાં બુંદ હવે
સુંવાળી સૌરભને લૂંટે.

ફળિયામાં નહાતાં આ લીમડાનાં પાનમહીં
અટવાયા બોલ બે નુપૂરના......

□

## એક કલ્પના □ 'શરદ'

તમે ક્યારેય તમારા મૃત્યુની કલ્પના કરી છે?
મેં કરી છે, અને;
તે કંઈક આવી છે:

દૂર એક પારદર્શી વ્યકિત ખાડો ખોદી રહી છે.
હું તેની પાસે ધકેલાઈ રહ્યો છું.
મેં તેને પૂછ્યું કે તું શું કરે છે?
તેણે કહ્યું કે કબર ખોદું છું;
અને જ્યારે ખોદાઈ રહેશે ત્યારે તારે,
તેમાં સૂઈ જવાનું છે.
મેં પૂછ્યું, તારું નામ શું?
તેણે કહ્યું કે, 'સમય'.

હવે? ...... હવે મારે કબર ખોદાઈ
રહે ત્યાં સુધી જીવવાનું છે, જીવવાનું જ છે.

ઈશ્વરનો મહિમા □ ફાધર ઈસુદાસ ક્વેલી અને યોસેફ મેકવાન

[બાઈબલના 'જૂના કરાર'નું ૧૮મું કીર્તન]

ઈશ્વરનો મહિમા પ્રગટાવે આકાશ,
નભમંડળ પુકારી કહે: આ એનું સર્જન છે ચોપાસ.

અસ્ત થતો દિન ઊગતા દિનને કહેતો,
જતી રાત પણ, નવી રાતને વાત કહે—
એ સંદેશ રહેતો વહેતો.
નહિ વાણી, નહિ શબ્દ છવાતો ક્યાંયે,
છતાં ધ્વનિ એ સકલ ધરાના પટ ઉપર છલકાયે.

કર્ણ થકી રવ સહેજે નવ પરખાયે,
તદપિ એના સૂર જગતને આરે ઊડતા જાયે.

નભમાં તાણ્યો તંબૂ સૂરજ કાજે,
મંડપમાંથી વરરાજા શો બહાર નીકળતો લાગે.

વીર વિજેતા સરખો એ તો વધતો,
નિજ મારગમાં આગળ વધવા ઉત્સાહે ધસમસતો.

ઉદય પામતો આભતણા કિનારે,
ફરતો જાયે સામે છેડે, સહુ પે કિરણ વેરે.

# અરજ

(પૃથ્વી)

તને મુજ નિમંત્રણો પ્રણયપૂર્ણ છે નિત્યનાં,
રહ્યો છું તુજ વાટ જોઈ, વિભુ! હું ઘણાં વર્ષથી;
સમુત્સુક રહે સદા હૃદય: માંડ આદિત્યનાં
પ્રભાત-પગલાં, વધાવી લઉં હું ભરી હર્ષથી.
સુમંડિત કરંત આંગણ મહોત્સવી મંગલે,
પ્રવેશ, પ્રિય! પ્રાર્થતા મનુજ મંદિરે, સ્નેહનું
સુઆસન સુહાવ, આંખ ઉભરાઈ જાતા જલે
પખાળું પદ, અર્પું અર્ઘ્ય મુજ આત્મસર્વસ્વનું.
ન હોય મુજ ભાગ્ય આવું યદિ, તોય વંદી તને
કરું અરજ, હે પરાત્પર પ્રભુ! સ્વયં તું ભલે
પરિશ્રમ ન લે; પરંતુ તવ દિવ્ય કો દૂતને
અહીં સદય મોકલી મિલન મુક્તિદાયી પલે
ને અમૃતધામમાં તવ વિલંબ કીધા વિના
સમીપ લઈ લે, ટળે અટલ કાળની વેદના.

પૂજાલાલ

## ઍલિયટનું અંતિમ કાવ્ય □ નિરંજન ભગત

(ગતાંકથી ચાલુ)

'The Elder Statesman' એલિયટનું પાંચમું અને અંતિમ નાટક છે. એલિયટે એમનું અંતિમ કાવ્ય, આરંભે નોંધ્યું છે તેમ, આ નાટકના અર્પણકાવ્યરૂપે રચ્યું હતું. સ્વાભાવિક જ આ કાવ્યને સમજવામાં આ નાટકનો સંદર્ભ સવિશેષ સહાયરૂપ હોય. એથી આ નાટકને કંઈક વિગતે સમજવાનો અહીં પ્રયત્ન કરીશું. સૉફૉક્લિસ અને શેક્સ્પિયરનાં અંતિમ નાટકો અનુક્રમે 'Oedipus at Colonus' અને 'The Tempest' સાથેનું, સમકાલીન નાટકકારોના કેટલાંક નાટકો સાથેનું તથા ઍલિયટનાં પોતાનાં આ પૂર્વેનાં સૌ કાવ્યો અને નાટકો સાથેનું આ નાટકનું સામ્ય—અને અસામ્ય—વિવેચકોએ વિગતે નોંધ્યું છે. એક નાટક તરીકેની એની સિદ્ધિ-અસિદ્ધિ, મહત્તા-મર્યાદા, સફળતા-નિષ્ફળતા પણ વિવેચકોએ વિગતે ચર્ચી છે. પણ આ નાટક ઍલિયટના સમગ્ર જીવન અને કવનનું ભરતવાક્ય છે. એનો શાન્તરસ, એની સરલતા, એનું ઍલિયટના અંગત જીવન સાથેનું પ્રત્યક્ષ સંધાન વગેરે કારણોથી આ નાટક ઍલિયટનું અદ્વિતીય સર્જન છે.

નાટકના કેન્દ્રમાં પ્રેમ છે; માનુષી પ્રેમ, મનુષ્ય–મનુષ્ય વચ્ચેનો પ્રેમ, પરિણીત પ્રેમ, કુટુંબમાંનો પ્રેમ છે; મૉનીકા અને ચાર્લ્સ વચ્ચેના દાંપત્યસ્વરૂપ પ્રેમ છે; માનીકા અને લૉર્ડ ક્લૅવર્ટન વચ્ચેનો વાત્સલ્યસ્વરૂપ પ્રેમ છે. અને આ પ્રેમ એ દિવ્ય પ્રેમનું, પરમેશ્વરનું સ્વરૂપ છે.

નાટકના આરંભે જ મૉનીકા અને ચાર્લ્સ કોઈ અબૂઝ વેદનાનો અનુભવ કરે છે. પછી ક્ષણાર્ધમાં જ, સહજ અને સહસા પ્રેમની પ્રતીતિ કરે છે. આ પ્રેમનું આગમન તો ક્યારનું, ક્યારનુંય થયું હતું. આ પ્રેમ એ જ સ્વયં પરમેશ્વર. આ પ્રેમ–કે પરમેશ્વર તો આદિ કાળથી અનાદિઅનંત હતો જ. માત્ર મૉનીકા અને ચાર્લ્સને આ ક્ષણે એનું જ્ઞાન, એનું ભાન થાય છે એટલું જ. એનું એમને અપાર આશ્ચર્ય છે. આ પ્રેમના, આ પારસના સ્પર્શથી બધું જ બદલાઈ જાય છે. 'હું' 'તું', શબ્દો, શબ્દોના અર્થો, અરે એ જે ઓરડામાં છે તે ઓરડો, એમાંનાં ખુરશી, ટેબલ, એનું બારણું...બધું જ બદલાઈ જાય છે. અને એથી યે વધુ તો મૉનીકાના પિતા લૉર્ડ ક્લૅવર્ટન પણ બદલાઈ જાય છે. આ પ્રેમના, આ પરમેશ્વરના અનુગ્રહ દ્વારા સુખ અને શાંતિનો અનુભવ કરે છે. ઍલિયટની શાંત, સરલ વાણીમાં મૉનીકા અને ચાર્લ્સનો સંવાદ સાંભળીએ:

## ઍલિયટનું અંતિમ કાવ્ય ☐ નિરંજન ભગત

(ગતાંકથી ચાલુ)

'The Elder Statesman' એલિયટનું પાંચમું અને અંતિમ નાટક છે. એલિયટે એમનું અંતિમ કાવ્ય, આરંભે નોંધ્યું છે તેમ, આ નાટકના અર્પણકાવ્યરૂપે રચ્યું હતું. સ્વાભાવિક જ આ કાવ્યને સમજવામાં આ નાટકનો સંદર્ભ સવિશેષ સહાયરૂપ હોય. એથી આ નાટકને કંઈક વિગતે સમજવાનો અહીં પ્રયત્ન કરીશું. સૉફૉક્લિસ અને શેક્સ્પિયરનાં અંતિમ નાટકો અનુક્રમે 'Oedipus at Colonus' અને 'The Tempest' સાથેનું, સમકાલીન નાટકકારોના કેટલાંક નાટકો સાથેનું તથા ઍલિયટનાં પોતાનાં આ પૂર્વેનાં સૌ કાવ્યો અને નાટકો સાથેનું આ નાટકનું સામ્ય—અને અસામ્ય—વિવેચકોએ વિગતે નોંધ્યું છે. એક નાટક તરીકેની એની સિદ્ધિ-અસિદ્ધિ, મહત્તા-મર્યાદા, સફળતા-નિષ્ફળતા પણ વિવેચકોએ વિગતે ચર્ચી છે. પણ આ નાટક ઍલિયટના સમગ્ર જીવન અને કવનનું ભરતવાક્ય છે. એનો શાન્તરસ, એની સરલતા, એનું ઍલિયટના અંગત જીવન સાથેનું પ્રત્યક્ષ સંધાન વગેરે કારણોથી આ નાટક ઍલિયટનું અદ્વિતીય સર્જન છે.

નાટકના કેન્દ્રમાં પ્રેમ છે; માનુષી પ્રેમ, મનુષ્ય–મનુષ્ય વચ્ચેનો પ્રેમ, પરિણીત પ્રેમ, કુટુંબમાંનો પ્રેમ છે; મૉનીકા અને ચાર્લ્સ વચ્ચેના દાંપત્યસ્વરૂપ પ્રેમ છે; મૉનીકા અને લૉર્ડ ક્લૅવર્ટન વચ્ચેનો વાત્સલ્યસ્વરૂપ પ્રેમ છે. અને આ પ્રેમ એ દિવ્ય પ્રેમનું, પરમેશ્વરનું સ્વરૂપ છે.

નાટકના આરંભે જ મૉનીકા અને ચાર્લ્સ કોઈ અબૂઝ વેદનાનો અનુભવ કરે છે. પછી ક્ષણાર્ધમાં જ, સહજ અને સહસા પ્રેમની પ્રતીતિ કરે છે. આ પ્રેમનું આગમન તો ક્યારનું, ક્યારનુંય થયું હતું. આ પ્રેમ એ જ સ્વયં પરમેશ્વર. આ પ્રેમ–કે પરમેશ્વર તો આદિ કાળથી અનાદિઅનંત હતો જ. માત્ર મૉનીકા અને ચાર્લ્સને આ ક્ષણે એનું જ્ઞાન, એનું ભાન થાય છે એટલું જ. એનું એમને અપાર આશ્ચર્ય છે. આ પ્રેમના, આ પારસના સ્પર્શથી બધું જ બદલાઈ જાય છે. 'હું' 'તું', શબ્દો, શબ્દોના અર્થો, અરે એ જે ઓરડામાં છે તે ઓરડો, એમાંનાં ખુરશી, ટેબલ, એનું બારણું...બધું જ બદલાઈ જાય છે. અને એથી યે વધુ તો મૉનીકાના પિતા લૉર્ડ ક્લૅવર્ટન પણ બદલાઈ જાય છે. આ પ્રેમના, આ પરમેશ્વરના અનુગ્રહ દ્વારા સુખ અને શાંતિનો અનુભવ કરે છે. ઍલિયટની શાંત, સરલ વાણીમાં મૉનીકા અને ચાર્લ્સનો સંવાદ સાંભળીએ:

*Monica.* *How did this come, Charles? It crept so softly*
*On silent feet, and stood behind my back.*
*Quietly, a long time, a long long time*
*Before I felt its presence.*

*Charles.* *You words seem to come*
*From very far away. Yet very near. You are changing me*
*And I am changing you.*

*Monica.* *Already*
*How much of me is you?*

*Charles.* *And how much of me is you?*

*charles.* *And hnw much of me is you?*
*I'm not the same person as a moment ago.*
*What do the words mean now—I and* you?

*Monica.* *In our private world—now we have our private world—*
*The meanings are different. Look! We're back in the room*
*That we entered only a few minutes ago.*
*Here"s an armchair, there"s the table;*
*There"s the door.......*

નાટકનો નાયક, નાટકનું શીર્ષક સૂચવે છે તેમ, લૉર્ડ ક્લૅવર્ટન છે. નાટકને અંતે પ્રેમના, પરમેશ્વરના અનુગ્રહ દ્વારા એ જે સુખ અને શાંતિનો અનુભવ કરે છે એનું તો આ નાટક છે. એની સમગ્ર સંકલનામાં સરલતા છે, એના શબ્દેશબ્દમાં શાંત રસ છે, એમાં આદિથી અંત લગી આધ્યાત્મિકતાનું વાતાવરણ છે, ધાર્મિકતાનું સંવેદન છે.

લૉર્ડ ક્લૅવર્ટનનું વય અત્યારે સાઠ વર્ષનું છે. સાઠ વર્ષના દીર્ઘ આયુષ્યમાં એક ક્ષણ પણ એમણે કોઈને પ્રેમ અર્પ્યો નથી. અને પ્રેમ, માનુષી પ્રેમ એ દિવ્ય પ્રેમનું પરમેશ્વરનું સ્વરૂપ છે. એથી એમનો પરમેશ્વર સાથેનો સંબંધ શક્ય નથી. અને એથી એમનો અન્ય સૌ મનુષ્યો—મિત્ર, પ્રેયસી, પત્ની, પુત્ર, પુત્રી—સાથેનો અને એથી યે વિશેષ તો પોતાની સાચી જાત સાથેનો સંબંધ શક્ય નથી, અને કોઈનો એમની સાથેનો સંબંધ શક્ય નથી અને એથી એ કોઈનો પ્રેમ પામ્યા નથી. એમાં અપવાદ એકમાત્ર મૉનીકા છે; એકમાત્ર મૉનીકાનો જ નિઃસ્વાર્થ અને નિર્દોષ પ્રેમ એ પામ્યા છે.

અને એથી સ્તો અંતે આ પ્રેમના, આ પરમેશ્વરના અનુગ્રહ દ્વારા એ સુખ અને શાંતિનો અનુભવ કરેછે.

ધનિક પિતાના એકના એક પુત્ર લૉર્ડ ક્લૅવર્ટન વીસપચીસ વર્ષના હતા ત્યારે ઑક્સફર્ડમાં ભણતા હતા. ત્યારે એ Dick અથવા Richard Ferry-ડીક અથવા રીચર્ડ ફૅરી હતા-(પછી Richard Claverton-Ferry થયા હતા અને હવે Lord Claverton છે). ગ્રીષ્મની એક પૂર્ણિમાની રાત્રિએ ડીક સહાધ્યાયી મિત્ર Fred અથવા Freddy અથવા Fredrick Culverwell— ફ્રૅડ અથવા ફ્રૅડી અથવા ફ્રૅડ્રીક કલ્વરવૅલ (અને હવે Federico Gomez — ફૅડૅરીકો ગોમેઝ) અને અન્ય બે યુવતીઓની સાથે ઑક્સફર્ડથી દૂર ક્યાંક રાત્રિવિહાર પછી પોતાની ગાડીમાં પોતે ગાડી ચલાવતો ઑક્સફર્ડ પાછો ફરતો હતો ત્યારે એક નાનકડા રસ્તા પર સૂતેલા એક વૃદ્ધ માનવીને એણે ચગદી નાખ્યો હતો. અને એણે ગાડી ઊભી રાખી ન હતી. એ ભાગી ગયો હતો. પાછળ એક ખટારો આવતો હતો. ખટારો ચલાવનારે પણ આ એકવાર ચગદાયેલા વૃદ્ધ માનવીને ફરીથી ચગદી નાખ્યો હતો. પણ ખટારો ચલાવનારે ખટારો ઊભો રાખ્યો હતો. એ ભાગી ગયો ન હતો. એ પકડાયો હતો. પછીથી એ નિર્દોષ પુરવાર થયો હતો અને છૂટી ગયો હતો કારણકે રસ્તા પર સૂતેલો એ વૃદ્ધ માનવી તો ગાડી અને ખટારો આ રસ્તે પસાર થાય એ પૂર્વેથી જ મૃત્યુ પામ્યો છે. આમ, ડીકે અને ખટારો ચલાવનારે એક મૃત્યુ પામેલા વૃદ્ધ માનવીને ચગદી નાખ્યો હતો. એટલે કે બન્નેએ માત્ર શબને જ ચગદી નાખ્યું હતું. બન્નેમાંથી કોઈએ જીવતા માનવીને ચગદીને મારી નાખ્યો ન હતો. બન્ને નિર્દોષ હતા. છતાં ડીકે ગાડી ઊભી રાખી ન હતી. એ ભાગી ગયો હતો. કારણકે જો એ ગાડી ઊભી રાખે તો પકડાય અને કોર્ટમાં કેસ થાય અને તો પેલી બે યુવતીઓને સાક્ષી તરીકે કોર્ટમાં હાજર કરાય અને પોતે ક્યાં ગયો હતો, કેમ ગયો હતો અને પેલી બે યુવતીઓ કોણ હતી એની જગતને જાણ થાય. આ બધું જ એને છુપાવવું હતું. એથી એણે ગાડી ઊભી રાખી ન હતી. એ ભાગી ગયો હતો. એણે આ પરિસ્થિતિનો, આ વાસ્તવનો, આ સત્યનો સામનો કર્યો ન હતો. આ એનો આત્મ-દ્રોહ હતો, પરમેશ્વર પ્રત્યેનો દ્રોહ હતો, દોષ હતો. આ એની નિષ્ફળતા હતી, ભીરુતા હતી. આ એનું અસદ્ હતું, પાપ હતું. અને આ પાપ એ એના જીવનનું રહસ્ય છે. એક એક પાપ એના જીવનમાં અન્ય અનેક પાપોનું મૂળ છે. આ ક્ષણ પછીનું, આ એક પાપ પછીનું એનું સમગ્ર જીવન એ દ્રોહનું, દંભનું, છલનાનું, વંચનાનું, પ્રતારણાનું જીવન છે. આ ક્ષણ પછી, આ પાપ પછી એનો પરમેશ્વરની સાથેનો સંબંધ શક્ય નથી, એનો અન્ય મનુષ્યો—મિત્ર, પ્રેયસી, પત્ની, પુત્ર, પુત્રી—સાથેનો સંબંધ શક્ય નથી.

ઑક્સફર્ડમાં ડીક ફ્રૅરીએ ગ્રામર સ્કૂલમાંથી શિષ્યવૃત્તિ મેળવીને આવેલા તેજસ્વી વિદ્યાર્થી ફ્રેડ કલ્વરવૅલ સાથે મૈત્રીનો સંબંધ બાંધ્યો હતો. ડીક જેવા ધનિકની મૈત્રી મળી એથી ફ્રૅડ ખુશ હતો. ફ્રૅડ ખુશ થયો છે એ ખ્યાલે ડીક ખુશ હતો. ફ્રૅડના આદરથી ડીકનો સત્તાશોખ પોષાયો હતો, અહમ્ સંતોષાયો હતો. ડીકે ફ્રેડના જીવનમાં ફ્રૅડના ગજા બહારના ફ્રૅડને ન પાલવે, ન પોસાય, ભારે પડે એવા રસ અને શોખ કેળવ્યા હતા. ડીકના પિતાએ ફ્રૅડને કારકુનની સામાન્ય નોકરી અપાવી હતી. ફ્રૅડ અક્ષરકળાનો કસબી હતો. આ કળાનો એણે દુરુપયોગ કરીને, બનાવટી સહી કરીને નાણાંની ઉચાપત કરી હતી અને પરિણામે જેલ ભોગવી હતી. ફ્રૅડ જેલમાંથી છૂટયો ત્યારે ડીકે મદદરૂપ બનીને ભાડું ચૂકવીને વહાણે ચડાવીને ફ્રૅડને દક્ષિણ અમેરિકા મોકલી દીધો હતો. અને એ રીતે ડીકે ફ્રૅડને પોતાના જીવનમાંથી, પોતાના સમાજમાંથી, પોતાના ભાવિ કારકિર્દી અને કીર્તિના, સત્તા અને સફળતાના માર્ગમાંથી દૂર કર્યો હતો કારણકે પેલી ગ્રીષ્મની પૂર્ણિમાની રાત્રિએ એ ડીકે બે યુવતીઓ સાથે રાત્રિવિહાર કર્યો હતો અને ગાડી ઊભી રાખી ન હતી એ ડીકનું પ્રથમ પાપ, ડીકના જીવનનું રહસ્ય પેલી બે યુવતીઓ ઉપરાંત એક માત્ર ફ્રૅડ જ જાણતો હતો. અને ફ્રૅડ એ રહસ્ય આખા જગતને ન જણાવે એમ ડીક ઇચ્છતો હતો. ફ્રૅડને 'a gift for friendship'—મૈત્રી માટેની શક્તિ ભગવાનની ભેટરૂપે મળી હતી. પણ ડીકે પોતાના સ્વાર્થ ખાતર ફ્રૅડની આ શક્તિનો હ્રાસ કર્યો હતો, આ ભેટનો નાશ કર્યો હતો. ડીકે ફ્રૅડને ભ્રષ્ટ કર્યો હતો, નષ્ટ કર્યો હતો. ડીકે ફ્રૅડનો ઉપયોગ કર્યો હતો. એક મનુષ્ય અન્ય મનુષ્યનો ઉપયોગ કરે એના જેવું મહાન કોઈ અન્ય પાપ નથી. આ પાપ ડીકે કર્યું હતું. ડીકના જીવનનું આ બીજું પાપ છે. એથી ડીકનો ફ્રૅડ સાથેનો, મિત્ર સાથેનો સંબંધ શક્ય નથી.

ઑક્સફર્ડ છોડયા પછી ડીકે અઢાર વર્ષની Maisie Montjoy—મેઇઝી મૉન્ટજૉય (પૂર્વે Maisie Batterson—મેઇઝી બૅટર્સન અને હવે Mrs. Carghill—મીસીસ કાર્ગીલ) સાથે પ્રેમનો સંબંધ બાંધ્યો હતો. એક દિવસ ડીકે કેટલાક મિત્રો તથા Effie-ઍફી, Maudie—મૉડી અને Maisie—મેઇઝી—ત્રણ યુવતીઓની સાથે એક હૉટેલમાં બપોરનું ભોજન લીધા પછી નદીમાં નૌકાવિહાર કર્યો હતો. તે દિવસથી ડીક અને મેઇઝી પરસ્પર પ્રેમમાં હતાં. મેઇઝી Shaftesbury Avenue—શૅફ્ટ્સબરી ઍવન્યૂમાં મ્યુઝીક હૉલની રૅવુ સ્ટાર સિન્ગર—ગાયિકા હતી. ડીકના પિતાને ડીક પાર્લમેન્ટમાં સભ્ય થાય એવી મહત્ત્વાકાંક્ષા હતી. એથી ડીક અને મેઇઝીનું લગ્ન અશક્ય હતું. મેઇઝી કોર્ટમાં વચનભંગનો, વિશ્વાસઘાતનો દાવો માંડે, અને તો આ પ્રેમસંબંધની વાત, પોતે ડીકનું ઉપવસ્ત્ર છે એ રહસ્ય, ડીકનું આ પાપ મેઇઝી આખા જગતને જણાવે એવું ડીક, અને

વિશેષ તો ડીકનો પિતા ઇચ્છતો ન હતો. એથી ડીકના પિતાએ મેઈઝીને કોર્ટ અપાવે એથી બેવડી રકમ ચૂકવીને કોર્ટની બહાર વકીલ દ્વારા મેઈઝી સાથે સમાધાન કર્યું હતું. (જો કે ત્યારે મેઈઝી પાસેથી ડીકનાં પ્રેમપત્રો પાછાં લેવાનું ડીકનો પિતા ચૂકી ગયો હતો– બલકે કહો કે ડીકના પિતા પાસે એ પ્રેમપત્રો પાછાં લેવડાવવાનું ઍલિયટ ચૂકી ગયા છે! અને એ રીતે ડીકે–અને ડીકના પિતાએ–મેઈઝીને પોતાના જીવનમાંથી, પોતાના સમાજમાંથી, પોતાના ભાવિ કારકિર્દી અને કીર્તિના, સત્તા અને સફળતાના માર્ગમાંથી દૂર કરી હતી. મેઈઝીને 'capacity for loving' – પ્રેમ માટેની શકિત ભગવાનની ભેટરૂપે મળી હતી. પણ ડીક–અને ડીકના પિતાએ–પોતાના સ્વાર્થ ખાતર મેઈઝીની આ શકિતનો હ્રાસ કર્યો હતો, આ ભેટનો નાશ કર્યો હતો. ડીકે મેઈઝીનો ઉપયોગ કર્યો હતો. એક મનુષ્ય અન્ય મનુષ્યનો ઉપયોગ કરે એના જેવું મહાન કોઈ અન્ય પાપ નથી. ફરી એકવાર ડીકે આ પાપ કર્યું હતું. ડીકના જીવનનું આ ત્રીજું પાપ છે. એથી ડીકનો મેઈઝી સાથેનો; પ્રેયસી સાથેનો સંબંધ શકય નથી.

પછી Dick અથવા Richard Ferry – ડીક અથવા રીચર્ડ ફૅરીએ Miss Claverton – કુમારી કલૅવર્ટન સાથે લગ્ન કર્યું હતું અને રીચર્ડ ફેરીમાંથી એ રીચર્ડ કલૅવર્ટન – ફૅરી થયો હતો કલૅવર્ટનકુટુંબની રાજકારણમાં ભારે પ્રતિષ્ઠા હતી, એનો ભારે પ્રભાવ હતો. પિતાનો પૈસો અને પત્નીની લાગવગ – આ બેના બળે રીચર્ડ કલૅવર્ટન–ફૅરીએ એની રાજકીય કારકિર્દી અને કીર્તિનો, સત્તા અને સફળતાનો આરંભ કર્યો હતો. એણે પત્નીને કદી ફ્રૅડ અને મેઈઝી–એના જીવનના આ ભૂતકાળ વિશે, આ બે ભૂતો વિશે કશું જ કહ્યું ન હતું. કહે તો ગેરસમજ થાય, ઈર્ષ્યા થાય એવો બન્નેનો સંબંધ હતો. બન્ને વચ્ચે કોઈ સમજ ન હતી, કોઈ નિકટતાનો આત્મીયતાનો પરિચય ન હતો, પરસ્પર પ્રેમ ન હતો. બન્ને વચ્ચે સદાયનું ઘેરુંઊંડું મૌન હતું. પત્નીનું મૌનમાં જ મૃત્યુ થયું હતું. રીચર્ડ કલૅવર્ટન-ફૅરીએ પત્નીનો ઉપયોગ કર્યો હતો. એક મનુષ્ય અન્ય મનુષ્યનો ઉપ-યોગ કરે એના જેવું મહાન કોઈ અન્ય પાપ નથી. ફરી એકવાર આ પાપ રીચર્ડ કલૅવર્ટન–ફૅરીએ કર્યું હતું. રીચર્ડ કલૅવર્ટન–ફૅરીના જીવનનું આ ચોથું પાપ છે. એથી રીચર્ડ કલૅવર્ટન–ફૅરીનો પત્ની સાથેનો સંબંધ શકય નથી.

(ક્રમશ:)

## શ્રીમદ્ ભગવદ્ગીતા ☐ અનુ.: મનસુખલાલ ઝવેરી

### અધ્યાય ૧ : અર્જુનવિષાદયોગ

ધૃતરાષ્ટ્ર બોલ્યા

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે યુદ્ધાર્થે એકઠા મળી
કર્યું મારા સુતોએ ને પાંડવોએ શું સંજય? ૧

સંજય બોલ્યો

વ્યૂહમાં ગોઠવાયેલા જોઈ પાંડવસૈન્યને,
જઈ આચાર્યની પાસે આમ દુર્યોધને કહ્યું: ૨

આપના બુદ્ધિમાન્ શિષ્ય અને દ્રુપદના સુત
ધૃષ્ટદ્યુમ્ને રચ્યો જેનો વ્યૂહ તે સૈન્ય આ અહીં
ન્હાળો, આચાર્ય, પાંડુના પુત્રો કેરું મહાવડું. ૩

અહીં શૂર, મહાબાણાવલિ, યુદ્ધે સમોવડા
ભીમાર્જુન તણા, રાજા વિરાટ, સાત્યકિ અને
દ્રુપદે ય મહારથી; ૪

ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીનો વીર રાજવી,
પુરુજિત્ કુંતિભોજીય, અને શૈબ્ય નરોત્તમ; ૫
ને વીર ઉત્તમૌજા ને યુધામન્યુ પરાક્રમી,
સૌભદ્ર, દ્રૌપદીપુત્રો: છે સર્વે જ મહારથી. ૬

આપણા પણ જે શ્રેષ્ઠ, સુણો તેને દ્વિજોત્તમ!
નાયકો મુજ સેનાના, જાણ માટે કહું તમ. ૭

આપ ને ભીષ્મ ને કર્ણ ને રણે વિજયી કૃપ
વિકર્ણ, સૌમદત્તિ ને અશ્વત્થામા, જયદ્રથ. ૮

ને બીજાયે ઘણા વીરો મદર્થે મરવા ખડા,
સજ્જ વિવિધ શસ્ત્રાસ્ત્રે, સર્વે યુદ્ધવિશારદ. ૯

અસીમ આપણી સેના આ છે રક્ષિત ભીષ્મથી,
સીમિત તેમની સેના પેલી રક્ષિત ભીમથી. ૧૦

વ્યૂહનાં સર્વ દ્વારોએ નિજ સ્થાને રહી સ્થિર,
આપ સૌ કરજો રક્ષા ચારે બાજુથી ભીષ્મની. ૧૧

તેને પમાડવા હર્ષ, કરીને સિંહગર્જના,
ફૂંક્યો શંખ પ્રતાપી એ કુરુવૃદ્ધ પિતામહે. ૧૨

અને તરત ઊઠયાં ત્યાં બજી શંખો વ ભેરીઓ,
ઢોલ ને રણશિંગાં; ને ઘેરો ઘોરી રહ્યો ધ્વનિ. ૧૩

પછી શ્વેતાશ્વ જોડેલા રથે મોટા વિરાજતા
કૃષ્ણે ને અર્જુને ફૂંક્યા પોતાના દિવ્ય શંખને. ૧૪

પાંચજન્ય હૃષીકેશે, દેવદત્ત ધનંજયે,
ફૂંક્યો પૌંડ્ર મહાશંખ ઉગ્રકર્મા વૃકોદરે. ૧૫
ફૂંક્યો અનન્તવિજય કુન્તીપુત્ર યુધિષ્ઠિરે,
મણિપુષ્પક સહદેવે, સુઘોષ નકુલે અને; ૧૬

કાશીરાજ મહાધન્વી ને શિખંડી મહારથી,
વિરાટ ને ધૃષ્ટદ્યુમ્ન, અપરાજિત સાત્યકિ; ૧૭
દ્રુપદ, દ્રૌપદીપુત્રો, અભિમન્યુ મહાભુજ:
સર્વેએ પોતપોતાના શંખો ફૂંક્યા જુદા જુદા. ૧૮

આભ ને ધરણીમાંહે ઘૂમરાતા, ભયંકર
૧૯ એ ઘોષે કૌરવોકેરાં કાળજાં ચીરી નાખિયાં.

અને પ્રારંભ થાવા જ્યાં આવ્યો શસ્ત્રપ્રહારનો,
ત્યાં વ્યૂહે ગોઠવાયેલા કૌરવો જોઈ, અર્જુન
કપિધ્વજે, ઉઠાવીને ધનુ, શ્રીકૃષ્ણને કહ્યું:

### અર્જુન બોલ્યો

૨૦–૨૧ બન્ને સૈન્યોની વચ્ચે, જી, રથ રાખો ઊભો મમ.
કે હું આ ગોઠવાઈને ઊભેલા યુદ્ધકાંક્ષીઓ
નીરખું ને લહું કોની કોની સામે રણે અહીં
૨૨ મારે છે લડવાનું:
હું ધારીને લઈ જોઉં આ
યુદ્ધકાજે મળ્યા સૌને, એકઠા જે થયા અહીં
૨૩ કરવા પ્રિય સંગ્રામે દુર્બુદ્ધિ ધાર્તરાષ્ટ્રનું.

### સંજય બોલ્યો

ગુડાકેશતણાં વેણો આ સુણી, રથશ્રેષ્ઠને
બન્ને સૈન્યોની વચ્ચે ને ભીષ્મ દ્રોણ તથા બધા
નૃપો સામે ઊભો રાખી, કૃષ્ણે અર્જુનને કહ્યું:
૨૪–૨૫ પાર્થ! જો કૌરવોને આ, એકઠા જે મળ્યા અહીં.

જોયા ત્યાં અર્જુને બન્ને સૈન્યોમાં વડીલો અને
પિતામહો વ આચાર્યો, મામાઓ, બન્ધુઓ, સુતો,
પૌત્રો ને શ્વશુરો, મિત્રો;
અને ઊભેલ તે સહુ
૨૬–૨૭ બાંધવોને નિહાળીને સુપેરે, એ ધનંજય
અત્યંત કરુણાગ્રસ્ત થઈ બોલ્યો વિષાદથી:

### અર્જુન બોલ્યો

યુદ્ધ કાજે ઊભેલા આ સ્વજનો કૃષ્ણ! ન્યહાળીને
ગાત્રો મારાં ગળી જાતાં અને સોસાય કંઠ આ; ૨૮
કંપારી છૂટતી અંગે, ને રુવાંડાં થતાં ખડાં,
સરે ગાંડીવ હસ્તેથી, ત્વચા બળું બળું થતી, ૨૯
ઊભાતું નથી મારાથી, મન જાણે ભમી રહે! ૩૦

અવળાં જ મને ભાસે શકુનો સર્વ, કેશવ!
ન દેખાય કશું શ્રેય યુદ્ધમાં સ્વજનો હણી. ૩૧

ઇચ્છું ના જય હું કૃષ્ણ! ઇચ્છું ના રાજ્ય ને સુખ,
અમારે કરવાં છે શું રાજ્ય, જીવિત, ભોગને? ૩૨

જેમને કાજ ઇચ્છયાં'તાં રાજ્ય, ભોગ, સુખો અમે
તે તો આ યુદ્ધમાં ઊભા પ્રાણ ને ધનને તજી, ૩૩
આચાર્યો, વડીલો, પુત્રો અને વળી પિતામહો,
મામાઓ, શ્વશુરો, પૌત્રો, સાળા ને અન્ય બાંધવો! ૩૪

તેઓ મને હણે તોયે તેમને હણવા ન હું
ઇચ્છું ત્રિલોકના રાજ્ય કાજેયે, મધુસૂદન!
તો પછી માત્ર પૃથ્વીના રાજ્યની વાત શી રહી? ૩૫

થાય શો અમને કૃષ્ણ! આનંદ કૌરવો હણી?
અત્યાચારી છતાં, તેને હણી પાપ જ પામવું! ૩૬

અમને ન ઘટે તેથી હણવા આમ બન્ધુને;
સ્વજનોને હણી કૃષ્ણ! સુખી શેં શકીએ થઈ? ૩૭

મતિમૂઢ થયા લોભે, આ ભલે નીરખે નહિ
કુલહત્યાતણો દોષ ને પાપ મિત્રદ્રોહનું. ૩૮

અમે તો ન્હાળિયે કિન્તુ દોષ વંશવિનાશનો,
૩૯ તેણે કાં પાપથી પાછું વળવું ના વિચારવું ?

કુલક્ષયે થતા નષ્ટ કુલધર્મો સનાતન,
૪૦ ધર્મ નષ્ટ થતાં આખું કુલ છાયે અધર્મથી.

અધર્મ વ્યાપતાં સ્ત્રીઓ કુલની ભ્રષ્ટ થાય ને
૪૧ સ્ત્રીઓ ભ્રષ્ટ થતાં કૃષ્ણ ! વર્ણોનો થાય સંકર.

કુલને ને કુલઘ્નીને નાખે નરકમાં જ એ;
૪૨ પિંડોદક વિના તેના પિતૃઓ નરકે પડે.

વર્ણસંકરકારી આ દોષોથી કુલઘાતીના,
૪૩ પામે છે નાશ જાતિ ને કુલના ધર્મ શાશ્વત.

કુલધર્મ થયા હોયે જેમના નષ્ટ, તેમનો
૪૪ વાસો નરકમાં નિશ્ચે : એમ છે સાંભળ્યું અમે.

અરેરે ! કરવા મોટું પાપ સજ્જ અમે થયા,
૪૫ કે રાજ્યસુખના લોભે ઊઠ્યા સ્વજન મારવા !

અપ્રતીકારી નિઃશસ્ત્ર મને જો યુદ્ધમાં હણે
૪૬ કૌરવો શસ્ત્રધારી તો શ્રેયસ્કર વિશેષ એ.

સંજય બોલ્યો

યુદ્ધભોમે કહી આમ, શોકસંવિગ્ન અર્જુન
૪૭ બાણયુક્ત ધનુ છોડી, બેસી રથ વિશે ગયો.

અર્જુનવિષાદયોગ નામે પહેલો અધ્યાય પૂરો.

# ઉમાશંકરને

## સાઠ વર્ષ પૂરાં કર્યાં ત્યારે

આયુષ્યની અર્ધી સદી હજૂ વટાવી ન હતી
ત્યારે આઘીપાછી નજર તો, કવિ, તમે નાંખી હતી;
ત્યારે તમે કહ્યું હતું, 'ગયાં વર્ષો —
ખબર ન રહી કેમ ગયાં!'
રહ્યાં વર્ષો તેમાં અવનિનું અમૃત ને
પ્રણય આકંઠ પીધો હતો.
સમુદ્રમંથન સમે ચૌદ રત્નો વિષે
પ્રેમ ને કૈં હતું, અન્ય સૌએ વ્હેંચી લીધું;
વિષ રહ્યું, કોઈકે તો પીવું —
નામ તમે સાર્થક શું કરી રહ્યા!
વિષ હો કે અમૃત હો, પીધાં જ સુખદ હો!
સમજવું, સદા બસ સમજવું,
ને કૈં, ન રહ્યું કૈં શક્ય હોય સમજવાનું જ જવું,
અમૃત એ.

આજ અહીં તમારા સૌ મિત્રો તમારા જ ઘર મહીં
તમારું સ્વાગત કરે,
એવા તમે ચિરઅતિથિ શા નિજ ગૃહે, પૃથ્વી પરે,
નિજ-ઘર સૌના ય અહમ્‌ની સાથે

નિજ-ઘર કેટલા ય સંસ્કૃતિના જૂથો વચ્ચે
સતત જે યુદ્ધે ચડ્યો,
યુદ્ધની યે વચ્ચે સદા 'શાંતિ, શાંતિ' રટી રહ્યો
તમારો આ આત્મા
તેને આજ અભિનંદે, અભિવંદે.
'વિશ્વશાંતિ' કે 'અહિંસા'
તમારી એ કાવ્યયાત્રા, આત્મયાત્રા —
વિશ્વશાંતિ? ક્યાં છે શાંતિ? નથી. સૌને અહિંસા છે.
છતાં આજ આટલું તો કહીશું જ:
તમારાં આ સાઠ વર્ષો વ્યર્થ નથી ગયાં.

જુલાઈ ૨૧, ૧૯૭૧ નિરંજન ભગત

વાણી દેવતા ☐ શ્રી અરવિંદ ☐ અનુવાદક: સુન્દરમ્

(Musa Spiritus)

(પ્રલંબ ઉપજાતિ)

હે ઊર્ધ્વ અગ્નિ મહીં ગૂઢ શબ્દ,
વિલંબ તેં કૈં યુગના યુગો કર્યો,
તું આવ નીચે તારી મુદ્રાવંત તજી શુભ્ર કામના,
સુવર્ણવંતી કંઈ શાશ્વતીઓ મહીં હા ઝુકાવતો.

તું આવ ઠેકી પ્રકૃતિ તણી આ આમ કંદરાઓ ઊંડી વિષે હા,
હે કંઠ આ સૌ અવકાશ કેરા, પ્રકાશ કેરા અગ્નિ હે પુકાર!
જડત્વની નીંદ તણા તું બંધો દે ભાંગી,
દે ભાંગી તું હા સમાધિમૂર્છા અણદીઠ શૃંગની.

મનુષ્ય કેરા મનના પ્રકારો અસ્થૈર્યપૂર્ણ,
એ મંન કેરાં સંવાદહીણાં વિચાર-ટોળાં તણા રણે હા,
તું કોરી લે પર્વત-રેખવંતું તારું મહાકાવ્ય,
ઊંડી ઊંડી કે પયગામવાહી કુંજો સજેલું.

તારાં ભમી ગીત રહો વિહંગ શાં રંગોની પાંખે
ઉરના સમુદ્રની ઘુમરી પરે હા.
દે દષ્ટિનું દાન તવ અગ્નિ-શબ્દથી
તે દેવને જોઉ અંતસ્થ અંધ.

હે મૌનની દેવી, વિશાળતા તું લેજે રચી હા
તારો સુણંતું સ્વર સ્થૈર્ય જે હા અણતાગ તેમાં,
આત્મા તણાં વ્યોમ વિશાળ મૂકમાં તું જાગ
તારા શકિત તણા જ્યાં ગરુડો જ્વલંતા અને મુદંતા,

બુઝાવી દે આ મનને અને એની મીણબત્તી–જ્યોતો,
જલાવ, હા સૂર્ય એવા જલાવ ન કદી બુઝાતા.

પુકાર દૈવી દ્યુતિ-તારકોના મુજ કર્ણ આવો
અને મળો રૂપ દેવો તણાં હા મુજ નગ્ન ચક્ષુને.

એ નાનકો જીવન-દેવ દુ:ખી વસંત ભીતરે,
ઉશેટી દો તે નિજ ગુંઠનોને સ્થિર આત્મ-અંગથી,
ઉશેટી દો વ્યાઘ્ર-ચટાપટાઓ નિજ પુણ્ય-પાપના,
ઉશેટી દો એ ઝળકાટ-ઝંકાર નિજ દુ:ખ-દર્દો.
સંધું કરો શાંત, સંધું કરો મુક્ત.
મારા હિયાના ધબકાર માપો પ્રભુ તણાં એ પગલાં,
પધારે એ જ્યારે એની અતીતકાલીન અનંતતાથી,
નિજ ધામ બાંધવા અગ્નિ-જવલંતું મુજ સ્પન્દનોની મહા મુદ્રામાં.

વણી લિયો હા મુજ જીવનેથી એના દિનો કેરું સુકાવ્ય,
એની ઉષાઓ સુપવિત્ર શાંત, થકિત તણા ને મધ્યાહ્ન એના.
મારાં બનો કર્મ સુપંથ એના રથ-વેગ કાજે,
મારા વિચારો મહીં અશ્વ એના મહાન કેરા પદ-ડાબલા ધ્વનો !



☐ રવીન્દ્રનાથ ટાગોર

અન્તર મમ વિકસિત કરો અન્તરતર હે !
નિર્મલ કરો, ઉજ્જવળ કરો, સુન્દર કરો હે.
જાગ્રત કરો, ઉદ્યત કરો, નિર્ભય કરો હે,
મંગલ કરો, નિરલસ નિ:સંશય કરો હે.
યુક્ત કરો હે સબાર સંગે, મુક્ત કરો હે બંધ,
સંચાર કરો સકલ કર્મે શાન્ત તોમાર છંદ.
ચરણ-પદ્મે મમ ચિત્ત નિષ્પંદિત કરો હે,
નંદિત કરો, નંદિત કરો, નંદિત કરો હે.

## એક કાવ્ય □ ભાનુપ્રસાદ પંડયા

આ તે દક્ષિણ કરની હથેળી કે ગુલાબ?–
તેની સુગંધે સુગંધે
ગોરજ છંટાતી સાંજે નદીપટમાં
આળસ મરડીને ઊભું થતું હતું
રેતીના કૂબાઓનું ગામ:
જ્યાં વસતિ માત્ર પરીઓની હતી
ને ટોડલે ટોડલે કૌતુકના દીવા બળતા હતા!
આ તે દક્ષિણ કરની હથેળી કે કમળ?–
જે ઊઘડતાં જ ઊડયા હતા
અચાનક ભ્રમર
'હરેક ફૂલના સ્વામી થવાય'
એવો સંકેત લૈ
વાણી અને અર્થની જેમ સંપૃકત
ગુંજન અને ઉડાન
ગંધના મારગવિહોણા મારગે
ધસ્યે જાય - ધસ્યે જ જાય!
આ તે દક્ષિણ કરની હથેળી છે કે હાથલિયો થુવેર?
જાણે કોઈ તોતિંગ કિલ્લાનું
તૂટી પડેલું ખીલાવાળું દ્વાર!
અહીં કામનાઓ જૌહર કરી રહી છે!
કેસરિયાં કરી રહેલા મુઠ્ઠીભર
વર્ષોના બખ્તરિયા વીર
હવે ઝાઝું ટકે તેમ લાગતું નથી!

## ગઝલ □ પ્રાણજીવન મહેતા

આંખોમાં રણ હવે ઓગળે છે.
છાતીમાં સૂરજ સમું બળે છે.

ઘરની બહાર નીકળું જરી જો;
રસ્તે જતાં વા-વંટોળ મળે છે.

દુઃખી થવાની શકયતા ના રહી –
– બજારમાં સુખ પણ સસ્તું મળે છે.

ડૂબવા ચહું અતિ ઊંડાણે હું –
– તો દરિયો છીછરો નીકળે છે.

હવે ચોતરફ અંધાર ઘૂઘવે –
આ હોવાની ઈચ્છા કયાં ફળે છે?

## સ્વ. માર્ટીન લ્યૂથર કિંગના અવસાન સમયે ☐ પીયૂષ પારાશર્ય

તમારા મૃત્યુ પર
શોક પ્રશસ્તિનાં કાવ્યો રચવા
અધીરા બની રહ્યા હતા અમારા હાથ
ને આજકાલ કરતાં તો કેટલા યે દિવસો વીતી ગયા
ભય હતો અમને કે
કલમની શાહી કદાચ સુકાઈ જશે તો ...?

હજુ તો કેનેડીના મૃત્યુના ખબરની શાહી
કાગળ પરથી સુકાઈ નથી ત્યાં જ
અમને તમારા મૃત્યુથી
અમારી સ્વભાવગત પ્રવૃત્તિ મળી ગઈ
ને હવે રચશું શકય એટલાં શોકનાં કાવ્યો

ને તેની પણ શાહી સુકાઈ નહીં હોય
ત્યાં જ ફરી ...
ના, અમારી પ્રવૃત્તિ કદી યે બંધ પડવાની નથી.



## તરસબાઈનું ગીત ☐ ભાનુપ્રસાદ પંડયા

તમે વડાં – વૈશાખનાં દીકરી, તરસબાઈ!
ગયાં બપ્પોરી ગોખથી નીસરી, તરસબાઈ!
ઓવારાના નિસાસાની ઝાળ લૈ, તરસબાઈ!
કિયાં ચાલ્યાં વંટોળની ફાળ થૈ, તરસબાઈ!
કયાંક ખોવાણી પાણીની પોઠ હો, તરસબાઈ!
એને ગોતે છે આંધળા આ હોઠ હો, તરસબાઈ!
ભરી મોરલાંના બોલતણી ખોઈ રે, તરસબાઈ!
તમે દિશા દખ્ખણની જોઈ રે, તરસબાઈ!
જશો ગાતાં જો મારગમાં માઢ રે, તરસબાઈ!
મળે સંતાયો કયાંકથી અષાઢ રે, તરસબાઈ!

## એક કણબીનું મનામણાંગીત ☐ મનોહર ત્રિવેદી

અદ્દલ કણબણ્ય બદ્દલ કણબણ્ય
કણબણ્ય શ્વાસનો છોડવો રે મારી અદ્દલ કણબણ્ય.
કયો તો રે કણબણ્ય કાંબિયું મંગાવી દઉં
કાંબિયુંમાં ગીત કોતરાવી દઉં રે મારી કણબણ્ય.
અદ્દલ કણબણ્ય બદ્દલ કણબણ્ય
કાંબિયુંની વાત સે માન ગઈ છે મારી કણબણ્ય.

કયો તો રે કણબણ્ય કમખો મંગાવી દઉં
કમખામાં મોર બે ટંકાવી દઉં રે મારી કણબણ્ય.
અદ્દલ કણબણ્ય બદ્દલ કણબણ્ય
કમખાની વાત સે માન ગઈ રે મારી કણબણ્ય.

કયો તો રે કણબણ્ય ત્રાજવાં ત્રોફાવી દઉં
ત્રાજવડે નામ આળેખાવી દઉં રે મારી કણબણ્ય.
અદ્દલ કણબણ્ય બદ્દલ કણબણ્ય
ત્રાજવાંની વાત સે માન ગઈ રે મારી કણબણ્ય.

કયો તો રે કણબણ્ય તક્તો મંગાવી દઉં
તક્તે ચાંદલિયો છલકાવી દઉં રે મારી કણબણ્ય.
અદ્દલ કણબણ્ય બદ્દલ કણબણ્ય
તક્તાની વાત સે માન ગઈ રે મારી કણબણ્ય.



## ☐ શ્યામ સાધુ

કે નથી હોતું સમયના હાથમાં
માછલી જોયા કરું છું કાચમાં.

એમ લાગે છે સૂરજ ઊંઘી ગયો,
એકલું આકાશ ઊઘડ્યું આંખમાં.

પાંદડાં ખખડે અને ચોંકી પડું,
કેટલાં વૃક્ષો ઊગ્યાં છે યાદમાં!

ધારણાની શેરીએ સીધાં જજો,
શક્યતાનું ઘર હશે ત્યાં પાસમાં.

કાંચળી માફક તમારું શહેર આ,
મારું હોવું તો હવાની વાતમાં!

## સ્મશાને પહોંચીને ☐ મેઘાનંદ ભટ્ટ

સ્મશાન સુધી સૂતો સૂતો લઈ આવનાર સ્વજનોની
સ્નેહાનુકંપાનો સાભાર સ્વીકાર કરું છું.
ગજબનો આળસુ છું હું – થોડો ડરપોક ખરો!
(મારા ઘરમાં છેલ્લો જન્મ્યો'તો હું)
ઊડતાં પંખીઓને જોઈ ઊડવાનું મન થતું નથી મને
તરતાં માછલાંને જોઈ તરવાની ઉત્કંઠા થતી નથી મને
ચાલવાનું કામ પણ નાછૂટકે જ કરું છું હું
એથી જ તો
રોજ રોજ અહીં આવવાનું મન થતું તોય
પાય ઉપડતા નહોતા મારા આટલા દિવસ.
ઊંડે ઊંડે ખાતરીય ખરી કે
મારા સ્વજનો મને અવસ્ય લઈ આવશે અહીં
(સૂતો, સૂતો)
જુઓને કેટલી નિરાંત છે એમના મુખારવિંદ પર.
સુખરૂપ પહોંચાડી દીધો છે એમણે મને
– સ્મશાને.

☐

## બત્તી નીચે ☐ રમેશ પારેખ

કે ભીનું ક્યાં થાય છે બત્તી નીચે?
થાંભલો ઢોળાય છે બત્તી નીચે.

ચોક વચ્ચોવચ્ચ આ ઘટના બને
કે ક્ષણો કચરાય છે બત્તી નીચે

કોઈ અફવા જેમ સૂના શહેરની
શૂન્યતા ફેલાય છે બત્તી નીચે

કઈ સફરનો થાક છે અજવાસને
કેમ પોરો ખાય છે બત્તી નીચે?

## બિન્દુ ☐ ઉમા ઠાકુર

પાણી ઉપર
ભરતી અને ઓટ;
પાણી એનાં એ

## સ્વપ્ન ☐ એન્તોનિન બાર્તુશેક ☐ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

[ચેક કવિતા]

રાતે, પ્રત્યેક રાતે
મારી સ્મૃતિ મહીં સાચવેલી
એક કો' એકાંત જગા –
ની ફરી ફરી લઉં છું હું મુલાકાત
જ્યાં કોઈ ક્યારે વસ્યું નથી
ક્યાંથી વસે –
રસ્તો કો' ત્યાં જતો નથી.

સ્વપ્ન મારું જાગી ઊઠે વારંવાર
ઘવાયેલા વિહંગની જેમ.
શિકારી કો' અણજાણ
ઝાડીની નીચેના અંધકાર મહીં જતાં ને ખોવાતાં પહેલાં
પાઈનનાં વૃક્ષો પરથી હિમને ખંખેરી જતો
ખેતરના શેઢે થઈ
ચાલ્યો જાય વેગે –

☐

## બે સંસ્કૃત કાવ્યો ☐ નટવર જોશી

### સાહસ ☐ શીલા ભટ્ટારિકા

દૂતિ! તું તરુણી,
યુવા ચપલ એ,
અંધાર ઓઢે દિશા.
સંદેશો ય રહસ્યયુક્ત,
વનમાં સંકેતનું સ્થાન
ને
વારંવાર વહી વસંતઋતુનો વાયુ હરે ચિત્તને
જા, તું ક્ષેમસમાગમાર્થ નિપુણે!
રક્ષા તને દેવની!

### સત્ય ☐ ઇન્દુલેખા

કોઈ કહેતું ઉદધિજળમાં સૂર્યનું બિંબ ડૂબે
કોઈ લોકાન્તરગમનની વાત સાચી જ માને
મિથ્યા વાતો, પ્રિય સખી! નહીં તથ્ય એમાં જરીકે
પ્રત્યક્ષે તો પ્રિયવિરહમાં ઝૂરતી કોઈ નારી
તેના ચિત્તે પળ પળ કરી સૂર્યનો ચંડ તાપ
સંક્રામે છે.......................સાન્ધ્ય ટાણે!

## મધ્યમવર્ગી આકાશ ☐ સુરેશ દલાલ

ગઈ કાલનો આથમેલો સૂર્ય
ઘરના હિસાબની ડાયરીમાં
શાહીનું ટપકું થઈને પડ્યો છે

આજનો સૂર્ય
મારા ગજવામાં રૂમાલનું ઓશીકું કરીને
ટૂંટિયું વાળીને પડ્યો છે

આવતી કાલનો સૂર્ય
મહિનાની પહેલી તારીખના પગારના પારાવારમાં
ખાંખોળિયું કરી ન કરી
લૅન્ડલૉર્ડ મોદી દૂધવાળો છાપાવાળો ફી કપડાંલત્તા
અને
કેટલાંયની વચ્ચે
ફેરફુદરડી ફરતો ફરતો
ફરી પાછો
શાહીનું ટપકું થઈને
પડી રહેશે
ઘરના હિસાબની ડાયરીમાં.

## અમથો અમથો ☐ જયંત પાઠક

અમથો અમથો અમે ભલાજી
કર્યો લાડનો લટકો,
આ વગડાને મારગ તમને
ફેરવવાનો ચટકો!
એક ટહૂકો ઉત્તર દશમાં
એક વળી દખ્ખણમાં,
પકડેયે ના એમ તમારા
લાલચીઆ લખ્ખણમાં!
પૂછયા કરો પગલાંને ભલાજી
લૂછયા કરો પરસેવો ભલાજી
પલળી જાશે પટકો!

હવે ઊંડા વગડામાં, પાછા
ફરવાનો ના મોકો;
ડુંગરીઓને કહી દીધું છે:
દેખો ત્યાંથી રોકો:
તમે અમારા બાન ભલાજી
પકડયા કાનોકાન ભલાજી
જવા ન દૈયે હવે
લીધા વણ કોરે વટનો કટકો!

## વીસ વર્ષની છોકરીનું એક કોલાજ ☐ ભગવતીકુમાર શર્મા

ખજૂરાહોનું કૅલેન્ડર ટાંગેલી
દીવાલ પાસેની
રુવાંડાં ખડાં કરતા પવનથી
ઉઘાડબીડ થતી બારીમાંથી
મેં
પીળચટા આકાશના
એક લંબચોરસ ટુકડામાં
બે ઇન્દ્રધનુષ્યોને ફૂંફાડતાં જોયાં;
એક કાળુ, બીજું ગુલાબી,
બંનેના રંગ વારેવારે
એકમેકમાં ભળી જતા હતા.
એની ધારે વળગતી હતી
પારદર્શક મોતીઓની ઝૂલ.

શેરીનો કાબરચીતરો કૂતરો
પૂછડી પટપટાવી
એના આગલા બે પગ વડે
રસ્તાની કિરમજી ધૂળ ઉડાડી
ચારે તરફ જુએ છે;
હવામાં ગંધ છે મંડારાતાં વાદળોની.

સળગી ઊઠેલા ગુલમહોરનો
નારંગી પડછાયો
મારા ઘરની તાજી રંગેલી
પિન્ક દીવાલ સાથે માથું ઘસે છે.

ઇન્દ્રધનુષ્યો હવે
પૂર્વજન્મની સ્મૃતિઓ જેવાં
લગભગ રંગ વિનાનાં
બની ગયાં છે;
જાણે દૃષ્ટિની ક્ષિતિજના છેલ્લા બિન્દુએ પહોંચેલ
કુંજડીની હાર ......
અને એમની ગતિ?–
આ ઇન્દ્રધનુષ્યો છે કે વંટોળ?

શેરીનો કાબચીતરો કૂતરો
જીભ કાઢી જોરથી હાંફે છે.
હું રિસ્ટવૉચના પટ્ટાને લૂઝ કરું છું.

આજે હું નેકલેસ ખરીદવા
બજારમાં જવાની હતી.
શા માટે હાથ લંબાવી
પેલાં પારદર્શક મોતીઓની ઝૂલને જ
મારે ગળે ન વીંટાળી દઉં?

મારા ઘરની
તાજી રંગેલી પિન્ક દીવાલ સાથે
માથું ઘસતો
સળગેલા ગુલમહોરનો
નારંગી પડછાયો
મારા બ્લાઉઝના હૂક્સને
કેમ ઉઘાડી નાખતો નથી–
તડાતડ?

## ખાલી ઘરનું ગીત □ નિરંજન યાજ્ઞિક

શેરીમાં સાંજ બની ખરતા પડછાયામાં અવસાદી ગીત કો'ક ઊગ્યું,
આથમતા અજવાળે ખાલી મકાન તને જોયાના ઝાંઝવામાં ડૂબ્યું!

વાયરામાં રેલાતી બારીની વાત
હવે સાંભળશે અંધારી રાત,
કોણ હવે ઓળખશે અંધારે અંધારે
ભીંત્યુમાં આળખેલ ભાત્ય?
ઉંબરને એવું એવું થાય: મને કાળમીંઢ અંધારું કેમ કરી ઊગ્યું?
આથમતા અજવાસે ખાલી મકાન તને જોયાનાં ઝાંઝવામાં ડૂબ્યું!

ક્યારામાં મૂંઝાતી ગુલમો'રી વાત
હવે પીવા એકાન્તોને કોના?
ભીડેલાં બારણાંમાં કણસે વિજોગ
હવે સાંભળશે પગરવને કોના?
હવે મારગના સંબંધો છોડી મકાન કો'ક આઘેરા દેશ થકી પૂગ્યું,
શેરીમાં સાંજ બની ખરતા પડછાયામાં અવસાદી ગીત કો'ક ઊગ્યું!

□

## જિંદગીનો સાર □ વજ્ર માતરી

જિંદગી મારી કવિતાનું કફન
બંધ કમરાની દીવાલો જેની મૈયત પર રડે,
બારીઓનાં દ્વાર પણ બેબાકળાં થૈ
એકબીજાને ગળે વળગીને હિબકાંઓ ભરે;
છત ઉપર ધ્રૂજે છે જાળાં
કે કોઈના રૂપની ઉજ્જડ લટો!
નિસ્તબ્ધતા
ફટ દઈ તડકી ગયેલું કોઈ મુગ્ધાનું હૃદય
મારું સંવેદન
કોઈ રઝળી પડેલાનું રુદન

ઘર અવાવરુ
ને તિરસ્કૃત છાજલીના
એક ખૂણામાં પડેલાં
જીર્ણ પુસ્તકનાં
ખવાયેલાં અભાગી પૃષ્ઠ જેવી
જિંદગીનો સાર
હું કોના નયનના કાચમાં જોઉં જઈ?

## વરસાદ ભીંજવે ☐ રમેશ પારેખ

આકળવિકળ આંખકાન વરસાદ ભીંજવે
હાલકડોલક ભાનસાન વરસાદ ભીંજવે
ચોમાસું નભ વચ્ચે લથબથ સોળ કળાએ ઊગ્યું રે વરસાદ ભીંજવે
અજવાળું ઝોકાર લોહીની પાંગત સુધી પૂગ્યું રે વરસાદ ભીંજવે

નહીં છાલક નહીં છાંટા રે વરસાદ ભીંજવે
દરિયા ઊભા ફાટયા રે વરસાદ ભીંજવે
ઘરમાંથી તોતિંગ ઓરડા ફાળ મારતા છૂટયા રે વરસાદ ભીંજવે
ધૂળ લવકતા રસ્તા ખળખળ વળાંક ખાતા ખૂટયા રે વરસાદ ભીંજવે

પગના અંતિરયાળપણાને ફળિયામાં ધકકેલો રે વરસાદ ભીંજવે
નેવાં નીચે ભડ ભડ બળતો જીવ પલળવા મેલો રે વરસાદ ભીંજવે

બંધ હોઠમાં સોળ વરસની કન્યા આળસ મરડે રે વરસાદ ભીંજવે
લીલો ધમ્મર નાગ જીવને અનરાધારે કરડે રે વરસાદ ભીંજવે

અહીં આપણે બે અને વરસાદ ભીંજવે
મને ભીંજવે તું તને વરસાદ ભીંજવે

થરથર ભીંજે આંખકાન વરસાદ ભીંજવે
કોને કોનાં ભાનસાન વરસાદ ભીંજવે.

જાણીબૂઝીને અમે અળગાં ચાલ્યાં
ને છતાં પાલવ અડક્યાનો મને વ્હેમ છે,
સાવ રે સફાળા તમે ચોંકી ઊઠ્યા
ને પછી ઠીક થઈ પૂછ્યું કે 'કેમ છે?'

આટલા અબોલા પછી આવો સવાલ
કહો કેમ કરી ઊતરવું પાનું?
મૂંગાં રહીએ તો તમે કારણ માનો, ને
હોઠ ખોલિયે તો બોલવાનું બ્હાનું;
હું તો બોલીશ, છતાં માનશો તમે કે
હજુ દુનિયા આ મારી હેમખેમ છે!

વાયરાથી નળિયાને ફૂટી છે પાંખ
થઈ ચાલતી દીવાલ થકી ઈંટો,
ભર રે ચોમાસે હવે છાપરા વિનાનો
કેમ કોરો રહે સ્મરણોનો ખૂંટો!
દુનિયાની વાત મૂકો, માનશો તમે કે
હજુ આપણી વચાળે જરા પ્રેમ છે!

હરીન્દ્ર દવે

૧૪-૬-૭૧

## ફૂલો ☐ શાંતા શેળકે

[મરાઠી કવિતા]

ક્ષણેક્ષણે કાળી થતી જતી રાત, કાળી મસ
અને મારી બારી નીચે ખીલતાં મોગરાનાં ફૂલ
આ ઘટ્ટ થતું સૂર્યતેજ, પ્રકાશનું નાનકડું અંતર્વર્તી કેન્દ્ર
નિર્મળ શુભ્રતા અંધકારે હૃદયમાં રક્ષી છે.

અચાનક સુવાસ વાતાવરણને ભરતી આવે છે, અર્ધવિસ્મૃત યાદ
સ્વપ્નમાં સ્વપ્ન દેખાય તેવું ઘૂંટાતું ધુમ્મસ –
રાત કાળી થતી જાય છે, શાંતિનો લય વહે છે
ખાલી ખાલી થાય છે, અવકાશમાં ડૂબે છે મન!

કળી શકતી નથી હું મને, બધે જ હું પ્રસરું છું
કે બધું જ મારામાં પૂર્ણપણે ઓતપ્રોત થાય છે?
આવે વખતે જીવ કેવો ભરાઈ આવે છે ગળા લગી
જાણું છું જન્મજાહ્નવીનો સનાતન મૂળસ્રોત.

આ પૂર્ણતા ઢાંકી રાખીને મારી દક્ષ પાંપણમાં
ભીતરના અંધકારમાં ખીલશે મોગરા જેવાં શ્વેત ગીતો.

**મૌન માગું □ પાબ્લો નારુદા □ અનુ.: રાધેશ્યામ શર્મા**

[સ્પેનિશ કવિતા]

શાન્તિમાં છોડીને મને, તેઓ ચાલ્યા.
મારી અનુપસ્થિતિથી હવે તે ટેવાતા ચાલ્યા.

મારાં ચક્ષુ મીંચવાનો છું હું.

જોઈએ માત્ર પાંચ પદાર્થ મારે
પાંચ મનપસંદ નિકપપથ્થર.

એક તો છે સનાતન પ્રેમ.

બીજો છે, પાનખર નિરખવી તે.
વૃક્ષથી ઊડતાં ને પડતાં પર્ણો
વગર મારી હસ્તીનો શો અર્થ?

ત્રીજો છે પ્રતાપી શિયાળો,
ચાહતો અતિશય તે વરસાદ અને
ખરબચડી ઠંડીમાં અગ્નિની હૂંફાળી ઉષ્મા.

ચોથો – ગ્રીષ્મ
તરબુચ જેવો હૃષ્ટપુષ્ટ.

અને પાંચમો – પ્રિયતમ માટિલ્ડા,
તારી આંખો,
તારી આંખો વગર હું નહીં પોઢું
અન્યત્ર ક્યાંય નહિ પણ વસીશ તારી દષ્ટિમાં.
તારાં ચક્ષુ સહીત મને તું અનુસરે
એ રીતે હું વસંતને પ્રયોજીશ.

મારી એપણાનો મિત્રો, છે આ સરવાળો,
આમ કાંઈ નહિ અને આમ સર્વકાંઈ.

હવે તેઓને જવું હોય તો ભલે જાય.

હું એટલું બધું જીવ્યો છું કે કોઈક દિવસ
પરાણે પણ મને તેમણે ભૂલી જવો પડશે,
કાળા પાટિયા પરથી અક્ષરો ભૂંસી દે તેમ.

મારું હૃદય હતું અથાક.
પરંતુ મારી મૌનવાંછનાથી
એમ ના માનતા કે હું મરણશરણ થવાનો છું.
એથી વિપરીત સાચું છે.
એવું બને છે કે હું જીવતો રહેવાનો છું–
છું, અને જીવતો રહીશ.
જોકે, મારી અંદર
ધાન્ય ઊગતું નહીં રહે તો
પ્રકાશને પહોંચવા પૃથ્વીમાંથી
બીજાંકુર નહિ ફૂટે તો
હું ન-હતો થઈ રહીશ;
પણ વાત્સલ્ય વેરતી ધરિત્રી કૃપણ છે
અને મારા અંતરતમ્‌માં હું ય કાળો છું.
એવો હું કૂવો છું જેનાં જળમાં
રાત્રિતારકોને પછવાડે મેલી
એકલી ખેતર અંરોળી આગળ ધપે છે.
આટલું જીવીને હું
આટલું બધું હજુ જીવવા માગું છું
કે કેમ એનો પ્રશ્ન છે.
મારો અવાજ આટલો સ્વચ્છ ક્યારેય નહોતો
કે ચુંબનો ચોડવામાં નહોતો આવો ઉદાર.
સદાસર્વદાની જેમ, હજું વહેલું છે.
સ્થળાંતર કરતો પ્રકાશ છે મધુમક્ષિકાઓનું વૃંદ:
ઘોળા દિવસ સાથે મને એકલો મેલો.
ફરીથી જન્મવા તમારી રજા માગું છું.


## વિપર્યય ☐ રમેશ જાની

અંધકારમાં ઓગળી ગયેલું અજવાળું
તારા મૌનમાં સમાઈ જતા
મારા શબ્દો જેવું
ત્યારે
આછું આછું થરકી રહ્યું હતું.

ત્યારે
આપણા આંગણામાં
બાહુ ફેલાવીને ઊભેલા પેલા વૃક્ષની
સહસ્રાવધિ અંગુલિઓએ
જન્માન્તરોના સંચિત સમા
નીચે ઊતરી આવેલા
આકાશની પીઠને
રોમાંચિત કરી દીધી હશે.

એટલે જ તો
બીજે દિવસે સવારે
એની આકળભીની પાંદડીઓની
ઢળકતી પાંપણે પાંપણે
તારાઓ તરવરી રહ્યા હતા.
એના ફૂલે અને ફળે
આટઆટલા સૂરજ અને ચન્દ્ર
એકસામટા
મરકી રહ્યા હતા!

## વૃદ્ધોનું ઋતુગીત ☐ રમેશ પારેખ

ફળિયું સેવે આગલુફાગલુ વા-બારીમાં જાળાં
બંધ ઓરડા વચ્ચે વેર્યાં ગીતોનાં પરવાળાં
છબી મહીંથી
બહાર નીકળવા તરફડિયાં મારીને
અંતે ચુપ થયેલા એક શખસના ટોળાની
સદ્‌ગતિ થજો, મા અંબા ...

ખલુખલુ અરુપરુ અંધારું બબડે
તોરણની સળીઓમાં
કાળા હોઠ છજાના હલતા
ખંધા ચાર ખૂણાની વચ્ચે
કુંડળકવચ વિનાની સંધ્યા
રૌરવ રામનામમાં ખૂંતે
લથબથ છલકાતી કરચલીઓ નીચે
પલળે ઝીણા ડામ.

લાગલું ફળિયું મૂકે પોક
નમાવી હવસભરેલી ડોક
બારીઓ લપલપ શેરી ચાટે
ખીખી દાંત કાઢતા પરદા
ઝડભડ ચલમ તમાકુ જરદા
ખટખટ ખટાક ખખડે કડું
સાંકળો તમ્મર ખાઈ તૂટી પડે
ફાગણનું ટોળું
ધડાક દેતું કમાડ ખોલી
ઘરમાં સોપટ દોડે
ને બત્રીસલક્ષણી ઇચ્છાઓને સોયઝાટકી તોડે.

જો ને ફળિયું સેવે આગણફાગણ-વા બારીમાં જાળાં
નાભિમાંથી છટકી પડતી ચીસ ગળામાં ખૂંતે
ભેરુ, ઘરના ઘરડે હોઠે ઝૂલે ગીતોનાં પરવાળાં ...

## ટાઈપીસ્ટ છોકરી માટે પંક્તિઓ

☐ જયોર્જ જૉનાસ ☐ જયોતિષ જાની

હું હવે તને લગભગ ઓળખું છું.
તું એટલે તારું નામ
અથવા તારી ત્વચા
કે પછી તારી આંખોની હલચલ ...
તારા ઓષ્ઠની મૃદુ રેખા
એટલે તું
અને તારા વાળની ઊડતી લટો
એ તું જ!
તું એટલે તારો ફોન નંબર
કે પછી તારા અવાજનો કોઈ રંગ
તું એટલે
તારા સ્તનો વચ્ચેનો અવકાશ
અને તારા સમગ્ર હાથની લંબાઈ
તું એટલે તારું સ્મિત,
તારું નેઈલ-પૉલિશ કે તારું સ્કર્ટ
હવે પછી હું તને
વધારે સારી રીતે ઓળખીશ
અને એ પછી—
હુ તને કદાચ
સાવ અપરિચિત હોઈશ!

## હું જ ☐ કિરાત વકીલ

હું જ મરેલું માછલું છું
ને હું જ દમયંતીનો હાથ પણ;
વાદળ સાથે રમતા સાંજના તડકાની જેમ
મારી સાથે રમે પળે પળે મરણ-જીવન, જીવન-મરણ

પોતાના જ ખરેલાં પર્ણોની પાસે
વૃક્ષ ઊભું છે ચુપચાપ;
ક્યારેક એની સુકકી ડાળી પર
પંખી આવીને કરી જાય છે ટહૌકાનો જાપ:

શું સાચું, શું ખોટું, શું પુણ્ય, શું પાપ!

મૂળિયામાંથી અંધકાર પીને
એ તો ઊભું છે ફેલાવીને હાથ
સૂર્યને ઝાલવાનો પ્રયત્ન કરતાં...

જુગારમાં હારીને ભટકતાં નળ-દમયંતીનું વંન
હું જ!

## બે પથારીની વચ્ચે ☐

વિપિન પરીખ

એણે પપ્પા સામે જોયું
ને હસ્યો.
પપ્પાએ આંખ લાલ કરી.
ભવાં ઊંચા કર્યાં
પણ
જરા જેટલું હસ્યા નહીં

એણે મમ્મી સામે જોયું
ને હસ્યો.
મમ્મી જરા પણ હસી નહીં
પણ અચાનક
એની આંખ આંસુથી ઘેરાઈ ગઈ.

એને કશું જ સમજાયું નહીં.

બે પથારી વચ્ચે
એ
એકલો સૂઈ ગયો.

## વાટ □ ગ્રેસ

[ મરાઠી કવિતા ]

તું આવશે એથી જ હું વાટ જોઉં છું
તે પણ આવા દીવાટાણે,
ધૂપના નાદલહરી જેવા
સાંધ્યપ્રકાશમાં ......

મારાં સર્વ કંપનો નાનકડી અંજલિમાં
જમા થાય છે.
આવી વેળાએ રસ્તા તરફ જોતાં, –
પાછળ બાંધીને આખું યે જીવન એક સૂક્ષ્મ

## ખૂબસુરત છોકરીઓ □ જ્હોન નોર્મનટન □ અપૂર્વ ઓઝા

[ બ્રિટિશ કવિતા ]

બેકાબૂપણે મોટરો ચલાવતી પેલી ખૂબસૂરત છોકરીઓ,
કેવળ યાંત્રિકતા પણ તેમના નાજુક સૌન્દર્યને વેગ આપે છે,
ઝડપથી સરકી જતાં ચહેરા પર મને મરણિયા સ્મિતની ઝાંખી થાય છે.

શાથી આટલી આવરીબાવરી થઈ છે છોકરીઓ? શાથી આટલી ઝડપથી
હાંકે છે કે હું તેમને ઘડીક જ જોઈ શકું છું? છોકરીઓ આ
પૂરેપૂરી ઇચ્છવા યોગ્ય છે, હૃદયના અડધાક ધબકારના બદલામાં.

કેવાં તેમનાં નખરાં, કેવા લાલચટક નખ! કેવી તેમની સફાઈ!
જોખમી ઝડપે મોટર હાંકતી જણાય છે આ છોકરીઓ,
છતાં તેઓ વગરવિચારે કશું જ કરતી નથી એટલું તો નક્કી.

તો તમે તૈયાર રહો, તેમનો વહેવાર ઉઘાડો છે.
છોકરીઓ ચળકતી અને ફક્કડ છે
સિગારેટ, પેટ્રોલ કે સાબુની જાહેરખબરો જેવી જ.

પણ અહીં નથી કોઈ ભય, કે નથી કોઈ આશા.
પેલાં બેશરમ સ્મિતો કાળજીથી ચીતરેલાં છે.
આ છોકરીઓ તો એક જાતની ઢીંગલીઓ છે, ઢીંગલીઓ.

બધું જ, પણ બધું જ અહીં નિયોજિત છે.

લકીરમાં તરંગિત થઈને વહે છે જાણે;
જેમ અંધકારમાં પણ સંભળાતું રહે છે દૂરના
ઝરાનું વહન...
હું જોઉં છું ઝાડ તરફ, પહાડ તરફ,
તું આવશે એથી જ આશાતના ચોતરા પર
એક ન હોય એવું કોડિયું પેટાવું છું...

અને મા વિનાના બાળકની જેમ હું મારી
થાણી આંખો, હળવેથી વહેતી મૂકું છું
નદીના પ્રવાહમાં ...!



## અરે.... □ રમેશ પારેખ

અરે, તમે તો સૂરજવંશી કેવું કેવું આવ્યાં...

તમે ધધખતું આવ્યાં
મારા વેણ છલોછલ હોઠ લગી પાતાળ સૂકવી દીધાં
લોચન વચ્ચે ટગર ટગર લૂ જેવી આતુર નજરે તમને અનરાધારે પીધાં

તમે છલકતું આવ્યાં
મારા છાતીના છોબંધ ઓરડા વચ્ચે ગાંડાતૂર
તંગ અવાચક ભીંતસોંસરાં ફરી વળ્યાં રે ફરી વળ્યાં રે ફરી વળ્યાં કૈં પૂર

તમે રણકતું આવ્યાં
મારા દટ્ટણપટ્ટણ થઈ ગયેલાં લોહીજીવના ટીંબે
આળસ મરડી થયાં સજીવન
દંતકથા વંટોળ અરીસો ફળિયું પંખી બીક ટેકરી અમેપણાના બિંબે

અમે તમારું ધખધખવું કૈં અનરાધારે પીધું
અમે તમારું છલકાવું છાતીમાં રોપી લીધું
તમે રણકવું ઢોળી અમને રુંવે રુંવે રણકાવ્યા
અરે, તમે તો સૂરજવંશી કેવું કેવું આવ્યાં....

## હે સત્ય! ☐ ઉસનસ

'તમોને મેં ક્યારે પણ નથી દીઠા, ક્યાંય પણ ના;'
અરે રે, જુઠ્ઠું તો કયમ વદી શકું એટલું બધું?
દીઠા છે પ્રત્યૂષી દ્યુતિકલમપે રેખ મુખની
ખિલાવંતા નિત્યે અલપઝલપે, ના કયમ કહું?
તમો શું હે સત્ય, પ્રિયતમ! મળી આંખ પણ છે;
તમારા રૂપાળા સબહર ચહેરાથી ડરી જે
ભીડયાં દ્વારો પૂંઠે થથરું, કહું: 'જાઓ, પ્રીછું નહીં.'
- મહારી પ્રીતિ ને પ્રિયતમ, પરીક્ષો અશી નહીં.

'અરે ક્યાં છે કોઈ મિલનપથ' એમે કયમ કહું
ઘનાન્ધારી રાતો મહીં પણ મળી છે સુ-પ્રગટ
તમારી સંજ્ઞાએ, 'સઘળું મૂકીને આવ નીકળી
મહારી સંગાથે, અનુસર મને, મેં વરી તને.'

તમારી આ આવી સરલ પ્રીતથી હે પ્રિય, ડરું;
ગૃહિણી છું બાંધ્યા પગની - અશી ખેંચો ન કગરું.

## વરસાદના પહેલા ફોરામાં ☐ જયંત પાઠક

વરસાદના પહેલા પારદર્શક ફોરામાં
– એ જાદુઈ ત્રિકાળદર્શક ગોળામાં –
હું દેખું મારું ગામ, મારી સીમ,
સીમને અડીને ઊભેલો વગડો,
શૈશવની સ્લેટમાં ઘૂંટેલો એકડો ને બગડો;
રાતી રાતી દેવની ગાય
પાદરમાં વિયાય
શમાણાંનાં નાચતાં - કૂદતાં વાછરડાં!
મારી નદીની ઊજળી સાથળમાં
ડ્હોળું ડ્હોળું યૌવન હુમ્મરીએ ચડે
લાંબી ઊંચી પથ્થરની છાટો બૂડે;
પોચા પોચા પ્હાડ બાઢમાં ઑગળે;
માટીની ગંધનો આસવ પીને
ફળિયાનો લીમડો ડોલ્યા કરે:
આકાશનો મોર રહી રહીને
રંગનાં પીછાં ખોલ્યાં કરે;
લીલું લીલું ઘાસ ફૂટે
મારા રોમરોમથી
શૈશવની દૂધિયા વાસ છૂટે;
વીજ ત્રાટકે તાણીને બાંધેલો દોર તૂટે
ને હું
ગામમાં ... સીમમાં ... વગડામાં
હવે ના કોઈ ખૂટે.

